# પેગામબર અશો જરથોશ્તના જનમારાનો એહવાલ.

(અવસ્તા ઉપરથી)



**બનાવનાર—ખરશેદજી રૂશતમજી કામા.**





[illegible]

"રાહનુમાએ માજદયસનાન" સભાની કારોબાર
મંડલીની મંજુરિયાતથી
બીજીવાર પ્રગટ કરનાર



**તેહમુરસ દીનશાજી અંકલેશરીઆ,**

નામદાર મરહુમ સર જમશેદજી જીજીભાઈ જરથોશ્તી મદરેસાના આગલા
લેડી આવાંબાઈ ફેલો તથા એજ મદરેસાના આગલા સંસ્કૃત શિક્ષક.

---

સને ૧૨૬૦ યજદજરદી—સને ૧૮૯૦ ઈસવી.

# દીબાચો બીજી આવૃતિનો.

આએ **પેગામબર અશો જરથોશતના જન્મારાનો એહવાલ** શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ રચેલો, તે ઈસવી સને ૧૮૭૦ માં 'રાહનુમાએ માજદયસનાન' સભાની કારોબાર મંડલીએ છપાવી પ્રગટ કીધો હતો.

એ કેતાબની પેહલી આવૃતિ, આજ ઘણો વખત થયો ખપી જવાથી, અને એ પુસ્તક અવસ્તાના દરેક અભ્યાસીને ઘણુંજ ઉપયોગી હોવાથી, તેમજ સઘલા જરથોશ્તીઓએ અને તેઓની ઉઘરતી ઓલાદે એ વાંચવા અને અભ્યાસ કરવાજોગ હોવાથી,—આએ એની બીજી આવૃતિ પ્રગટ કરવામાં આવી છે.

અવસ્તાનો થોડો ઘણો બી અભ્યાસ કીધેલાઓ, જો આએ પુસ્તક શરૂથી સેવટ સુધી, અભ્યાસ કરવાની રીતે, વાંચશે તો તેઓ પોતાના પેગામબર હજરત જરથોશતનો તમામ એહવાલ—અવસ્તા પ્રમાણે—જાણવા સાથે, અવસ્તાના પોતાના અભ્યાસમાં મોટો વધારો કરી શકશે. એટલુંજ નહી પણ તે સાથે અવસ્તાના જુદા જુદા ભાગોમાં શું શું બીનાઓ આવી છે,—તે વિશેની ઘણી સારી માહેતગારી મેલવી શકશે.

અવસ્તાનો તદન અભ્યાસ નહી કીધેલા એવા જરથોશતીઓ અથવા તેઓના ફરજંદો આએ કીમતી પુસ્તક ધ્યાનથી વાંચવાથી કંઇ થોડો લાભ મેલવશે નહી.

દરેક જરથોશ્તીની ફરજ છે કે, કંઇજ નહી તો, પોતાના મજહબનાં મુલ તત્વો જરૂર જાણવાં જોઇએ, તથા પોતાનાં ફરજંદોને તે વિશેની તાલીમ જરૂર આપવી જોઇએ. તે જાણવાને તથા પોતાનાં ફરજંદોને તેવી કીસમની તાલીમ આપવાને હાલ

સુધીમાં ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થએલાં ધર્મ સંબંધી પુસ્તકોમાં, આએ **પેગામબર અશો જરથોશતના જન્મારાનો એ-હેવાલ** ઘણુંજ કીમતી પુસ્તક છે. એ પુસ્તકમાંથી સઘલાઓ પોતાના ખાલેસ મજહબ વિશેની માહેતગારી તથા એ મજહબ જાહેર કરનાર હજરત અશો જરથોશત જેવો મશહુર પેગામબર કોણ હતો, તે કયારે અને કયાં જનમ્યો હતો, તેણે પોતાનો રાસ્ત અને ખાલેસ મજહબ કયાં અને કયારે જાહેર કીધો હતો, તેના મદદગારો કોણ હતા અને તેની સાંએ થનારા કોણ હતા, તેની ફતેહનો આધાર શા ઉપર હતો, તેણે કોણને માનવાનું અને કોણને નહી માનવાનું ફરમાવેલું છે, તેણે જાહેર કીધેલા મજહબના મુખ્ય કાનુનો તથા શું કરવું અને શું નહી કરવું તે વિશેના હોકમો શું છે અને તે કેવા ખુબી ભરેલા છે, વગેરે વગેરે, ઘણી બાબતોના જોઇતા જરૂરના અને ઘણાજ જાણવા લાયક ખુલાસાઓ સાથેની પુરતી વાકેફી,—ઘણી સરસ રીતે ગોઠવેલા અનુક્રમમાં અને દરેક બાબત વિશેની, અવસ્તાની શહાદત સાથે,—મેલવી શકશે.

એ કેતાબનો ઘણોખરો તમામ ભાગ, એના પ્રથમ બનાવનાર શેઠ ખ. રૂ. કામાજીએ અવસ્તાને આધારેજ રચેલો છે, તેમ કરતાં એમાં અવસ્તાના આખાં દફતરનો ઉપયોગ કીધેલો છે અને તેના સઘલા ભાગો ગાથા, વંદીદાદ, યજશ્ને, વીસ્પરદ તથા યશ્તો—મધેથી પુશકલ દાખલાઓ શહાદતો તરીકે આપેલા છે, જે અવસ્તાના અભ્યાસીઓને, તેઓના અભ્યાસમાં બેશક, ઘણા ઉપયોગી થઇ પડે એવા છે.

પેહલી આવૃતિમાં, એના બનાવનાર શેઠ ખ. રૂ. કામાજીએ, એ પુસ્તકની શરૂથી તે સેવટ સુધીમાં, ૧ થી તે ૪૧૭ સુધીના ચહડ ઉતર આંકો મુકીને જે નોટો એ પુસ્તકની સેવટે, સઘલી સાંમટી, પેહલાં અવસ્તાના ફકરાઓ અને તેની નીચે તે દરેક શહાદતના ફકરાનો અર્થ આપવા સાથે, આપેલી છે, તે આએ બીજી આવૃતિમાં, જે સફા ઉપર તે નોટ આવેલી છે તેજ સફાની

નીચે, પેહલીજ આવૃતિના ચહડ ઉતર આંકો મુજબ, આપવામાં આવી છે કે જેથી વાંચનારાઓને તુરતજ નીચે વાંચવાને સવલ પડે. અવસ્તાના અસલ ફકરાઓ આએ બીજી આવૃતિમાંથી, લંબાણ નહી થવાની મતલબથી, કાહડી નાંખી ફક્ટ તેમનો તરજુમો આપવામાં આવ્યો છે.

આએ બીજી આવૃતિમાં અવસ્તાના ઘણાખરા ફકરાઓનો તરજુમો શબ્દસઃ એટલે બોલેબોલનો છુટો કરવાની મતલબથી, બીજીવાર પ્રગટ કરનારની તરફથી, ફરીથી કરવામાં આવેલો છે. અને તેમ કરવાથી અસલ ગ્રંથકર્તાએ, તે ફકરા ઉપરથી ઉઠા-ડેલી મતલબમાં કશો તફાવત થતો નથી. કેટલાએક અવસ્તાના ફકરાઓનો તરજુમો, જ્યાં તે ફેરવવાની જરૂર જણાઈ છે ત્યાંજ, મારા વિચાર પ્રમાણે તે ફેરવીને આગલાથી જુદો તરજુમો મેં કીધો છે. અને કેટલીએક જગોએ જ્યાં જરૂર જણાઇચ ત્યાં મારી તરફથી જુદી નોટો આપવામાં આવી છે.—એ પુસ્તકની અસલ એબારતમાં જ્યાં જરૂર જણાઇચ ત્યાંજ સેહેજસાજ ફેરફાર કરવામાં આવ્યો છે. સફે ૧૩૯ મે યજશ્નેના ૪૩ માં હાના છેલ્લા ભાગનો જે સાર આપવામાં આવ્યો છે તે મારી તરફથી આપેલો છે અને તેમ કરતાં એ સારની ઉપરના ફકરાનાં અસલ લખાણમાં સેહેજ ફેરફાર કરવો પડચો છે.

આ કેતાબને સફે ૨૮૬ મે તથા બીજી જગોએ, 'અઇ-બાદગારે જરીરાન' નામની પેહલવી કેતાબમાંથી જે નોટો આપી છે તે કેતાબ દસ્તુર ડાકટર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પ આસાનાની છે. એ દસ્તુરજી પોતાની કીમતી કેતાબો હમેશા મને વાપડવા આપે છે તેમજ આએ કેતાબ બી મને વાપડવા આપી હતી માટે આએ જોગવાઇએ તેવણ સાહેબનો ઉપકાર માનું છું.

રોજ ૨૩ મો માહ ૩ જો<br>શેહનશાહી સને ૧૨૬૦<br>યજદજરદી તારીખ ૮ મી<br>દીસેંબર સને ૧૮૯૦ ઇસવી.

તેહમુરસ દીનશાહજી અંકલેશરીઆ.

# દીબાચો પેહેલી આવૃતિનો.

શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ ઇસિવી સને ૧૮૯૮ ના એપરેલ તથા મેએ મહીનામાં "રાહનુમાએ માજદયસનાન" સભાના સંબંધમાં "પેગમબર અશો જરથોશતના જનમારાનો એહવાલ—અવસ્તા પ્રમાણે" એ બાબત ઉપર ચાર કીમતી ભાશાણો મુંબઇ મધે ફરાંમજી કાવશજી ઇનસટીટીયુટનાં દેવાનખાનામાં જરથોશતીઓની ભેગી મલેલી મીજલસની આગલ કહી સંભલાવ્યાં હતાં. એ ભાશાણો આગમચથી લખી કાહાડયા વગર મોહોડેથી કરવામાં આવીઆં હતાં, પણ તે ઘણાં કીમતી અને જરથોશતી મજહબને લગતા એલમના પુરતા અભ્યાસથી ભરેલાં માલુમ પડવાથી "રાહનુમાએ માજદયસનાન" સભાની કારોબાર મંડલીની ખાહેશથી પેગમબર હજરત જરથોશતના જનમારાના એહેવાલનું આ દફતર શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ બનાવ્યું છે, અને "રાહનુમાએ માજદયસનાન" સભાએ પોતાની વીશ વરશની હઇઆતીમાં પોતાના ટોલાના લોકોના ફાએદા સંબંધી મકસદ રાખીને અત્યાર સુધીમાં જે કાંઇ પુસતકો અથવા ચોપાન્યાં પ્રસીધ કીધાં છે તે સરવેમાં વધારે કીમતી અને એ સભાએ મગરૂર રેહેવા જોગ, અસલ શોધથીભરેલું આએ દફતર એ સભાની કારોબાર મંડલી જરથોશતી આલમને આ જોગવાઇએ અરપણ કરેછે.

આએ પુસતક મધેની સઘલી શોધો તથા વીચારોનો જોખમ ગ્રંથકરતાએ પોતાને માંથે રાખ્યો છે, તે વીશે "રાહનુમાએ માજદયસનાન" સભાની કારોબાર મંડલી પોતાની તરફથી એટલુંજ જણાવવાનું જરૂર ધારેછે કે આએ કેતાબ બનાવતાં જે જુદી જુદી ભાશાનાં દફતરોનો શહાદતો કામે લગાડવામાં આવી છે તે શહાદતોને જેમ તવારીખની કેતાબો માંહેલી દલીલો હરએક ગ્રંથકરતા પોતાને કામે લગાડે છે તેજ કીસમની વાંચનારા સાહેબોએ સમજવી. જેમકે આ કેતાબમાં પેહલવી ભાશાનાં ઘણાંએક

પુસતકો મધેની દલીલો ગ્રંથકરતાએ ઉપયોગમાં લીધેલી જોવામાં આવશે, પણ એ દલીલો લેતાં જુનાં તવારીખનાં પુસતકો ઉપરાંત ગ્રંથકરતાએ તેઓને વધારે વજન આપ્યું હોએ, ઇઆને એ પુસતકોને ધરમ પુસતકોની માફકનાં ગણ્યાં હોએ, એવું કોઈ સાહેબે સમજવું નહી. અવસ્તાનાં પુસતકોનો કેટલોએક ભાગ જે પેગામબર સાહેબ હજરત જરથોશતના જમાનાની પછી બનેલો વીદવાનોની શોધથી આજે માલુમ પડયો છે તેને તથા જરથોશ્તી મજહબને લગતી ફારસી ભાશાની તમામ કેતાબોને પણ એ વીચાર લાગુ પડેછે. ધરમને લગતી બાબતનાં એક પુસતક મધેથી કાંઇ દલીલ કામે લગાડી હોએ તો કેટલાએક લોકો ભુલથી એવું સમજેછે કે તે કેતાબોને જરથોશ્તીઓનાં ખુદ ધરમ પુસતકો તરીકે કબુલ રાખ્યામાં આવી છે, એવી બાબતમાં ગેરસમજુતી નહી થાએ તેટલા માટે આ રીતે આ કેતાબ બાહેર પાડતી વખતે ખુલાસો કરવાની જરૂર લાગેછે.

આએ કેતાબને સફે **૨૭૫** થી તે સેવટ સુધીનો ભાગ સાધારણ વાંચનારાઓને ઝાઝો ઉપયોગનો દીસશે નહી. આ કેતાબ મધે આવેલા અવસ્તાના દાખલા જે ચહડતા આંક પાડીને આપેલા છે તેના અસલ અવસ્તાના ફકરાઓ ગુજરાતી તરજુમા તથા શરેહ સાથે એ પાછલા ભાગ મધે દાખલ કીધાછે. એ તરજુમા તથા શરેહ તૈયાર કરતાં ગ્રંથકરતાને અતીશે મેહનત પડીછે તથા પોતાનો ઘણો વખત કામે લગાડવો પડયો છે, પણ એ ભાગ વીદયા અભ્યાસીઓને ઘણો ઉપયોગી થઇ પડશે, અને "રાહનુમાએ માજદયસનાન" સભાની કારોબાર મંડલી ખાતરીથી જાણેછે કે તેવા ઉપયોગથી આ કેતાબનો બનાવનાર પોતાની મેહનતનો બદલો પુરતો મલી ચુકેલો સમજે છે.

રોજ ૫ મો, માહ ૬ ઠો શેહનશાહી, માહ ૭ મો કદમી સને ૧૨૩૯ યજદજરદી; તારીખ ૨૩મી ફેબરવારી ૧૮૭૦ ઈસવી.

**જમશેદજી ભીમજીભાઇ અપુ,**

"રાહનુમાએ માજદયસનાન" સભાનો સેકરેટરી.

# સાંકલીઉ.

પાનું.

## બાબ ૪ થો.

પાનું.

### જરથોશ્ત હોરમજદનો પસંદ કીધેલો પેગંમબર હતો.

## બાબ ૬ ઠો.

પાનું.

## બાબ ૭ મો.

---

# પેગામબર અશો જરથોશતના જનમારાનો એહવાલ.



[illegible]
[illegible]
[illegible]

# પેગંમબર અશો જરથોશતના જનમારાનો એહવાલ.

(અવસ્તા પ્રમાણે.)

---

بنام ایزد بخشاینده بخشایشگر مهربان

𐬎𐬱𐬙𐬀-𐬥𐬋 . 𐬰𐬁𐬙𐬋 . 𐬁𐬚𐬭𐬀𐬎𐬎𐬀 . 𐬫𐬋 . 𐬯𐬞𐬌𐬙𐬁𐬨𐬋 .

𐬰𐬀𐬭𐬀𐬚𐬎𐬱𐬙𐬭𐬋 .

[ફરવરદીન યશત ફકરો ૯૪ મો.]

ઉશતા-નો જાતો આથ્રવ યો સ્પિતામો જરથુશ્ત્રો.

**અર્થ.**

શુકરાના ! આપણે વાસતે એક આથોરનાન પેદા પડયો છે જે સ્પિતમાન જરથોસ્ત છે.

**શરેહ.**

શુકરાના ! દાદાર અહુરમજદનાં, આપણા મોટાં ભાયગ ! કે આપણ ગુનેહગાર બંદાઓની સાચી રાહનુમાઈ કરવાને વાસતે, એક આથોરનાન પેદા પડયો છે કે જેનું નામ અશો સ્પિતમાન જરથોસ્ત છે.

---

પેગંમબર અશો જરથોશ્ત કદીમ જમાનામાં ઈરાંન સરજમીન ઉપર થઇ ગયો છે. તેનાં મજહબ પ્રમાણે ચાલનારા આજે ઘણાજ થોડા ઈરાંન મધે, જ્યાંથી તેનો ધર્મ પેહલાં

જારી થએલો હતો ત્યાં બાકી રહેલા છે. ઇરાન દેશ ઉપર મુસલમાન લોકોનું રાજ થવાથી, ત્યાંના સર્વે રેહવાસીઓ જેઓ, એ માંઠો બનાવ બનવા સુધી જરથોશ્ત પેગંમબરની ભલી દીન ઉપર એકીન રાખી ચાલતા હતા, તેઓને રાજદરબારી જુલમથી પોતાનો ભલો ધર્મ તજવો પડ્યો હતો. એ સબબથી ઇરાનના ઘણા ખરા જરથોશ્તીઓ મુસલમાંન થઈ ગયા, જેઓની ઓલાદના લોકો આજે ઇરાનમાં મુસલમાન ધર્મ પાલનારા તરીકે વસે છે. ઇરાનનો હાલનો લગભગ દરેક મુસલમાન જાણે છે કે તેના વડવાઓ, કેટલીએક પેહડીઓ ઉપર ચહડતાં, જરથોશ્તી ધર્મ પાલતા હતા. એટલા બધા જરથોશ્તીઓએ પોતાનો મજહબ છોડ્યા છતાંબી જરથોશ્તીઓનો ઇરાનમાંથી છેક તદનજ નાશ થયો નથી. જરથોશ્તીઓની એક ઘણીજ નાંધલી સંખ્યા, આજની ઘડી સુધી પોતાનો અસલી ધર્મ છોડ્યા વગર, યજદ તથા કેરમાનમાં તથા આસપાસના નાંધલાં ગાંમડાંઓમાં વસે છે. તેઓની સંખ્યા આસરે ૫૦૦૦ મરદ ઓરત તથા બચાંઓની અટકલાએ છે. વલી મુસલમાન લોકોની પેહલી ફતેહનાંજ વખતમાં, કેટલાએક જરથોશ્તીઓએ, પોતાના નેઆગાંનોની અસલી ભલી દીન છોડવાને રાજી થવા આગમચ, પોતાનો દેશ, જાગીર તથા માલમતા, છોડવાને બેહતર ધારી, પોતાનું અસલી પિયારૂ વતન ઇરાન તજીને, ઘણા દુરના અને અંજાણા હિંદુસ્તાનના પશ્ચિમ કીનારા ઉપર, ઉતારો લીધો. તે નાંધલી પણ હીમતવાન અને દીનદાર ટોલીનો વસીલો, આજ દીને પશ્ચિમ હિંદુસ્તાનના ઉદ્યોગી અને હાતમ દેલના પારસીઓ કેહવાએ છે. એઓની સંખ્યા ઘણામાં ઘણી મરદ ઓરત તથા બચાંઓ મલીને આસરે એક લાખની થઇ શકે એવો શુમાર કાહાડ્યામાં આવ્યો છે.

જે પેગંમબરની દીન પાલનારાઓમાં એક જમાનામાં લખો માણસો ગણાતાં હતાં, જે પેગંમબરની દીન એક જમાનામાં આ પરૂથવીના મોટા ભાગ ઉપર ફેલાઇ ગઈ હતી, તે પેગંમ-

બરના મુબારક નામને ઇઆદ કરનારા આજે મુઠીભર લોકો રહી ગયાછે અને તેઓ ઇરાન તથા હિંદુસ્તાનનાં નાંધલાં ખુના-ઓમાં, બેમાલુમ રીતે પોતાનો ધર્મ જાલવી રાખી પોતાનો ભવ કાહડે છે.

એવી રીતનો ફેરફાર આએ દુન્યાની સપાટી ઉપર જરથોશતીઓની જાહોજલાલી તથા હાલતમાં, જમાનાની ગરદેશથી થયો છે. એક વખતે તેઓએ, પોતાના જમાનામાં વખણાએલી દુન્યાને તાબે કરી પોતાના સ્વાધીનમાં લેઈ મેલી હતી, આજે તેઓ દુન્યાનાં આજના જમાનામાં વખણાએલા હાકેમોનાં તાબે-દાર થઇ પડ્યા છે. એવો મોટો ફેરફાર થવા છતાં, જેઓ જમાનાની ગરદેશનાં દાબી તથા કચડી નાખનારા આંટાઓનાં પેંચમાંથી, આજે બચી ગયલા જીવતા રહ્યાછે, તેઓ હજુર પોતાનાં બાપ દાદાનો અસલી ધર્મ દેલોજાનથી માને છે અને તે ધર્મ લાવનાર અશો જરથોશતને પોતાનાં બરહક પેગંમબર તરીકે કબુલ રાખે છે.

એ અશો પેગંબરની કેફીઅતથી વાકેફ થવું, એ ગોયા જરથોશ્તી દીનની ઉત્પત્તીની કેફીઅતથી વાકેફ થવા બરાબર છે, વાસતે એ બાબતમાં કોઇબી જરથોશ્તી ખુશીથી અંજાણપણામાં રેહવાને પસંદ કરશે નહી. અસલી દીનદાર જરથોશ્તીઓનાં હ-મણાનાં જમાનાનાં નબીરાઓ, સારે ભાયગે, જો દેલોજાનથી ખરા જરથોશ્તી તરીકે હજુર સુધી રહેલા છે, તો તેનું કારણ જ-રથોશ્તી ધર્મની તેઓની વાકેફગારીમાં સોધવું નહી જોઇએ પણ જરથોશ્તી દીન ઉપર કુદરતી રીતે તેઓનાં પોતાનાં દેલનો ચાહ તથા લોહી દોડે છે તેમાં તેઓના એતેકાદનું કારણ છે. માંઠા ભાયગે જરથોશ્તી દીનની પુરતી વાકેફગારી મેલવવામાં તેઓથી પુરતી રીતે બની શક્યું નથી. આજ લાંબી મુદત થઇ તેઓ જુદી જુદી કોમના જુદા જુદા જુદદીન હાકેમોનાં તાબામાં દબાએલા તથા ચંપાએલા રહ્યાથી તથા તેઓની દુન્યાદારી હાલત, હિંદુસ્તા-

નમાં પગલું મેલ્યા પછી છેક હમણા હમણા સુધી, ઘણી સારી નહી હોવાથી તેઓની ઉપર દુન્યાની જંજાલી એટલી બધી આવી પડતી હતી કે તેઓથી દેલ તથા ચીત લગાડીને પોતાનાં ધર્મની વાકેફી મેલવવાને આજ થોડાં વરશોની આગમચ સુધી બની શકતું નહી હતું. તેઓ પોતાના આગલા દીનદાર તથા બાહોશ વડવાઓ, જેઓ પોતાનાં ધર્મથી વાકેફ હતા તેઓ જેમ ચાલતા હતા તેમ પોતેબી ચાલે છે, અને તેટલાએજ તેઓ પોતાનો ધર્મ પાલે છે એવું તેઓ ખરાં એકીનથી સમજતા હતા અને તેટલુંજ તેઓ પુરતું ગણતા હતા. એમ કરતાં કરતાં દીન પર દીન પોતાના મજહબની કેતાબો વાંચવાનું છોડી દેવાથી ધર્મની જુસતેજોઇ કરવાની ટેવ તથા ઉલટ તુટી જવાલાગી અને તેને લીધે જુસતેજોઇ કરવાની શકતી પણ તેઓમાંથી કોતાહ થતી ગઇ. એવી અજ્ઞાનપણાની હાલતમાંથી આજ શુમારે ચાલીશ વરશ થયાં, જે દીનથી છાપવાનો સાંચો આપણામાં વપડાવા લાગો તે દીનથી, આપણ બાહેર નીકલવા લાગા છઇએ અને આએ ખુશાલી ભરેલો બનાવ છે કે દીન ઉગત હવે ધર્મની તલાસ તથા તજવીજ કરવા ઉપર આગલ કરતાં વધારે અને વધારે જરથોશતીઓ દેલ લગાડે છે તથા લગડાવે છે.

હાલના જમાનાના જરથોશતીઓ, એટલે કે અશો જરથોશતના ધર્મ ઉપર ચાલનારાઓ, પોતાના પેગમબરનો એહવાલ ઘણો અધુરી રીતે જાણે છે. હિંદુસ્તાનના જરથોશતીઓ, જેઓ "પારસી" એવાં વધારે મશહુર થએલાં નાંમે ઓલખાએ છે તેઓએ હાલમાં ગુજરાતમાં વપડાતી ગુજરાતી ભાશાને પોતાની જબાન કરી મેલી છે. તેઓને પોતાના ધર્મ વીશે માહીતગારી મેલવવાની જે જોગવાઇ મલે છે તે દસ્તુર મોબેદોએ મોહોડેથી કહેલું કાંને શાંભલવાથી, અથવાતો આએ ચાલીશ વરસના અરસામાં છપાએલાં ગુજરાતી પુસ્તકો ઉપરથી છે.

અશો જરથોશતના જનમારાનો એહવાલ, હિંદુસ્તાનના જરથોશતીઓને, ઘણુ કરીને મરહુમ દસ્તુર એદલજી દારા-

બજી સંજાણાએ યજદજરદી સને ૧૨૦૯ માં છપાવેલી **મોનેજાતે જરથોશ્તી** નામની એક ગુજરાતી કેતાબ ઉપરથી જણાએલો છે. એ **મોનેજાતે જરથોશ્તી** મધે બીજી દીનની બાબતો સાથે, જરથોશ્તનો જે એહવાલ આપેલો છે તેનો આધાર ઘણું કરીને દસ્તુર જરથોશ્ત બેહેરાંમના ફારસી બએતમાં બનાવેલાં જરથોશ્તનામાં ઉપરથી છે. દસ્તુર જરતોશત બેહરામનુ ફારસી બએતમાં રચેલું જરતોશતનામું, યજદજરદી સને ૬૪૭ માં બનેલું જણાએ છે, અને એ પુસ્તકનો ગુજરાતી તરજુમો, **દીન કર્દ** નામની પેહલવી કેતાબની પોતાની તરફથી જગે જગે શાહાદત આપીને, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજનાએ કીધેલો યજદજરદી સને ૧૨૩૩ના સાલમાં છપાયો-છે. એ ઉપરાંત કેટલીએક રવાએતોનાં હાથના લખેલા ગુજરાતી તરજુમાઓમાંથી હંઇ તંઇ, કેટલુંએક જરથોશ્તનું બયાન મલી આવે છે, પણ એ રવાએતોથી જરથોશ્તનો એહવાલ જરથોશ્તીઓ જાણે છે એમ ચોકસ કેહવાએ નહી. દબેસ્તાન તથા દસાતીર મધે પણ જરથોશ્તનો થોડોએક એહવાલ આવેલો છે અને તેના પણ તરજુમાઓ ગુજરાતી ભાશામાં થએલા છે. દબેસતાનનો તરજુમો યજદજરદી સને ૧૧૮૫–૧૨૨૨ માં તથા દસાતીરનો તરજુમો યજદજરદી સને ૧૨૧૭ માં થએલો છે. વલી શાહનામાં મધે પણ થોડોએક જરથોશ્તનો એહવાલ આવેલોછે; પણ ઉપલા સરવે એહવાલો કરતાં એ એહવાલ ઘણો ટુક છે. એટલાં પુસ્તકો ગુજરાતી ભાશામાં જરથોશ્તનો એહવાલ જાણવાના બાબમાં આપણી પાશે મોજુદ છે, પણ તે સરવેમાં જરથોશ્ત વીશેનું જ્ઞાન ફેલાવાના બાબમાં, મોનેજાતે જરથોશ્તી નામની કેતાબનો જરથોશ્તીઓમાં વધારે ઉપયોગ કરવામાં આવેલો છે એવું મને લાગે છે.

ફરજાને બેહરાંમની ફારસી જબાનમાં લખેલી શારેસ્તાન નામની એક તવારીખ તથા ફીલસુફીની કેતાબમાં પણ હજરત જરથોશ્તનો થોડોએક એહવાલ છે, પણ તેમાં તેના બનાવનારે

પોતાની તરફથી હકીકત આપવા કરતાં, કેટલાએક મુસલમાન ગ્રંથકારો જેઓ આપરા અશો પેગંમબર ઉપર કેટલાંએક બોહતાન મેલીને જે નાલાયક લખાણ કરી ગયાછે, તેઓની તેવી તકરાર તોડવાના બાબમાં વધારે મેહનત લીધેલી લાગે છે. એ કેતાબનો ગુજરાતી તરજુમો થએલોછે એવું મારા જાણવામાં આવ્યુ છે, પણ તેના કરનારને પુરતી મદદ નહી મલી આવ્યાને લીધે તે હજુર સુધી છપાવી બાહેર પાડવામાં આવ્યો નથી. 'ચંગરગાચ' નામુ ફારસીમાં છે, જે હજુર સુધી મારા જોવામાં નથી આવ્યું, તેમાં 'ચંગરગાચ' (શંકરાચાર્ય) નામના એક બ્રાહ્મણે અશો જરથોશ્ત સાથે તકરાર કીધી હતી, એવું પાછલાં જરથોશ્ત નામાઓમાં લખેછે, તેનુ કેટળુંએક બયાન આવેલું છે.

મુસલમાન ગ્રંથકારોએ જરથોશ્તને વીશે ઘણેએક ઠેકાણે લખેલું છે, પણ અલબતે આએ તો આપણને કસી પ્રકારે અચરત તથા ગુસે થવા વગર ધારવુંજ જોયે કે તેઓના મન તથા કેલવણીની વલાણ જોતાં, તેઓથી જરથોશ્તની ખરી હકીકતો બાહેર પાડવા તરફ અને વગર તાસુબીએ તેની ખુબીઓ દેખાડવા તરફ દેલ લગાડવાને બની શકેજ નહી. "બુરહાને કાતે" તથા "ફરહંગે જેહાંનગીરી" નામની મશહુર ફારસી ફરહંગોમાં જરથોશ્ત બોલના હેઠલ તેનુ કેટલુંએક બયાન આવેલું છે.

પેહલવી કેતાબોમાં પણ કેટલેક ઠેકાણે જરથોશ્તનું બયાન મલેછે. બુનદહેશનનું બયાન મને વધારે ભરૂશા ભરેલું લાગે છે અને તેનો તરજુમો મરહુમ દસ્તુર એદલજી દારાબજી જામાસ્પ આસાનાએ યજદજરદી સને ૧૧૮૯ માં ગુજરાતીમાં કીધો છે. દીનકર્દમાં આવેલી બીનાં દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ, દસ્તુર જરથોશ્ત બેહરામનાં ફારસી જરથોશ્ત નામાનાં ગુજરાતી તરજુમાં સાથે, થોડીએક આપી છે. કેટલીએક પેહલવી રવાએતોમાં કેઠે કેઠે જરથોશ્ત વીશેની કંઇ બીનાં મલે છે.

એ પ્રમાંણે આપણી ગુજરાતી, ફારસી, તથા પેહલવી કે-

તાઓમાં જરથોશ્તનો એહવાલ મલે છે પણ તે સરવે એહવાલો કરતાં સરસ, જોકે ઘણી પ્રકારે અધુરો તોપણ, જેટલો થોડો મલી આવે એટલો થોડોબી, બીજા સર્વે એહવાલો કરતાં વધારે ભરૂશો રાખવા જોગ આપણી સઉથી કદીમ ઈરાની ભાશામાં લખાએલાં પુસ્તકો મધેથી મલે છે. એ સૌથી કદીમ ઈરાની ભાશાને આપણ સાધારણ રીતે અવસ્તા ભાશા કહ્યે છઇએ, તો જોકે બરોબર રીતે અવસ્તા કોઇ ભાશાનું નામ નથી. એ વીશે એર્વદ શેહરીઆરજી દાદાભાઈ ભરૂચાએ **જરથોશતી અભ્યાસનાં** ૮ માં અંકમાં "જરથોશતી ધર્મ પુસ્તકોનાં નામો" એવાં મથાલાં હેઠલની બાબતમાં વીગતે જણાવ્યું છે. એ અવસ્તા ભાશાને જો સૌથી કદીમ કહ્યે છીએ તો, તેમાં જે પુસ્તકો લખાએલાં, તેબી ઘણાં કદીમ હોવાં જોયે, અને જેમ એક પુસ્તક વધારે કદીમ, તેમ તવારીખ લખનારાઓની નજરમાં તેમાંથી કદીમ જમાનાની બીનાં જાણવાને વાસતે, તે પુસ્તક વધારે ભરૂશા ભરેલું અને વધારે ઉપયોગી ગણાએ છે. એટલામાટે અશો જરથોશ્તનાં જનમારાનો એહવાલ જાણવાને ગુજરાતી, ફારસી, પાજંદ તથા પેહલવી પુસ્તકો કરતાં અવસ્તાની પુરાણી ભાશામાં લખાએલાં પુસ્તકો વધારે એતેબાર રાખવા જોગ પોતાની મેલે ઠડી ચુકેછે. વાસતે અશો જરથોશ્તનો હાલસુધી જરથોશ્તીઓ જે એહવાલ જાણે છે, તે કરતાં વધારે ભરૂશા ભરેલો અને ઘણોજ કદીમ એહવાલ તેઓ જાણવા ઈચ્છતા હોયે તો, અવસ્તા મધેથી તે એહવાલ કેવી પ્રકારનો મલે છે તે આપણને શોધવો જોયે, અને તે શોધવાનું કાંમ આએ રેસાલા મધે માંથે લીધેલું છે.

કેહ છે કે અવસ્તા ભાશામાં, અસલ જ્યારે તે ભાશા લોકોમાં સાધારણ રીતે બોલાતી તથા વપડાતી હતી ત્યારે ૨૧ કેતાબો તેમાં લખાઇ હતી, પણ જમાનાનાં હાદેસાઓથી તેમાંની થોડીજ આપણા હાતમાં બચી રહેલીછે. તેઓનાં બે મોટા ભાગ કરવામાં આવેલા છે—

## મોટા અવસ્તા તથા નાંધલા અવસ્તા.

વંદીદાદ સાદે, મોટા અવસ્તામાં ગણાએ છે તેમાં યજશને, વંદીદાદ તથા વીસ્પરદ નામની કેતાબો એકબીજામાં ભેલીને એકઠી કીધી છે અને તેને બીજા બોલોમાં મોટા અવસ્તા કહે છે. અને નીઆએશો યશ્તો, ગેહો, આફરગાંનો ઈત્યાદીને ખુરદેહ યાને નાંધલા અવસ્તા કેહછે. એ બે મોટા ભાગ જે હાલમાં આપણામાં વપડાએલા છે તે દેખાડી આપે છે કે કેટલાએક અવસ્તાને મોટા ઈઆને બુજોર્ગ અને બીજાઓને નાંધલા એટલે આગલા કરતાં ઓછા બુજોર્ગ આપણ સમજીએ છિએ. વલી વંદીદાદ સાદે જે મોટા અવસ્તા ગણાએ છે તેમાં પણ કંઇ ફરક રાખેલો દીશે છે, તેમાં યજશનેનાં પેહેલા હા થી તે ૨૭ માં હા સાથેનાં, ૨૭ હા, વીસ્પરદનાં પેહેલાથી ૧૧ માં કર્દા સુધાંનાં, ૧૧ કર્દાની, સાથે ભેલેલાછે, અને વંદીદાદની પેહેલી પરગરદથી ૨૨ મી પરગરદ સુધાં, ૨૨ પરગરદોની વચે ૨૮ માં હાથી ૫૪ માં હા સુધાનાં, ૨૭ હા, તથા વીસ્પરદનાં ૧૨ માં કર્દાથી ૨૪ માં કર્દા સુધાનાં ૧૩ છેલ્લા કર્દા ભેલેલા છે, અને ત્યાર પછી ૫૫ માં હા થી ૭૨ માં હા સુધાં, ૧૮ હાઓ, ખાલી યજશનેનાંજ આવે છે. એવી રીતે વંદીદાદ સાદેમાં તરણ ભાગ કીધેલા હોએ એવું લાગે છે, તેમાં વંદીદાદને વચમાં નાખેલો છે અને તેની સાથે યજશનેનાં ૨૮ માં હા થી ૫૪ માં હા સુધીનાં, ૨૭ હાઓ, ભેલેલાછે, જે ચોકસ હાઓ યજશનેનાં બીજા હાઓ કરતાં, કાંઈએક જુદી એબારતમાં લખાએલાછે, જેને આપણ ગાથા એબારતને નાંમે ઓલખ્ચે છઇએ.* એવી રીતે તરણ ભાગે ભેલી નાખેલી વંદીદાદ

---

* આ રેસાલામાં આગલ જોઇશું કે મોટા અવસ્તા જુદા જુદા વખતમાં બનેલા છે અને ત્યાં વાપડેલી દલીલથી જે સાબેત કરી શકાએ છે તેને આએ રીતની વંદીદાદ સાદેની વેંહચની એક તરેહનો ટેકો આપે છે, તે ઉપરથી ધારણા થઇ શકેછે કે યજશનેના ૨૮ માં હાથી ૫૪ માં હાને વંદીદાદ સાથે ભેલી નાખ્યા છે તે તેઓનો એકબીજાનો નજ-

સાદે, ચોજ્દાથરગરનાં ભણવામાં આવે છે, પણ શીખનારાઓને માટે મોટા અવસ્તાની દરેક પોથી જેવી કે યજશનેની, વીસ્પરદની તથા વંદીદાદની જુદીજ રાખવામાં આવે છે.

મોટા અવસ્તાનો પેહલવીમાં જે તરજુમો થએલો છે તે વંદીદાદ સાદે જે ભણવામાં આવેછે તેની ગોઠવણ મુજબ નહી પણ જે શીખનારને માટે દરેક પોથી જુદી જુદી રાખવામાં આવી છે, તે ગોઠવણ પ્રમાણેની પોથીઓનો કરવામાં આવેલો છે. એજ ગોઠવણ ઉપર, દરેક કેતાબને છુટી પાડચાથી, શીખનારને તેમજ શીખવનારને તથા શોધનારને તેમજ સમજાવનારને સવલ પડેછે.

હવે એ મોટા અવસ્તાની પોથીઓમાં તથા ખુરદેહ અવસ્તાની પોથીઓમાં જરથોશ્તનો એહવાલ કેથે સેલસેલાબંધ લખેલો મલી આવતો નથી. જરથોશ્તના એહવાલની પોથી જુદીજ આપણામાં કદાચને હશેબી, પણ એટલુંતો ચોકસ છે કે તે આજે આપણી પાશે મોજુદ નથી. આજે જે થોડીએક પોથીએ આપણી પાશે રહીછે તેમાં બીજી બાબતો ઉપર લખતાં હિયાં ત્યાં જરથોશ્ત વીશે ઉડતી અછડતી બીનાઓ લખાએલી છે અને તે ઘણીજ થોડી છે. જો કોઇએ જરથોશ્તનો એહવાલ અવસ્તા ભાશામાં લખીઓ હશે તો તે સેલસેલાબંધ અને વીગતે લખ્યો હશે, પણ ઉપર કહ્યું તેમ કમનસીબે તે આપણી પાશે આજે નથી. ત્યારે નાચારીએ જે ઉડતી અછડતી બીનાઓ હાલની રહેલી કેતાબો મધેથી મલેછે તે પણ ગનીમત ગણીને તેનો ઉપયોગ કરી તેમાંથી મલી આવતી બીનાઓથી વાકેફ થવું જોયે છે.

---

દીકનો જમાનો બતલાવાને વાસતે, તથા યજશ્નનેનો પેહલો ભાગ વીસ્પરદનાં પેહલા ભાગ સાથે ભેલી નાખ્યો છે તે તેઓનો એક બીજાનો નજદીકનો જમાનો બતલાવાને વાસતે હશે, અને ખુરદેહ અવસ્તાનો જમાનો વંદીદાદ સાદેનાં જમાના કરતાં પાછલો હશે વાસતે તેને નાંધલા અવસ્તા કહેલા હશે.

એટલા વાસતે તમાંમ અવસ્તા, નાંધલા કે મોટા, સરવે એક ધ્યાનથી અને એક નાકેથી વાંચવાને મેં શરૂ કીધું અને વાંચતાં જે જે બીનાઓ જરથોશ્તને લગતી, જ્યાંથી અને જેટલી, મલી આવી, ત્યાંથી અને તેટલી, અવસ્તા ભાશામાંજ એક ચોપડી મધે હું ઉતારતો ગયો. એક બીના જરથોશ્તને વીશે છે એવો શક ગયા છતાં તે બીના મને બરોબર સમજ નહી પડી તો તે મેં છોડી દીધીછે. મારો ઇરાદો એવો હતો કે ખુદ અવસ્તા મધેથી, મારી શકતી અને સમજ મુજબ, જેટલું જરથોશ્તના બાબમાં મલી આવે એટલુંજ લેવું. જે ફકરા તથા બાબતો શકમાં રહ્યા હોએ, તે ફકરા તથા બાબતોનો પેહેલવી, સંસ્કૃત, ગુજરાતી, અંગરેજી, ફરેંચ કે જર્મન ભાશામાં તરજુમો કે ખુલાસો કદાચને કીધેલો હોએ અને તે મારા જોવામાં આવ્યો હોએ અને તે તરજુમો કે ખુલાસો મારી સમજણમાં નહી ઉતર્યો હોએ અને મારી પોતાની તરફથીબી હું વધારે ખાતરી ભરેલો તરજુમો તથા ખુલાસો કરી નહી શકયો હોઉં, તેવી બાબતો બીજાઓને આધારે ઉપયોગમાં લેવા કરતાં, આએ જરથોશ્તનામામાં હજુર નહી દાખેલ કરવાને મેં પસંદ કીધું છે. યજશનેના જે હા ૨૮ માંથી ૫૪ માં સુધીના છે અને જેને ગાથાના હા કરી કહ્યે છઇએ તે સમજવા મને અઘડા લાગા છે, તેથી તેમાનો કેટલોએક ભાગ ઉપયોગ કરવામાંથી બાતેલ ગયો છે અને તેજ ભાગ ઘણો ઉપયોગીબી છે, તેથી આએ ઉપજાવેલું જરથોશ્ત નામું, એક અગતના ભાગમાં મારે મનસે અધુરૂં અને ખાંમી ભરેલુ લાગે છે. એક વખતે મારા મનમાં એવો વીચાર ઉત્પન્ન થયો કે એવી રીતે અધુરૂ જરથોશ્તનામું બાહેર પાડવા કરતાં, સબર કરી કોઇ બીજા વખત ઉપર, જ્યારે મારો અભ્યાસ લાંબો વધે ત્યારે, તે બાહેર પાડવું બેહતર છે. પણ અવસ્તાનો જેટલો ભાગ મને સમજ નહી પડયો એટલો ભાગ બાદ કરતાંબી, બીજા સમજ પડેલા અવસ્તા ઉપરથી, જે એહવાલ મેં ઉ-

પજાવી કાહડયો તે ગમે તેવો અધુરો હોવા છતાં, એવા ભરૂશા ભરેલા લખાણ ઉપરથી કાહડેલો દીઠામાં આવ્યો કે, તેવો એહ-વાલ બીજા પાછલા કોઇબી જરથોશ્ત નામા મધે, નહી નજર આવ્યો, તેથી જેટલું થોડું બની આવ્યું તેટલું થોડુંબી ગનીમત ગણી અને હવે પછી કોઇ વખતે એથી વધારે સરસ બનાવવાની ઉમેદ દાદાર અહુરમજદ ઉપર રાખીને હાલ જેટલું મલી આવ્યું છે એટલાનો ઉપયોગ કરવાની ઢીલ કરવામાં મસલેહત તથા દાનાઇ નહી જોઇ. અને તમામ, નાંધેલા કે મોટા અવસ્તાની કેતાબો એક નાંકેથી બીજે નાંકે સુધી વાંચી જઇ, તેમાં જે જે બીનાઓ અશો જરથોશ્તને લગતી દીઠામાં આવી તે, ઉપર જણાવ્યા મુજબ મેં એક ચોપડી ઉપર ઉતારી લીધી. ત્યારબાદ એ સરવે બીનાઓ પકી રીતે ધ્યાનમાં ઉતારી લીધી અને તેમાંથી જરથોશ્તનો એહવાલ સેલ-સેલાબંધ ગોઠવવા શરૂ કીધું.

જેમ એક માણસનો એહવાલ લખતાં, પેહલાં તેના મા બાપની, તેના જનમની, તેની જનમ ભુમીની, તેના જનમના સાલની બીનાઓ પેહલાં જાણવા ઇછીએ અને પછી તેના બચપણની, તેની જવાનીની, તથા તેનાં બુઢાપાની, કેફ્યત તેના વખત પ્રમાણે જાણ્યે, તે મીસાલે જુદેજુદે ઠેકાણેના ફકરાઓને આગલ પાછલ તેના મેહેલ ઉપર મેલીને જરથોશ્તના જનમનો, તેના બાપનો, તેના જનમ શેહરનો, તેના સનેનો, તેની પેગંમબરીનો, તેના શાગેરદાનો, તેના બચ્ચાં છોકરાંઓનો, ઇત્યાદીના એહવાલનું એક ખાલી ખોખું તયાર કીધું અને પછી તે ખોખાંની અંદર સેલસેલો મેલવવા તથા તેનો વીગતે ખોલાસો તથા સમજ આપવા, તે મધે માસ તથા લોહી પુરવા માંડયું. એવી રીતે આએ એહવાલ તયાર કીધો છે. તે ઉપજાવી કાહડવાની કેફ્યત લગાર વીગતે મેં જણાવી-છે, તેનું કારણ એકે આપણા લોકોમાં એવી રીતે એહવાલ ઉપજા-વાનો માહવેરો નથી, તેથી કદાચ અંજાણા લોકોની તરફથી

તરેહવાર રીતના સવાલો ઉત્પન્ન થાએ અને પછવાડેથી તેના જવાબો આપતાં મને ફોકટની મેહનત પડે, વાસતે આગમચ-થીજ મેં પકડેલો મારો મારગ બતલાવ્યો છે કે તેથી વાકેફ થઇ સરવે દાનેશમંદ વાંચનારાઓ મતલબ સહેમજી લીએ.

આએ રેસાલો ખાંમી ભરેલો છે, તે વાત મેં આગલથીજ જણાવેલી છે, પણ તે ઉપરાંત, જે જે જગોએ બીજા આગલા અવસ્તા સમજાવનારાઓ કરતાં કાંઈએક જુદી રીતે મેં અવસ્તાનો તરજુમો કીધો હોએ, અથવા કેટલીએક બાબતોનો મેં આગલા વીચારો તથા હાલમાં ચાલતા વીચારોથી જુદી રીતનો ખુલાસો આપયો હોએ, અને તેમાં વિદ્વાન વાંચનારાઓની નજરમાં મારી ભુલ જણાએ તો, તેઓએ તે ભુલ મારી ઉપર રેહમ કરી દરગુજર કરવી, એટલીજ અરજ હું કરતો નથી, પણ એક વધારે અરજ કરૂં છેઉં, કે તે ભુલ તેઓએ મેહરબાનીની રાહે મને બતલાવવી, કે તેથી એક ભુલેલા રાહદારીને ખરો મારગ દેખાડયાથી જેટલું સવાબ હાંસેલ થાએ છે, તેટલાં સવાબનો હંમબેહરો મેલવવામાં તેઓ શરીક થઇ શકશે. વલી ભુલ, જો બીજાને શુધારવાને વાસ્તે અને તેમાંથી પોતાની કંઈ મતલબ સાંધવાની નેમ રાખ્યા વગર બતલાવવી હોએ તો, તે એવી ઢપે અને એવી ભાશામાં બતલાવવી, કે જેથી ભુલેલા પુરૂષને પોતાનો ભુલ ભરેલો રસતો જોવાને, તેની આંખની તેજી કાંમે લાગી શકે. એટલી અરજ મારા નુકતેચીન સાહેબોને કરીને આએ ખુલાસો ખતમ ખરૂં છેઉં.

---

# જરથોશ્ત નામું.

(અવસ્તા પ્રમાણે.)

[illegible]

દાદાર અહુરમજદનાં નાંમથી.

[illegible]

[illegible]

### અર્થ.

શુકરાના! આપણે વાસતે એક અથોરનાન પેદા પડયો છે જે સ્પિતમાન જરથોસ્ત છે.

### શરેહ.

શુકરાના! દાદાર અહુમજદનાં! આપણા મોટાં ભાયગ! કે આપણ ગુનેહગારોની સાચી રાહતુમાઇ કરવાને વાસતે, એક અથોરનાન પેદા થયો છે કે જેતું નામ અશો સ્પિતમાંન જરથોસ્ત છે.

## બાબ ૧ લો.

### જરથોશ્તની હસ્તી—જરથોશ્ત નામનો અર્થ.

#### ૧. આજના જમાનાની વિદ્યા.

યુરોપમાં હમણા વિદ્યા તથા હુનરનું બલ ઘણું વધી પડયું છે. વિદ્યાની મારફતે આસમાન ઉપરના અનદીઠ સેતારાઓની ગણતરી મુનજ્જમો કરે છે, તેમજ વિદ્યાની મારફતે જમીનની અંદરની વસ્તુઓ ભુશાસ્ત્રીઓથી બરોબર કહી

આપવામાં આવે છે. વિદ્યાની મારફતે કુદરતી બનાવો સેંકડો વરશો આગમચથી વરતી શકાએ છે, વિદ્યાની મારફતે બની ગએલા કુદરતી બનાવોની નોંધો ઉપરથી તેનાં સનેઓ મુકરર કરાઈ શકાએછે. વિદ્યાની મારફતે હેરતમાં નાખે એવા અખ્તરા તથા મોજેજાઓ કરવામાં આવે છે, વિદ્યાની મારફતે બનેલા મોજેજાઓનાં સાદા ખુલાસાઓ કરવામાં આવે છે. વિદ્યાની દુરબીન વડે પુરાણા જમાનાઓની તવારીખો ઉભી થાએ છે, વિદ્યાની બારીકબીન* વડે જુણી કાંહાંણીઓની સચાઈ શોધવામાં આવે છે. એવા વખતમાં લોકો, શાંભલેલું તથા જોએલું વટીક તુરત માની દેતા નથી, પણ તેની સચાઇ તથા હસ્તીની પુછપરછ તથા તલાશ કરવામાં મશગુલ રહે છે. એવા વખતમાં, જુણી હકીકતો તથા તવારીખ ઉપર લોકો, પેહલાં તલાશ કીધા વીનાં, તુરત ભરૂશો મુકી દેતા નથી, એવા વખતમાં, ધર્મ પુસ્તકોને ચુંથી, તેમાંથી ખરૂં ખોટારૂં છુટું પાડ્યા વગર, લોકોને ધીરજ આવતી નથી.

## ૨. જરથોશતની હસ્તી.

એવી કેલવણી પાંમેલા પુરૂશો, પેહલાંતો માત્ર તકરાર કરવા અને પોતાની પકી ખાતરી કરી લેવા, એજ તપાસ કરવા ઈચ્છે છે કે જરથોશતનો એહવાલ વાંચવાની તસદી લેવા આગમચ, અમારે પ્રથમ જાણતું જોયે કે જરથોશ્ત જેવો કોઈ પુરૂશ ખરેખર આએ દુન્યામાં હસ્તી પાંમ્યો હતો કે નહી. તેઓ પુછી શકે કે કદાચને પછવાડેથી, જરથોશત નામનો કોઈ પુરૂશ, લોકોએ પોતાનાં મનનાં ખ્યાલથી ઉભો કરીને, તે ઉપરથી તેનો મજહબ ઉભો કીધો હોએતો? તેઓ તકરારને સર, પેહલાં એજ લાવે કે, અમે કહીએ છઇએ કે જરથોશત જેવો કોઇ પુરૂશ થઇજ નથી ગયો, એતો કોઇ ફલદરૂપ અને ચંચલ મનનાં ઈરાનીએ, પોતાની કલ્પણાથી જરથોશતની કાંહાંણી જોડી કહાડી

---

* સૂક્ષ્મદર્શકયંત્ર ( Microscope)

ઉભી કીધીછે, વાસતે અમે જરથોશતની હસતીજ કબુલ નહી રાખતા. અમે જુણી તવારીખો તથા વાર્તાઓમાં, કેટલાએક માણસોને ખરેખર થઈ ગએલા અંજાણપણામાં આગલ માનતા હતા, તેઓ હવે અમે જોયે છઇએ કે, નવી વિદ્યાના બલે કરીને કલ્પીત અને ખ્યાલી પુરૂશો જણાઇ આવ્યા છે, વાસતે તમારો જરથોશત પણ તેવીજ પ્રકારનો ખ્યાલી પુરૂશ નહી હતો, તેની અમારી ખાતરી પેહલાં કરી આપો.

વાસતે, મબાદા, એવા વીચારનાં કોઇ જવાન પુરૂશો આપણા જરથોશતી ફીરકામાં હોએ, તેવાઓને જરથોશતની હસ્તીની ખાતરી કરી આપવાને વાસતે, તથા બીજા શક શુબેહ ધરાવનારાઓનાં શક દુર કરવાને વાસતે, અને દીન ઉપર એતેકાદ રાખનારાઓનું એકીન વધારે મજબુત કરી આપવાને વાસતે, જરથોશતની હયાતીનો પુરાવો શરૂઆતમાંજ આપવાની જરૂર છે. એક વાર્તા કે તવારીખ, ખરી કે ખોટી, તેની સાબેતી તે વાર્તા કેહનારની આબરૂ તથા તેની કેહવાની રીત ઉપર, તેમજ કેહનારના જમાનાની કહેલી તવારીખના જમાનાની નજદીકી ઉપર આધાર રાખે છે. હવે જરથોશત વીશે કોઇએ વાર્તા કહી હોએ, કે તવારીખ લખી હોએ, તે કોણે, અને કયાં અને કયારે, અને કેવી રીતે કહી છે અથવા લખી છે તે જાણવું જોયે છે. જરથોશતનો એહવાલ જે પાછલાં જરથોશત નામાઓમાં છે તે સરવે હિયાં પડતો મેલું છું, કાંએ કે તે જરથોશત નામાઓ જરથોશત પછી હજારો વરશે લખાએલાં છે, એટલે તેની ઉપર ભરૂશો તથા ખાતરી રાખીને કેહવાઈ નહી શકાએ કે, તેમાં આવેલી બીનાં ખરીજ હોવી જોયે. તે કરતાં કોઇ વધારે પાએદાર અને જરથોશતનાં જમાનાની નજદીકનું લખાંન શોધવું જોયેચ, અને તે અવસ્તા છે.

પેહલુંતો એ બતલાવા માંગુ છેઉં કે જરથોશતનો એહવાલ અવસ્તા ભાશાનાં પુસ્તકોમાં આવેલો છે. એતો કોઇથી નામંજુર

રખાઈ શકાવાનું નથી, કાંએ કે આએ તમાંમ રેસાલોજ, તે ઉપ-રથી રચેલો છે તે આગલ ચાલતાં માલમ પડશે, અને બીજુંતો એ કેહવા માંગું છઉં કે, અવસ્તા ભાશાના પુસ્તકો ઓછામાં ઓછાં ૩૦૦૦ વરશની આગમચ બનેલાં હોવાં જોયે. એ પુસ્તકોની ભાશાજ, તેનું પુરાતનપણું બતલાવે છે, એટલુંજ નહી પણ બીજું એ સાબેત કરેછે કે, એ પુસ્તકોમાં આપણી નજદીકીના જમાનામાં, કોઇએ વધાર ઘટાડ કીધું નથી, કાંએ કે ઇસ્વી સને ૬૦૦ પુર્વે સુધીમાં ઇરાનમાં જે ભાશા વપરાતી હતી, તે અવસ્તા ભાશાથી જુદી હતી, તે કુરૂશ (Cyrus) નામના હખમઇનીઅન વંશના પાદશાહની કોતરાવેલી તખતી ઉપરની ભાશાને, અવસ્તા-ની ભાશા શાથે સરખાવ્યાથી સાબેત થાએ છે. એટલા ઉપરથી એટલુંતો ચોકસ થાએ છે કે, કઇજ નહીતો અવસ્તાના પુસ્તકો ૨૫૦૦ વરશની આગમચનાં હોવાં જોયે. હવે અવસ્તામાં જરથો-શતનો એહવાલ આવેલો છે, અને તેમાં તેને પેગમબર તરીકે ગણેલો છે, તે વીગતે દેખાડી આપવાની આએ રેસાલાની મત-લબ છે. હવે એ ઉપરથી જણાએ છે કે, જરથોશતની હસ્તી પુરવાર કરનારો દસ્તાવેજ, ઓછામાં ઓછો ૨૫૦૦ વરશનો પુરા-ણો છે, વાસતે એ દસ્તાવેજ, જરથોશતના જમાનાની નજદીકીમાં લખાએલો ગણી, તે ઉપર વધારે ભરૂશો રાખવો જોયે છે. જેમ અવસ્તાના વખતના લોકો. તેમજ તેના વખતની પછવાડેના લોકો પણ, જરથોશતની હસ્તી તથા પેગંમબરી માંનતાં હશે, કાંએ કે અવસ્તા પછી બીજી ભાશાઓમાં અને બીજા લોકોની તવારીખમાં પણ, જરથોશત થઇ ગયા વીશે લખાએલું છે. જ્યારે યુનાની લોકોને, ઇરાંનીઓ સાથે વેહવાર પડયો, ત્યારે તેઓએ ઇરાનીઓ વીશે લખતાં જણાવ્યું છે કે, તેઓનો એક પેગમબર જરથોશત નામનો થઇ ગયો છે. હવે એ યુનાનીઓને, ઇરાનીઓ સાથે બોહલો વેહવાર હખમઇનીઅન વંશમાં થયો હતો, તે વખતે યુનાનીઓ એમ સમજતા હતા કે, ઇરાનીઓનો પેગંમબર

જરથોશ્ત, તેઓની દોસતી થઇ, તેની ઘણી લાંબી મુદત આગમચ થઇ ગયો છે.

યુનાનીઓમાંના એકજ લખનારે જરથોશ્ત વીશે લખ્યું નથી, પણ ઘણા લખનારાઓએ લખ્યું છે કે તે ઇરાંનમાં પુરાતન જમાના ઉપર થઇ ગયો છે, વાસતે અવસ્તા ઉપરાંત, એ યુનાની લખનારાઓને આધારેબી જરથોશ્તની હસ્તી ખરી માનવી પડે છે. એ ગ્રીક લખનારાઓના જમાનામાં, જરથોશ્ત એક પેગંમબર તરીકે ઇરાનીઓમાં ગણાતો હતો. વાસતે જરથોશ્ત વીશે અવસ્તા તથા યુનાની લખાંનો ઉપરથી એવું બોલ્લું માલુમ પડે છે કે તેને પેગંબર તરીકે ગણવાનું છેક અવસ્તાના વખતથી શરૂ થયું હતું, અને ગ્રીક લખનારાઓના જમાના સુધી તે બીનાં લોકોમાં મશહુર રહેલી હતી.

હવે સવાલ એ નીકલશે કે, અવસ્તામાં જરથોશ્તને એક પુરૂશ તરીકે ગણ્યો બી હોએ, તોપણ તે ખરેખર હયાતી ભોગવનારો થઇ ગયો હતો, એવું તે ઉપરથી પુરવાર થતું નથી, કાંએકે અવસ્તાનાં જમાનાની આગમચ, તેની કાંહાંણી કોઇએ જોડી કાહડી હોએ અને તે કાંહાંણી માંનતાં માંનતાં અવસ્તાનાં વખતમાં ખરી બીનાં તરીકે ગણાઇ ગઇ હોએ, અને લોકો તેમ માનવા લાગાં હોએ. ઘણી વખતે બને છે કે એક જોડી કાહાડેલી વાત, વખત જતાં, ખરી હોએ એમ માની દેવામાં આવે છે. એનો જવાબ એ છે કે જો અવસતાનાં જમાનાની આગમચ જરથોશ્તની કાંહાંણી નીકલી હોએ તો, તે હીંદુઓ તથા યુનાનીઓનાં પુસ્તકમાંથી મલવી જોઇએ, કાંએકે આગલા વખતમાં હીંદુઓ તથા યુનાનીઓ, ઇરાનમાં આપણા લોકોની સાથે વસતા હતા, પણ તેઓનાં પુસ્તકોમાંથી તો જરથોશ્તની કસી બીનાં માલુમ પડતી નથી. ખરી વાત છે કે, યુનાની ગ્રંથકારોએ, જરથોશ્ત વીશે લખ્યું છે ખરૂં, પણ તે પોતાનાં મુલકની તવારીખમાં નહી, પણ ઇરાનીઓ સાથે વેહવાર પડીઆ પછી ઇરાનની તવારીખ લખતાં, "ઇરાનીઓ કેહ છે કે તેઓમાં જરથોશ્ત નામનો એક પેગંમબર

થઇ ગયો છે,” એવી રીતે તેઓ લખી ગયા છે. એ ઉપરથી દીશે છે કે યુનાનીઓની પોતાની તવારીખ કે કાંહાંણીમાં જરથોશ્તની કસી બીના આવેલી નથી. વાસતે જરથોશ્તની કાંહાંણી હોએ તો તે, અવસ્તાની આગમચની હોવી નહી જોયે. કાંએજે અગર જો તેમ હતે તો, હિંદુઓનાં તથા યુનાનીઓનાં જુણા ધર્મ પુસ્તકોમાંથી તે મલવી જોઈતી હતી, અને જો અવસ્તાના પોતાના વખતની ઉભી થએલી કાંહાંણી હોએ તો, અવસ્તામાં કાંહાંણી તરીકે તેની બીનાં આવવી જોયે, પણ અવસ્તામાં તો આપણ આગલ આએ રેસાલામાં જોઇશું કે જરથોશ્ત કોઇ ખરેખરો પુરૂશ થઇ ગયો હોય એવી તેનાં વીશેની બીનાં મલેછે. વાસતે એ સરવે બીનાઓ ધ્યાનમાં લેતાં, એવુંજ માલુમ પડેછે કે જરથોશ્ત જેવો કોઈ પુરૂશ ખરેખરો થઈ ગયો છે.

જો ખાલી કાંહાંણી હોએ તો, કાંહાંણી ઉપજાવાની કાંઇ મતલબ હોવી જોયે. ખરેખરી કાંહાંણી ઠડવા કોઇ નીતી શીખાડનારી વાર્તા તેની સાથે મલવી જોયે. વલી અસલનાં વખતમાં કુદરતના બનાવોની વાર્તાઓ ગોયા કોઇ થઇ ગએલા માણસોની વાર્તાઓ હોએ એવી રીતે, કરવામાં આવતી હતી. દાખલા તરીકે આજે આપણ નવા વરસની આગલી રાતને વાસતે બોલ્યે છઇએ કે તે રાતે, અઢારસે સડસઠ નામનો, એક બુઢો જઇફ મરી ગયો, અને અઢારસે અડસટ નામનું, એક બાલક તરતજ તે પછી જનમ પામ્યું. આફતાબ ગુજરી ગયો, અને રાતે જનમ લીધો; શીઆલો મરી ગયો, અને વસંત પેદા થઇ. એવી રીતે કુદરતના બનાવોનું બયાન આપતાં, કુદરતના નામો, ગોયા કોઇ હયાતી ધરાવનાર માણસોના નામો હોએ, એવી રીતે વાપડવામાં આવતાં હતાં. એ બે પ્રકારમાંની, એકબી પ્રકારે, જરથોશ્તનો એહવાલ કાંહાંણી તરીકે ગણાઇ શકાતો નથી. તેના નામનો અર્થ, નથી માણસોના કોઇ ખવાસનો થતો, કે નથી કોઇ કુદરતના બનાવનો થતો, પણ જરથોશ્તને જે જમાનામાં બોલ્યે છઇએ, તે જમાનામાં જેમ બીજા માણસોના નામો સા-

ધારણ રીતે અપાતાં હતાં, તેવીજ રીતનું જરથોશતનું નામ પણ અપાયલું હતું, અને તેના નામથી નીતીની કે કુદરતની કોઇબી વાર્તા જોડી કાહાડવામાં આવી નહી હતી. એ પણ એક મોટી દલીલ છે કે જરથોશત જેવો કોઇ આદમી ખરેખર થઇ ગએલો હોવો જોઇએ.

### ૩. "જરથોશત"—એ નામનો અર્થ.

"જરથોશત"નાં નામના જે અર્થો, આપણ લોકો જાણચે છઇએ, તે ફારસી કેતાબો ઉપરથી છે. ફારસી કેતાબવાલાઓ ગોયા એવુંજ સમજ્યા છે કે, ફારસી બોલોના અર્થો ફારસી ઉપરથીજ અપાઇ શકાએ છે. જેમકે 'અ ર દે શી ર' નો અર્થ કોઈ 'આરદ' તથા 'શીર' નો એટલે આટો અને દુધ એવો કરેછે. પણ ફારસી બોલોના અર્થો, તેને મલતા ખુદ અવસ્તાના બોલો ઉપરથી કરવા જોયે છે. જેમકે અંગ્રેજીમાં આવેલા કોઇ બોલનો ખરો અર્થ સમજવા, તે બોલ, લાટીન, ગ્રીક, સેકસન, નૉરમન ઇત્યાદી ભાશાનો હોએ તો, તે ભાશામાં તેનો શું અર્થ થાએછે, તે સમજવાની પેહેલી ફરજ પડેછે, તેમજ ફારસીમાં વપડાતો બોલ, અરબી છે કે અસલ ફારસી છે, તે પેહેલાં જાણી લઇને, પછી અસલ ફારસી હોએ તો, તેનો અર્થ અસલની ભાશામાં કેવો થાએછે, તે શોધવો જોયે છે. પણ એ રીત ફારસી પઢેલાઓમાં ચાલુ નથી. તેઓની પાસે અસલી ઇરાની ભાશાનું જ્ઞાન કમી હોવાને લીધે, અને આગલા વખતના કોઇ કોઇ જરથોશતીઓને, ફારસી, અવસ્તા તથા પેહેલવી વખત પ્રમાણે સારી રીતે આવડતી હોવા છતાં, તે વખતમાં એક ભાશાના બોલને બીજી ભાશાના બોલ સાથે સરખાવાની તબે તથા રીત માલુમ નહી હોવાને લીધે, તે રીતે મુકાબલો કરી જાણવાથી તેઓ બેનસીબ રહ્યા છે. ભાશાઓનો એક બીજા સાથનો મુકાબલો કરવાની જે વિદ્યા તે છેક હમણાં, માત્ર પચાસ વરશ થયાં યુરોપમાં ફેલાઇછે, અને ત્યાંથી અત્રેના જરથોશતી વીદ્યાર્થીઓમાં હમણા હમણા એટલે જે પાંચ સાત વરશ થયાં પસરેછે. તેઓ એટલે કે હાલના જરથોશતી

અભ્યાસીઓ જ્યારે પોતાના વખતમાં ગ્રંથ કર્તાઓ થશે, ત્યારે તેઓ ફારસી બોલોના ખરા અને અસલ અર્થો સમજાવી શકશે, પણ હાલ સુધીમાં ફારસી બોલોના અર્થો જે આગલા ગ્રંથકારો આપી ગયા છે, તે ઉપર અવસ્તા સાથે તે બોલનો મુકાબલો કીધા વીના સઘલો ભરૂશો રાખવો જોઇતો નથી.

હવે "જરથોશ્ત" એ બોલના અર્થો, કેટલાએક મુસલમાન ગ્રંથકારો આપી ગયા છે, તે પડતા મેલીને, શારેસ્તાન કેતાબના બનાવનાર ફરજાને બેહેરામે, જે અર્થો આપ્યા છે, તે નીચે ટાંકી બતલાવું છું. તે લખે છે કે:—

"આઇને આઇન નામની કેતાબમાં લખેલું છે કે, જરથોસ્તનો અર્થ તે, પેહેલાં પેદા કીધેલાને કેહે છે, કારણ કે જરથોસ્ત, પેહેલી અકલની જગોએ હતો, એટલે પેહેલી અકલ રાખનારો હતો, તેથી દુન્યામાં ઈનસાન લોકો તેને એ નામથી બોલતા હતા. અને વલી નફસોના મથકતુંબી એ નામ છે, કારણ તમામ માણસોના તનમાં બોલનારો એક નફસ છે, અને જરથોસ્ત બધા માણસોને શીખવનારો હતો, તેથી એ નામીચાં નામથી, તેનું નામ રાખ્યું હતું. અને વલી બુધ સેતારાના આસમાનની અકલનેબી, જરથોસ્ત કરીને કેહે છે, કારણ કે બુધ સેતારો અકલનો રાખનારો છે, અને જરથોસ્તબી અકલનો મુરબી હતો, તેથી એનું એ મુબારક નામ રાખ્યું હતું. અને વલી આજાદ નુરનેબી કેહે છે કારણ કે જરથોસ્ત આજાદ અને ખાલેસ નુર ભરેલો હતો, તેથી એ નામથી વખનાયો હતો. અને વલી ચંદરમાહના આસમાનની અકલનેબી કેહે છે, કારણ કે જરથોસ્તની અકલ, જે કાંમ કરનારી અકલ, એટલે દસમી અકલ છે, તેની ફેજ આએ દુન્યામાં ઘણી વધારે છે, તેથી જરથોસ્તનું નામ ફેજબખશ કરીને મશહુર થયું છે, અને વલી ઇનસાનના મુરબીને પણ કેહે છે, કારણ કે જરથોસ્ત માણસોની પરવરેશ કરનારો હતો, તેથી એ નામ રાખ્યું છે. અને વલી સાચું બોલનારાનેબી કેહ છે, કારણ કે જરથોસ્ત જુઠું નહી બોલતો હતો, અને સાચી ખબર આપનારો અને રાખનારો હતો, તેથી એ નામથી મશહુર થયો હતો. અને વલી ખોદાઇ નુર અને ખોદાએના સાએઆનેબી જરથોસ્ત કરીને કેહે છે, તેથી એને જરથોસ્ત કરીને કેહેતા હતા, અને વલી તેના નામના ઉચ્ચારો એવી રીતે પણ વાપડતા હતા, તે જરથોસ્તને જરતોશત, અને જરાતોશત, અને જરતહશત, અને જરદસત અને જરાદસત, અને જરદહસત, કરીનેબી કેહેતા હતા.*"

* દસ્તુર એરચજી શોરાબજી મેહેરજીરાણાએ બનાવેલો શારેસ્તાનનો હાથનો લખેલો ગુજરાતી તરજુમો.

"મોજેજાતે જરથોશતી"માં જરથોશ્ત નામનો અર્થ નીચે મુજબ આપે છે (સફા ૨૬ મો).

"જાણવું કે, કેતાબ ૧ એક પેહેલવી જબાંનમાં (વજરકરદ દીની) નામની છે, તે હઝરત જરથોશતનો શાગેરદ (મેદીઓમાહ) નામનો હતો, તેની જોડેલી છે, તે મધે લખે છે કે, જરથોશતની માએની, તે સુનાની મીસાલે ખાલેસ તનનો પેદા કીધેલો, તથા ખોરેહ અને રોશની તથા એજમતના સાહેબનેબી કેહે છે." (એ પછી શારેસ્તાનવાલાના અર્થો આપ્યા છે).

હવે ઉપર જણાવેલા અર્થો તમામ ખ્યાલી છે. જરથોશ્તે જે કામો કીધાં તે જાણ્યા પછી, લોકો એમ સમજ્યા છે કે, જરથોશ્ત નામનો અર્થ તેવાં કામ કરનારો, એવો થાએ છે, પણ બોલોના અર્થો તેના ધાતુઓ ઉપરથી કાહાડવા જોઇએ, તે આગલા લખનારાઓ સમજેલા નહી હતા.

હાલની, એક ભાશાને બીજી ભાશાઓ સાથે સરખાવાની, નવી ઉભી થએલી જબાન શનાસીની વીદ્યાની* મારફતે, જરથોશ્ત નામના જુદાજ અર્થો થાએ છે, તે ઉપર એક હેલાઇદી બીના જરથોશતી અભ્યાસનાં ૨ જા અંક મધે આવી છે તેનો સદાબરો ઉતારો કરૂં છેઉં.

## જરથોશ્ત નામનો અર્થ.

"હરેક બોલનો અસલ અર્થ આપણે સમજવા ઇછત્તા હોઇએ તો તે બોલ જે જબાંનમાંથી નીકલ્યો હોએ તેમાંથી સોધવો જોઇએછે. જેમકે જરથોસ્ત નામનો શું અર્થ થાએ છે તે જાણવું હોએ તો એ નામ અસલ અવસ્તા જબાંનમાં કેમ લખાએ છે તે પેહેલાં જાણવું જોઇએ અને તે જાણ્યા પછી તેનો અર્થ તે જબાંનમાં શું થાએ છે તે સોધવો જોઇએ. એ કાયદે તપાસ કરતાં **જરથોશ્ત** નામ અવસ્તામાં "જરથુસ્ત્ર" લખેલું મલે છે. વાસતે "જરથુસ્ત્ર"નો અવસ્તા જબાંનમાં શું અર્થ થાએ છે તેજ અર્થ જરથોસ્તનોબી બહાલ રાખવો જોઇએ છે. આટલો દીબાચો મે વગર કારણે નથી કીધો કાંયજે મારી જાંણ પ્રમાંણે ઘણાએક અવસ્તાનાં બોલો જે હાલ ચાલુ ફારસીમાં વપડાએ છે તેનાં અર્થો ફક્ત ફારસી જાણનારાઓ ફારસી જબાંનની મારફતે કરે છે જેથી એવા અર્થ કરનારાઓ તદન આડે રસતે ઉતરી પડે છે અને તેઓની સઘલી મેહેનત ફોકટમાં જાએ છે

* Philology 'ફીલાલોજી.'

"જરથુશ્ત્ર"નો કાયદાસર અર્થ કરવાની પેહેલી કોશેશ અવસ્તા ભાશાને સજીવન કરનાર મરનાર પ્રોફેસર બરનુફે કીધી હતી. તેણે એ બોલને બે ભાગમાં છુટો પાડયો. "જરથ્" એટલે પીલો અને "ઉસ્ત્ર" એટલે ઉંટ એવો કરી "જરથુશ્ત્ર" આખાં નામ-નો અર્થ "પીલું ઉંટ રાખનાર" એવો કીધો હતો. તે પછી પ્રોફેસર લાસન જે આજની ઘડી સુધી જીવતો છે પણ કાયાએ લથરી ગયલો અને આંખે અપંગ થએલો આગલા વખતનાં નામીચા ઉસતાદોમાંનો છેલ્લો રહી ગયલો છે, તેણે બી "જરથુસ્ત્ર" નામને બે ભાગમાં વેહેંચી નાખ્યો પણ બરનુફે વાપડેલી રીતથી જુદી રીતે. તે એકે તેણે "જર" એટલે સુનેરી અને "થુસ્ત્ર" એટલે "તારો" એવા બે ભાગ કરી "જરથુસ્ત્ર" નો અર્થ "સુનેરી તારા" નો કીધો. એ મતને ડાકટર વીનડીશમેને જે રોમન કેથોલીકોનો મોટો પાદરી હતો પણ જરથોસ્તી ધર્મનો અભ્યાસ કરવાનો ઘણો શોક રાખતો હતો, તેણે ટેકો આપયાથી પછવાડે પ્રોફેસર બરનુફેબી પોતાનો આગલો "પીલાં ઉંટ રાખનાર"વાલો અર્થ છોડી દેઇને "સુનેરી તારા"વાલો કબુલ રાખ્યો.

પણ એ બંધે અર્થો ઉપર વાંધા ઉઠયા છે. બરનુફનો "પીલા ઉંટવાલો" પેહેલો અર્થ "જરથ્+ઉસ્ત્ર"માંથી નીકલેછે પણ તે ઉપર વાંધો એમ ઉઠયો છે કે પીલાંને વાસ્તે અવસ્તામાં "જઇરિ", "જઇરિત", એવા બોલો આવેછે; કેઠે "જર, જરથ" બોલો પીલાંને વાસ્તે મલતા નથી. પણ "ઉસ્ત્ર" નાં અર્થ (ઉંટ) ઉપર કોઇનો વાંધો નથી. સુનેરી તારાવાલા અર્થ ઉપર બેવડો વાંધો ઉઠયો છે. એ અર્થ "જર+થુસ્ત્ર"માંથી કહાડયામાં આવેછે પણ પેહેલો વાંધો એ ઉઠેછે કે અવસ્તામાં સુનાંને વાસતે "જરન્ય" આવેછે; "જર" બોલ નથી આવતો. એ અર્થ ઉપર બીજો વાંધો એછે કે અવસ્તામાં "થુસ્ત્ર" નો અર્થ "તારો" થતો નથી પણ એ બોલને "થ્વોરેસ્તર" સાથે મેલવીએ તો ઘડનાર એવો અર્થ થાએછે. એ ઉપરથી ડાકટર વીનડીશમેને પોતાનાં આગલ કીધેલા અર્થ ઉપર પોતેજ શક નાંખ્યો અને "જરથુસ્ત્ર" નામનો અર્થ ચોકસ થયા વીના રહયો. બીજાઓએ "થુસ્ત્ર" નો અર્થ "ઘડનાર" બાહાલ રાખીને "જરથુસ્ત્ર"નો અર્થ "સુંનું ઘડનાર" એટલે સોની કીધો પણ તે ઉપર વાંધો નીકલતાં વાર નહી લાગો કાંએકે જરથોસ્તનાં વખતમાં અથોરનાન, રથેસ્તાર તથા વાસ્તરીઓશનાં તરણ ધંધા સીવાએ કારીગરનો ચોથો ધંધો જણાએલો હતો નહી. કારીગરનાં ચોથા ધંધા વીશે પાછલીજ કેતાબોમાં જોવામાં આવે છે.

એ કલ્પણાઓ ખપી રહ્યા પછી ડાકટર હાઉગે પોતાની કલ્પણા ચલાવી, તેણે "જરથુસ્ત્ર" બોલની "જ઼રથ્ + ઉસ્ત્ર" માં વેંહેંચણી કીધી, પણ અગાઉના તપાસનારાઓની માફક "જ઼રથ્" નો અર્થ પીલુંબી નહી કીધો કે સુનેરીબી નહી કીધો પણ એક જુદોજ અર્થ લાગુ પાડવાની તેણે યુક્તી કીધી. "જ઼રથ્" ને મલતો સંસ્કૃત जरद्‌ લઇને તેનો અર્થ બુઢો એવો કીધો, તેથી "જરથુસ્ત્ર" આખા બોલનો અર્થ "બુઢું ઉંઠ રાખના-ર" એવો થયો, પણ જરથોસ્તનો કાંઇ સારો અર્થ સોધી કાહાડવાની ઉલ-ટથી ડાકટર હાઉગે ઉપલો અર્થ છોડી દીધો અને "જ઼રથ્" ને જ઼રજ઼ ? જ઼રધ" ની સાથે મેલવ્યો જેનો અર્થ "દીલગુરદા"નો થાએછે તથા 'ઉસ્ત્રને' उत्तर સાથે મેલવી તેનો અર્થ ઉંચો, સરસ, એવો કીધો અને તે ઉપરથી "જરથુસ્ત્ર" આખા બોલનો અર્થ 'સરસ દીલ ધરાવનાર' એવો કીધો. એ ઉપરાંત વલી તેણે બીજી કલ્પણા કીધી અને 'જરથ'ને गरत् સાથે મેલવી 'જરથુસ્ત્ર' નો અર્થ 'સૌથી સરસ ગાનાર' એવો કીધો, પ-ણ એ કલ્પણાઓ ઘણા દાહાડા ટકી શકી નહી, "ઉસ્ત્ર" ને उत्तर સાથે મેલવવામાં ઘણી હરકત માલમ પડી કાંયકે उत्तर ને અવસ્તામાં ઉતાર્યેતો તે 'ઉસ્તર' થાએ પણ 'ઉસ્ત્ર નહી થાએ. ડાકટર હાઉગે Essays on the Parsi Religion નામના પુસતકમાં વલી પોતાનો મત ફેરવ્યો અને ત્યાં તેણે નોટમાં જણાવ્યું કેઃ–

"જેમ મેં અગાઉ સમજાવ્યું તે મુજબ "જ઼રથુસ્ત્ર" બોલનો ઘણો ખરો અર્થ કાંઇ "સૌથી સરસ કવી" નથી થતો, પણ સંસ્કૃતમાં "जरत्" એટલે "બુઢું", અને "ઉસ્ત્ર" उत्तर "સૌથી સરસ" તે ઉપરથી એ બો-લનો અર્થ "ધરમનો વડો ગુરૂ" એવો થાએછે."

ડાકટર હાઉગનો એવો અર્થ કબુલ કરીએ તો પછી "જ઼રથુસ્ત્ર" નામ આપણા પેગંબરનું જાતી નહી પણ સીફાતી થડે, જે વીચાર ડાક-ટર હાઉગે પણ બાહાલ રાખ્યોછે તે નીચલા વાકય ઉપરથી દીસેછે.

"જોકે આએ નામ ( જરથુસ્ત્ર ) નો અસલ અર્થ બરાબર જણા-એલો નથી, તોપણ આએ વાત તો ઘણીખરી ચોકસ છે કે "જરથુસ્ત્ર' એ પારસીઓનાં પેગમબરનું ફકત નામ હતું એટલુંજ નહી, પણ કોઇ-એક દેશનો "ધર્મનો વડો દસતુર" એવો થતો હતો. * * * તેટલા માટે અગાઉનાં વખતમાં "જરથુસ્ત્ર" બોલનો અર્થ જે પ્રમાણે હાલનાં વખતમાં "દસ્તુર" બોલ વપરાયછે તેવો થવો જોઇએ, એટલે કે "કોઇ-એક આખાં પ્રાંત અથવા પ્રગનાનો વડો તથા ધર્મનો માર્ગ બતલાવ-

નાર" * * * એની એક બીજી દેખઇતી સાબેતી એ છે કે જ્યારે જરથોસ્ત પેગમબર વીશે બોલવામાં આવેછે ત્યારે તેજ નામનાં બીજા માણસોથી તેને ઓલખવાને માટે "જરથુસ્ત્ર" બોલની પછી "સ્પિતમ" બોલ ઉમેરવામાં આવેછે. એ ઉપરથી સાફ જણાએછે કે "સ્પિતમ"ના નામથી જે જરથોસ્ત જણાએલો હતો અને જે માજ્દીઅસની ધર્મનો સ્થાપનાર હતો તે સિવાએ "જરથોસ્ત" નામના બીજા શખસો હોવા જોઇએ."

એ વાત બીજી ગવાહીઓથી આપણને માલમ પડે કે જરથોસ્ત કાંઇ જાતી નામ નથી પણ સીફાતી છે, તો પછી ડાકટર હાઉગે કીધેલા અર્થો ધ્યાંન ઉપર લેવા જોગ છે. સીફાતી નામો જુદા જુદા ગુણો ઉપરથી આપવામાં આવેછે તે પ્રમાણે 'જરથોસ્ત' એ સીફાતી નામ સર્વે દસતુરોને આપવામાં આવ્યું હોએ. પણ એમાં મોટી મુશકેલી એ નડેછે કે કોઇબી ગ્રંથકાર ખોલ્લી રીતે એમ નથી લખી ગયો કે 'જરથોસ્ત' સીફાતી નામ છે. બીજા હાથ ઉપર કેટલાએક ગ્રંથકારો લખી ગયા છે કે 'જરથોસ્ત' નામના ઘણા પુરૂશો હતા. તે વાત ખરી હોય તો ડાકટર હાઉગની કલ્પણા વજનદાર ગણાએ છે અને ઘણા જરથોસ્ત એટલે જરથોસ્તનો ખેતાબ ધરાવનારા ઘણા થઇ ગયા છે એવું સમજવાને સવલ પડેછે. ગમે તેમ હોએ તોપણ ડાકટર હાઉગે કીધેલા અર્થ ઉપર તે પોતેબી ઝાઝો મુશતાક નથી કાંયકે તે કબુલ કરેછે કેઃ—

"આએ નામનો અસલ અર્થ ચોકસ રીતે જણાએલો નથી."

એ પ્રમાણે 'જરથુસ્ત્ર' બોલનો અર્થ કરવા કેટલા કેટલા અવસ્તાના અભ્યાસીઓ મંડેલા લાગેછે તે છતાં તેઓમાંના કોઇ એકેબી સર્વે ઠેકાણેથી બાહાલ રેહે એવો અર્થ કરી દેખાડવામાં ફતેહ મેલવી નથી. વલી આગલી તકરાર થઇ ચુકા પછી વીએનાની યુનીવરસીટીના પ્રોફેસર ડાકટર મ્યુલરે પોતાની એવી કલ્પણા બાહેર પાડી છે કે 'જ઼રથુસ્ત્ર' બોલ 'જ઼રથ્ × ઉસ્ત્ર'નો બનેલો છે અને તે 'ઉસ્ત્ર'નો અર્થ 'ઉંટ'જ બાહાલ રાખીને જ઼રથને हर "લેવું" સાથે સરખાવેછે. એવી રીતે હજુર સુધી ગુચવણ રહી ગઇ છે. બધાના અર્થો ઉપર કંઇ ને કંઇ વાંધા ઉઠી શકેછે. "જ઼રથુસ્ત્ર" જાતી નામ થડે તો પીલાં ઉંટવાલો યા બુઢાં ઉંટવાલો એવો અર્થ કરવો સૌથી વધારે પસંદ કરૂં છું. આગલા વખતમાં દોલતમાં ગાય, ઘોડા અને ઉંટ ગણાતાં હતાં અને એ જાનવરો ઉપરથી ઘણા નામો પડતાં હતાં, જેમકે ગાય ઉપરથી, અવરેગાઓ, દાજ઼ગરો ગાઓ, પર્શત્-ગાયો, યએતુસ્ગાઓ, ઈત્યાદી. ઘોડા ઉપરથી, અઉર્વંત્

અસ્પ, અરેજત્ અસ્પ, કેરસાસ્પ, જામાસ્પ, તુમાસ્પ, દાજગરાસ્પ, દ્રવાસ્પ, પોઉરૂશસ્પ, વીસ્તાસ્પ, હએચત્અસ્પ, ઇત્યાદી. એજ પ્રમાણે ઉંઠ ઉપરથી; અરવોસ્ત્ર, અવારોસ્ત્રિ, ફ્રષોસ્ત્ર, વોહુઉસ્ત્ર. એ મીસાલે, જ્રથુસ્ત્ર પણ ઉંઠ ઉપરથીજ હશે એવું કેહેવાને વધારે સેહેલથી બની આવે છે. પણ જ્રથુસ્ત્ર જાતી નામ નહી પણ સીફાતી નામ હોએ તો એ નામ ધરાવનારના કામ તથા હોધાને લગતો અર્થ તેમાંથી ઉહાડવો જોઇએછે. ડાકટર હાઉગનો અર્થ એવો નહી માલમ પડતો કે જે ઉપરથી જરથોસ્તની સીફ્ત જણાઇ આવે. જરથોસ્તે જે કામ કીધાં તથા જે હોધો ધરાવ્યો તેની મતલબ ડાકટર હાઉગે આપેલા અર્થ ઉપરથી પતીજ ભરેલી રીતે નીકલતી નથી, તેથી છેલો સાર એજ કાહાડવામાં આવેછે કે "જરથુસ્ત્ર" નો ખરો અર્થ હજુર સુધી કોઇ કાહડી શકયું નથી. છેલે 'જ્રથુસ્ત્ર'ના જુદા જુદા અર્થો કરવામાં આવ્યા છે તેની ટીપ નીચે આપું છું."

| | |
|---|---|
| ૧ પીલું ઉંઠ રાખનાર. | ૫ સરસ દીલ ધરાવનાર. |
| ૨ સુનેરી તારો. | ૬ સૌથી સરસ ગાનાર. |
| ૩ સુનું ઘડનાર સોની. | ૭ ધરમનો વડો ગુરૂ. |
| ૪ બુઢું ઉંઠ રાખનાર. | ૮ ઉંઠ પકડનાર. * |

એ સરવે અર્થોમાંનો, ઉપલી બાબતમાં જણાવ્યું છે તેમ, "પીલું યા બુઢું ઉંઠ રાખનાર," એ અર્થ વધારે ભરૂસા ભરેલો મને લાગેછે. એ અર્થથી આપણી ખાત્રી થાયછે કે, જરથોશ્ત નામનો ખરેખરો કોઇ પુરૂશ થઇ ગયો છે, કાંયજે તેના જમાનામાં જેમ બીજા પુરૂશોના નામો, ઘોડા, ગાય, ઉંઠ, ઇત્યાદી, ઉપરથી આપવામાં આવતાં હતાં, તેમ જરથોશ્તનુંબી નામ રાખ્યામાં આવ્યું હતું. અગર જો જરથોશ્ત ખરેખર હૈયાતી ભોગવી ગયલો કોઇ પુરૂશ નહી હતે તો, તેનું નામ માણસોના સાધારણ નામોને મલતું નહી, પણ જે કારણથી જરથોશ્તની બીના ઉભી કીધી હોય, તે કારણ બતાવનારૂ નામ તેને આપવામાં આવતે.

કેટલાએકો ટુંક વીચાર વાપરી, મનમાં હલકુ ધારેછે કે, જરથોશ્ત જેવા પેગમબરના નામનો અર્થ, એવો સાધારણ 'ઉંઠ રાખનાર' કરી કરવો એ આપણા પેગમબરને હીનું લગાડવા બરોબર છે, પણ

* જરથોશ્તી અભ્યાસ, સફો ૧૧૪-૧૧૮.

તેઓ જો લાંબો વીચાર કરશે, અને વધારે માહીતગારી મેલવશે તો, તેઓ જાણશે, કે આગલા જમાનામાં ઢોરોમાં મોટી દોલત ગણાતી હતી, અને ઘણાં ઢોરોના માલેક તે માણસોના સરદાર ગણાતા હતા. વંદીદાદમાં જ્યાં વેદને તેને લાએક મોજદ આપવા લખે છે ત્યાં તેની દવા તથા સલાહના બદલામાં રોકડ નાણું આપવા નહી, પણ ગાય, ઘોડા, ઉંઠ, ઈત્યાદી આપવા લખે છે. એજ પ્રમાણે, મોબેદોને તેઓના મોજદમાં, ગાય, ઢોર આપવાનું હતું, જેની સાએતી આજના જમાનામાં પણ રહેલી છે. અસલનાં વખતમાં મોટી મીલકત ગાય ઢોરની હતી. યશતોમાં પાદશાહ તથા પેહેલવાનોની કેટલી એક બીનાઓ આવે છે, ત્યાં લખે છે કે તેઓ એટલા હજાર ગાય ઢોરના માલેક હતા. પણ વલી આએ મારા પસંદ કીધેલા અર્થ ઉપર, જેઓ શકમંદ રેહે છે તેઓને કેટલા. એકો એવી રીતે ભમાવે છે કે, એ અર્થ યુરોપ્યન વિદ્યાર્થીઓ જેઓ ક્રિશ્ચ્યન છે, તેઓએ કીધેલો છે, વાસ્તે એ અર્થ બહાલ રાખવાની મારી ભુલ છે અને તે ઉપર ધ્યાંન નહી આપવું જોઇએ. યુરોપીઅનો ક્રિશ્ચ્યન છે, એવું કેહીને લોકોના દીલ એમ શકમંદ કરવામાં આવ્યાં છે, કે જરથોશતનો અર્થ ઉંઠ રાખનાર, એવો કરવામાં, યુરોપ્યનોએ પોતાની ક્રિશ્ચાનીતીની તાસુબીને તથા જરથોશતી ધર્મ તરફના વેરને નજરમાં રાખ્યું છે. પણ દાનેશમંદ વાંચનારની આગલ એવા વીચારો તદન નાપાએદાર છે.* બધા યુરોપ્યનો કાંઇ ક્રીશ્ચ્યન ધર્મ પાલનારા નથી, અને કમપેરેટીવ ફીલાલોજીનો એલમ જાણનારાઓ મધે, બરોબર બોલીએ તો કોઇબી હરડતા ક્રિશ્ચ્યન નથી, ત્યારે તેઓ પોતાના મજહબની

---

* જુઓ યુરોપ્યન વીદ્યાર્થીઓ વીશે, દસતુંર હોશંગજી જામાસપજી, કેવા ઉમદા વીચાર રાખે છે;

"યુરોપ્યન માહા પંડીતોની સાહાસીક નવીજ સોધો, અને મઆફુલ વીચારોથી, જરથોસ્તી ધર્મના મુલ પાયાને, એ ધર્મની ખાસ ખુબીને, તથા તેને લગતી ભાશાને, ઉસતવારી તથા બુઝોરગી વધીને, નવીજ જીંદગી મલી છે, કે જે ઉપર આજે આપણે મગરૂરીથી જોઇ શકીએચ."

(રાસ્ત ગોફ્તાર તા૦ ૨૪ મી મેએ ૧૮૯૮).

તાસુબીને લીધે એવું લખે છે એ વાત કેમ બને ? જેઓ એવું ધારી શકે છે તેઓ યુરોપ્યન ફાઇલાલોજરોની કસી પીછાંણ ધરાવતા નથી.

જરથોશ્તના વખતના લોકોના નામ, ગાય ઢોર ઉપરથી આપવામાં આવતાં હતાં, તે જેમ 'ફાઇલાલોજી'થી માલુમ પડે છે, તેમ ખુદ અવસ્તા ઉપરથીબી જણાઇ આવે છે.

અવસ્તામાં એક ઠેકાંણે કેટલાએક આગલા નામીચા થઇ ગયલા પુરૂશોનાં જેવા થવાને, એક દુવા ઇચ્છવામાં આવી છે, તેમાં જે પુરૂશોનાં નામો દીધાં છે, તે પુરૂશો જે બાબતોમાં વખણાઇ ગયલા હતા, તે બાબતોમાં, જેની ઉપર દુવા ભણ્યામાં આવે છે તેને, તેવો વખણાએલો થવાની દુવા ચાહવામાં આવે છે. કેહે છે કે એ દુવા અશો જરથોશ્તે, પાદશાહ ગુશતાસ્પ ઉપર કીધી હતી, પણ અંદરની ગવાહી ઉપરથી, તે જરથોશ્તની ચાહેલી દુવા નથી ઠડતી, તોપણ આજ સુધી એ આફ્રીન, પેગમબર જરથોશ્તનાં નામે મશાહુર થએલીછે. તેમાં, ફરેદુનનાં વડાવા આથવ્યાનનાં ખાંનદાનની માફક, ઘણી ગાઓનાં ધણી થવાની દુવા ઇચ્છવામાં આવે છે.*

એ ઉપરથી માલુમ પડે છે કે, ઘણી ગાયનાં ધણી થવાને, કોઇને દુવામાં ઇચ્છવા લાએક ગણાતું હતું. એ ઉપરથી ધારવું જોઇએ કે, ઘણી ગાયના માલેક થવાથી, તે વખતનાં લોકો વખણાએલા ગણાતા હતા. વલી "જરથોશ્ત" નામનો અરથ 'પીલું અથવા બુઢું ઉંઠ રાખનાર' કરીએ છીએ, તેમ જરથોશ્તનાં બાપ પોરૂશસ્પનો અર્થ, 'ફાઇલાલોજી' ને કાયદે 'ઘણા ઘોડા રાખનાર' એવો થાએ છે, અને તેજ મતલબનો અર્થ, અવસ્તામાં પણ ઉપલીજ આફરીનમાં કીધેલો મલે છે.†

પોરૂશસ્પનો જેવો અર્થ 'ફીલાલોજી'થી થાએછે' તેવોજ ખુદ અવસ્તામાં કીધેલો છે, ત્યારે યુરોપ્યન વિદ્વાનો ક્રિશ્ચયન

---

* પોઉરૂ-ગો બવાહી યથ આથવ્યાનોઇશ્;—આથવ્યાનનાં ખાનદાનની મીસાલે પુશકલ ગાએ રાખનારો થજે. (વેસટરગારડ જં. તે. પાંને ૩૦૧)

† પોઉરૂ-અસ્પેમ્ બવાહી યથ પોઉરૂશસ્પેમ્;—પોરૂશસ્પની માફક પુશકલ ઘોડા રાખનાર તું થજે. (વે. જં. તે. પાને ૩૦૧)

છે, વાસ્તે તેઓનાં વીચારો ઉપર ધ્યાન નહી આપતું, એ બોલવું, ઉપલા પોરૂશસ્પ બોલને લાગુ પાડી, તે બોલનાં, ફીલાલોજીથી કીધેલા અર્થ ઉપર શકમંદ થઇએ તો, તેવોજ અર્થ ખુદ અવસ્તામાં કીધો છે, તો શું અવસ્તાની અંદર થએલા અર્થ ઉપરબી આપણે શકમંદ થવું જોઈએ?

આએ બે દાખલાઓ ઉપરથી બીજું એ માલુમ પડેછે કે, ઘણી ગાયનાં તથા ઘણા ઘોડાઓનાં માલેક હોવાનું કામ, કાંઇ શરમભરેલું ગણાતું નહી હતું, બલકે તેથી ઉલટું, લોકો પોતાને વાસ્તે ઇચ્છતા હતા કે, હમે આથવ્યાનની માફક ઘણી ગાએવાલા થઇએ, અને પોરૂશસ્પની માફક ઘણા ઘોડાવાલા થઈએ. તેમજ જરથોશત પીલાં અથવા બુઢાં ઉંઠનો માલેક ગણાએ, તેથી જરથોશતનો મરતબો શું ઘટી ગયો? જરથોશત નામનો અર્થ 'પીલું કે બુઢું ઉંઠ રાખનાર' એવો કરવાને હું ભરોશાભરેલું ગણું છું.

પણ એવો અર્થ કીધાથી, જરૂર કરીને એવો સાર નહી કાહડવો કે, જરથોશત ખરેખર ઉંઠ રાખનાર હતો. અસલમાં એવી રીતે ખરેખર ઉંઠ રાખવાથી નામ નીકલ્યું હોએ, અને પછી તેવું નામ બચાંને આપવાનો સરેસ્તો પડી ગયો હોએ. જેમકે આપણામાં ઘણાંએક નામો છે, તેના જાત જાતનાં અર્થો થાએછે, પણ બચાંને તે નામો આપતી વેલા, તે નામોના અર્થ ઉપર કોઇ ધ્યાંન આપતું નથી. અંગ્રેજીમાં વપડાતાં નામો ઉપરથી આએ બાબત સેહેલમાં સમજ પડશે. અસલમાં કોઈ નામીચો લોહાર Smith ને નામે મશહુર થયો હશે, અથવા શુઠાર Carpenter ને નામે ઓલખાયો હશે, પણ પછવાડેથી એ નામો બચપણથી આપવા લાગાં, ત્યારે હાલના જમાનાના એ નામ રાખનારા, ખરેખર એ ધંધો કરનારા છે, એવો મત આપણાથી બંધાએ નહી, અને તેમ બાંધતાબી નથી. જો એવું માલુમ પડે કે, આપણા પેગમબરનું અસલ નામ જુદુ હતું, અને પછવાડેથી તેનું નામ જરથોશત આપ્યું હતું, તો આપણા માનવામાં આવી શકે છે કે, પછવાડેથી તેને ત્યાં પીલાં યા બુઢાં ઉંઠોનો જમાવ થયો હોએ,

તેથી એ નામ તેને આપ્યું હોએ- જેમકે આપણામાં ડાકટર, પ-લીડર ઇત્યાદી નવી ઓલખો વધતી જાએ છે, તે ઓલખવાલાઓ જનમથી દાકટર કે પલીડર નહી હતા, પણ તેઓની પોતાના બાપદાદાઓથી ઉતરતી કોઇ બીજી ઓલખ હશે, પણ તેઓએ પોતે પોતાના ધંધાને સબબે, નવી ઓલખો ઉભી કીધીછે. એવી રીતે જરથોશ્તનું નામ પછવાડેથી અપાએલું હોએ, એમ કોઇ લખી ગયું નથી. ત્યારે ધારવુંજ જોઇએછે કે તેનું જનમ નામ જરથોશ્ત હતું. આપણા બચાંનું નામ જેહાંગીર, દીનશાહ, શેહે-રીઆર ઈત્યાદી રાખતાં, કયા માબાપ તે નામના અર્થ ઉપર ધ્યાન આપે છે ? અથવા ડોસાભાઈ, દાદાભાઇ નામ આપતાં તે નામોના અર્થોને લીધે કયાં માબાપો આંચકો ખાએછે ? અસલમાં, નામો મુકરર કરતાં, અર્થો ઉપર ધ્યાંન અપાયું હોએ, પણ પછ-વાડેથી, અર્થ ઉપર મુતલક ધ્યાંન આપવાનું છોડી દેવામાં આ-વેછે, તે આપણી નજરે જોઇએ છીયે.

---

# બાબ ૨ જો.

## જરથોશતનું ખાનદાન—જરથોશતના માબાપ—જરથોશતની જનમભુમી.

### ૪ જરથોશતનું ખાનદાન.

અવસ્તામાં કેટલાંએક નામીચાં ખાનદાનો વીશે જુદી જુદી જગોએ ઈશારાઓ આવેલા છે, તેમાંનું એક ખાનદાન હએચત્-અસ્પને નામે ઓલખાતું હતું, અને તેજ ખાનદાન, બાજે વખતે હએચત્અસ્પનાં વડવા, સ્પિતમને નામે પણ ઓલાતું હતું. જરથોશત પેગમબર એ ખાનદાનનો હતો. જોકે અવસ્તામાં કેઠે ઓલ્લે ઓલ્લું લખેલું નથી, કે જરથોશત ફલાનાં ખાનદાનનો હતો, તોપણ કેટલીએક બાબતો ઉપરથી, જરથોશતનું ખાનદાન મુકરર કરી શકાએ છે. જરથોશતને ઘણીખરી જગોએ 'સ્પિતમ જરથુશત્ર' લખ્યામાં આવ્યો છે.[1] બીજે ઠેકાંણે માલુમ પડે છે કે, 'સ્પિતમ' નામનું એક ખાનદાન હતું,[2] અને તે 'હએચત-અસ્પ' ના નામથી પણ ઓલખાતું હતું.[3] એ ઉપરથી ધારી શકાય છે કે 'જરથુશ્ત્ર' ની આગમચ, જે 'સ્પિતમ' બોલ છે, તે તેનાં ખાંનદાનનું નામ હોવું જોઈએ. વલી બીજે ઠેકાણેથી આપણને માલુમ પડેછે કે, 'પોઉરૂ-ચીસ્ત' નામની, જરથોશતની એક છોકરી હતી, તેને વીશે બોલતાં, તેને 'હએચત-અસ્પાના' તથા 'સ્પિતામી' લખેલી છે, એટલે કે 'હએચત્-અસ્પ' તથા 'સ્પિતમ'ના ખાનદાનવાલી.[4] તે ઉપરથીબી પુરવાર થાય છે કે,

---

૧ [illegible] (વંદી. ૧, ૧.) અને એજ પ્રમાણે બીજી ઘણી જગોએ લખાએલો મલે છે.

૨, ૩. હએચત્ અસ્પવાલાઓ! તમોને હું સ્પિતમનાં ખાંનદાનવાલા લેખે કેહેવશ. (યજશ્ને હા ૪૬ મો ફ. ૧૫ મો.)

૪. હએચત્ અસ્પના ખાંનદાનની, સ્પિતમાનના ખાંનદાનની પોરૂચિસ્ત! જરથોસ્તની છોકરીઓ મધેની તું નેક (છોકરીને) તેને......
(યજ. ૫૩, ૩.)

જરથોશ્તનાં ખાનદાનનું નામ, 'હએચત્-અસ્પ' તથા 'સ્પિતમ' હશે, ત્યાંસુધી તેની એટી, તે ખાનદાનની કેહેવાય નહી. જરથોશ્તને પોતાને કેઠે 'હએચત્-અસ્પ' લખ્યો નથી, પણ દરેક જગે 'સ્પિતમ' લખ્યો છે તે ઉપરથી એવું ધારી શકાય છે કે, 'હએચત્અસ્પ' કરતાં 'સ્પિતમ' ને નામે જરથોશ્તનું ખાનદાન વધારે વખણાએલું હતું, અને એ સબબથી, આપણે સાધારણ રીતે આજે, જરથોશ્તને 'સપેંતમાન જરથોશ્ત' કહીએ છઇએ. સપેંતમાન બોલ અવસ્તામાં 'સ્પિતમાન' થઇ શકે, અને તેનો અર્થ, જેમ 'હએચત્-અસ્પ' ઉપરથી, 'હએચત-અસપાન' બોલ થઇ, 'હએચત્-અસ્પ'નાં ખાંદાનનાં, એવો થાય છે, તેમ 'સ્પિતમ' ઉપરથી નીકલેલા 'સ્પિતમાન' નો અર્થબી, 'સ્પિતમ' નાં ખાંદાનનો, એવો થાયછે. 'સ્પિતમ' જેવું નામ ઇરાંની પુરૂશોને આગલા વખતમાં આપવામાં આવતું હતું, તે ગ્રીક લખનારાઓ ઉપરથી જણાય છે.[૫] અને આપણા પોતાના પાછલા લખનારાઓ ઉપરથી તો ખાતરી થાય છે કે, 'સ્પિતમ' તથા 'હએચત્-અસ્પ', જરથોશ્તના વડવાઓ થઇ ગયા છે. દીનકર્દમાં જરથોશ્તના વડવાઓના નામો, છેક ફરેદુન સુધી આપેલાં છે. તેમાં હએચતઅસ્પનું નામ, જરથોશ્તના બપાવાના બપાવાનું તથા સપેન્તમાનનું નામ, હએચતઅસ્પના બપાવાના બપાવાના બાપનું આવે છે.[૬] તેમજ બુનદહેશ્નમાં

૫. Cpendadates (Ctes)=અસ્પંદીઆર; Spitates (Ctes.); Spitades (Ctes.); Spitamas (Ctes.)=સ્પેંતમાંન; Spitamenes (Arrian) =સ્પિત અને मनस्; Spithobates (Diod. Sic.),=એ જંદ સ્પિત અને સં. मात ઉપરથી—જુવો રાલીન્સન્સ હીરોદોતસ, પુસ્તક ૩ જું સફે ૫૬૧ મો.

૬. જરથુશત, પોરોશસપ, પેતેરેતરાસપ, ઓરોગદસપ, હએચદસપ, ચખશનોશ, પએતરપ, અરેજદરશને, હરદાર, સપેતાંમ, વએદેશત, નીઆજેમ, એરેચ, દોરાશરૂબ, માંનોશચેહર, (ઇરાનનો બાદશાહ) માંનોશઓરવર, માંનોશઓરવાક, નેરીઓસંગ, વરજીદેદીન, વીજક, અએરીઆક, ઇથરીતાક, ઇબીતાક, ફરજીશક, જીશક, ફરશીજક, ઇજક, અએરચ, ફરેદુન, (ખોનેરસનો સાહેબ)" (દસ્તુર પેશુતનનું જરથોશ્ત નામું સફે ૯ મો.)

જરથોશતના વડવાઓના આપેલાં નામો મીનોચેહર સુધી પુગેછે, અને તેમાં પણ, એ બંધે નામો, દીનકર્દનીજ માફક, મલી આવેછે.[7] એ ઉપરથી જણાએ છે કે જરથોશતનું ખાંનદાન, તેના નામીચા વડવાઓ હએચતઅસ્પ તથા સ્પિતમ, તેમાં મુખ્ય કરીને છેલ્લાને નામે ઓલખાતું હતું અને એ ખાંનદાન પાદશાહી ઓલાદનું હતું. એ ખાંનદાનના જરથોશત સિવાએ, બીજાઓબી વખણાઇ ગયલા છે, તે વીશે ઘટતી જગોએ બોલવામાં આવશે.

### ૫. જરથોશતનો બાપ 'પોઉરૂશ–અસ્પ.'

હોમ યશતમાં, હોમ તથા જરથોશત વચે કેટલીએક ગોફતેગો થએલી નોધાઇ છે. એવું ધારવામાં આવેછે કે, હોમ નામના એક પેગમબરે, હોમની ક્રિયા કરવાનો રેવાજ પેહેલાં ચાલુ કીધો હશે, અને તેના ફરમાવ્યા પ્રમાણે, જેઓ ક્રીયા કરી હોમનું પાણી પીતા હતા, તેઓનાં બદનમાં શકતી તથા મરદી વધતી હતી, એવો વીચાર હતો. વલી અસલના જમાનાથીજ, ઇરાનીઓમાં છોકરાંની વરૂધી થએલી જોવાની ઘણી ખાહેશ રેહેતી હતી, તેમાં ખસુસ કરીને, ખાંનદાનની નામદારી વધારનારા બેટાઓની હમેશાં ઘણી આરજુ રાખવામાં આવતી હતી. તે વખતે કદાચને એવો વીચાર હશે કે, જે ધણી બરોબર રીતે હોમની ક્રિયા કરી, તેનું પાણી પીવામાં લેતો, તેને ત્યાં બાહદુર બેટો પેદા થતો. એવી મતલબની ગુફતેગો ગોયા હોમ તથા જરથોશત વચે બીજાઓને વાસ્તે, થયા બાદ, છેલ્લે પોરૂશસ્પને વાસ્તે વાત ચાલી છે. ત્યાં જરથોશતને હોમ કેહે છે કે, આએ દુન્યામાં ચોથા શખ્સે હોમ ગાલીને વાપડયો, તે પોરૂશસ્પ હતો. અને તેનો તેને ફાયદો એ થયો કે તું જેવો બેટો તેને ત્યાં પેદા થયો.[8] એ દાખલા ઉપરથી ખોલ્લી રીતે જણાઇ આવે છે કે જરથોશતનો બાપ પોરૂશસ્પ હતો.

---

૭. પોરૂશસ્પ, પએતરસ્પ, ઉર્વદસ્પ, હએચદઅસ્પ, ચશનુશ, પએતરસ્પ, હરશ્ન, હરદાર, સ્પેતમાન, વીદસ્ત, અયજેમન, રજન, દોરાસરૂન, મનોશચેહર, (પુસ્તવાલી બુન્દહેશ્ન સફે ૭૯ મો).

૮. આએ હાડમંદ દુન્યાને વાસતે (માણસોની અંદર) જે ચોથા પુરૂશે મને (મારા હોમને) નીચવીઓ (એટલે કે ઘટતી ક્રિયા કરીને

વલી આવાં યશતમાં, જરથોશતની એક બીના આવેછે, ત્યાં ખોલ્લી રીતે પોરૂશસ્પનો છોકરો જરથોશ્ત, એવી રીતે લખેલું છે.૯ અવસ્તામાં સાધારણ રીતે, 'ફલાનાનો છોકરો,' એમ લખવું હોએ તો, માત્ર 'ફલાનાનો' એટલુંજ લખવામાં આવેછે, તે ઉપરથી 'ફલાનાનો છોકરો' એવો અર્થ થાયછે. પણ ઉપર જણાવેલા દાખલામાં પોરૂશસ્પનો જરથોશ્ત એટલુંજ નહી પણ પોરૂશસ્પનો પુત્ર એટલે કે "બેટો" જરથોશ્ત, એવી રીતે ખુલાસાથી લખ્યું છે.

## ૬. જરથોશ્તની માએનું નામ?

જેવી રીતે જરથોશ્તના બાપનું નામ અવસ્તા ઉપરથી માલુમ પડેછે, તેવી રીતે તેની માએનું નામ ખોલ્લી રીતે જણાતું નથી. જરથોશ્ત એક ઓરતને પેટે જનમ્યો છે, એટલુંજ અવસ્તા ઉપરથી જણાએછે. વંદીદાદની ૧૯ મી પરગરદમાં, હેરેમન જરથોશ્તને ફરેબ દીએ છે, કે તું ખાકી બંદો છે, તારા બાપ પોરૂશસ્પનો તું છોકરો, એક ઓરતને પેટે જનમ પામ્યો છે,૧૦ વાસતે તું આદમી બચો, શાને વાસતે ખોદાઇ માર્ગ ઉપર એટલો બધો ચુસ્ત રહે છે? એ ઠેકાંણે જેવી રીતે જરથોશ્તના બાપનું નામ જણાવેલું છે, તેવી રીતે તેની માએનું નામ જણાવેલું નથી. અવસ્તામાં બીજે કેઠે તેની માએનું નામ આવેલું નથી.

## ૭. જરથોશ્ત, પોરૂશસ્પના ઘેરમાં જનમ્યો હતો.

જરથોશ્ત, પોરૂશસ્પના ઘેરમાં જનમ્યો હતો, તે યજશ્નેના ૯ માં હા ઉપરથી માલુમ પડે છે. ત્યાં લખેછે કે, તું જર-

---

પોતાના ફાએદાને વાસતે કુટીઓ તથા પીધો) તે પોરૂશસ્પ હતો. તેને આએ આશીશ મલી, તેને આએ હાંસેલ પોંહચી કે તેને ત્યાં તું (જેવો બેટો) જનમ પામ્યો, તું ઓ સાચા જરથોસ્ત! પોરૂશસ્પના ઘેરનો દેવના તરીકાથી જુદો તથા હોરમજદને કાયદે ચાલનારો છે. (યજ. ૯, ૧૩.)

૯. કે હું ચલાંઉ પોરૂશસ્પના છોકરા અશો જરથોસ્તને (દીનની રાહ ઉપર.) (આવાયશ્ત, ફ. ૧૮ મો.)

૧૦. તું છે પોરૂશસ્પનો છોકરો (તારી) માથી જનમ પામેલો. (વદીં. ૧૯, ૬.)

થોશ્ત, પોરૂશસ્પના ઘેરનો છે. એજ મીસાલે, વંદીદાદની ૧૯ મી પરગરદમાં, હેરેમન વીલાપ કરે છે કે અફસોસ! કે જરથોશ્ત, પોરૂશસ્પના ઘેરનો (માં) જનમ્યો છે.[૧૧]

## ૮. પોરૂશસ્પનું ઘેર?

જબાર નામના પહાડમાંથી, દરજીક નામની વેહેતી નદીને કીનારે હતું.

પોરૂશસ્પનું ઘેર કયાં હતું, તે વીશે વંદીદાદની ૧૯ મી પરગરદમાંથી, કાંઇએક ખુલાસો મલેછે. હેરેમન, જ્યારે જરથોશ્ત ઉપર ગલબો કરવાનો વીચાર કરેછે, ત્યારે જરથોશ્ત, તે પાંમી જઇને, હેરેમનની સાંમે ધસારો કરેછે તે વખતે જરથોશ્તે પોતાના હાથમાં એક હથ્યાર રાખેલું જણાએછે. એ હથ્યાર તે કયાંથી લાવ્યો એવો સવાલ કરવામાં આવેછે, તેના ઉત્તરમાં જણાવ્યામાં આવેછે કે, પોરૂશસ્પના ઘેરમાંથી; અને એ જગોએ પોરૂશસ્પનું ઘેર કયાં હતું તેની કેટલીક નીશાન આપવામાં આવેછે. તે ઉપરથી જણાએછે કે પોરૂશસ્પનું ઘેર, જબાર નામના પાહાડમાંથી, દરજીક નામની વેહેતી નદીને કીનારે હતું.[૧૨] આએ બાબત આપણા લોકોને તદન નવી છે. આપણા લોકો, અવસ્તાનો તરજુમો પેહેલવી ઉપરથી સમજેછે, અને પેહેલવીવાલાઓએ, ઘણી વખતે ભુલો કીધી છે, કારણકે પેહેલવી તરજુમો એટલા પાછલા જમાનામાં થયો છે કે જ્યારે અવસ્તા લગાર મુશકેલ્યતથી સમજાતા હતા. પણ એ બાબત ઉપર બીજી કેતાઓની વાકેફગારી લાગુ પાડીને, તથા પેહેલવી તરજુમો એક કોરે મેલીને, તેનો જે ખુલાસો કરી શકાએ છે, તે આપણા લોકોને જાણવાજોગ છે. તે અત્રે જરથોશ્તી અભ્યાસમાંથી ઉતારી લેઉં છું.

---

૧૧. અફસોસ! પોરૂશસ્પના ઘેરનો અશો જરથોસ્ત જનમ્યો છે (વંદી. ૧૯, ૪૬.)

૧૨. આએ જમીન જે પોહલી, ગોલ તથા પાર કરવાને દુર છે. (તેમાંની) કેઇ જગો ઉપર એ (હથ્યાર) તુંએ પકડડીઉં છે? (તારા હાથમાં આવ્યું છે.)? (જવાબ) તે પોરૂશસ્પનાં ઘેરમાં જે જબરમાં (જબાર નામના પાહાડમાંથી વેહતી) દરજીક ઉપર (દરજીક નામની નદીના કીનારા ઉપર છે.) (વંદી. ૧૯, ૪.)

"અવસ્તાનાં જેટલાં દફતરો આપણી પાસે આજે મોજુદ છે તેમાંથી સૌથી સરસ તવારીખ આપણા પેગમબર વીશેની વંદીદાદની ૧૯ મી પરગરદ મધેથી મલી આવેછે. તે મધે એક ટુકું જરથોસ્ત નામુ છે, તેમાંથી એક ફકરો નીચે ઉતારી લેઇએ છઇએ.

**અવસતા.**

કવ હે દ્રુજહે અંહાઓ જેમો યત્ પથનયાઓ સ્કરેંનયાઓ દુરએપારયાઓ? દ્રેજ્ય પઇતિ જબરહે નમાનહે પોઉરૂષસ્પહે.

**અર્થ.**

"આએ દુન્યા જે પોહલી ગોલ તથા પાર કરવે મુશકેલ છે તેની કેઇ જગોમાં તુંને એ (હથ્યાર) મલ્યું? "પોરૂશપનાં ઘેરમાં કે જે જબ્બર (નામના પાહાડમાંથી) દરેજ્ય (નામની નદી વેહે છે તેને) કીનારે છે."

આએ સવાલ જવાબ ઉપરથી પોરૂશસ્પનું ઘેર કયાં હતું તે માલુમ પડેછે અને તેની જગો ચોકસ થઈ તો જરથોસ્તની જનમભુમી પણ ચોકસ થઇ ચુકી એવું સરવે કોઇ માનશે; વાસતે એ ફકરાનો જે અર્થ હમોએ કીધો છે તે હમોએ બરોબર પુરવાર કરવો જોઇએ છે. પેહેલાં હમે ઉપલા અવસ્તાના વાકયનો પેહેલવી તરજુમો ટાંકીએ છીએ.

"અએધ અના દાશત પનન દનમન પહાને ગરત દુરવતરગ પનન દરજીક જબાર દર માને પોરૂશસપ. અએત મનન અએતુન ઇમનનેત અએ નરમન દાશત પનન દનમન દમીક અનદ પહાને ગરતે દુરવતરગ અજશ જક સવાક દાશત પનન દરજીક જબાર દરમાને પોરૂશસપ."

પેહેલવીવાલાઓએ માહાં ભાએગે **દરજીક** અને **જબાર** અસલ અવસ્તાનાંજ બોલો વાપડયા છે, તેના અર્થો પેહેલવીમાં કીધા નથી અને તે સાથે કોઈ પ્રકારનો એ બોલોનો ખોલાશો આપ્યો નથી, એ સબબથી પેહેલવી ઉપરથી એ બોલોની સમજ મેલવવી મુશકેલ થઇ પડી છે. એ૦ ફરાંમજી અશપંદીઆરજીએ "જબાર" નો અર્થ "જોરનો" કીધો છે. એ બોલને "જાવર" સાથે ગુંચવી નાખયો હોય એવું માલુમ પડે છે, અને "દરજીક" નો અર્થ "સખત" શું કારણે કીધો છે તે સમજ પડી શકતું નહીં

**એ૦ ફરાંમજીનો ચાલુ તરજુમો.**

"કેહેવું તે હથીઆરનો ઘેહેરતું રાખતો એ જમીન ઉપર દરૂજને મારવાનું દરૂજોનાં શર ઉપર જેકે પોહલું અને ગોલ અને દુર મારગતું અને

જાંહાં દુરદરાજ લગે દેવ દરૂજો હોએ તાંહાં સુધી તેનાંનાં શર તુટે એ જમતી" મીનો હથીઆર પોઉરોશસ્પનાં ઘરમાં હતું તે હથીઆર પોતાના હાથમાં રાખીઉં."

ડાકટર સપીગલે ૧૩ વરશ ઉપર એ ફકરાનો તરજુમો કીધો હતો તે એ૰ ફરાંમજીનાં અર્થ કરતાં કોઇ પણ રીતે વધારે ચોકસ નહી હતો. તે વખતે ડાકટર સ્પીગલ એ ફકરાનો અર્થ બરોબર સમજેલો નહી હતો. જેમકે તે પોતે કબુલ કરેછે કે "This verse is by no means clear. યાને આ કવીતા કાંઇબી ખોલી-સમજાએ એવી નથી." જ્યારે પોતાની સમજમાં અર્થ બરાબર બેસે એવો તે કરી નહી શકતો ત્યારે ડાકટર સપીગલ આગલ થઇ ગયલા તરજુમાને વલગી રહેલો દીશે છે, જેમકે ઉપલા ફકરાનાં તરજુમામાં "દરજીક"નો અર્થ સખત અને "જબાર"નો અર્થ જોર, એ૰ ફરાંમજીની માફક તેણે પણ કીધો છે જે તેના તરજુમા ઉપરથી દીસશે.

### ડાકટર સપીગલનો તરજુમો.

To keep them on the earth, the broad, round hard to run through in great strength in the dwelling of Pourushaspa.

**માએની**—પોહોલી, ગોલ, દોડવાને કઠણ ધરતી ઉપર ઘણી મજબુતીથી પોરોશસ્પનાં ઘરમાં તેઓને રાખવા કીજે.

એ બાબદ ઉપર ડાકટર વીનદીશમેને ધ્યાંન પોંહચાડીને ધાર્યું કે જો "દરજીક" અને "જબાર"નાં અર્થ થતા હતે તો પેહેલવીવાલાઓ તેના તેજ બોલો વાપડતે નહી પણ જ્યારે એ બોલો વીશેશ નામના હોશે ત્યારેજ તેનો અર્થ કીધા વીના તેના તેજ બોલ રાખ્યા છે. એ વીચાર ધ્યાંનમાં રાખતાં બુનદેહશ મધે જરથોસ્તની ટુંકી તવારીખ છે તેની તપાસ તેને લીધી તો શરૂઆતમાંજ તેને માલમ પડયું કે "જરથોસ્ત પોરૂશસ્પને ત્યાં "દરગા" નામની જગો ઉપર પેદા થયો—"* એ "દરગા" જગોનું નામ ઠડે છે અને તે પેહેલવી "દરજીક" સાથે મલે છે વાસતે વીનદીશમેનને ચોકસ થયું કે "દરજીક" એ જરથોસ્તની જનમભુમીનો બોલ છે. હવે બુનદેહશમાં ઇરાનનાં શેહેરો, પાહાડો, નદીઓની ટીપ આપેલી છે તેમાંથી "દરજીક" બોલ શાને વાસતે વાપડેલો છે તે

* મિન પોરૂશસ્પ જરતોશ્ત વલ દરગા હીદઈનીશ જાત હનમનદ.

(યુસ્તીની બુન્દેશને સફો ૭૯ મો.)

તપાસ્તાં માલમ પડયું કે એ નામની એક નદી ઇરાનવેજમાં વેહેછે અને જેનાં બેઆનમાં લખેછે કે તેનાં મથાલાં આગલ જરથોસ્તનાં બાપ પોરૂશસ્પનું ઘેર છે* એજ નદીને વાસતે બીજે ઠેકાંણે લખેછે કે "દારજ નદી—બારા (પાહાડ) ની નદી છે. ત્યાં ઉંચાઇ ઉપર જરથોસ્તનાં બાપનું ઘેર છે, જરથોસ્ત ત્યાં જનમ્યો હતો. †

બુનદેહેશનાં એ ત્રણ ફકરાઓ ખોલ્લું કરીને દેખાડેછે કે અવસ્તામાં આવેલા બોલો "દરેજ્ય" તથા "જબર" એક નદી તથા બીજો પાહાડને વાસ્તે આવેલા છે. "બારા" કરીને પેહેલવીમાં લખેછે તે "જબર" બોલનો "જ" નીકલી જઇ બરનો બારા થએલો બોલ લાગેછે. હવે ચોકસાઇ પુરી કરવાની એટલીજ રહીછે કે "બારા" નામનો પાહાડ હતો એવી સાબેતી કોઈ પુસ્તક મધેથી મલવી જોઇએ, જેમ હજુર સુધી થયું નથી. હમે ઉપર જણાવ્યું કે ડાકટર સપીગલે ૧૩ વરશ ઉપર એ૦ ફરાંમજીનાં બરાબરનોજ તરજુમો કીધો હતો, પણ ગયે સાલ તેણે વંદીદાદના બોલોની શરેહ છપાવી છે તેમાં પોતાની ભુલ એકરાર કરી "દરેજ્ય" નો અર્થ ડાકટર વીનદીશમેને એક નદીના નામનો કીધો હતો તે કબુલ રાખી પોતાની તરફથી "જબર" નો અર્થ એક પાહાડનું નામ એવો ઠેહવ્યો છે અને તેમ કીધા પછી જે તરજુમો આપયો છે તે હમોએ આએ બાબતની શરૂઆતમાં વાપડયો છે.

એવી રીતે ખોલ્લું બુનદેહેશમાં લખે છે કે જરથોસ્ત પોરૂશસ્પનાં ઘરમાં જનમ્યો હતો તથા પોરૂશસ્પનું ઘેર "દરજીક" નદીને કીનારે હતું તથા "દરજીક" નદી "બારા" પાહાડમાંથી વેહેતી હતી અને તે ઇરાનવેજમાં હતી. બુનદેહેશનું ઉપલું લખેલું કાંઇ ખોટું નથી તે અવસતાથી પુરવાર થાએ છે. આએ બાબદની શરૂઆતમાં વંદીદાદની ૧૯ મી પરગરદનો જે ફકરો આપયો છે તે ઉપરથી ખોલ્લું જણાએ છે કે પોરૂશસ્પનું ઘેર "દરજીક" નદીને કીનારે હતું અને તે નદી "જબર" પાહાડમાંથી નીકલતી હતી."‡

---

* દારજરૂત પનન અઇરાનવેજ મનનશ માને પોરૂશસપ અબીતરે જરતુશત પનન બાર દહ્વનનત. (ચુસ્તી બુન્દહેશ્ને સફો ૫૩ મો.)

† દારજ રૂત રૂતબારાન રતમમનશ માને અબીતરે જરતુશત પનન બાલા, જરતુશત તમમેમન જાત. (ચુસ્તી બુન્દહેશ્ન સફો ૫૮ મો.)

‡ જરથોશ્તી અભ્યાસ, અંક ૧ લો સફો ૧૧ થી ૧૫.

## ૯ દરજીક નદી તથા જબર પાહાડ ઈરાનવેજમાં હતાં.

જરથોશ્ત પોરૂશસ્પના ઘેરમાં જનમ્યો, અને પોરૂશસ્પનું ઘેર દરજીક નદીને કીનારે હતું, એટલું જાણ્યા પછી બીજું એ જાણવું અગતનું છે કે, 'દરજીક' નદી કયાં હતી? અવસ્તા મધેથી, દરજીક નદીનું કશું બયાન મલતું નથી પણ બુનદહેશમાં, ઇરાનની નામીચી નદીઓના નામો આપેલાં છે, તેમાં દરજીક નદીનું નામ આવે છે એ વીશે જરથોશ્તી અભ્યાસમાંથી ઉતારો લેઉં છું:—

"હવે બુનદેહશમાં લખેછે કે "દરજીક" નદી ઇરાનવેજમાં હતી તે પણ માનવામાં આવે છે કાંએજે અવસ્તામાં જરથોસ્તને વાસ્તે જાબજા લખેલું છે કે તે ઇરાનવેજમાં વખણાએલો હતો તે ઉપરથી ઠડે છે કે તે ઇરાનવેજ મુલકનો રેહેવાસી હતો અને તેમ હોએ ત્યારે "દરજીક" નદી ઇરાનવેજમાંજ જોઈએ. આપણામાં એવી કેહેવત છે કે જરથોસ્ત વેહદાઇતી નદી પાર કરીને બલખ શેહેરમાં ગયો તેની ખોલ્લી પુરવારી અવસ્તાથી મલી નથી આવતી, તોપણ એ વાત ભરૂસાભરેલી જણાએ છે કાંએજે અવસ્તા તથા બુનદહેશ્નમાં લખે છે કે વેહદાઇતી નદી પણ ઇરાનવેજમાં છે અને એવું બનવું મુશકેલ નથી કે "દરજીક" નદી ઉપરનાં પોતાના રેહેઠાણમાંથી નીકલી વેહદાઇતી નદી પાર કરીને પાએતખત તરફ તે ગયો હોએ. બલકે એવો ઇશારો અવસ્તામાંથી સોધવા ચાહીએ તો મલી આવે છે કે વેહદાઇતી નદીની આગલ ઉભા રહીને જરથોસ્તને કેટલીએક અરજ દાદાર હોરમજદની દરગાહમાં કરવી પડી હતી. તેની મતલબ એમ લેઈજીએ કે તે નદી પાર કરી પોતાનાં મગજમાં ગોઠવી રાખેલાં કામની શરૂઆત કીધા આગમચ દાદાર હોરમજદની તરફથી મદદ ચાહી હોએ."*

## ૧૦ જરથોશ્તનો જનમ ઈરાનવેજમાં.

કેટલી એક દલીલથી, જરથોશ્તની જનમભુમી, ઇરાનવેજમાં મુકરર કરી શકાએ છે. વંદીદાદની પેહેલી પરગરદમાં લખેછે કે,ફરેદુન ગીલાનમાં પેદા થયો હતો.[૧૩] એવી રીતે ફરેદુનના જનમ વીશે ચોકસ

* જરથોશ્તી અભ્યાસ, અંક પેહલો સફો ૧૫ મો.

[૧૩] જગાઓમાંની તથા શેહરોમાંની ચઉદમી સરસ જગો તથા શેહર જે મેં બનાવીઉં (વસાવીઉં), હું કે જે હોરમજદ છેઉં તેણે, તે ચાર ખુણાંવાલું (ચોખંડ) ગીલાંન હતું, જાંહાં જુહાકને મારનાર ફરેદુન જનમ પામ્યો હતો. (વંદી. ૧, ૧૮.)

ખાતરી થાએ છે કે તે ગીલાનમાં જનમ પાંમ્યો હતો. હવે કેટલાએક પાદશાહ તથા પેહેલવાનોએ, પોતાની કેટલીએક મુરાદ હાંસેલ કરવા, બંદગીઓ કીધી છે, તેની થોડીએક હકીકત યશ્તોમાં આવેલી છે. ત્યાં દરેક જણે, કયાં બંદગી કીધી, તેની જગો પણ જણાવ્યામાં આવી છે. એ હકીકત તપાસ્તાં માલુમ પડે છે કે, ફરેદુને બંદગી કીધી હતી તેની ચાર ઠેકાણે નોંધ છે. આવાં યશ્તમાં, ગોશ યશ્તમાં, રામ યશ્તમાં, તથા અશીશ્વંઘ યશ્તમાં[૧૪] એ ચાહરે ઠેકાણે તેની બંદગીની જગો ગીલાન લખી છે, અને ગીલાન ફરેદુનની જનમભુમી છે, એવું વંદીદાદની ૧ લી ૫રગરદ ઉપરથી જાણીએ છીએ. એ ઉપરથી એવો સાર કાહાડવામાં આવ્યો છે કે, યશ્તોમાં બંદગી કરનારાઓની જે જગો બતલાવી છે, તે તેઓના જનમની જગો હશે.[૧૫] જો એ કલ્પણા ખરી ઠહી તો, પછી જરથોશ્તે બંદગી કીધી, તે કેઇ જગો ઉપર કીધી એટલું યશ્તો ઉપરથી માલુમ પડયું તો, જરથોશ્તના જનમની જગો મુકરર થઇ શકે. એ કાયદે આવાં, ગોશ, તથા અશીશ્વંઘ યશ્તોમાં[૧૬] જરથોશ્તની બંદગીની જગો, વેહદાઈતીવાલાં ઇરાન વેજની લખી છે, તેજ જગો તેના જનમની હોવી જોઇએ.

બીજી એક જુદી દલીલ ધ્યાન આપવા જોગ છે. પાછલા વખતમાં, જ્યારે યશ્તો લખાઈ ત્યારે, લોકોનો ચોકસ ફરેશ્તાઓ ઉપર એટલો બધો એતેકાદ લાગ્યો હતો કે, ફરેશ્તાઓ

---

[૧૪] આથ્વ્યાનના શુરા ખાનદાનના બહાદુર બેટા ફરેદુને (તેણીને) ચાર ખુનાવાલાં (દરેક દશાએ કસબાવાંલા) ગીલાંન મધે ઈઆદ કીધી.
(આવાં યશ્ત, ફ. ૩૩. ગોશ, ૧૩. રામ, ૨૩. અશિશ્વધ, ૩૩.)

[૧૫] જમશેદે હુકેર પહાડ ઉપર બંદગી કીધીછે; હોશંગે હર પાહાડ ઉપર, કેખોસરૂએ ચએચસત વર આગલ, ગુશતાસ્પે વેહદાઈતી નદી આગલ, બંદગી કીધી છે. એ સીવાય બીજા ઘણા પાદશાહો તથા પેહલવાનોની જગો યસ્તોમાંથી મલે છે તે અત્રિ જણાવતાં આએ રેસાલાની મતલબથી લગાર દુર ગયલું કેહવાય વાસતે ઉપલા થોડાજ જાણીતા દાખલા આપ્યા છે.

[૧૬] વેહદાઈતી (નદી)વાલા ઈરાનવેજમાં અશો જરથોશતે (તેણીને) ઇજી. (આવાં યસ્ત, ફ. ૧૦૪, ગોશ ૨૫, અશી. ૪૫.)

ખોદાતાલાના બનાવેલા છે તે વાત તેઓ એક બારગી વીસરી ગયા હતા. લોકો ફરેશતાઓને હોરમજદનાં જેટલાંજ માનને લાએક ગણતા હતા, એટલુંજ નહી પણ હોરમજદથીબી સરસ હોએ, એવું ગુમાન કોઇ વખતે તેઓના મનમાં પેવસ થતું હતું, અને તેજ સબબથી કેટલીએક યશ્તોમાં હોરમજદ, પોતાના પેદા કીધેલા યજદોની બંદગી કરતો જણાએ છે.[૧૭] અને ત્યાં જણાવ્યા પ્રમાણે હોરમજદની બંદગીની જગો જે ઇરાનવેજમાં હતી, તેજ જગો ઉપર જરથોશ્તનો જનમ થયો હતો એવું અટકલી શકાએ છે.

## જરથોશ્ત ઇરાનવેજના રએ શેહેરમાં જનમ્યો હતો.

જરથોશ્તનો જનમ, પોરૂશસ્પના ઘેરમાં, પોરૂશસ્પનું ઘેર, જબાર નામના પાહાડમાંથી વેહેતી દરજીક નદીને કીનારે, અને દરજીક નદી, ઇરાનવેજમાં આવેલી છે. એટલું મુકરર થવા પછી છેલ્લું એ બાકી રેહેછે કે, દરજીક નદીના કીનારા ઉપર, જ્યાં પોરૂશસ્પનું ઘેર હતું, અને જ્યાં જરથોશ્તનો જનમ થયો હતો, તે જગોનું યાને શેહેરનું નામ શું હતું ?

એ વીશે જરથોશ્તી અભ્યાસનાં ૭૦ માં સફાથી કેટલોએક ઉતારો નીચે આપું છું:—

[૧૭] એથી કાંઇ જુદી રીતે તોપણ એવીજ ઢપનું આપણી યશ્તો બની તે વખતે જોવામાં આવે છે. જે યજદ યા અમેશાસ્પંદની યશ્ત હોએ તેમાં હોરમજદ કહે છે કે એ યજદને મેં મારા જેવાંજ માનને લાયક પેદા કીધો છે. હવે એ યજદ અમેશાસ્પંદો તે ખોદાએની જુદી જુદી શકતીઓ છે, ગોયા હોરમજદે જુદાં જુદાં કાંમને વાસતે જુદા જુદા ફરેશ્તાઓને મવકલ કીધેલા છે. એટલે કે બધા ફરેશ્તાઓની શકતીઓ મલીને એક હોરમજદની શકતી થાએ, પણ કોઇએક ફરેશ્તાની શકતી હોરમજદના જેટલી નહી થઇ શકે. તે છતાં યશ્તોમાં તેમ જણાવેલું છે. જેમકે આપણી આંખ, કાંન, પગ, હાત ઇત્યાદી મલીને આપણુ તમામ શરીર થાય છે, અને આંખે જોઇએ છીએ, કાંને સાંભલીએ છઇએ. હવે આંખ વગર આપણને ચાલે નહી તોપણ આંખથી શરીરની તમામ ગરજ સરતી નથી. એ પ્રમાણે એકેક અમેશાસ્પંદ તથા યજદ હોરમજદને જરૂરનાં છે તોપણ એક અમેશાસ્પંદ યા યજદ હોરમજદનું સરવે કાંમ બજાવી શકે નહી ત્યારે તે હોરમજદનાંજ સરખાં માંનને લાયક કેમ ગણાએ ? વલી કેટલોએક યશ્તોમાં હોરમજદ પોતે તે યશ્તવાલા યજદોને પોતાની બરોબરના ગણવાથી ધરાતો નથી, પણ પોતાથી સરસ ગણવાને ધારે છે. એટલુંજ નહીં પણ હોરમજદ પોતે પોતાના બનાવેલા યજદોની મદદ માગવાને આંચકો ખાતો નથી. એ દેખાડી આપે છે કે યશ્તોના જમાનામાં જેની તારીફ કરવા બેઠા તેની અતીસય તારીફ કરવાનો વીચાર ચાલતો હતો, એટલા સુધી કે તેઓને હોરમજદની બરોબરના માનના ગણવામાં આવતા હતા, બલકે તે યજદોની તારીફમાં લોકો એટલાતો ચકચુર થઇ જતા કે છેક હદથી બાહેર જઇને હોરમજદ કરતાંબી વધારે માંનના તેઓ હોય એવો વીચાર રાખવાને, તેઓની યજદોની તારીફમો ચકચુર થઇ ગયલી સમજ, અટકાવ કરતી નહી હતી.

"આપણે શાંભલતા આવ્યા છઇએ અને જરથોશ્તનામામાં વાંચ્યે છઇએ કે સ્પિતમાન જરથોશ્ત રએ શેહેર મધે પેદા થયો હતો. પણ રએ શેહેર ક્યાં હતું તે જરથોશ્તનામામાં જણાવ્યામાં આવ્યું નથી. અવસતા તથા બુનદેહેશની શહાદતથી જરથોશ્તનાં જનમવાલા શેહેરનું નામ જાણ્યામાં આવ્યું નથી. પણ કયા મુલકમાં અને કેઇ નદીને કીનારે તે જનમ્યો એટલુંજ માલમ પડી આવ્યુંછે. હવે એવું બનવા જોગ છે કે જરથોશ્ત નામામાં, જણાવેલા એ મુલકમાં તથા તે મધે જણાવેલી નદીને કીનારે આવેલું હોએ. એમ જો હોએ તો એ બાબતમાં જરથોશ્તનામાનું લખવું અવસતા તથા બુનદેહેશથી જુદું ગણાઇ શકાએ નહી.

રએ શેહેરને વાસતે અવસ્તામાં 'રઘ' બોલ લખાએછે અને તે બે ઠેકાંણે આવેલો છે:—

યજશનેના ૧૯ માં હાના ૧૮ માં ફકરામાં અને તેમાં નીચે પ્રમાણે રએ શેહેરની બાબત આવી છે,

કયા કયા સરદારો? (જવાબ) ઘેરનો, મોહલાનો, પરગણાનો, મુલકનો, તથા જે મુલકો જરથોસ્તનાં રએ (શેહેર) થી જુદાં તેનો પાંચમો (સરદાર) જરથોસ્ત. જરથોસ્તી રએ (શેહેર) માં ચારજ સરદારો. તે કયા સરદારો? (જવાબ) ઘેરનો, મોહલાનો, પરગણાનો, અને ચોથો જરથોસ્ત.*

## શરેહ.

યજશનેનાં ૧૯ માં હાની આખેરીએ કેટલા સરદારો, કેટલા ધંધા ઇત્યાદી વીશેનાં સવાલ જવાબો આવેલા છે, તે મધે સરદાર વીશે પેહેલાં સવાલ કીધામાં આવ્યોછે કે કેટલા સરદારો છે. તેનો જવાબ એવો આપયામાં આવ્યોછે કે ૧ લો ઘેરનો, ૨ જો મોહોલાનો, ૩ જો પરગણાનો,

* આગલા વખતમાં ઈરાન દેશમાં હકુમત કેમ ચાલતી હતી તેનો થોડોએક ખ્યાલ લાવવાને ઉપલો ફકરો ઘણો અગતનો છે. એકએકથી ચહડતા તબકા કરીને તેનાં જુદા જુદા સરદારો ઠેડવ્યામાં આવતા હતા જેમકે ઘેરનાં ધણીની ઉપર મોહલાનાં ધણીને મુકયામાં આવ્યો હતો અને તેની ઉપર પરગણાઓનો અને તેની ઉપર મુલકનો પાદશાહ રેહેતો હતો અને મુલકનાં પાદશાહનીબી ઉપર જરથોશ્ત રેહેતો હતો. યુરોપની તવારીખમાં વાંચીએ છઇએ કે કેટલીએક સદીની આગમચ યુરોપના મોટા મોટા પાદશાહો પોપનાં ઘોડાની લગાંમ પકડીને ચાલવામાં કોઈબી દરજજે હલકું નહી ધારતા હતા, બલકે બેહેશતમાં જવાનો તે એક ઉપાએ સમજતા હતા. એ મીસાલે આગલા વખતમાં આપણા લોકોમાં પણ હોએ એવું ધારવાને ઉપલો ફકરો ટેકો આપેછે. ઉપલા ફકરામાં જ્યાં જરથોશ્ત બોલ આવેલો છે ત્યાં સ્પેંતમાન જરથોશ્તને તથા તેની પછી તેની જગો રાખનાર દસતુરને સમજવો જોઈએછે. આજનો વખત કેવો આવ્યોછે અને દસતુરોનો દરજજો કેટલો હલકો થઈ ગયોછે તે સાથે ઉપલી બાબત સરખાવતાં કોઈ શુકરાના કરશે અને કોઈ દલગીર થશે.

૪ થો મુલકનો તથા જે મુલકો જરથોશ્તનાં રઘ્એ શેહેરથી જુદાં ત્યાં પાંચમો જરથોશ્ત; પણ જરથોશ્તી રઘ્એમાં ચારજ સરદાર. ૧ લો ઘેરનો, ૨ જો મોહલ્લાનો, ૩ જો પરગણાનો, ૪ થો જરથોશ્ત.*

જરથોશ્તી રઘ્એમાં ચારજ સરદાર અને બીજા મુલકોમાં પાંચ. એ તફાવત શા કારણ ઉપરથી, પડયો તે સોધતાં માલુમ પડેછે કે જ્યાં જરથોશ્તનો અમલ ચાલતો હતો ત્યાં મુલકનો સરદાર કોઈ નહી હતો, ગોયા જરથોશ્ત પોતેજ મુલકનો સરદાર હતો અને જયાં નહી હતો ત્યાં મુલકનો સરદાર કોઇ બીજો હતો તેથી જરથોશ્ત પાંચમો સરદાર ગણાતો હતો. એ જોતાં દીશેછે કે રઘ્એ શેહરમાં જરથોશ્તનો અમલ હતો. એ, એ શેહેરને જરથોશ્તી રઘ્એ કરીને લખ્યુંછે તે ઉપરથી જરથોશ્તનો તે સાથનો અતલગનો સંબંધ દેખાઇ આવે છે. એ સંબંધ કેઇ તરેહનો હતો તેની વધારે ખબર ઉપલા ફકરા મધેથી મલી આવતી નથી, પણ અટકલ કરી શકાય છે કે રઘ્એ શેહરે જરથોશ્તી કેહેવાતું હતું તે તેનાં તે મધે જનમ પાંમવાને લીધેબી હોએ પણ તેમ ચોકસ કેહેવાને અવસ્તાથી કસા દાખલા મલતા નથી.

'રઘ' શેહેર વીશે અવસ્તામાં બીજી જે જગાએ બયાન આવેલું છે, તે વંદીદાદની પેહેલી પરગરદનાં ૧૬ માં ફકરામાં નીચે મુજબ આવેલુ છેઃ—

શેહેરો તથા જગાઓમાં બારમું સૌથી સરસ, હું જે હોરમજદ છું (તેણે) પેદા કીધું (તે) ત્રણ વરણવાલું રઘ (શેહેર હતું).

જો યજશનેનાં ૧૯ માં હાના ૧૮ માં ફકરા ઉપરથી રઘ્એ શેહેરને જરથોશ્તનું જનમ શેહેર ગણવાને આપણું ધ્યાન દોડે તો વંદીદાદનાં ઉપલા ફકરામાં આવેલા 'થ્રિજન્તૂમ' બોલનો અર્થ ત્રણ વરણવાલુ એટલે શું તે સમજવાને સેહેલ પડે છે. ત્રણ વરણ, ત્રણ જુદી જુદી જાતવાલું એમ બોલવાની મતલબ એ કે જરથોશ્તી એ શેહેરમાં પેહેલાં ત્રણ જાતનાં ધંધા શરૂ થયા હતા. સાધારણ રીતે એવું બોલાએછે કે પેશદાદીઆન શાહ

* જરથોશ્તી રઘ્એ શેહેરમાં ચાર સરદારો અને બીજા મુલકોમાં પાંચ. તેનો તફાવત એટલોજ ગણવો કે રઘ્એ શેહેરમાં પાદશાહબી જરથોશ્ત અને દસ્તુરબી તેજ હતો. અને બીજા મુલકોમાં બીજાઓ પાદશાહો હતા અને જરથોશ્ત માતર દસતુર હતો. જેમકે હાલનો રોમન કેથોલીક ધરમનો વડો પોપ, રોમ શેહેરમાં પાદશાહાબી પોતે અને પોપબી પોતે છે, પણ ફરાનસ, સપેન, પોરટુગલ, ઈત્યાદી રોમન કેથોલીક મુલકોમાં પાદશાહ બીજાઓ છે અને ત્યાં તેતો માત્ર પોપજ છે. એ ઉપરથી ઘણું કરીને ચોકસ ઠડેછે કે રઘ્એ શેહેરમાં જરથોશ્તનો જનમ થયાને લીધે તે શેહેરને પાદશાહ ગુશ્તાસ્પે પોતાના હાથમાં રાખવાને બદલે જરથોશ્તને સપુરદ કીધું હોએ અને તેની હકુમત જરથોશ્તનાં એખલાનાં હાથમાં રાખી હોએ અને તેની વચે પડવાનું પાદશાહ ગુશ્તાસ્પે છોડી દીધું હોએ.

જમશેદે ત્રણ પેશાઓ જુદા પાડયા હતા પણ તેની ગવાહી અવસ્તા ઉપ-રથી માલુમ પડતી નથી અને તેમાં તો એ કામનું માન જરથોસ્તને પોતાને આપેલું છે.

ફરવરદીન યશતનાં ૮૯ માં ફકરામાં જરથોસ્ત વીશે જણાવેલુંછે કેઃ—

જે ( જરથોસ્ત ) પેહેલો અથોરનાન ( મોબેદ ), પેહેલો રથેસ્તાર ( પેહેલવાંન ) પેહેલો બુરજીગર ( હતો ).

એ પ્રમાણે જરથોસ્ને ત્રણ પેશાઓ પેહેલાં જુદા પાડયા અને તે કામ **રએ** શેહેરમાં તેણે કીધું હોએ તો તેથી તે શેહેરની યાદદાશત સાથે એ પેશાઓનું મુકરર થવું પણ યાદ રાખવામાં આવ્યું હોએ અને તેથી 'ત્રણ પેશાવાલુ'' એવા વીશેશણથી **રએ** શેહરે ઓલખાવા લાગું હોએ.

વંદીદાદનો પેહેલવી તરજુમો કરનારાઓએ ' રઘામ્ થ્રિજન્તૂમ' નો અર્થ નીચે પ્રમાંણે કીધો છે.

રાક ( રએ ) ત્રણ તોખમવાલું તે આજરબાએજાન(માં) છે. કેટલાએકો તેને રએ કેહેછે. ત્રણ તોખમ એટલે કે અથોરનાન, રથેસ્તાર તથા બુરજીગરી ( નાં પેશા ) ત્યાંથી (રએમાંથી) નીકલેલાછે. કેટલાએકો કેહે છે કે જરથોસ્ત એ જગોમાંનો હતો અને ત્યાંથી એ દરેક ત્રણ (તોખમ) હતા. એમ એટલા વાસ્તે કેહેવામાં આવેછે કે તે જગોમાંથી એ ત્રણંડે શરૂ થયા હતા.*

પેહેલવી તરજુમો કરનારાઓએ થ્રિજન્તૂમ્નો અર્થ બરોબર કીધો છે અને ત્રણ તોખમ પેહેલવીમાં જણાવેછે તે જરથોસ્તનાં તરણ છોકરાથી મતલબ રાખેલી લાગેછે, કારણ કે જરથોસ્તે ત્રણ પેશા મુકરર કરી પોતાનાં દરેક છોકરાને એકેકો પેશો સોંપી દીધો હતો. પેહેલવીવાલા કેહેછે કે **રએ** આજરબાએજાનમાં છે અને બુનદેહશમાં જણાવે છે કે આજર બાએજાન ઇરાનવેજ તરફ છે, ત્યારે **રએ** શેહેર કયાં હતું તે કેટલેએક દરજજે મુકરર થાએ છે. વલી અવસ્તા પ્રમાંણે જરથોસ્તની જનમભુમી ઇરાનવેજમાં ઠડેછે અને જનમ શેહેર **રએ** હોએ એવું અટકલી શકાએછે, તે જોતાં જરથોસ્તનો જનમ ઈરાનવેજમાં દરજીક નદીને કીનારેનાં **રએ** શેહેર મધે થયો હોએ એવું લાગેછે. આએ મારી તપાસથી જરથોસ્ત નામાંમાં જરથોસ્તનાં જનમ શેહેરનું નામ 'રએ' કરીને લખ્યુંછે તે ખરૂંજ ઠડેછે અને તેની ઘણે દરજજેની સાબેતી અવસ્તા ઉપરથી મેં ઉપર આપી છે. વલી **રએ** શેહેર હતું તે પણ અવસ્તા ઉપરથી ઘણે દરજજે મુકરર કર્યામાં આવ્યું છે."

---

* વંદીદાદનો સ્પીગલનો પેહલવી તરજુમો પરગરદ ૧ લી, ફ. ૬૦ મો.

## ૧૨. ઇરાનવેજની હદ.

જરથોશતને વાસતે યજશ્નેના ૯માં હામાં[૧૮] જણાવે છે કે, તે ઇરાનવેજમાં વખણાએલો હતો. વલી આપણે જાણ્યે છઇએ કે, જરથોશત, શાહ ગુશતાસ્પની દરબારમાં વખણાયો હતો, અને શાહ ગુશતાસ્પની દરબાર, બલખમાં ભરાતી હતી. પણ જો અવસ્તામાં એમ લખેછે કે, જરથોશત ઇરાનવેજમાં વખણાએલો હતો, તો પછી ધારવું જોઇએ કે, બલખ બી ઇરાનવેજમાંજ ગણાતું હતું. પણ એ વીચારની વીરૂધ, વંદીદાદની પેહેલી પરગરદ આવેછે, જ્યાં પેહેલું, ઇરાનવેજ, અને ચોથું બલખ, લખેલું છે. વલી જો જરથોશતનું જનમ શેહેર 'રએ,' ઇરાનવેજમાંજ ઠેઠવ્યું તો પછી ઇરાનવેજની હદ બલખથી પશ્ચિમ તરફ છેક રએ સુધી, પુગવી જોઇએ. એ વીચારને, વંદીદાદની પેહેલી પરગરદમાં આવેલા રએ શેહેરવાલા ફકરાની પેહેલવી શરેહથી, ટેકો મલે છે,[૧૯] કાંયજે ત્યાં કેહેછે કે, આજરબાઈજાનમાં રએ છે, અને વલી બુનદહેશમાં કેહે છે કે, ઇરાનવેજને છેડે આજરબાએજાન છે.[૨૦], આજે આપણે ઇરાનનાં કોઇબી નકશા ઉપર જોઇશું તો, રએ ઈરાનના હાલના પાએતખત તેહેરાનની જરાક નીચે જોવામાં આવેછે, અને તેના જરાક વાવ્ય ખુણાં તરફ, આજરબાએજાનનો મુલક દીઠામાં આવશે. એ ઉપરથી લાગેછે કે, ઇરાનવેજની હદમાં, રએ ગણાતું હતુ. બીજી તરફથી, બલખને બી ઇરાનવેજમાં લેવું પડેછે, તે ઉપરથી એક નવી બીનાં ધ્યાનમાં આવેછે કે, "કા સ પી અ ન સી" નામના સમુદરના દખણ કીનારે આવેલો કાકેસસ પાહાડ, ઉગમણ તરફ છેક બલખ તથા અલબુ-

---

[૧૮] ઇરાનવેજમાં વખનાએલો તું છે અએ જરથોસ્ત !

(યજ. હા. ૯, ૧૪.)

[૧૯] રાક તરણ તોખમવાલું, આજરબાએજન ; કેટલાએકો તેને રાએ પણ કહે છે. (સ્પીગલનો વંદી. નો પેહલવી તરજુમો પરગરદ ૧ લી, ૫. ૬૦મો.)

[૨૦] ઇરાનવેજ, આજરબાએજાનની બોરદુમાં છે.

(વેસ્તરગાર્ડવાલી બુન્દહેસ્ને સફે ૭૦ મો.)

૨જ સુધી પોંહચે, ત્યાં સુધી ત્યાંની જગો ઇરાનવેજ કેહેવાતી હતી. વંદીદાદની પેહેલી પરગરદમાં લખેછે કે, ઇરાનવેજમાં દસ મહીનાં ઠંડી અને બે મહીના ગરમી હતી. તે જોતાં, ઇરાનવેજ ઘણુંજ ઉત્તરતરફ હોવું જોઇએ, પણ નકશા ઉપર જોઇશું તો, માલુમ પડશે કે ઇરાનવેજની 'લેટીટયુડ,' ૩૬——૩૭ ડીગ્રીથી વધારે ઉપર નથી. એટલી ડીગ્રીમાં, એટલી બધી ઠંડી પડવી નહી જોઇએ. લનડન, જે નજદીક ૨૦ ડીગ્રી ઇરાનવેજથી ઉતર તરફ છે, ત્યાં પણ, દસ મહીનાં ઠંડી પડતી નથી. પણ એટલી ઠંડીની વાત ઉપરથી એવું ધારી શકાએછે કે, ઇરાનવેજનો મુલક, તમામ પહાડી હતો, અને તેનો ઉંચામાં ઉંચો ભાગ, ઉગમણુ તરફ બલખની નજદીકમાં અલબરૂજને નામે ઓલખાતો હતો. એ બીના ધ્યાનમાં આવી તો, પછી જરથોશ્તનો જનમ પશ્ચિમ તરફ આજરબાએજાનની નજદીકમાં આવેલા રએ શેહેરમાં, થવો જોઇએ, ત્યાંથી ઉગમણુ તરફ શાહ ગુશતાસ્પની રાજધાંની બલખ તરફ તેને મુસાફરી કરી જવું પડયું હતું, અને તેમ કરતાં વેહદાઇતી નદી ઓલંગવી પડી હતી, એવી જે બીના આપણે સાંભલ્યે છઇએ, તે તેહકીક ગણવાને કારણ મલેછે. કાંએજે ઇરાનવેજના મુલકમાં વેહદાઇતી (વડ.હુ-દાઇતિ) નામની એક મોટી નદી વેહેતી હતી, તેનો ઇશારો અવસ્તા ઉપરથી કાહાડી શકાએછે.

એવી રીતે ઇરાંનવેજની હદ ઘણી દુર સુધી પુગતી હતી, તેથી જરથોશ્તના જનમ શેહેર વીશે આગલા લોકોમાં ઘણો શક રહી ગયો છે. વંદીદાદની પેહલી પરગરદની પેહેલવી શરેહમાં[૨૧] લખે છે કે, કેટલાએકો, કેહે છે કે, "એ જગોનો જરથોશ્ત હતો," એટલે કે પેહેલવી શરેહ કરનારની ખાતરી નહી હતી કે, જરથોશ્ત ખરેખર રએ શેહેરનો હતો, પણ શરેહ કરનારનાં વખતમાં, કોઇ, એમ કેહેતું હશે, પણ તે બધા લોકો કબુલ રાખતા નહી હશે, વાસતે શરેહવાલાએ પોતાને માંથેથી જોખમ ઉતારી સાહુચેતીથી, કેટલાએકો એમ કહી ગયા છે, એટલુંજ જણાવીને

[૨૧] કેટલાએકો છે તેઓ એમ કહે છે કે જરથોસ્ત આએ જગોથી (પેદા) થયો હતો. (સ્પી. પેહલવી, પરગરદ ૧લી, ફ. ૬૦ મો.)

પુરૂં કીધું છે.[૨૨] એજ પ્રમાણે, ગ્રીક લખનારાઓમાં પણ મત ફેર છે. કોઇ કેહ છે કે, જરથોશ્ત બેક્ત્રીઆમાં પૈદા થયો હતો, કોઈ કેહ છે કે, મીદયામાં (રએ શેહર મીદયામાં ગણાએ છે), અને કોઇ કેહ છે કે પરસ્યામાં.[૨૩] એવી રીતે, આએ મોટા પેગમબરની જનમભુમી વીશે, આગલા જમાનાથી લોકોમાં શક છે, તે તદન ભાંજી નાખવાની હાલતમાં આપણે હજુર આવેલા હોઈએ એવું લાગતું નથી, પણ ઘણાખરાઓનો એવો મત છે કે, તે રએમાં જનમ્યો હતો, તેજ મત ઉપર, ઉપલી બારીક તપાસથી ઉતરવાને, હાલ તરત મુનાસેબ લાગે છે.

---

[૨૨] આપણા લોકોમાં આગલા દસતુરોએ એવી વાત ફેલાવીછે કે આપણાં પેહલવી પુસ્તકો અશો જરથોશ્તના શાગેરદોના બનાવેલાં છે. કેટલાએકો એવું લખી ગયા છે કે અવસ્તા જબાન આસમાની છે અને (જંદ) પેહલવી જબાન જરથોશ્તના વખતમાં ચાલુ વપડાતી જબાન હતી. વાસતે અવસ્તા જબાનમાં આએ દુન્યામાં કોઇબી પુસ્તક લખાયાં નહીં હતા, પણ એ જબાનનાં લખાયલાં પુસ્તકો જે દાદાર હોરમજદની દરગાહથી અશો જરથોશ્ત લાવીઆ હતા. તેનો ખુલાસો જરથોશ્તે પોતાના શાગેરદો આગલ કીધો હતો અને તેઓએ પેહલવી જબાનમાં લખી લીધો હતો. એવા જરથોશ્તના શાગેરદોનાં, તેમાં મુખ્ય કરીને જરથોશ્તના કાકાના છોકરા મેદીઓમાહનાં, પોતાનાં લખેલાં પુસ્તકો તરીકે 'વજરકરદ દીની,' 'દીનકરદ', પેહલવી રવાએતો, અવસ્તાના તરજુમા ઈત્યાદી ગણવામાં આવતા હતા; પણ હાલમાં જુદી જુદી ભાશા સંબંધી માહેતગારી આપણામાં પેવસ થઈછે તેથી એવું કેહી જનારા દસ્તુરોના પોતાના નબીરાઓ એ વાત હવે કબુલ રાખતા નથી. પેહલવી તરજુમો જરથોશ્તના શાગેરદોનો કીધેલો હોએતો જરથોશ્તની જનમ ભુમી વીશે તેઓ એમ શક ભરીઉં કાંએ લખે કે 'કેટલાએકો' કેહછે કે જરથોશ્ત રએનો હતો?

[૨૩] જરતોશતને યસીબીઅસ, તથા એમીઆનસ મારસેલીનસ બલખનો, અનેકોરેનનો મોસીજ, એરોસસ, તથા એલેકજાનદરીઆનો કલેમેનસ મીદીઆનો (રએ, મીદીઆમાંછે); હેરમોદોર, આરીજીનેસ, પારશીરી તથા દમાસકસનો પાસેનીઅસ, પરસીઆનો (ઇરાનવેજ ?) કહી ગયાછે.
(જરમન ઓરીએનટલ સોસાઇટીનું ૧૯ મું દફતર પાને ૨૮, ૨૯).

## બાબ ૩ જો.
## જરથોશ્તી સને.

### ૧૩. જરથોશ્તી સને ગણવાની આપણા લોકોની રીત.

આપણા ઇરાન દેશનો એક અજાયબ તરેહનો આગલો તરીકો હતો. આજસુધી ઇરાનની પુરાતન તવારીખ, જેટલી અને જેવી આપણને માલુમ છે, તે ઉપરથી કેહી શકચે છીએ કે, અસલમાં ઇરાન મધે પુરાતન વખતથી ચાલતો આવેલો સને હતો નહી. હવે પછી કાંઈ વધારે શોધ થાએ, અને પુરાતન ચાલુ સને માલુમ પડે તો તે દીગર વાત છે, પણ હજુર સુધી તો એટલુંજ ચોકસ જણાએ છે કે, ઇરાનમાં દરેક પાદશાહ પોતાનો સને ચલાવતો હતો, અને નવો પાદશાહ થયાથી જુણો સને બદલાઈને નવો સને ચાલતો હતો. એની શહાદત, સાસાનીઅન તબક્કાનાં પાદશાહોનાં સીક્કા ઉપરથી ચોકશ મલે છે. એ સીક્કાઓ ઉપર, પાદશાહનાં તખતે બેસવાનું સાલ લખે છે, પણ તેની આગમજનો કોઈ ચાલુ સને તેમાં જણાવ્યામાં આવતો નથી. નવો પાદશાહ થયો કે, તેના સીક્કા ઉપર નવેસરથી વરશ ગણાતું હતું. પાદશાહોનાં તખતે બેસવાથી, નવેસરથી પાદશાહી સને ગણવાનો કાયદો, એખલા આપણા અસલી ઇરાનીઓમાંજ હતો, એમ નથી, પણ એક રીતે આજે યુરોપમાં પણ એજ રેવાજ ચાલે છે. દાખલા તરીકે અંગ્રેજી રાજમાં, ચાલુ ઇસવી સને વાપડયા સાથે પાદશાહી સનેબી વપડાએ છે. જેમકે હાલમાં, મહારાણી વીકટોરીઆની પાદશાહીનું ૩૧ મું વરશ, ઇસવી સને સાથે, હમેશાં સરકારી દરબારી, તથા બીજાં અગતનાં દસ્તાવેજોમાં વપડાએ છે. રાણી વીક્ટોરીઆની આગમચ, વીલીઅમ ધી ફોર્થનું વરશ દસ્તાવેજોમાં લખાતું હતું. એમમાંણે પાદશાહી સને ગણવાનો રવયો બીજી કોમોમાં પણ સાધારણ છે, પણ તે સાથે બીજો કદીમ સને હમેશાં જોડાએલો આવે છે.

આજે આપણ જરથોશ્તીઓ, યજદજરદી સને વાપડચે છઇએ. આપણો છેલ્લો પાદશાહ યજદજરદ નામનો થઈ ગયો,

તે તખતે બેઠો તે દીનથી, તેનો સને ચાલુ થયો. એ પાદશાહ, કમનસીબે આરબો સાથની લડાઇમાં ઇરાનનું તાજ તથા તખત ખોઇ બેઠો, અને તેની પછવાડે આજ સુધી, કોઇ બીજો જરથોશ્તી પાદશાહ, ઇરાનની ગાદીએ આવ્યો નથી. જે વખતે ઇરાનનું રાજ આપણે હાથથી ગયું, તે વખતે આપણામાં અગર કોઇબી ચાલુ સને હતે તો, વીચારી શકાએછે કે તે આપણા લોકો અલબતે જાલવી રાખતે, પણ તેમ નહી હોવાને લીધે, તેઓને યજદજરદનોજ સને ચાલુ રાખવા સીવાએ, બીજો કોઇ ઉપાએ દીઠો નહી હશે.

આવો ખુલાસા ઉપરથી જોવામાં આવશે કે, આપણામાં તારીખ ગણવાનાં કારણસર, કોઈ ચાલુ પુરાતન સને નથી અને હતોબી નહી, પણ એક ધારેલા ચોકસ બનાવ પછી આજે કેટલાં વરશ ગુજરી ગયાં, એ જાણવું હોએ તો, તે બનાવ કયા પાદશાહના જમાનામાં બન્યો હતો તે પેહેલાં તપાસવું પડેછે, અને ત્યારબાદ, તે પાદશાહ પછી આજ સુધી બીજા કેટલા પાદશાહો થઇ ગયા, અને તેઓ દરેક કેટલા વરશો સુધી પાદશાહી કરી ગયા, તે જાણી લેઇને તે એકેક પાદશાહના વરશોના આંકો, એકેકની નીચે મેલીને તેનો સરવાલો લેઇ લેવો પડેછે અને સરવાલાનો જે આંક આવે, તે, તે બનાવને આજથી કેટલાં વરશ થયાં તે દેખાડી આપેછે. એ કાયદે, જરથોશ્તનો સને આપણામાં હમણા ગણવામાં આવ્યોછે, તેમાં પણ બે જુદાં જુદાં મત છે. કેટલાએકો જરથોશ્તનો સને ૨૨૫૭ વરશની વાત ઉપર, તથા બીજાઓ ૨૫૦૫ ઉપર, મેલેછે અને તે બાબે આગલા દાહડાઓ ઉપર આપણા ટોલામાં મોટી તકરારો થઇછે.

૧૪. જરથોશ્તી સનેની ગણતરી કરવામાં આજસુધી થતી ચુક.

ઉપર જણાવ્યું તેમ, દરેક પાદશાહની પાદશાહીના વરશોનો જુમલો લેઇને, આપણામાં હરેક બનાવનો સને કાહાડયામાં આવેછે; તે મીસાલે જરથોશ્તનો સને પણ, આપણા લોકોએ કાહાડયોછે.

સીકંદર રૂમી, જેને અંગ્રેજો, Alexander the Great કરીને કેહછે, તે યુનાનથી ઇરાન ઉપર હુમલો કરવા આવ્યો હતો, અને ઇરાનના પાદશાહ 'દારાએસ કોદોમાનેસ' જેને શાહાનામામાં, 'દારા,' કરીને લખ્યો છે, તેને લડાઇમાં ઇસિવી પુર્વે સને ૩૩૧ માં હરાવ્યો, અને પછી બેબીલોનમાં ઇસવી પુર્વે સને ૩૨૩ માં એટલે કે આઠ વરશ પછી તે મરણ પાંમ્યો. સીકંદરના ગુજરવાનો સને ચોકસ રીતે સહી થએલો છે, વાસતે જરથોશતનો સને સોધી કાહાડવા, શાહા ગુશતાસ્પની પછી સીકંદર સુધી થઇ ગએલા ઇરાની પાદશાહોની પાદશાહીના વરશો કેટલાં થયાં, તે સોધી કાહડવાં જોઇએ છે. હવે ગુશતાસ્પ પછી બહમન, હોમાએ, દારાબ તથા દારા નામના પાદશાહો થઇ ગયાછે, એવું તમામ ઇરાની તવારીખોમાં લખેલુંછે. પણ એ પાદશાહોની પાદશાહી કેટલાં વરશો સુધી ચાલી, તે વીશે જુદાં જુદાં મતો છે, અને ધાર્યા મેલે તે મતફેરને લીધે, આપણામાં સનેની ગણતરીનો તફાવત પડયો છે. પણ મારી સમજ પ્રમાણે એ બંધે ગણતરીવાલાઓ એકસરખી રીતે ચુકયા છે, કાંએજે બંધેએ ગુશતાસ્પની પછી બહમન, હોમાએ, દારાબ, તથા દારા ગણ્યાછે, પણ હમણાની તવારીખની નવી સોધોથી તો એવું માલુમ પડેછે કે, ગુશતાસ્પ તથા બહમન વચે બીજા ઘણાએક પાદશાહો થઇ ગયાછે, જેઓનું કાંઇબી બયાન કે ઇશારો વટીક હાલની ઇરાની કેતાબોમાં મુતલક આવેલો નથી. તેઓની પાદશાહીનાં વરશોની ગણતરી, હીસાબમાં લેઇએ તો, જરથોશતી સને ૨૫૦૦ વરશોથી ઘણો આગલ વધી જશે. હવે ગુશતાસ્પ તથા બહમન વચે જે પાદશાહો થઈ ગયા છે, તેઓનું બયાન ઇરાંની કેતાબોમાં તો ઉપર જણાવ્યું તેમ મલતું નથી, પણ એ પાદશાહોનો થોડોએક એહવાલ ઇરાની તખતીઓ ઉપરથી તેમજ યુનાની તથા યાહુદી ગ્રંથકારો ઉપરથી મલેછે.

**૧૫. દારાએ દારાન તથા અરદેશર દરાજદસ્ત (બહમન) એ બંધેની વચે થઈ ગયલા પાદશાહો.**

તવારીખની આપણી ઇરાની કેતાબો, જેમાં પેહેલવી તથા ફારસી સરવે કેતાબોને હું ગણું છું, તેમાં બહમન, હોમાએ,

દારાબ તથા દારાની તવારીખ આવે છે. હવે એ પાદશાહોની તવારીખ યુનાની તેમજ યાહુદી લોકોની લખેલી તવારીખમાં તેમજ ઇરાની લોકોએ પાહાડ ઉપર કોતરાવેલી તખતીઓ ઉપરથીબી મલી આવેછે. એ ત્રણે લોકોનાં એહવાલો નીચે મુજબ છે.

## ૧. યુનાની ગ્રંથકારો પ્રમાણે.

યુનાની ગ્રંથકારો, દારાને, "દરાએસ કોદોમાનસ" કેહેતા હતા, જે સીકંદરને હાથે માર્યો ગયો હતો. (જુવો ખેરામજી ભીખાજી કાંગાની ઈરાનની તવારીખ પાને ૧૫૯)† એ "દરાએસ કોદોમાનસ," "દરાએસ નોથસ"નાં વંશનો હતો (પાને ૧૬૦). તેની આગમચ "આરસીસ" અને તેની આગમચ "દરાએસ ઓકસે" (પાને ૧૫૫) રાજ કીધું હતું, જે "આરતેઝરકજીસ ઓકસ" ને નામે પણ ઓલખાતો હતો. "દરાએસ ઓકસ"ની આગમચ, તેનો બાપ, "આરતેઝરકજીસ" રાજ ચલાવતો હતો, જે "આરતેઝરકજીસ નેમન" ને નાંમે ઓલખાતો હતો. "આરતેઝરકજીસ નેમન"ની આગમચ તેના બાપ "દરાએસ નોથસે" (પાને ૧૩૯) રાજ કીધું હતું અને તેની આગમચ તેના ભાઈ "સોગદીઆનસે" અને તેની આગમચ તેનાં વડા ભાઈ "(બીજા) ઝરકજીસે" અને તેની આગમચ તેનાં બાપ "આરતેઝરકજીસ લાનજીમાનસ" જેને આપણા લોકો અરદેશર દરાજદસ્ત અથવા બહમન કહીએ છઇએ તે રાજ ચલાવતો હતો. એ રીતે અરદેશર દરાજદસ્ત યાને બહમન તે "આરતેઝરકજીસ લાનજીમાનસ"થી તે "દરાએસ કોદોમેનસ" સુધી યુનાની ગ્રંથકારોનાં કેહેવા મુજબ ૮ પાદશાહો થઈ ગયા છે.

"આરતેઝરકજીસ લાનજીમાનસ" (પેહેલો "આરતેઝરકજીસ").
"ઝરકજીસ" (બીજો)
"સોગદીઆનસ."
"દરાએસ નોથસ" (બીજો દરાએસ).

---

† શહાદતો બનતાં સુધી, ગુજરાતીમાં છપાએલાં પુસ્તકો ઉપરથી આપી છે, કે તે ઉપરથી, વાંચનારાઓને તે પુસ્તકો વાંચવાનો શોક થાએ.

"આરતેઝરકજીસ નેમન" (બીજો આરતેઝરકજીસ).
"દરાએસ" ("આરતેઝરકજીસ") "ઓકસ" (ત્રીજો આર-
તેઝરકજીસ અથવા ત્રીજો દરાએસ).
"આરસીસ" (ચોઠો દરાએસ).
"દરાએસ કોદામાનસ".

હવે શાહનામામાં, બહમનને, અરદેશર દરાજદસ્ત, કેહે છે, તેને યુનાની તથા બીજા લખનારાઓ, બરોબર તરજુમો કરતા હોએ તેમ ગ્રીકમાં "માકરોકેર" અથવા લાટીનમાં "લાનજી માનસ" અથવા અંગ્રેજીમાં "લૉનગ હેનદેદ" એવી રીતે કેહે છે, વાસતે શાહનામાનો બહમન તથા યુનાનીઓનો "આરતેઝરકજીસ" એકજ પાદશાહ ઠડે છે. યુનાની ગ્રંથકારોએ એ પાદશાહને 'આરતેઝરકજીસ' લખ્યો છે, તે એ ગ્રંથકારોના જમાનામાં, એ નામનો એવોજ ઉચ્ચાર થતો હતો તેટલા વાસતે છે, પણ પછવાડેથી, ફીરદોસીના જમાનામાં, 'આરતે-ઝરકજીસ' નામ ટૂંકુ થઈને 'અરદેશર' બોલાવા લાગું, તેથી શાહ-નામામાં 'અરદેશર' નામ આવેલું છે. પણ જબાનની તપાસ કર-નારાઓ સમજે છે કે, 'અરદેશર' તથા 'આરતેઝરકજીસ,' બંધે એકજ નામ છે. વલી "દરાજદસ્ત" એટલે કે લાંબા હાથવાલો એનો લાટીનમાં તરજુમો Longimanus=Longhanded એવો થાએ છે, વાસતે અરદેશરની હાથની આએ બોડ ઉપરથીબી, યુનાની ગ્રંથકારોનો "આરતેઝરકજીસ," અને શાહનામાનો "અ-રદેશર" એકજ પુરૂશ ઠડે છે. (જુવો માલકમ હીસતરી વાલમ ૧ લો પાને ૨૩૫—૨૩૬). ત્યાર પછી શાહનામાનો દારાબ, અને યુનાનીઓનો "દરાએસ નોથસ" એકજ પુરૂશ છે. તેઓના નામ એકબીજાને બરોબર મલતાં આવે છે, અને તેઓની કારકીરદી પણ એકબીજા સાથે મલે છે (મા. હી. વા. ૧ લો પાને ૨૪૧). સીકંદરે, જે પાદશાહને હરાવ્યો, તે શાહનામા પ્રમાણે, દારા નામ રાખતો હતો, તથા યુનાની ગ્રંથકારો પ્રમાણે "દરાએસ કોદામાનસ" કેહે-વાતો હતો. એ બંધે પુરૂશોના નામો, દારા તથા દરાએસબી એક મલતાં આવે છે, અને તેઓબી એકજ પાદશાહના નામો હતાં.

( મા. હી. વા. ૧ લો પાને ૨૪૨ ). હવે ધ્યાંનમાં લેવું કે, બહમન "આરતેઝરકજીસ લાનજીમાનસ" સાથે, દારાબ "દરાએસ નોથસ" યા "દરાએસ ઓકસ" સાથે, તથા દારા "દારાએસ કોદોમાનસ" સાથે, મલી રહે છે, ત્યારે વચમાંનાં બાકી રહેલા પાદશાહો બી, મલી રેહવા જોઇએ. પણ એવું દીશે છે કે, જે કેટલાએક પાદશાહોએ થોડોજ વખત રાજ કીધું હતું તેઓનાં નામ ફીરદોસીએ લીધાંજ નથી, જેમકે યુનાની ગ્રંથકારો, અરદેશર પછી "બીજા ઝરકજીસ" તથા "સોગદીઆનસ"ને મેલે છે, જેઓ બેહુએ મલીને માત્ર આઠજ મહીના રાજ કીધું હતું. એ બંધેના નામ શાહનામા મધેથી જડતાં નથી. જ્યારે શાહાનામામાં કેટલાએક પાદશાહોને વાસતે લખ્યામાં આવે છે કે, તેઓએ ૧૦૦, ૨૦૦, ૩૦૦ કે વધારે વરસો સુધી રાજ કીધું હતુ, ત્યારે તે ઉપરથી એવું સમજવું જોઇએ છે કે, એટલા વરશોમાં એક માણસે નહી પણ એકથી વધારે પાદશાહોએ રાજ કીધેલું હોવું જોઇએ, પણ તેઓના નામો યાતો ફીરદોશીને મલ્યાં નથી, અથવા તો તે જણાવાને તેણે દરકાર કીધી નથી, અથવા તો એક પછી એક તેનું તેજ નામ એક કરતાં વધારે પાદશાહોને વાસતે મલ્યા કીધું હોએ તેથીબી એ ગુચવાડો પડયો હોએ.

એ મીસાલે બહમને, એટલેકે અરદેશર દરાજદસ્તે, ૧૧૨ વરશ સુધી રાજ કીધું એમ શાહનામામાં લખી જાએ છે, અને યુનાની ગ્રંથકારોએ તો અરદેશરે માત્ર ૪૧ વરશ લગી રાજ કીધું, એમ લખ્યું છે. ત્યારે એવું જણાએ છે કે, બહમન પછીના કેટલાએક પાદશાહોનાં નામો, શાહાનામામાં આવેલાં નથી, તોપણ તેઓનાં વરશો તો ફીરદોસીએ અરદેશરના રાજમાંજ ગણી તેની પાદશાહી ૧૧૨ વરસ સુધીની લાંબી કીધી છે ( મા. હી. વા. ૧ લો પાને ૨૩૯ ).

શાહાનામા તથા યુનાની ગ્રંથકારો પ્રમાણે, દારા ( દરાએસ કોદોમાનસ )થી અરદેશર દરાજદસ્ત ( આરતેઝરકજીસ લાનજીમાનસ ) સુધી, કેટલા પાદશાહોએ કેટલો વખત રાજ ભોગવ્યું, તેની એક ટીપ નીચે આપું છું.

શાહાનામા પ્રમાણે ૪ પાદશાહોએ ૧૭૧ વરશ રાજ કીધું.

| | |
|---|---|
| બહમનની પાદશાહીના વરશ ............... | ૧૧૨ |
| હોમાએની પાદશાહીના વરશ ............... | ૩૩ |
| દારાબની પાદશાહીના વરશ ............... | ૧૨ |
| દારાની પાદશાહીના વરશ ............... | ૧૪ |
| | ૧૭૧ |

ચુનાની ગ્રંથકારો પ્રમાણે ૮ પાદશાહોએ વરશ ૧૩૪ રાજ કીધું:

| | |
|---|---|
| "આરતેઝરકજીસ લાનજીમાનસ"ની પાદશાહીના વરશ ઈસવી પુરવે ૪૫૫ થી ૪૨૪સુધી. | ૪૧ |
| " ઝરકજીસ બીજો " તથા " સોગદીઆનસ "ની પાદશાહીના મલીને વરશ ઇસવી પુરવે ૪૨૪ થી ૪૨૩ સુધી. | ૧ |
| " દારાએસ નોથશ "ની પાદશાહીના વરશ ....... ઇસવી પુરવે ૪૨૩ થી ૪૦૫ સુધી. | ૧૮ |
| " આરતેઝરકજીસ નેમન"ની પાદશાહીના વરશ .... ઇસવી પુરવે ૪૦૫ થી ૩૫૩ સુધી. | ૫૨ |
| " આરતેઝરકજીસ ઓકસ"ની પાદશાહીના વરશ .... ઇસવી પુરવે ૩૫૩ થી ૩૩૭ સુધી. | ૧૬ |
| " આરસીસ "ની પાદશાહીના વરશ ................ ઈસવી પુરવે ૩૩૭ થી ૩૩૫ સુધી. | ૨ |
| " દારા "ની પાદશાહીના વરશ.................... ઈસવી પુરવે ૩૩૫ થી ૩૩૧ સુધી. | ૪ |
| | ૧૩૪ |

( કેરપોરટરની મુસાફરી વાલમ ૧ લો દીબાચો પાને ૧૫—૧૬ ).

હવે ફરીને ધ્યાનમાં લેવું કે, ઉપલી બંધે ટીપોના પેહેલા તથા છેલા પાદશાહો ઉગમણુ માંતના લખનારાઓ પ્રમાણે, તેમજ પશ્ચિમ તરફના લખનારાઓ પ્રમાણે એકજ પુરૂશો ઠડે છે.

## ૨. ખીલારોકી તખ્તી પ્રમાણે.

હવે એ પાદશાહોની થોડીએક તવારીખ, ઇરાન મધે પાહાડો ઉપર કોતરાએલી તખ્તીઓ ઉપરથી મલે છે. કેટલાએકોનાં તો

માત્ર નામજ માલુમ પડે છે. "દારાએસ ઓકસ" જેને, "આરતેઝરકજીસ ઓકસ" કેહતા હતા તથા જેને ત્રીજા આરતેઝરકજીસ" ને નામેબી ઓલખ્યામાં આવે છે, તે એક તખ્તી ઉપર પોતાની બુન્યાદ નીચે પ્રમાણે આપે છે. (જ. અ. અંક ૯ મો પાને ૬૪૭).

"આરતેઝરકજીસ" ("આરતેજરકજીસ લાનજીમાનસ")નો છોકરો "દરાએસ" ("નોથસ"), તેનો છોકરો "આરતેઝરકજીસ" ("નેમન"), તેનો છોકરો "આરતેજરકજીસ" ("ઓકસ").

એ ઉપરથી જણાએ છે કે, અરદેશર દરાજદસ્તની ઓલાદનાં નામો, જેમ ઇરાની કેતાબો તથા યુનાની કેતાબો મધેથી તેમજ તખ્તીઓ ઉપરથીબી મલી આવે છે. ફરક એટલોજછે કે, તખ્તીમાં જણાવેલી પેહડીઓ, યુનાની ગ્રંથકારોએ જણાવેલી પેહડીઓ સાથે બરોબર મલે છે, પણ ઈરાની કેતાબોની પેહડીઓ, તેટલી બરોબર ઉતરતી નથી. હવે એ તખ્તીઓ ઈરાની પાદશાહોની પોતાની, પોતાના જમાનામાં કોતરાવેલી છે, અને ઇરાની તવારીખો, ઘણા પાછલા જમાનામાં તે વખતના વિદ્વાન લોકોએ, જુણાં પુસ્તકો ખોલી કાહાડીને, તે ઉપરથી ઉપજાવી કાહાડી છે. હવે જો એ બંધે વચે તફાવત નજર આવે તો, તવારીખની કેતાબો કરતાં તખ્તીઓને વધારે ભરૂશા ભરેલી ગણવી જોઇએ. તખ્તીઓ, બેશક, જે પાદશાહોનું વર્ણન આપે છે, તે પાદશાહોનાં જમાનામાં કોતરાએલી છે, વાસતે તેમાં ખોટી ખબર દાખલ થઈ હોએ એવું આપણે ધારવું નહી જોઇએ. તવારીખ લખનારાઓએ તો, પાછલા જમાનામાં તવારીખ લખવાને માંથે લીધું હતું, અને અગરજો તેઓને જોઇતા દસ્તાવેજો નહી મલી આવ્યા હોએ તો, તેઓથી ખરેખરી હકીકત આપવાને નહી બને, એમ વીચારવું સેહેલ છે. એ કાએદે શાહનામા તથા બીજી પેહેલવી કેતાબો કરતાં તખ્તીઓને વધારે વજન આપવાને ઘટતું લાગે છે, અને જ્યાં આપણે જોઈએ છઇએ કે, આગલા વખતમાં લખાએલાં યુનાની પુસ્તકોમાં "આરતેઝરકજીસ લાનજીમાનસ" ની ઓલાદની વીગત આપવામાં આવી છે, તે તખ્તીમાં આપેલી ટીપ સાથે બરોબર મલે છે, ત્યારે

એ બધે દસ્તાવેજો એકેકને મજબુત ટેકો આપે છે, એવું ખોલ્લી રીતે દેખાઈ આવે છે, અને તે ઉપર ભરૂશો વધારે કાએમ થાએ છે. યુનાની ગ્રંથકારોએ આપેલાં નામો સાથે તખ્તીઓનાં નામો બરાબર મલી રેહ છે, તે નીચે જોવાથી ખાતરી થશે. (જુવો જંગીર બરજોરજીનો ઈરાની ખીલારોકી તખ્તીઓનો રેસાલો પાને ૨૮.)

"ખશાયરશાનો બેટો અરતખશતરા નામનો હતો, એને યુનાનીઓ આરતેઝરકસીસ કેહેતા હતા, અને તેનો એક હાથ લાંબો હતો, તેથી તેનો એલકાબ લાનજીમેનસ કીધો હતો. એ પાદશાહની (તવારીખ આપનારી) તખ્તી એકબી માલુમ પડતી નથી, પણ માત્ર તેનું નામ ચેહલ મીનારની પછવાડેના પાદશાહની તખ્તીમાં, જેમાં તે પોતાના વડવાના નામો જાહેર કરે છે, તેમાં જણાવ્યું છે. એ પાદશાહનો બેટો દારયવુશ છે, એની પણ (તવારીખ આપનારી) કોઇ તખ્તી નથી, માત્ર ઉપર જણાવ્યું તેમ, તેનું નામ મલ્યું છે. એ પાદશાહને મલતું યુનાની નામ, દરાએસ નોથસ આવે છે એનો બેટો અરતખશતરા નામનો હતો, અને તેને મલતું યુનાની નામ આરતેઝરકસીસ નીમોન છે. એ પાદશાહની તખ્તી સુસા આગલ જડી છે, નીમોનનો એલકાબ તેની સારી યાદદાશત ઉપરથી આપયો હતો. એનો બેટો અરતખશતરા છે, જેને યુનાનીઓ આરતેઝરકસીસ ઓકસ કેહે છે. એ પાદશાહની તખ્તી ચેહેલ મીનારમાંથી મલી આવી છે."

એ મીસાલે તખ્તીઓએ, યુનાની ગ્રંથકારોને ખરા કરી આપ્યા છે.

## ૩ યાહુદીઓનાં લખાણ પ્રમાંણે.

યાહુદીઓને અને ઇરાનીઓને એક જમાનામાં મોટો સંબંધ થયો હતો. "નેબેકેદનેજર" નામના "બાબીલોન" (બાબુલ)નાં એક પાદશાહે, યાહુદીઓનાં પાએતખ્ત "જેરૂસેલમ" ઉપર હુમલો લેઈ જઇને, તે શેહેર તારાજ કરી નાખ્યું હતું, અને ત્યાંના કેટલાએક રેહેવાસીઓને, બેબીલોનમાં લાવી ત્યાં કેદ કીધા હતા. કેટલીએક મુદત પછી બેબીલોનનું શેહેર કુરૂસ (Cyrus) નામે એક ઇરાની પાદશાહના તાબામાં આવ્યું, તેણે "નેબેકેદનેજરે" નજર કેદ કીધેલા યાહુદીઓને છોડી મેલ્યા, અને તેઓને પોતાને વતન સીધારવાની પરવાંનગી આપી, એટલુંજ નહી, પણ સાંબો કેટલોક

જર ખજાંનો બક્ષી તેઓને ખુશી ખુશાલી સાથે રવાંને કીધા. ત્યાર બાદ યાહુદીઓને, ઇરાનીઓ સાથે કેટલીક પ્રકારનો ઘરોબો થયો હતો તેનું દાશતાન તોરાતમાં, એટલે કે ઓલ્ડ તેસટેમેન્ટ (Old testament)માં, "ઇજરા", "નેહીમીઆ", "એસથર", "દાનીઅલ", ઇત્યાદી લખનારાઓનાં પુસ્તકોમાં આવેલુંછે. એ કેતાઓમાં, ઇરાની પાદશાહોનાં યાહુદીઓની સાથનાં સંબંધનો, કેટલોએક એહવાલ મલેછે, તેમાં અરદેશર દરાજદસ્ત વીશે કેટલેક ઠેકાંણે લખેલુંછે. એ એહવાલમાંનો એક ફકરો નીચે ઉતારી લેઉ છું. (જુવો ઇજરા, ચાપટર ૬ ઠો કલમ ૧૪ મી).

And they builded, and finished it (the temple), according to the commandment of the God of Israel, and according to the commandment of Cyrus, and Darius, and Artaxerxes King of Persia.

**અર્થ:** —અને તેઓએ પોતાનું દેવલ બાંધીને તમામ કીધું, ઈજરાએલના ખોદાના હોકમ માફક, અને "સાઇરસ" અને "દરાએસ" અને "આરતેઝરકજીસ" ઈરાનના પાદશાહના હોકમ માફક.

યુનાની લખનારાઓના પુસ્તકોમાં, તથા ખીલારોકી તખ્તીઓમાં "આરતેઝરકજીસ" નામના પાદશાહો મલેછે, તે આપણે આગલ જોઇ ચુકા, તેમાંનો એક ઉપર જણાવેલો "આરતેઝરકજીસ" છે. "આરતેઝરકજીસ" વીશે ઉપલા ફકરાની આએ પ્રમાણે નોટ આપીછે.

This was Artaxerxes, the third son and successor of Xerxes, surnamed *Macrokeir* or longimanus, or in Persian Ardsheer deeraz dast 'Ardesheer the long handed,' so called, according to the Greeks, from the extraordinary length of his hands, but according to the Easterns (Herbelot, Bibl. Orient. p. 170.) from the extent of his dominions. He ascended the Persian throne A. M. 3540. B. C. 464. and reigned 41 years. He is said to have been the most handsome person of his age and to have been a prince of a very mild and generous disposition.

**અર્થ:**—આએ "આરતેઝરકજીસ, "ઝરકજીસનો" તરીકે છોકરો અને વારેસ હતો, અને તેનો એલકાબ ગ્રીકમાં, "માકરોકેર" અથવા લાટીનમાં "લાનજીમાનસ," તથા ફારસીમાં "દરાજદસ્ત" હતો. એ એલકાબ તેને આપવાનું કારણ, ગ્રીક લખનારાઓ પ્રમાણે, એ હતું કે તેના હાથ સાધારણ માણસોના હાથ કરતાં લાંબા હતા, પણ ઉગમણુ પરાંતના લખનારાઓ પ્રમાણે (જુઓ હેરએલોતની કેતાબ પાને ૧૭૦), એ એલકાબ તેને લાગુ પાડવાનો સબબ એ હતો કે, તેના હાથનો અખત્યાર બેહદ દુર દરાજ મુલકો ઉપર ચાલતો હતો. તે દુન્યાના સને ૩૫૪૦, મુતાબેકે ઇસવી પુર્વે સને ૪૬૪ માં તખ્ત ઉપર આવ્યો હતો.

આએ પ્રમાણે અરદેશર દરાજદસ્તનું નામ યાહુદીઓના પુસ્તકો મધેથી પણ મલેછે.

## ૧૭. અરદેશર દરાજદસ્ત (બહમન) ના વડવાઓ.

અરદેશર દરાજદસ્તનો એહવાલ શાહનામા (ઇરાની કેતાબો) ઉપરથી, ઈરાની તખ્તી ઉપરથી, યુનાની તવારીખ ઉપરથી, તથા યાહુદીઓની તવારીખ ઉપરથી, એવી રીતે ચાર જુદાં જુદાં અને એકેકથી વેગલાં લખાંનો ઉપરથી, આપણે ઉપર જોઇ લીધો.

એ ચાર એહવાલોમાં અરદેશરનો તખ્ત ઉપર આવવાનો સને નીચે મુજબ જણાવેલો છે.

શાહાનામા તથા ઇરાની કેતાબો પ્રમાણે ઇસવી પુર્વે સને ૫૦૨ માં, સીકંદરની ૧૭૧ વરશ આગમચ.

યુનાની ગ્રંથકારો પ્રમાંણે ઇસવી પુર્વે સને ૪૬૫ માં.

તખ્તી ઉપર મહીના તથા દાહાડા લખ્યાછે, પણ કેઠે સને લખ્યો નથી, તોપણ ત્યાંની લખાએલી બીનાઓનાં સને, બીજા પુસ્તકોમાં આવેલા હોએ તે ઉપરથી મુકરર કરાઇ શકાએછે, પણ ખુદ તખ્તીમાંથી સને મલતો નથી તેથી અત્રે લીધો નથી.

યાહુદી ગ્રંથકારો પ્રમાંણે, અરદેશરનાં ૭ માં વરશમાં, ઇજરા, બેબીલોનથી જેરૂસેલમ ગયો હતો, અને તેનો સને ઇસવી પુર્વે ૪૫૮ હતો, ત્યારે અરદેશર ઇસવી સને ૪૬૫ માં તખ્તે બેઠો હતો.

## ૧ શાહનામા તથા ઈરાની કેતાબો પ્રમાણે

હવે શાહાનામા તથા ઇરાની કેતાબો પ્રમાણે અરદેશર દ-રાજદસ્ત, અસપંદીઆરનો છોકરો હતો, અને અસપંદીઆર ગુ-શતાસ્પનો, અને ગુશતાસ્પ લોહરાસ્પનો, અને લોહરાસ્પને કેખુશ-રૂએ, તખ્તે બેસાડીને પોતે ગોશેનશીન થયો હતો.

## ૨ યુનાની ગ્રંથકારો પ્રમાણે.

"આરતેજરકજીસ લાનજીમાનસ," "જરકજીસ" નો છોકરો અને "જરકજીસ," "દરાએસ" નો, અને "દરાએસ," "હી-સ્તાસ્પીસ"નો અને "હીસ્તાસ્પીસ," "આરસેમીસ" નો, તથા "આ-રસેમીસ," "એરીઆરેમનીશ" નો અને "એરીઆરેમનીશ," "તીસ્પીસ"નો, અને "તીસ્પીસ" "એકીમીનીશ" નો છોકરો હતો. (જુવો હીરાદોતસ બુક ૭ મી, ચેપટર ૧૧ મો, પાને ૧૫).

## ૩ ખીલારોકી તખ્તી પ્રમાણે.

"અરતખશથર" (આરતેજરકજીસ) નો બાપ "ખશાઇઅરશા" (જરકજીસ), "ખશાઇઅરસા" નો બાપ "દારયવુસ" (દરાએસ) (જુવો જ. અ. સફે ૬૪૭). "દારયવુશ" નો બાપ "વીસતાસપ," ("હીસતાસપીસ"), "હખમઇનીઅન" ("આખીમીનીઅન") ખા-નદાનનો હતો (પાને ૬૪૩). "દારયુવુશ" ની આગમચ ૮ પાદશા-હો રાજ કરી ગયાહતા અને પોતે નવમો હતો. એ મીસાલે "દરા-એસે" પોતાની તખ્તી ઉપર કોતરાવેલું છે, (જ. અ. પાને ૬૪૫). હવે બેહીસતુનની તખ્તી ઉપર દરાએસે, પોતાના વડવાઓનાં નામો નીચે મુજબ આપ્યાં છે.

(જાં. બ. વા. નો ખી. ત. રેસાલો પાને ૩૭.):—

૧. હું "દાયરવુશ" (દરાએસ). "વીસતાસપ" (હીસતાસપીસ)નો બેટો, "અરશામ" (આરસેમીસ) નો નબીરો, "હખામનીશ" (આકીમી-નીઅન) ખાનદાનનો.

૨. પાદશાહ "દારયવુશ" (દરાએસ), કેહેચ, મારો બાપ "વીસતા-સપ" (હીસતાસપીસ), "વીશતાસપ" (હીસતાસપીસ) નો બાપ "અરશામ"

(આરસેમીસ), "અરશામ "નો બાપ "અરીઆરામાન" (એરીઆરેમી-નીશ), "એરીઆરામાન" નો બાપ "ચીશપાઇસ" (તીસપીસ), "ચીસ-પાઈસ" (તીયપીસ) નો બાપ "હખામનીશ" (એકીમીનીસ).

ખીલારેકી તખ્તીઓમાં જે પાદશાહોનાં નામો આવેલાં છે તે વીશે જાંગીર બરજોરજીવાલા 'ઇરાની ખીલારેકી તખ્તીઓના' રે-સાલા મધે, સફે ૨૪ થી ૨૮ સુધી લખે છે કે,

તખતીઓમાં જે પાદશાહોના નામો આવ્યાં છે, તે વીશે તવારીખ અંજાણી નથી. યુનાની ગ્રંથ કરતાઓએ, ઇરાનના પાદશાહો વીશે કેટલીએક બીનાઓ લખી છે, અને તેઓના નામો આપયાં છે, તે ઉપર એ તખ્તીઓ ઘણું અજવાલું નાખે છે. હખામનીશ પાદશાહોની જનમ ભુમી પારસ હતી, જેને હાલ ફારસ અથવા ફારીસતાન કેહે છે. એ પ્રાંતમાં પેહલો પા-દશાહ હખામનીશ ગણાએ છે. એવું વીચાર્યામાં આવે છે કે, જંદ અવસ-તામાં જણાવેલો ટોલો, જે એરીએનવેજો છોડીને પશ્ચિમ તરફ ચાલ્યો હતો, અને જેણે પારસમાં આવી મુકામ કીધો હતો, તે ટોલાનો પેહલો પાદશાહ નવાં પ્રાંતમાં હખામનીશ હતો. એ પાદશાહ ઈસવી સનેની ૭૦૦ વરશ આગમચ થઇ ગયો હશે. તખ્તીઓમાંના પાદશાહો કેહે છે કે હમો હખામ-નીશથી ઉતરેલા છઇએ, અને જણાવે છે કે એ કારણને લીધે અમોને તેના ખાનદાનનાં કેહે છે. હીરાદોતસ નામના ઇતીહાસ કરતાએ, જરકજીસ પાદશાહની વંશાવલી જણાવતી વખતે તે પાદશાહના કુંટુંબના વડવાનું નામ "અકામીનીશ" જાહેર કીધું છે.

હખામનીશના બેટા ચીસપાઇસનું નામ, તખ્તીઓમાં આવેલું છે, અને હીરાદોતસ, તેને 'ટીસપીસ' ને નામે જણાવે છે. એ પાદશાહને બે દીકરા હતા. તખ્તીઓમાં એકનું નામ આવ્યું છે, પણ તેનો પાદશાહી દર-જજો જણાવ્યો નથી. એનું નામ અરીઆરામન છે, અને હીરાદોતસ તેને અરીઆરામનીશ કરી લખી જાએછે. બીજો દીકરો જે પાદશાહ હતો, તેનું નામ માત્ર ડાએઓડોરસ નામના લખનારે જણાવ્યું છે. એ નામ વીશે આગલ શક હતો ; પણ પછવાડેથી તખ્તીઓ ઉકલાવ્યા પછી તે દુર થએઓ છે. દારયવુશ પાદશાહ પોતાના બાપ બપાવા તથા તેના બાપના નામો પાદશાહો (ના નામો) હોએ તેમ જણાવતો નથી, અને બીજા પાદશાહોએ પોતાની તખ્તીઓમાંબી તેમજ કર્યું છે. હવે દારયવુશ, પો-તાને નવમો પાદશાહ ગણે છે, ત્યારે બાકી આઠ આવવા જોઇએ, અને દાએોડોરસનું જણાવેલું નામ લીધું નહી તો, આઠ થતા નથી. કોઠો તપા-

સતાં માલુમ પડે છે કે દારયવુશની અગાઉ આઠ પાદશાહો છે. એ નામ કામબાઇસીસ છે અને તે ખીલારેફી હરફમાં કબુજીઅ થાય છે.

કબુજીઅનાં દીકરાનું નામ કુરૂશ છે. એ નામ વીશે હીરોડોટસ જણાવી ગયો છે કે મોટો પાદશાહ કુરૂશ, જેણે ઇરાનનું રાજ સ્થાપ્યું, તેનો બપાવો થાએ. તે ઇસવી સનેની ૬૦૦ વરશ અગાઉ થઇ ગયો.

એનો દીકરો કબુજીઅ નામનો પાદશાહ થએઓ. હીરોડોટસ એને વીશે ચુકથી લખે છે કે તે માત્ર પારસનાં એક ઉંચા કુટુંબનો શખસ હતો. ઝેનોફ્ન એ વીશે બરોબર જણાવે છે કે તે પારસનો પાદશાહ હતો. કરનલ રાલીનસનને એક ઇટરડી બાબીલનનાં ખીલારેફી હરફોથી કોતરાએલી મલી છે. એ ઇટરડી ઇરાક આરબીમાં શેનકેરેહ નામના શેહેરમાંથી જડી હતી અને તેમાં કુરૂશ પોતે કેહે છે કે "મોટો પાદશાહ કુરૂશ મોટા પાદશાહ કબુજીઅનો બેટો." એ ઉપરથી કબુજીઅ નામનો બીજો પાદશાહ સાબેત થાએ છે.

કુરૂશ નામનો મોટો પાદશાહ ત્યાર પછી આવ્યો. એના વખતમાં પારસનાં ઇરાનીઓ આખા એશીઆમાં ફરી વલ્યા. ઇંગ્રેજીમાં એ પાદશાહને "સાઇરસ ધી ગ્રેટ" એટલે મોટો સાઇરસ કેહે છે. એ પાદશાહની તખ્તી મુરગાબ આગલ છે તે વીશે આગલ જણાવ્યું છે. બહીસતુનની તખ્તીમાં દારયવુશ કેહે છે કે કુરૂશ હમારા ખાનદાનનો છે. એ પાદશાહની કારકીરદીની હકીકત હીરોડોટસ, ઝેનોફ્ન, કટીસીઆસ એઓએ પોતાની તવારીખોમાં લખી છે. ટાલેમી, બીરોસસ તથા એસકીલસ એને વીશે કહી ગયા છે અને જુની તોરાતમાં ઇસાહયા, એજરા અને ડેનીઅલની પોથીઓમાં છે.

એના બેટા કબુજીઅ ત્રીજા વીશે યુનાની તવારીખ કરતા લખી ગયા છે. બહીસતુનની તખ્તીઓમાં એની હકીકત ટુંકમાં જણાવી છે તે હીરોડોટસને મલતી આવે છે. એ પાદશાહનું નામ મીસર દેશની તખ્તીઓમાંથી કામબાથ કરીને જડયું છે. યુનાની નામ કામબાઇસીસ હતું.

એ પાદશાહનો ભાઇ બરદીય હતો; જોકે હીરોડોટસ તથા બીજા એનું નામ સમેરડીશ લખે છે અને તેનાં ખરાં નામને મલતું બારડીશ નામ પણ તેઓ વાપરતા હતા. એને એના વડા ભાઇએ મારી નાખ્યો હતો તે બહીસતુનની તખ્તીમાંથી માલુમ પડે છે અને તે પ્રમાણે યુનાની ગ્રંથકારો લખી ગયા છે. કુરૂશનાં બંધે છોકરાઓ કુદરતી વારસ વગર મરી ગયા હતા.

ઉપર જણાવ્યું હતું કે અરીયારામનને પાદશાહી મલી નહી હતી તેની ઓલાદને તખ્ત મલ્યું. અરીયારામનનો બેટો અરશામ હતો અને તેનું નામ તખ્તીઓમાં તથા હીરોડોટસનાં પુસ્તકમાં માલુમ પડે છે. પણ તેને પાદશાહ કરી જણાવ્યો નથી. અરશામનો બેટો વીસતાસપ હતો. જે વખતે કુરૂશની ઓલાદ ટુંકી થઇ ગઇ ત્યારે તખ્ત વીસતાસ્પને પુગવું જોઇતું હતું; પણ તે વખત બીકટ હતો અને જુવાન તથા દલેર શખસની ગરજ હતી કે જે ગઉમાતનાં હાથમાંથી રાજ છીનવી લેઇને હોશીઆરીથી ચલાવે. એ સબબથી બાપે પોતાના દીકરા દારયવુશને તખ્તે બેસવા દીધો, એટલુંજ નહી પણ તેના હાયતલે પ્રાંતનો એક હાકમ (છતરપ) દાખલ રહયો અને બલવાની વેલાએ દીકરા તરફથી લડવા નીકલ્યો. બહીસતુનની તખ્તીઓ ઉપર એ બીના જાહેર કીધી છે. એનું નામ યુનાનીઓ "હીસતાસપીસ" કરી દેતા હતા.

વીસતાસપનો બેટો દારયવુશ ઇરાનનો સૌથી મોટો પાદશાહ નીકલ્યો. યુનાની ગ્રંથ કરતાઓ એને વીશે પુશકલ લખી ગયા છે. હીરોડોટસની તવારીખની ચાર ચોપડીનો મુખ્ય ભાગ એ પાદશાહની કારકીરદીથી ભર્યો છે. એ પાદશાહની તખ્તીઓ પણ ઘણી રહી ગઇ છે, અને તે સંધી બીજી કરતાં વધારે અગતની માલુમ પડી છે. યુનાનીઓએ અસલ નામને મલતું નામ એ પાદશાહનું રાખ્યું હતું.

દારયવુશનાં બેટા ખશીયારશાને યુનાની ગ્રંથકારો ઝરકસીસ કેહેતા હતા તથા તેનું નામ યાહુદીઓની તોરાતમાં આહાસુએરસ કરી આવેલું છે. હીરોડોટસ તથા બીજાઓએ એ પાદશાહનાં લાંબાં દાસતાનો લખ્યાં છે. એ પાદશાહની તખ્તીઓ ઉપરથી તવારીખને લગતી કાંઇ બીના આપણને મલતી નથી.

ખશયારશાનો બેટો અરતખશતરા નામનો હતો. એને યુનાનીઓ આરટાજરકસીસ કેહતા હતા ........

**આએ રીતે ખીલારોકી તખ્તીની મદદથી, અરદેશર દરાજદસ્તનું ખાનદાન છેક હખ્મનીશ સુધી પોંહચાડી શકાએ છે, અને તેજ મીસાલે બરાબર યુનાની ગ્રંથકારોનો એહેવાલ મલતો આવે છે, ત્યારે અરદેશરનાં વડવાઓની આએ હેઠલ આપેલી ટીપ ઉપર પકો ભરોશો આવવો જોઇએ છે. હખામનીશ ખાનદાનની બે શા-**

ખાઓ સમજવા નીચે એક કોઠો બેરાંમજી કાંગાનાં 'જરથોશ્તી સને' ઉપરથી સુધારીને આપ્યો છે. (પાને ૪૬)

અખામનીશ ( એકીમીનીસ ).

|

ચીસપાઇસ ( તીસપીસ ).

|

| | |
|---|---|
| કબુજીઅ ( કમબાઇસીસ ). | અરીઆરામાન (એરીઆરેમેનેશ). |
| કુરૂશ ( સાઇરશ ). | અરશાસ ( આરસેમીસ ). |
| કબુજીઅ ( કમબાઈસીસ ). | વીશતાસપ ( હીસતાસપીસ ). |
| | દારયવુશ ( દારાએસ ). |
| | ખશાઇઆરશા ( જરકજીસ ). |
| | અરતખશથર (આરતેજરકજીસ=અરદેશર દરાજદસત=બહમન). |

## ૪. યાહુદીઓનાં પુસ્તકો પ્રમાણે.

યાહુદીઓનાં પુસ્તકોમાં, અરદેશર દરાજદસ્તનું બયાન મલે છે, તે વીશે આગલ કહી ચુકો છેઉં. પણ બેબીલાન હાથમાં લેઈ, સાઇરસે (કુરૂશે), યાહુદીઓને છુટા કીધા, તેના વચે તથા અરદેશર દરાજદસ્તના જમાના વચે, નજદીક ૮૦ વરશનો તફાવત આવેછે. એટલા વરશોનો એહવાલ પણ તોરાતનાં જુદાં જુદાં પુસ્તકોમાંથી મલેંછે. તેમાં સાઇરસ પછીના અને અરદેશર દરાજદસ્તની આગમચના ઇરાનના પાદશાહોનાં નામો આવેછે, તે નામો પણ આગલ ખીલારોકી તખ્તી તથા યુનાની ગ્રંથકારો ઉપરથી આપેલાં નામોને મલતાં આવેછે. એ વીશેનો એક ટુંક એહવાલ (ઇદી બીબલીકલ એનસીકલોપીદીઆ સફે ૨૬૦માં ઉપરથી) નીચે ઉતારી લેઉ છેઉં.

The return under Cyrus took place B. C. 536, that under Artaxerxes B. C. 457; so that seventy-nine years elapsed between the one return and the other. . . We give below the names of the kings who lived between Cyrus and Artaxerxes, together with the length of their reigns, and any circumstance

which may assist in identifying them by the different names under which they are mentioned in Sacred and profane history. ......Cyrus, who issued the first decree for the rebuilding of the temple and city reigned seven years. He was succeeded by his son Cambyses who reigned 7 years and 5 months. This Monarch is styled in Scripture Ahasuerus (Ezra IV. 6) .. He was succeeded by Smerdis the Magian ... He is the Artaxerxes of Ezra IV. 7. Darius Hystaspes was his successor under whom the building of the temple was resumed. .. Darius reigned 36 years and was succeeded by Xerxes, the Ahasuerus of the book of Esther. Artaxerxes (was) the son of Xerxes. .. In the 7th years of this monarch's reign, and 458 years B. C. Ezra received his commission to return to his own land.

**અર્થ:**—બાબીલાનથી પાછા જરૂસેલમ ખાતે, પેહેલી વખતે, યાહુદીઓ આવ્યા, તે સાઈરસના વખતમાં, ઇસવી પુરવે સને ૫૩૬ ના સાલમાં. બીજી વખતે, તેઓ આવ્યા, તે અરદેશર દરાજદસ્તના વખતમાં ઇસવી પુરવે સને ૪૫૭માં, એટલે કે એ બે જમાના વચે, ૭૯ વરશનો ગાલો પડયો હતો. સાઇરસ (કુરૂશ) તથા અરદેશર દરાજદસ્તની વચે, બીજા જેટલા ઇરાની પાદશાહો થઇ ગયા હતા તેઓના નામો, તથા તેઓ કેટલાં કેટલાં વરશો રાજ કરી ગયા તેનો હીસાબ, તથા તેઓ બીજે કયે કયે નામે બીજી તવારીખોમાં ઓલખાતા હતા તેનો બની આવતો એહવાલ નીચે આપ્યે છઇએ.

સાઇરસે, જેણે જેરૂસેલમનું શેહેર તથા દેવલ નવેસરથી બાંધવાનું હોકમનામું કાહાડયું હતું. તેણે ૭ વરશ સુધી રાજ કીધું હતું, તેની પછી કમબાઇસીસ (કબુજીઅ) થયો, જેણે ૭ વરશ ને ૫ મહીના સુધી રાજ કીધું. એ પાદશાહને, (યાહુદીઓની) ધર્મ પોથીમાં, (ઇજરા ચાપટર ૪ થો કલમ ૬ થી) "અહાસુરસ" લખ્યો છે. તેની પછી "સમેરદીસ" નામનો મોબેદ થએઓ. એ "સમેરદીસ" ને ધર્મ પોથીમાં, (ઈજરા ચાપટર ૪ થો કલમ ૭ મી) "આરતેઝરકજીસ" કહેલોછે. તેની પછી "દરાએસ હીસતાસપીસ" (દારયવુશ) થયો, જેનાં વખતમાં દેવલ બાંધવાનું કાંમ ફરીને ચાલુ કીધામાં આવ્યું હતું. "દરાએસે" ૩૬ વરશ રાજ કીધું અને તેની પછી "જરકજીસ" થયો. "જરકજીસ" ને "એસથર" ની કેતાબમાં "અહાસુરસ" લખ્યો છે. "જરકજીસ" નો છોકરો "આરતેજરકજીસ" (અરદેશર દરાજદસ્ત) હતો, જેના રાજના ૭ માં વરશમાં, ઇજરાને પોતાને વતન સીધારવાને પરવાનગી મલી હતી.

આએ પ્રમાણે, યાહુદીઓના પુસ્તકોમાંથી કુરૂશ (સાઇરસ), દરાએસ હીસ્તાસ્પીશ (દારયવુશ), ઝરકજીસ (ખશાઇઆરશા), તથા આરતેજરકજીસ (અરદેશર દરાજદસ્ત) નાં નામો મલી આવે છે. તેઓ એકપછી એક, ૮૦ વરશના અરસામાં, ઇરાનની ગાદી ઉપર રાજ કરી ગયાછે. ઉપલી સાઇકલોપીદીઆવાલો "અહાસુરસ" માં "કમબાઇસીસ" તથા "ઝરકજીસ" બંધેને સમજેછે, પણ ધાર્યા પ્રમાણે તેમાં તે ભુલેછે. "કમબાઇસીસ" ઘણું કરીને ઇરાનમાં નહી હતો પણ મીસરમાં ગયલો હતો, તેથી તેણે યાહુદીઓ સાથે કાંઇ વેહેવાર પાડયો હોએ એવું લાગતું નથી. વલી "કમબાઇસીસ" તથા "ઝરકજીસ" બંધેને વાસતે યાહુદીઓએ એકજ નામ "અહાસુરસ" આપ્યું હોએ, એબી માન્યામાં આવતું નહી. "અહાસુરસ" એ માત્ર "ઝરકજીસ" ને વાસતે ખીલારોકી તખ્તીઓમાં આવેલા "ખશાઇઆરશ" નો ખોટો ઉચાર છે. "ખ" ને બદલે ઘણા લોકો "હ" ઉચાર કરે છે, તેમ "[૧ ૨ ૩ ૪ ૫ ૬] ખશાઇઆરશ"ની પેહેલી તબદીલ "[૧ ૨ ૩ ૪ ૫ ૬] હુશાઇઆરશ" થાએ, અને તેનો ઉચાર બગાડતાં બગાડતાં "[૨ ૪ ૫ ૬] અહસુરસ" થાએ, એમાં અચરત થવા જેવું કાંઇબી નથી, વાસ્તે "અહાસુરસ"માં એખલા "ઝરકજીસ"નેજ સમજવો. વલી "આરતેઝરકજીસ"માં, તે, "સમેરદીસ," તેમજ "અરદેશર" દરાજદસતનેબી સમજે છે. સમેરદીસ, તખ્તે નહી આવ્યો, કે લોકોમાં તેનાં વીશે ચરચા ચાલવા લાગી, અને "દરાએસે" તરતજ બલવાનો જુનડો ઉરાડયો, તેથી "સમેરડીસ"નેબી યાહુદીઓની બાબતો ઉપર ધ્યાન આપવાને બન્યું હોએ, એમ લાગતું નહી. "આરતેજરકજીસ" નામ એખલા અરદેશર દરાજદસ્તનેજ યાહુદીઓના પુસ્તકોમાં લગાડયું હોએ એમ હું ધારૂં છું.

## ૫ ઇજીપશીઅનના પુસ્તકો પ્રમાણે.

એ પ્રમાણે અરદેશરના વડવાઓના નામો તખ્તીઓમાંથી તેમજ યુનાની તથા યાહુદી ગ્રંથકારો મધેથી એકસરખી રીતે મલે છે. વલી "કુરૂશ"ને તથા "કબુજીઅ" (કમબાઇસીસ)ને,

તથા "દારયવુશ" (દરાએસ હીસ્તાસપીસ)ને, તથા "ખશાઇ-અરશા" (જરકજીસ)ને, મીસર દેશ સાથે લડાઇઓ કરવી પડી હતી, વાસતે કુરૂશની બીના "બતલીમુસ"ના પુસ્તકમાંથી, કબુજીઅની બીના "માનેથો"ના પુસ્તકમાંથી, તેમજ મીસરની તખ્તીઓમાંથી, 'દારયવુશ'ની બીના સુએજમાંથી મલેલી એક તખ્તી ઉપરથી, તથા બતલીમુસ તેમજ માનેથોના પુસ્તકોમાંથી, અને "ખશાઇઅરશા"નું બયાનબી બતલીમુસ તથા માનેથોના પુસ્તકોમાંથી મલે છે. (રાલીનસન હીરાદોતસ વાલમ ૪ થો પાને ૨૫૯ થી.)

### ૧૮ અરદેશર દરાજદસ્તનો બાપ.

અરદેશર દરાજદસ્તનો બાપ, અસ્પંદીઆર નહી, પણ "ખશાઈઆરશા" (ઝરકજીસ) હતો. હવે ઉપર ચલાવેલી તપાસનો સાર એ આવ્યો છે કે અરદેશર દરાજદસ્તનો બાપ યુનાની ગ્રંથકારો પ્રમાણે ઝરકજીસ, ખીલારોકી તખ્તીઓ પ્રમાણે ખશાઇઆરશા, તથા યાહુદીઓના પુસ્તકો પ્રમાણે અહાસુરસ, એવે નામનો એક પાદશાહ હતો. બીજા હાથ ઉપર શાહનામા તથા ઈરાની કેતાબો પ્રમાણે, અરદેશરનો બાપ અસ્પંદીઆર હતો. હવે માનવું કોણનું ?

યુનાની ગ્રંથકારો, અરદેશરના જમાનાની નજદીકના છે, બલકે હીરોદોતસ તથા થ્યુસીદીદીસ તો ખુદ અરદેશરના પોતાના જમાનાનાં છે. યાહુદીઓના લખનારાઓ પણ અરદેશરના તથા તેની નજદીકના જમાનાનાં છે. "ઈજરા" તો અરદેશની દરબારમાંજ રેહેતો હતો, "નીહીમીઆ" અરદેશરની તરફથી જેરૂસેલમ ઉપર હકુમત ચલાવતો હતો, "એસથર," "ઝરકજીસ"ની બાએડી હતી, "દાનીઅલ" સાઈરસના વખતમાં થઈ ગયો હતો. એ બે એહવાલો (યુનાની તથા યાહુદી) છોડીને તખ્તીઓ ઉપર જઇએ છયે તો એ તખ્તીઓ ખુદ ઈરાની પાદશાહોની કોતરાવેલી માલુમ પડે છે. "સાઇરસ", "દારાએસ", "જરકજીસ" તથા "આરતેઝરકજીસ"ની તખ્તીઓ મલે છે, વાસતે દેખઇતું છે કે એ તખ્તીઓ એ પાદશાહોનાં જમાનાની

ગણવી જોઇએ, એટલુંજ નહી, પણ તેઓનાં પોતાના હોકમથી કોતરાવેલી સમજવી જોઇએ. એ કારણથી યુનાની ગ્રંથકારો, તથા યાહુદી ગ્રંથકારો કરતાંબી તખ્તીઓ ઉપર વધારે ભરૂસો લાવવો જોઇએ. એ વાત ઉપર વધારે વીશ્વાશ રાખવાનો બીજો સબબ આ-એબી લઇ શકાય કે, યુનાની તથા યાહુદી લખનારાઓ પારકાઓ હતા, પણ ઇરાની ખીલારોકી તખ્તી કોતરાવનારાઓ તો, આ-પણા પોતાનાં ઈરાની પાદશાહો હતા. વાસતે યુનાની ગ્રંથકારોનું લખાંન તખ્તીનાં લખાંનથી જુદું માલુમ પડે તો, તે ઉપર ભ-રૂસો ઓછો રાખવો. પણ ખરી હકીકત એ છે કે, ખીલારોકી તખ્તીની સાથે યુનાની તથા યાહુદી લખનારાઓનું કેહવું બરોબર ઉતરે છે તે સાંએ આપેલો કોઠો જોવાથી માલુમ પડશે.

સાંએ આપેલા કોઠા ઉપરથી ખાતરીથી કેહેવાઇ શકાએ છે કે, ખીલારોકી તખ્તી સાથે યુનાની ગ્રંથકારો, તેમજ યાહુદીઓનાં ગ્રંથકારો, એકમલતા છે, અને એ ત્રણડે લખનારાઓએ જે જમા-નાની તવારીખ લખી છે, તે જમાનામાં તથા તેની નજદીકીમાં તેઓ હૈયાતી ભોગવી ગયા છે. હવે એ ત્રણે સત્તા ભરેલાં લખાંનો-ની વીરૂધ, શાહનામું આવે છે. તેમાં અરદેશર દરાજદસ્તની આગમચનાં પાદશાહોનાં નામો જુદાંજ જણાવેલાં છે. શાહનામાં તથા પાછલી ઇરાની કેતાબો પ્રમાણે નીચે જણાવેલા પાદશાહો સીકંદરની આગમચ થઇ ગયા છે.

| | |
|---|---|
| દારા. | લોહરાસ્પ. |
| દારાબ. | કેખોશરૂ. |
| હોમાએ. | કેકાઉસ. |
| અરદેશર દરાજદસ્ત. | કેકોબાદ. |
| ગુશતાસ્પ. | |

"દારા," યુનાની "દરાએસ કોદોમાનસ" સાથે, "દારાબ," યુનાની "દરાએસ (આરતેજરકજીસ) ઓકસ" તથા તખ્તીનાં "ત્રીજા અરતખશથર" સાથે, તથા અરદેશર દરાજદસ્ત યુનાની-ઓનાં "આરતેજરકજીસ લાનજીમાનસ," યાહુદીઓનાં આરતેજર-કજીસ" તથા તખ્તીનાં "બીજા અરતખશથર" સાથે મલી રેહેછે. તે ઉપરાંત આગલ ચાલતાં બીજાં નામો મલતાં નથી. ત્યારે કરવું કેમ?

| યુનાની ગ્રંથકારો પ્રમાણે. | | | યાહુદીઓના ગ્રંથકારો પ્રમાણે. | | | ખીલારોકી તખ્તી પ્રમાણે. |
|---|---|---|---|---|---|---|
| દરાએસ કોદોમાનસ ...... | ઈસવી પુરવે | ૩૩૫ | યાહુદીઓના પુસ્તકોમાં અરદેશર દરાજદસ્ત થી પાછલના પાદશાહોના નામો મલતાં નથી. એ વખતથી વેહવાર બંધ પડયો હતો. | | | ત્રીજા અરતખશથરની પછવાડેના પાદશાહોના નામ તખ્તીમાંથી મલતાં નથી. |
| આરસીસ..................... | ,, | ૩૩૭ | | | | |
| આરતેજરકજીસ ઓકસ—(દરાએસ) ............... | ,, | ૩૫૩ | ... ... ... ... | | | અરતખશથર (ત્રીજો.) |
| આરતેજરકજીસ નેમન ...... | ,, | ૪૦૫ | ... ... ... ... | | | અરતખશથર (બીજો.) |
| દરાએસ નોથસ ............ | ,, | ૪૨૩ | ... ... ... ... | | | દારયવુશ (બીજો.) |
| જરકજીસ તથા સાગદીઆનસ | ,, | ૪૨૪ | | | | |
| આરતેજરકજીસ લાનજીમાનસ | ,, | ૪૬૫ | આરતેજરકજીસ ... | ઈસવી પુરવે | ૪૬૪ થી ૪૭૨ | અરતખશથર (પેહલો.) |
| જરકજીસ .................. | ,, | ૪૮૫ | અહાસુરસ............ | ,, | ૪૮૫ | ખશાયરશા. |
| દરાએસ હીસતાસપીસ ...... | ,, | ૫૨૧ | દરાએસ ............ | ,, | ૫૨૦ | દારયવુશ (પેહલો.) |
| હીસતાસપીસ | | | | | | વીશતાસ્પ. |
| સમેરદીસ .................. | ,, | ૫૨૨ | આરતેજરકજીસ, (સ-મેરદીશ ?)......... | ,, | ૫૨૧ | બરદીય. |
| કમબાઈસીસ .............. | ,, | ૫૨૯ | અહાસુરસ, (કમબાઈ-સીસ ?)............ | ,, | ૫૨૯ | કબુજીઅ. |
| સાઈરસ........................ | ,, | ૫૩૬ | સાઈરસ............... | ,, | ૫૩૬ | કુરૂશ. |
| આરસેમીસ. | | | સાઈરસની આગમચના પાદશાહોના નામો યાહુદીઓના પુસ્તકોમાં મલતાં નથી, એ વખતે હજુર વેહવાર પડોલે નહી હતો. | | | અરશામ. |
| એરીઆરેમનીશ. | | | | | | અરીઆરામાન. |
| તીસપીસ. | | | | | | ચીસપાઈશ. |
| એકીમીનીશ. | | | | | | હખામનીશય. |

### ૧૯. અરદેશર દરાજદસ્તનાં બાપનું નામ મુકરર કરવાનાં બાબમાં શાહાનામાં કરતાં યુનાની તથા યાહુદી તવારીખ તથા ઇરાની ખીલારોકી તખ્તી વધારે ભરોસા ભરેલી તથા વજનદાર છે.

શાહનામું ઉપલા પાદશાહો થઇ ગયા પછી, નજદીક ૧૦૦૦થી ૬૫૦૦ વરશ પછી લખાયું છે, વાસતે તેના કરતાં ઉપલા પાદશાહોનાંજ વખતમાં લખાયલી કેતાબો, તથા કોતરાયલી તખ્તીઓ ઉપર વધારે ભરૂસો રાખવો પડે છે. ખરી વાત છે કે શાહાનામાવાલો કહે છે કે, મેં અસલી પેહેલવી કેતાબો ઉપરથી પોતાનું પુસ્તક રચ્યું છે, અને બુનદહેશમાં પણ, શાહાનામાંનીજ માફક લખેલું છે, પણ ફીરદોસીને મલેલાં પેહેલવી પુસ્તકો ઘણા જુનાં નહી હશે. પેહેલવી ભાશાજ, મુલગી, હખામઇનીઅન વંશ પછી, સીકંદરનું રાજ થયાબાદ, જ્યારે સીકંદરનાં યુનાની હાકેમોને, "પેહેલુ" (Parthia પારથીઆ) નામના શેહેર તરફનાં "આશકે" હડાવી કાહાડયા ત્યારે ઉત્પન થઇ હતી, વાસતે એ ભાશામાં લખાએલાં પુસ્તકો, જુનાંમાં જુનાં હોએતો, "આશક" ના જમાનાના હોવાં જોઇએ, વાસતે એ નજરે જોતાં, પેહેલવી પુસ્તકો કરતાં યુનાની તથા યાહુદીઓના પુસ્તકો તથા ખીલારોકી તખ્તીઓ વણી વધારે જુંની હોવી જોઇએ. એ ઉપરથી ખોલ્લી રીતે ધારી શકાએ છે કે, શાહનામાંનો આધાર, ઉપલા યુનાની તથા યાહુદી ગ્રંથકારો કરતાં, વધારે જુનો નથી. અને એટલા વાસતે, વધારે ભરૂસા ભરેલો નથી. તાસુબીની રાહે એવી તકરાર બાજે વખત લાવવામાં આવે છે કે, યુનાની ગ્રંથકારો પારકી કોમવાલા છે, તેમજ યાહુદી ગ્રંથકારો પરગનેઆતના છે, વાસતે તેઓના કરતાં આપણા ગ્રંથકારોને વધારે કબુલ રાખવા જોઇએ છે. પણ એવું બોલનારાઓ તે ઘડી વીસરી ગયલા જણાએ છે કે શાહનામું કોઇ જરથોશતીએ બનાવ્યું નથી, તેબી પરગનેઆતવાલાએ બનાવ્યું છે. શાહનામાનો બનાવનાર ફીરદોસી તુસી મહમદન કોમનો હતો. એવું જો કેહેવામાં આવે કે બુનદહેશમાં પણ શાહનામાનીજ માફક લખ્યું છે,

તો બુનદહેશમાં એ એહવાલ આવેલો છે, તેજ જગોએ અરબોના ઇરાન ઉપરના હુમલા વીશે ઇશારો આવે છે, ત્યારે તો એવું પુરવાર થાએછે કે, બુનદહેશ આપણી પાદશાહી ગયા પછી લખાઈ છે. પણ એક વખત તકરારને ખાતેર કબુલ કરીએ કે, યુનાની ગ્રંથકારો પરગનેઆતવાલા છે, તો પછી યાહુદી ગ્રંથકારો યુનાની ગ્રંથકારો સાથે મલે છે, ત્યારે બે જુદી જુદી કોમવાલા ગ્રંથકારો એક તરેહનું લખે, તેને આપણે બીજા દાખલા વગર માત્ર તેઓ પરગનેઆતવાલા છે વાસતેજ શું બાતેલ ગણીએ? વલી આગલ ચાલીને એમબી કબુલ કીધું, કે પરગનેઆતનું લખેલું કશું માનવુંજ નહી, તો પછી ઇરાની ખીલારેકી તખ્તીને પકડીએ. એ તખ્તીઓ તો, ઇરાની પાદશાહોએ કોતરાવી છે તેઓબી પરગનેઆતવાલા હતા એવું કેહેવાની કોઇ હીમત કરશે નહી, અને તેઓએ પોતાના વખતમાં કોતરાવી રાખેલો એહવાલ તો આપણને કબુલજ કરવો જોઈએ. હવે જ્યારે તે એહવાલ, પરગનેઆતવાલાઓએ આપેલા એહવાલને બરોબર મલતો ઉતરે છે, ત્યારે ત્રણ જુદી જુદી તરફથી જણાએલા, અને ત્રણ જુદા જુદા લોકોએ આપેલા એકસરખા એહવાલ ઉપર, આપણને બેશક તથા બેગુમાન રેહેવુંજ જોઈએ, અને તેને ત્રાજુના ડાબા પલ્લાંમાં મેલીએ, અને શાહાનામા તથા બુનદહેશ તથા એવીજ બીજી પેહેલવી કેતાબોને, જમના પલ્લાંમાં મેલીએ તો, કયું પલ્લું નીચે પડશે, અને કયું ઉંચે ચહડી જશે, તે વીશે જેવો મને કસો શક નથી, તેવોજ હું ઉમેદ રાખું છેઉં કે કોઈબી વાંચનારને રેહેશ નહી.

## ૨૦ શાહનામાનો એહવાલ અવસ્તા પ્રમાણે છે.

શાહનામાનાં બનાવનાર ફીરદોસીએ લખ્યું છે કે, મેં આએ શાહનામું પેહલવી પુસ્તકો ઉપરથી રચ્યું છે, તે વાત કબુલ કરવા જોગ છે. પેહેલવી પુસ્તકો, મારા વીચાર પ્રમાણે, આશકાનીઅન તબકાનાં પાદશાહોનાં જમાનાની આગમચ બનવાં નહી જોઇએ; એવો મારો વીચાર છે, તો પણ દેખાતું છે કે, આશકના જમાનામાં બનેલાં પુસ્તકો પણ, આજનાં જમાનાને છેટે, ઘણાં પુરાણાં

ગણાવાં જોઈએ. ફીરદોસીએ જે એહવાલ આપ્યો છે, તેનો પાયો હું કબુલ રાખું છેઉં, મગર શહરાગાતને ખાતર, અને બએત રચવાની ઉલટ તથા શુરમાં આવવા, એક સેહજ બીનાને વધારી મેલી તેણે લંબાવી છે, તેના વીગતે એહવાલ ઉપર તમામ ભરૂસો રાખવો નહી જોઈતો. પણ જો હું શાહનામાની મુખ્ય હકીકત કબુલ રાખું છેઉં તો, અરદેશર દરાજદસ્તનો, બાપ અસ્પંદીઆર હતો, એ વાત શાહનામામાં જણાવી છે, તે ઉપર મેં શક નાખી બીજા લખનારાઓનો કોલ કબુલ કીધો છે, ત્યારે સવાલ એ ઉત્પન થાએ છે કે શાહાનામાવાલાએ, અસ્પંદીઆર તથા ગુશ્તાસ્પ તથા લોહરાસ્પ તથા કેખોશરૂની હકીકત શું ખોટી લખી છે અને તે કયાંથી કાહાડી? યુનાની પુસ્તકોમાં, તેમજ યાહુદીઓનાં પુસ્તકોમાં, તેમજ ખીલારેકી તખ્તીઓમાં એ અસ્પંદીઆર, લોહરાસ્પ, કેખોશરો, એવાં નામો તો મુતલક આવેલાંજ નથી. પણ શાહનામાનાં બનાવનારને ઇનસાફ આપવા જણાવવું જોઇએ છે જે અસ્પંદીઆરથી ઉપર ચહડતો છેક કેકોબાદ સુધીનો, તથા ત્યાંથી આગલ ચાલતાં છેક ગઇઓમરદ સુધીનો, શાહનામાનો એહવાલ, કેટલીક પ્રકારે, અવસ્તામાં એ પાદશાહોનાં આવેલા એહવાલ સાથે મલી રહે છે. અસ્પંદીઆરના વડવાઓનાં નામો, શાહનામા તથા અવસ્તા પ્રમાણે, એકબીજા સાથે સરખાવ્યાથી બરોબર મલી રહે છે:—

| અવસ્તા પ્રમાણે. | શાહાનામા પ્રમાણે. |
|---|---|
| સપેન્તોદાત. | અસ્પંદીઆર. |
| વીશ્તાસ્પ. | ગુશ્તાસ્પ. |
| અઉરવત-અસ્પ. | લોહરાસ્પ. |
| કવ હુસ્રવ. | કેખોશરૂ. |
| કવ ઉસ. | કેકાઉસ. |
| કવી કવાત. | કેકોબાદ. |

અવસ્તામાં ગુશ્તાસ્પ પછીનાં પાદશાહોનાં નામો આવેલાં હતે તો, પછી આજસુધી કશો શક રહેતે નહીં, પણ અવસ્તામાં ગુશ્તાસ્પ પછીનાં પાદશાહનું બયાંન નહીં હોવાને લીધે, આજસુધી આપણા લોકોને ગુચવાડો પડયો છે.

૨૧. અવસ્તા તથા શાહાનામામાં જણાવેલા કેકોબાદથી કે ગુ-
શતાસ્પ સુધીનાં પાદશાહો જુદા અને ખીલારોકી તખ્તીમાં,
તેમજ યુનાની તથા યાહુદી ગ્રંથકારોની કેતાબોમાં જણાવેલા
હખામનીશથી જરકજીસ સુધીનાં પાદશાહો તદન જુદા છે.

હવે શાહનામામાં, અરદેશર દરાજદસ્તનો બાપ અસ્પંદી-આર લખ્યો છે, અને ત્યાંથી કેકોબાદ સુધી પેહેડી ઉપર ચહડે છે, અને ખીલારોકી તખ્તીઓમાં, તેમજ યુનાની તથા યાહુદી પુસ્ત-કોમાં, અરદેશરનાં બાપનું નામ "જરકજીસ" આપ્યું છે, અને અવસ્તા પ્રમાણે તો, અસ્પંદીઆરથી કેકોબાદ સુધીનાં પાદશાહો ખરેખરા થઇ ગયા છે. જો એક તરફથી અવસ્તાને કબુલ રાખ્યે છીએ, અને અસ્પંદીઆરથી કેકોબાદ સુધી ખરેખરા પાદશાહો થઈ ગયા હતા, એ ઉપર કશોબી શક લાવતા નથી, અને બીજી તરફથી અરદેશરનો બાપ અસ્પંદીઆર નહીં પણ જરકજીસ હતો, તે બીનાબી તખ્તી તથા યુનાની તથા યાહુદી લખનારા-ઓને આધારે બહાલ રાખ્યે છીએ ત્યારે ગુચવાડો કાહાડી નાખવાનો એકજ માર્ગ રહએ કે, કબુલ કરવું કે શાહનામાવા-લાએ, અરદેશરનું દાસ્તાન આપ્યું છે, તે ખરૂં છે, તથા અસ્પં-દીઆરથી કેકોબાદ સુધીનું બયાંન આપ્યું છે તેબી ખરૂં છે; પણ અરદેશરને અસ્પંદીઆરનો છોકરો કરી બેસાડયો છે, તેમાં શા-હનામાવાલાએ, ખોટી ખબર મલ્યાને લીધે, ભુલ કીધી છે. શાહ-નામાના લખનાર ફીરદોસી તુસીની એટલી ચુક થએલી પુરવાર થાય તો, અવસ્તા, શાહનામુ, ખીલારોકી તખ્તી, યુનાની ગ્રંથકા-રો, યાહુદી ગ્રંથકારો, સરવે એક બીજાને મલતા થાય. જો એમ માલુમ પડે કે, અવસ્તાની ભાશા, અવસ્તાનો જમાનો, અવસ્તાની જગો, અવસ્તામાં જણાવેલા પાદશાહો અને તેઓના જમાનાના બનાવો, ખીલારોકી તખ્તીઓની ભાશા, જમાના, જગો, પાદશાહો તથા બનાવોથી તદન વેગલા છે, તો પછી ચોખી રીતે દખાઈ આવશે કે, ફીરદોસીએ, અને બીજા ફારસી ગ્રંથકારોએ અસ્પંદી-આરને અરદેશરનો બાપ ગોઠવી બેસાડવામાં મોટી ભુલ કીધી છે.

## ૧. અવસ્તા તથા તખ્તીની ભાશા.

જો અરદેશરનો બાપ અસ્પંદીઆર હોએ, તો બાપ દીકરાના જમાનામાં બોલાતી ભાશામાં ઘણો ફરક પડી નહી જવો જોઈએ. હવે જેઓ ભાશાનો અભ્યાસ કરેછે, તેઓ જાણેછે કે, અવસ્તાની ભાશા, બલખમાં બોલાતી કદીમ જબાન છે, અને ખીલારેકી તખતીની જબાન, પારસમાં બોલાતી તે પછીની જબાન છે. અસ્પંદીઆર તથા ગુશતાસ્પનું બયાન અવસ્તા ભાશામાં લખાએલુંછે, તે ઉપરથી જણાએછે કે, એ બે પાદશાહો અવસ્તા ભાશા બોલાતી હતી ત્યારે યા તેની આગમચ થઇ ગએલા હોવા જોઇએ. અરદેશરનું, તેમજ તેના બાપ તથા દીકરાનું બયાન, ખીલારેકી તખ્તીઓમાં કોતરાએલુંછે, તે ઉપરથી ધારવું જોઇએ કે, જે વખતે ખીલારેકી હરફવાલી જબાન બોલાતી હતી, તે વખતે યા તેની આગમચ, આએ પાદશાહો થઈ જવા જોઇએ. હવે ખીલારેકી ભાશા, તથા અવસ્તા ભાશામાં, કેટલોએક તફાવત છે, અને જબાન જાણનારાઓએ, એ બંધે ભાશા તથા તેની રચના, વ્યાકરણ, ઈત્યાદી ઉપરથી એવો સાર કાહાડયોછે કે, અવસ્તા ભાશા પેહેલી છે, અને ખીલારેકી ભાશા પાછલી છે, અને તે બે જબાનો, જોકે એકજ ખાનદાનની છે વાસતે એકેકને મલતી ઉતરેછે; તોપણ તેઓ વચે કેટલાએક જમાનાનો આંતરો પડવો જોઇએ. બાપના જમાનામાં અવસ્તા ભાશા હોએ, અને દીકરાના જમાનામાં તે એટલી બધી બદલાઇ નહી જાએ કે, તેની ખીલારેકી જબાન બની જાએ. વલી અરદેશરના બાપ જરકજીસનીબી તખ્તી છે, તેબી ખીલારેકી ભાશામાં છે. જરકજીસના બાપ, અને અરદેશરના બપાવા, દરાએસ હીસતાસપીસનીબી તખ્તી મલેછે, તેબી ખીલારેકી ભાશામાં છે. હવે શાહનામામાં (ખોટી રીતે) જણાવ્યા પ્રમાણેના, અરદેશરના, બાપ, બપાવાનું બયાંન અવસ્તા ભાશામાં મલેછે, અને તખ્તીવાલી તથા અવસ્તા જબાનોમાં તો તફાવત છે, ત્યારે અરદેશરના, તખ્તીમાં જણાવેલા બાપ, બપાવા, શાહનામામાં જણાવેલા તેના બાપ બપાવા કરતાં, જુદા શખસો હોવા જોઇએ. તખ્તીઓ છેક સાઈરસ સુ-

ધીની મલેછે, તેની ભાશા પણ દરાએસ, તથા જરકજીસની તખ્તીઓ-ની ભાશાને મલતી આવેછે, વાસતે સાઇરસના જમાનામાં ખીલારેકી ભાશા બોલાતી હોવી જોઇએ. હવે સાઇરસ, યુનાની તથા યાહુદી ગ્રંથકારોની તેહકીક તથા એકમલતી તવારીખ પ્રમાણે, ઇસવી પુર્વે સને ૫૩૬ માં તખ્તે આવ્યો હતો, વાસતે તવારીખ પ્રમાણે ઇસવી સને ૫૦૦ આગમચ, સાઇરસના મુલકમાં ખીલારેકી ભાશા બોલાતી હોવી જોઇએ. હવે છેલાંમાં છેલી તખ્તી, આરતેજરકજીસ ઓકસની મલેછે, તેની ભાશા સાઇરસની તખ્તીની ભાશા કરતાં સેહજ બગડેલી છે. આરતેજરકજીસ ઓકસ ઇસવી પુરવે સને ૩૫૩ માં તખ્તે આવ્યો હતો, વાસતે સાઇરસ તથા આરતેજરકજીસ ઓકસ વચ્ચે, ૧૮૩ વરશનો ગાલો પડેછે. એટલા જમાનામાં ભાશામાં જેટલો થોડો ફેરફાર થએલો જણાએછે, તે ગણતરીએ સાઇરસના વખતની ખીલારેકી ભાશા તથા અવસ્તાની ભાશા વચ્ચે, જેટલો તફાવત છે, એટલો પડવાને કેટલાંએક સેંકડો વરશો વહી જવાં જોઇએ. એબી એક પુરવારી આપેછે કે અવસ્તા ભાશા, ખીલારેકી ભાશાની, શુમારે ૮૦૦ થી ૧૦૦૦ વરશ, આગમચ હતી; તો પછી અવસ્તામાં જણાવેલા પુરૂશો જેવા કે અસ્પંદીઆર તથા ગુશતાસ્પ, તખ્તીમાં જણાવેલા અરદેશર તથા દરાએસ હીસતાસપીસ તથા સાઇરસના કરતાં શુમારે ૮૦૦ થી ૧૦૦૦ વરશ આગમચ થઇ જવા જોઇએ. એ રીતે શાહાનામા પ્રમાંણેના અરદેશરના બાપ બપાવા અસ્પંદીઆર તથા કએ ગુશતાસ્પની ભાશા, તથા ઇરાની ખીલારેકી તખ્તીમાં જણાવેલા અરદેશરનાં બાપ બપાવા જરકજીસ તથા દરાએસ હીસતાસપીસની ભાશામાં, જે તફાવત દીશેછે તે, બતલાવી આપેછે કે અસ્પંદીઆર તથા કએ ગુશતાસ્પ, અને જરકજીસ તથા દરાએસ હીસતાસપીસ એકેકથી તદન જુદા પુરૂશો હોવા જોઇએ. હવે જ્યારે શાહનામામાં જણાવેલા અરદેશરનાં બાપ બપાવાની હકીકત બીજાં કોઇ પુસ્તકથી પુરવાર થતી નહી, ત્યારે ખીલારેકી તખ્તીમાં જણાવેલા અરદેશરનાં બાપ બપાવાની હકીકત, તેહકીક રીતે, યુનાની તથા યાહુદી ગ્રંથકારોનાં એહવાલો ઉપરથી સાબેત થઇ

શકેછે. અને વલી આપણે જાણ્યે છઈએ કે, શાહનામું ઘણા પાછલા જમાનાનું છે, અને તખ્તીઓ તેમજ યુનાની તથા યાહુદી ગ્રંથકારો, અરદેશર તેમજ તેનાં બાપ બપાવાનાં જમાનાનાં છે, અને તેઓએ જેઓને અરદેશરનાં બાપ બપાવા લખ્યા છે, તેઓને અરદેશરનાં ખરેખરા બાપ બપાવા ગણવા જોઇએ છે, અને શાહેનામામાં જણાવેલા બાપ બપાવા ખરેખર અરદેશરનાં બાપ બપાવા હતા, એ માનવાથી દુર રેહેવું જોઇએછે.

## ૨ અવસ્તા તથા ખીલારોકી તખ્તીનો જમાનો.

ખીલારોકી તખ્તી જે સૌથી જુની આપણને મલી છે તે સાઇરસની છે, અને સાઇરસ ઇસવી પુર્વે સને ૫૩૬ માં તખ્તે આવ્યો હતો. હવે એજ તખ્તીઓ પ્રમાણે, સાઇરસના વડવાઓ, કમબાઇસીસ, તીસપીસ તથા હખામનીશ હતા. તેઓ ત્રણ જન (યુનાની ગ્રંથકારો પ્રમાણે પાંચ કાંએજે તેઓ, કમબાઇસીસનો બાપ એક બીજો સાઇરસ, અને તેનો બાપ બીજો કોઇ કમબાઇસીસ ગણે છે તેઓ) વચ્ચે યુનાની ગ્રંથકારો પ્રમાણે આશરે ૧૫૦ વરશો મેલ્યામાં આવે છે, તે હીસાબે હખામનીશ આસરે ઇસવી પુર્વે સને ૭૦૦ માં થઇ જવો જોઇએ. સાઇરસ કે તેના વડવાઓ કમબાઇસીસ, તીસીપીસ તથા હખામનીશના નામો અવસ્તા મધેથી મલી આવતાં નથી, તે ઉપરથી ધારી શકાએ છે કે કાંઇજ નહી તો હખામનીશના જમાનાની આગમચ અવસ્તા બનવા જોઇએ, યાને ઇસવી પુર્વે સને ૭૦૦ ની આગમચ અથવા તેનીબી આગમચ અવસ્તા લખાએલા હોએ તેની પુરવારી કોઇ બીજી રીંતે મલવી જોઇએ. હવે અવસ્તામાં કેખુશરો, કેકાઉસ, એવાં કેયાની પાદશાહોના નામો મલે છે. એજ નામો પાછાં વેદમાંબી મલે છે, ત્યારે એવું દીસે છે કે કેખુશરૂ થઇ ગયા પછી વેદ, તેમજ અવસ્તા બનવા જોઇએ. કેખુશરૂને અવસ્તામાં 'હુસ્રવ' લખે છે અને વેદમાં 'સુશ્રવ,' કેકાઉસને અવસ્તામાં 'કવઉસ' લખે છે અને વેદમાં 'કવ ઉસન,' અને તેઓની તવારીખ પણ કેટલેએક દરજ્જે મલે છે. કેખુશરૂ પછી લોહરાસ્પ અને પછી ગુશતાસ્પ

ઇરાનની ઉપર રાજ કરી ગયા હતા, અને ગુશ્તાસ્પ પછીના કોઈ પાદશાહનું બયાન અવસ્તા મધેથી મલતું નથી. હયાંથી ગુશ્તાસ્પ પછીનું બયાંન અટકે છે. એ ઉપરથી વેદનો જમાનો કેટલીએક નજદીકમાં અવસ્તાના જમાના સાથે મલે છે. વેદનો જમાનો કેટલાએક ગ્રહોના વરતારા ઉપરથી મુકરર કીધામાં આવેલો છે, અને એવું પુરવાર કીધામાં આવ્યું છે કે કાંઇ નહી તો ઇસવી પુર્વે સને ૧૩૦૦ ની આગમચ વેદ લખાવો જોઇએ.

( જ. અ. આંક ૪ થો પાને ૨૨૪ ની નોટ ) :—

હીંદુઓની વેદ ઘણી પુરાણી ગણાએ છે. ઘણાઓનો હેવો વીચાર છે કે સૌથી પુરાણી વેદ જાહરે હીંદુઓ ઇરાન છોડી "સીંધુ" નદી ઉપર આવ્યા તારે લખાઈ હશે અને બીજીઓ તે થાંને પાછલા જમાનામાં. એ વેદોમાં કેટલેક ઠેકાણે ચોકસ સેતારા તથા ગ્રહના સંયોગ વીશે લખેલું છે. જેમકે ફલાનો બનાવ બન્યો તારે સુરજ યા ચાંદ યા ફલાનો ગ્રહ યા ફલાનો સેતારો આસમાનની ફલાની જગો ઉપર હતો અને તેની નજદીક ફલાનો ફલાનો ગ્રહ હતો ઇત્યાદી. હેવી વીગત મલી આવ્યાથી સેતારે શનાસો પોતાની ગણતરી ગણે છે કે ફલાનો ગ્રહ ફલાનાં સેતારા યા ફલાનાં ગ્રહનાં ફલાનાં મુકાબલામાં કયા વરશમા આવવા જોઇએ. તે ગણતરીથી વેદ માહેલા કેટલાએક બનાવોનો સને મુકરર થએલો છે. ઉપર જણાવ્યું કે હીંદુઓ ગંગા નદી ઉપર આવી પુગા તારે ખરીસટની આગમચ ૧૩૦૦ વરશનો સને હતો, તે હયાં જણાવેલે કાએદે સોધી કાહાડેલો લાગે છે.

( જ. અ. આંક ૯ મો પાને ૬૧૮ ):—

એ ગણતરી કરીને રીગવેદને આસરે ૩૦૦૦ થી ૩૪૦૦ વરશની પુરાંણી મેકસમીઉલર ગણે છે. 'હાઉગ' 'મીઉલર' થાનેબી આગલ જાએ છે અને વેદનો જુનામાં જુનો ભાગ ઇસવી પુર્વે સને ૨૦૦૦ થી ૨૪૦૦ ની સદીમાં બનીઓ હોએ હેવું ધારે છે, તે જોતાં ૩૯૦૦ થી ૪૨૦૦ વરશો ઉપર વેદનો પેહેલો ભાગ બનવો જોઇએ.

નોટ ૧ લી—એજ પ્રમાણે અવસ્તાનો જમાનો પુરાણો પુરવાર થઇ શકે છે. આપણી પાસે અવસ્તાની શરેહો પેહેલવીમાં છે તે ઘણી ખામી ભરેલી છે. પેહેલવીવાલા ઘણે ઠેકાણે મતલબ સમજીઆ નથી અને ખોલ્લી રીને અવસ્તાનાં મુતરજમોએ જગો જગોએ એકરાર કીધો છે કે

હમોને ચોકસ અવસ્તા સમજ પડતા નથી. એ પુરવારી આપે છે કે પેહેલવી તરજુમો ઘણો પાછલો થએલો છે. હવે પેહેલવી ભાશાની ઉત્પતી ઇસવી પુરવે સને ૧૦૦ થી ૨૦૦ માં થવી જોઇએ. તેની આગમચ ખીલાંરોકી હરફોવાલી ભાશા હતી. એ ખીલારોકી ભાશાની શરૂઆત ઇસવી પુરવે સને ૬૦૦—૭૦૦ નાં અરસામાં અથવા તેનીબી આગમચ થવી જોઇએ.. ખીલારોકી ભાશાની આગમચ અવસ્તા ભાશા હતી વાસતે અવસ્તા જબાંન બોલાતી બંધ થઇ તેને આજે આસરે ઓછામાં ઓછાં ૨૫૦૦ વરશ થવા જાએ છે. વલી અવસ્તામાં જાત જાતનાં લખાણો છે. જે મુલકોનાં નામો યશતોમાં આવે છે તે ઇજસનેમાં આવતાં નથી, જે બીનાં ઇજશનેમાં આવે છે તે-વંદીદાદમાં આવતી નથી. "જરથોસ્તી અભીઆસ"ના ૮ માં તથા ૯ માં આંકમાં વખતની વેહચણીની તપાસ કરતાં જોઇ લીધું છે કે ઇજશને કરતાં વંદીદાદ પુરાનો છે. હવે વંદીદાદમાં તેમજ ઇજશને, તથા વીસપરદમાં, ગાથાનાં ફકરાઓ ટાંકેલા મલે છે તે ઉપરથી ખોલી રીતે જણાય છે કે જ્યારે વંદીદાદ કે ઇજશને કે વીસપરદ લખાઇ ત્યારે ગાથા જાણીતા હતા. બીજા હાત ઉપર ગાથા મધેથી એવું કશું મલી આવતું નથી કે જે ઉપરથી કાંઇબી દલીલ ઉભી કરાઇ શકાય કે ગાથા લખાયા ત્યારે વંદીદાદ તથા ઇજશને તથા વીસપરદ લખાયલા હતા. વાસતે મેકસમીયુલરની રીતે યઅશત, ઇજશને તથા વંદીદાદને બનતાં કેટલોએક જમાનો ગુજરેલો લેઇજીએ તો ગાથાની ઉમર અટકલવાને બની આવે. એ અટકલ પરમાણે ગાથા પણ આસરે ૩૦૦૦ થી ૩૫૦૦ વરશનાં પુરાણાં હોવા જોઇએ.

એ ઉપરથી અવસ્તાનો જમાનો આસરે ૩૦૦૦ વરશ ઉપર જાએછે યાને ઇસવી પુરવે સને ૧૨૦૦ ઉપર. આપણે ઉપર જોયું કે, ઇસવી પુરવે ૭૦૦ થી સાઇરિસના વડવાઓ, ઇરાન ઉપર રાજ કરતા હતા, તે જમાનાની તથા અવસ્તાના જમાનાની ( ઇસવી પુરવે ૧૨૦૦ ) વચેનો ગાલો હવે કેમ પુરવો ? હવે એ વચેના જમાનાની થોડીએક વીગત આપણને મલેછે.

( જ. અ. આંક ૪ થો પાને ૨૨૦ ) :—

યુનાની ગ્રંથકારો ઉપરથી એટલી આપણને ખબરછે કે કેઆની ગુસ્તાસ્પનું પાએતખત બલખ શેહરમાં હતું અને એસીરીઅન રાજધાની-

નાં નાઇનસ નામના પાદશાહે ખરીસટની આગમચ ૧૨૩૦ વરશ ઉપર તેની ઉપર હુંમલો કરી તે જીહતી લીધું હતું, જે વખતે "હુક્ષથ્ર" (Oxarthes) નામનો પાદશાહ તાંહાં રાજ કરતો હતો. નાઇનસની જીહીતનો સને તવારીખ ઉપરથી મલેછે તે ઉપરથી ગુસ્તાસ્પનો સને મુકરર કરવા "બનસને" નીચે પ્રમાણે તજવીજ કીધી છે. ગુસ્તાસ્પ તથા હુક્ષથ્ર વચ્ચે કેટલા પાદશાહો થઇ ગયા તે જો માલમ પડેતો તે ઉપરથી વરશની ગણતરી થાએ પણ તે માલમ નથી. પણ તે જમાનો લાંબો હોવો જોઇએ કારણ કે મુસાઇ પુસ્તકોમાં લખે છે કે, ગુસ્તાસ્પનાં બાપે બલખ શેહર પેહલ વેહલું નવું બાંધીઉં હતું અને જાહરે તેની ઉપર નાઇનસે ચહડાઇ કીધી તાહરે (ઇઆને હુખશથરનાં વખતમાં) તે ભર આબાદાનીમાં હતું. હવે શેહેરોને નવા સવા બંધાયા પછે રચવાને ખાતર ઘણા વરશો જોઇએ છે તે જાણીતું છે. નાઇનસની શાથની લડાઇમાં બલખનો બચાવ કરવા નજદીક ચાર લાખ માણસોતું લશકર જમાવ થયું હતું અને "તેસીઅસ" લખે છે તે પરમાણે તે શેહેર હેવું મજબુત હતું કે તે જીહતવાને વાસતે નજદીક વીસ લાખ માણસની ફોજ દુશમેનોની તરફથી લાવવી પડી હતી. એ હીસાબે ગુશતાસ્પ તથા હુક્ષથ્ર વચ્ચે અડસતે લાંબો જમાનો ગુજરવો જોઈએ, પણ તે ચોકસ કેટલો તે કેહવાઇ શકાતું નહી. બેબીલોન તથા નીનીવી, પરસીપોલીસ તથા એકબતાનાં નામના શેહરો વસીયાં તેની આગમચનો જમાનો તો જરૂર જોઇએ. કાંએ જે અવેસ્તામાં એ શેહરોનાં નામો મુતલક જણાએલાં નથી, જો એ શેહરો અવસ્તાનાં જમાનામાં હસ્તીમાં હતે તો તેઓનાંજ નામ વંદીદાદની પેહલી પરગરદમાં જેમાં તે વખતનાં તમાંમ મુલુકો તથા શેહરોનાં નાંમો આવેલાંછે તેમાં લખવાને ભુલ થઇ હોએ હેવું માનીઆમાં આવતું નથી.

એ ગાલો કેમ પુરાયો તે વીશે "જરથોશ્તી સને" નામના પુસ્તક મધે વીગતે નીચે મુજબ જણાવેલું છે.

(જરથોશ્તી સને સફે ૨૨—૨૩):—

એતું કારણ એવું છે કે "કીઆની" વંશની સમાપતી "એસીરીઆ' નાં રાજા "નાઇનસે" કરી હતી અને એ "એસીરીઅન" લોકોની હકુમત ઇ૦ સ૦ પુ૦ ૧૨૩૦ થી તે તે ઇ૦ સ૦ પુ૦ ૭૦૮ સુધી ઇઆને આસરે ૫૦૦ વરસ લગણ "ઇરાન" ઉપર ચાલી હતી. પછી "મીદ" લોકોએ તેમને હરાવીને તે રાજની લગાંમ પોતાનાં હાથમાં લીધી હતા. એ "મીદ" લોકોનો અમલ ઇ૦ સ૦ પુ૦ ૭૦૮—૫૫૮ સુધી ઇઆને આ-

સરે ૨૦૦ વરસ તલીક ચાલીઓ હતો. તારપછે "સાઈરસ" પાદશાહે "મીદ" લોકોને હરાવીને "ઈરાન"નું રાજ પોતાને સવાધીન કરીઉં હતુ. એ "સાઇરસ" પાદશાહ પોતાનાં બાપની તરફથી "એકીમીનીસ" વંશનો હતો અને તે "દારાએસ હીસ્તાસપીસ" નો નજદીકનો સગો હતો તથા "દારાએસ" તેની પછી ચોથો પાદશાહ હતો. આએ પરમાંણે જોતાં આપણને માલુમ પડે છે કે "ગુસ્તાસ્પ" અને "દારાએસ હીસ્તાસપીસ" એ બંધે પાદશાહો એકબીજાથી ૮૦૦ વરસને અંતરે થઈ ગયા. "ગુસ્તાસ્પ" પાદશાતહનાં વખત પછી ૮૦૦ વરસે "દારાએસ" પાદશાહ થયો. અવસતામાં એવું જણાવેલુ છે કે "જરથોસ્ત," "ગુસ્તાસ્પ" પાદશાહનાં વખતમાં થઇ ગયો; તારે "જરથોસત" પણ "દારાએસ" નાં વખત (ઇ૰ સ૰ પુ૰ ૫૨૧) ની ૮૦૦ વરસ આગમચ ઈઆને (ઇ૰ સ૰ પુ૰ ૧૩૦૦ વરસ ઉપર થઇ ગયો તેથી આજે તેને લગભગ ૩૨૦૦ વરસ થવાં જોઇએ.

અવસ્તાનો જમાનો આએ રીતે ઓછાંમાં ઓછો ઇસવી પુરવે ૧૩૦૦ સુધી પોહોચે છે. હવે જાણવું કે તમામ અવસ્તા એકજ ધણીના તથા એકજ વખતનાં લખાએલા નથી. જે અશો જરથોશ્તે પોતે લખેલા, જે કએ ગુશ્તાસ્પના વખતમાં લખાએલા, અવસ્તાનો સને આજથી આસરે ૩૨૦૦ વરશ ઉપર મેલવામાં આવેછે, પણ કેટલાએક અવસ્તાઓ જરથોશ્ત સીવાએ તેના શાગેરદોના તથા તેની પછી થએલા 'જરથુશ્તરોતમો' એટલે દસતુરાંન દસતુરોના, જરથોશ્તના ગુજરી ગયા પછી તથા કએ ગુશ્તાસ્પનું રાજ થઈ ચુકા પછી લખાએલા છે, તે અવસ્તા, અસલ જરથોશ્તના અવસ્તા કરતાં ૧૦૦, ૨૦૦ કે ૪૦૦ વરશ પછવાડેનાં હશે, એટલે કે તે અવસ્તા જરથોશ્તના અવસ્તા જેટલા ૩૨૦૦ વરશના પુરાણા નહી પણ ૩૧૦૦, ૩૦૦૦ કે ૨૯૦૦ વરશોનાં હશે. અવસ્તામાં જુદા જુદા વખતના લખાંન છે, તે જુદા જુદા અવસ્તાની ભાશાની રચના તથા તે મધે આવેલી બાબતો તથા ફરમાવેલા કોલો ઉપરથી માલુમ પડી આવેછે. "જરથોશ્તીઓમાં વખતની વેંહચની" એવે મથાલે 'જરથોશ્તી અભીઆસમાં' જે બાબતો લખવામાં આવી છે તે મધેથી નજર આવેછે કે, પેહલાં ગાથા, પછી વંદીદાદ, પછી યજશને, પછી યશ્તો ઇત્યાદી જોડવામાં આવી

હતી. ગાથામાં જરથોશ્ત પોતે બોલતો હોએ એવાં લખાનો મલી આવેછે, વંદીદાદમાં તેના વીશે અને તેને નામે, પછવાડેથી કોઇ લખતા હોએ, એમ લખાંન મલેછે એ સઘલા ઉપરથી જણાએછે કે, અવસ્તા જુદા જુદા જમાનાના છે.

પણ કોઇ એક સાદો સવાલ પુછે કે, જો કોઇબી અવસ્તા કએ ગુશ્તાસ્પ પછીના જમાનાનાં હોએ તો, તે મધે કએ ગુશ્તાસ્પ પછીના પાદશાહોના નામો મલવાં જોઇએ. એવો સવાલ નાખનારનાં મનમાં, ગુશ્તાસ્પ પછી અરદેશર દરાજદસ્તનુ નામ અવસ્તા મધે આવેલું નથી, તે વાત ધ્યાનમાં હોએ છે, પણ અત્યાર સુધીમાંતો આપણે જોઇ ચુકા કે, અરદેશર દરાજદસ્ત કાંઇ કએ ગુશ્તાસ્પના બેટાનો બેટો નહી હતો, પણ દરાએસ હીસતાસપીસના બેટાનો બેટો હતો, અને કએ ગુશ્તાસ્પના વડવાઓ, દરાએસ હીસતાસપીસના વડાવાઓથી તદન જુદા નામવાલા પુરૂશો હતા, વાસતે અરદેશર દરાજદસ્ત કાંઇ કએ ગુશ્તાસ્પના બેટાનો બેટો હતોજ નહી. ત્યારે તેનું નામ કએ ગુશ્તાસ્પની પછી બનેલા અવસ્તા મધેથી મલવું નહીજ જોઇએ, અને તેમ મલતુંબી નહી.

એવું જોવામાં આવેછે કે, કએ ગુશ્તાસ્પ પછી કેટલીએક મુદતે આપણું રાજ પડી ભાગું હતું, અને આપણા મુલક ઉપર બહારવાલાઓએ હુમલો કરી, આપણો મુલક લેઇ લીધો હતો. એ બાહારના આવનારાઓ કોણ હતા, તેનું બયાંન અવસ્તા ભાશામાં જે તવારીખનું પુસ્તક લખાયું હશે, તેમાં આવ્યું હશે, પણ હાલમાં બચી રહેલા અવસ્તા તવારીખનાં અવસ્તા નથી, વાસતે તે મધેથી ગુશ્તાસ્પ પછીની બીના નહી મલે તો અચરત થવા જેવું નથી, અને કદાચને ખુદ તવારીખનાં પુસ્તકો અવસ્તા ભાશાનાં અસલ હશે, તેમાં પણ એ બીના નહી હોએ તો હું ઝાઝો અચરત થાઉં નહી, કાંએજે દરેક કોમલવાલાઓને પોતાની ચહડતી દશાનીજ તવારીખ નોંધી રાખવા ગમે છે, પોતાની હારનું અને પોતા ઉપર બીજા ફીરકાના લોકો રાજ કરતા હોએ, તેઓનું બયાંન લખવામાં તેઓને કસો હરખ મલતો નથી. એક

દાખલા તરીકે જોઇએ કે, જો કોઇ જરથોશતી ઇરાનની તવારીખ લખવા બેસશે તો યજદજરદ આગલ આવીને તે અટકશે. આપણી ઉપર ફાવેલા મહમદન પાદશાહોનું વરણન નોધી રાખી દુનીઆમાં તે કાએમ રાખવા તે હરગેજ ખાહેશ કરશે નહી. તે કરતાં અવસ્તામાં કેટલાંએક નામો મલે છે જેને વીશે આપણ કશું જાણતા નથી. યશ્તોમાં કેટલાએક નામો આવે છે તેઓ કોણ હતા ? ગુશતાસ્પ પછીથી થનારા પાદશાહો ? જો શાહનામા-વાલાએ, તેઓના નામો ગુશતાસ્પ પછી થનારા પાદશાહો દાખલ નહી આપ્યાં હોએ તો, આપણે એ નામો અવસ્તામાં દરરોજ વાંચીઆ જઇએ, અને કદીબી ખ્યાલ નહી કરીએ કે, એ નામો ગુશતાસ્પ પછી થનારા પાદશાહોનાં છે. પણ જો ગુશતાસ્પની પછીના પાદશાહોનું વર્ણન અવસ્તા મધેથી નહીજ મલે તો તે ઉપર જરૂર કરીને એવો સાર કાહાડવાને હું આંચકો ખાવશ કે, તમામ અવસ્તા જેટલા આપણી પાસે હાલ મોજુદ છે તે સરવે, કએ ગુશતાસ્પનાજ વખતમાં લખાઇ ગયા હતા. એ વાત ઉપર અવસ્તાની અંદરની ગવાહી આપણને શક નાખવા ઉસકેરે છે.

હવે એ ગમે તેમ હોએ, પણ એટલું તો ચોકસ ઠડે છે કે જે અવસ્તા જરથોશતના લખાએલા છે, જે અવસ્તા કએ ગુશતાસ્પના વખતમાં લખાએલા છે, તે ઓછામાં ઓછા આસરે ૩૨૦૦ વરશના પુરાણાં છે. અને ખીલારોકી તખ્તી જે જુનામાં જુની સાઇરસની મલી છે તે આસરે ૨૪૦૦ વરશની પુરાણી છે, વાસતે એ બે જબાંનમાં રહેલા જે દસ્તાવેજો આપણી પાશે છે તેઓ વચે આસરે ૮૦૦ વરશનો આંતરો છે. એવું છે તો તખ્તીનો જરકજીસ તથા દરાએસ હીસતાસપીસ, અવસ્તાના અસ્પંદીઆર તથા કએ ગુશતાસ્પથી ૮૦૦ વરશ પાછલ હૈયાતી ભોગવી ગયા છે, ત્યારે જરકજીસનો છોકરો અરદેશર દરાજદસ્ત, ૮૦૦ વરશ આગમચ થઈ ગયલા અસ્પંદીઆરનોબી છોકરો કેમ થઇ શકે ?

## ૩ અવસ્તા તથા તખ્તીમાં જણાવેલાં મુલકો.

અવસ્તાનાં પુસ્તકો જે જગોએ લખાયાં હતાં તે જગો ઉપર ખીલારોકી તખ્તીઓ કોતરાઈ નહી હતી. અવસ્તાનાં પુસ્તકોનાં

લખનારાઓને, જે જે મુલકો ખબર હતાં, તે મુલકો તખ્તી કોતરાવનારાઓનેબી ખબર હતાં, અને તે ઉપરાંત તખ્તીવાલાઓને બીજાં નવાં નવાં મુલકોબી માલુમ હતાં. તખ્તી મધે જે મુલકોનાં નામો મલે છે, તે સઘલાં અવસ્તા મધેથી મલતાં નથી, પણ યુનાની તથા યાહુદી ગ્રંથકારો મધેથી મલેછે, ત્યારે દેખઈતી રીતે જણાએછે કે તખતીમાં જણાવેલી હકીકત, યુનાની તથા યાહુદી પુસ્તકોને મલેછે, પણ અવસ્તાને મલતી નથી. એબી અવસ્તાની જગો તથા તવારીખ વચે, અને તખ્તીની જગો તથા તવારીખ વચે, તફાવત દેખાડે છે. એ વીશે "જરથોશ્તી સને" મધેથી નીચલી બીના નીચે ઉતારી લેઉં છેઉં.

(જરથોશ્તી સને સફે ૨૫—૩૩) :—

"પેહેલું—પાદશાહ "ગુસ્તાસ્પ" તથા "દરાએસ" ઇરાનના જુદા જુદા મુલકોમાં વસતા હતા અને એ બંને પાદશાહોના વખતમાં જે જે મુલકો જણાએલાં હતાં તેમાં ઘણો ફરક માલુમ પડેછે. "ગુસ્તાસ્પ"ના વખતમાં જે જે શેહેરો, પાહાડો અને નદીઓ ઈતીઆદી "ઇરાની"ઓને જાંણીતાં હતાં તે સઘલાં મુલકોના નામો આપણને અવસ્તા ઉપરથી મલી આવેછે. બીજા હાથ ઉપર જોતાં "દરાએસ" ના તાબામાં જે જે મુલકો હતાં તથા તેણે જે જે મુલકો લડાઇમાં જીતીઆં હતાં તે સઘલાંતુ વરણુન આપણને "બીહીસ્તન"ના પાહડ ઉપરની તખતીની પેહેલી હારના છઠા ફકરા મધેના લેખો ઉપરથી તથા બીજે છુટે છુટે ઠેકાંણેથી માલુમ પડેછે. એ તથા અવસતા મધેના નામોની ટીપ હમોએ નીચે ટાંકીછે.

## મુલકોનાં કોઠા.

| અવસતા મધે આવેલાં મુલકોનાં નામો. | ખીલારેકા ખેલો મધે આવેલાં મુલકોનાં નામો. |
|---|---|
| ૧ અઇરીઅન વએજો. | ૧ પારસ (પરસીસ.) |
| ૨ ગવ. | ૨ ઉવજ (સુસીઆના.) |
| ૩ મોઉરવ (મરવ) | ૩ બાબીરૂશ (બાબીલોનીઆ.) |
| ૪ બાખધી (બલખ.) | ૪ અથુરા (એસીરીઆ.) |
| ૫ નીસય (નીશાપુર.) | ૫ અરબાય (એરેબીઆ.) |
| ૬ હરોયુ (હેરાત.) | ૬ મદરાય (મીસરદેશ.) |

૭ વેકરેન (સેજીસ્તાન.)
૮ ઉરવા (કાબુલ.)
૯ ખનેનત (કંદાહાર.)
૧૦ હરખઇતી (એરેકોશીઆ.)
૧૧ હેતુમત (હીલમંદ)
૧૨ રઘ (રે.)
૧૩ ચખ્ર (ચર્ખ.)
૧૪ વરેન (ધીલાન.)
૧૫ હપત હીંદુ (પંજાબ.)
૧૬ રઘ (રખા.)
૧૭ ઈશકત.
૧૮ પોરૂત.
૧૯ ગાઉમ.
૨૦ ખાઈરીજેમ.
૨૧ તુઈરચ (તારતરી.)
૨૨ સઇરીમ-
૨૩ સાઇની.
૨૪ દાહી.
૨૫ માઝીન (માજનદરાન.)

૭ સપરદ.
૮ યુના (અયોનીઆ.)
૯ માદ (મીદીઆ.)
૧૦ અરમીન (અરમીનીઆ.)
૧૧ કતપતુક (કાપાડોશીઆ.)
૧૨ પરથવ (પારથીઆ.)
૧૩ ઝરક (ઝારાનજીઆ.)
૧૪ હરીવ (એરીઆ.)
૧૫ ઉવારઝમીઅ (ખોરાશમીઅ.)
૧૬ બખતરીશ (બેકત્રીઆ.)
૧૭ શુધદ (સોગદીઆના.)
૧૮ ગદાર (ગંદારીઆ.)
૧૯ સક (શીથીઆ.)
૨૦ થતગુશ (સાતાગીડીઆ.)
૨૧ હરઉવતીશ (એરેકોશીઆ.)
૨૨ મક (મકરાન.)
૨૩ અસગરતય (સગારશીઅ.)
૨૪ નીસાય (નીશાપુર.)
૨૫ ઝાઝામાં.
૨૬ મરગશ (મારજીઆના.)
૨૭ યુતીયા.
૨૮ વરકાન (હીરકેનીઆ.)
૨૯ હીંદુશ (હીંદ.)
૩૦ કુદરૂશ (કુદરૂશીઆ.)
૩૧ હગમતાનય (એકબેટાના.)
૩૨ વીશપઉઝતીશ (હીસપાઓશતીશ)
૩૩ કુગનકા.
૩૪ મારસ.
૩૫ કપદ.
૩૬ ઝોઝા.
૩૭ તીગરા.
૩૮ યુહીઆમ.

૩૯ એકાઇદસ.
૪૦ ઓતીઆર.
૪૧ પેતીગરબાના.
૪૨ તારવા.
૪૩ રખા.
૪૪ યુવાદેદીય.

ઉપલી બીના તપાસીઆથી વાંચનારની ખાતરી થશે કે અવસ્તામાં જે "ગુસ્તાસ્પ" નાં વખતમાં જણાયલા મુલકોની વીગત આપી છે તે મુલકોમાં તથા ખીલારોકી તખતીઓમાં જે દારાએસ" ના તાબા માહેલાં મુલકો વીશે લખીઉં છે તેમાં ઘણો તફાવત માલુમ પડે છે તેથી એ બંને પાદશાહ જુદા હોવા જોઇએ. તખતીઓ મધે જે મુલકો આવેલાં છે તે ઘણુ કરીને સઘલાં "હીરોડોટસ" તથા બીજા "યુનાની" ગ્રંથકારોના જણાવેલા મુલકો સાથે મલતાં આવેછે અને અવસ્તા માહેલા મુલકો "ફીરદોસી" એ આપેલાં મુલકો સાથે મલતાં આવે છે તે ઉપરથી એવું દીશેછે કે એ જુદા જુદા વંશના પાદશાહોના સ્વાધીન માહેલા મુલકો હતાં. એ માહેલાં ઘણું કરીને સઘલાં મુલકો "ઇરાંન" દેશમાં આવેલાંછે તેથી એવું જાહેર થાએછે કે એ બંધે "ઇરાન" નાં પાદશાહો હતા. "ગુસ્તાસ્પ" નાં વખતમાં જણાએલાં મુલકો ઘણુ કરીને ઉતર તથા ઉગમણ તરફ હતાં અને "દારાએસ" ને લગતાં મુલકો દખશણ તથા પશચમ દીશા તરફ આવેલાં હતાં તે ઉપરથી એવું શાબેત થાએછે કે "ગુસ્તાસ્પ," "દારાએસ" ની આગમજ થઇ ગયો હતો કારણ કે "એરીઅન" ટોલાની પેહેલી વસ્તી ઉતર ઉગમણ તરફ થઇ હતી અને તાંહાંથી દક્ષિણ તથા પશચીમ તરફ તેઓએ મુસાફરી કરી હતી. વલી ઉપર જણાવેલી જગાઓના નામોની ટીપ ઉપરથી એવું માલુમ પડેછે કે "દારાએસ" ના તાબામાં "ગુસ્તાસ્પ" કરતાં વધારે મુલકો હતાં. અવસ્તા મધે જેટલાં મુલકો લખેલાં છે તે સઘલાં "ગુસ્તાસ્પ" ના તાબામાં હતાં એવુ કેહેવાને આપણી પાસે કશી સતા નથી પણ જે મુલકો તખ્તીઓ ઉપરથી આપણે ઉપર ટાંકીઆંછે તે માહેલાં ઘણુ કરીને સઘલાં "દારાએસ" ના તાબામાં હતાં એવું તે તખ્તીઓ ઉપરનાં લેખોથી સાબેત થાયછે. "દારાએસ" લખેછે કે "હોરમજદની મદદથી મેં એ મુલકો જીતીયા- એ મુલકો મને ખંડની આપેછે અને હું જે ફરમાઉંછું તે તેઓ માહારા હુકમને તાબે થઇને નીરંતર બજાવીઆ જાએછે." એ વતરોગે આપણને

તવારીખ ઉપરથી એવું માલુમ પડે છે કે "દારાએસ" નાં રાજની ધજા "શીંધુ" નદીનાં કાંઠાથી તે "થસેલી" નાં કાંહા સુધી ઉડતી હતી અને તે-ણે પોતાના મોટા રાજને વીસ શુબામાં વેંહેંચી નાખ્યું હતું; તથા તે માહેલા દરએક શુબાને એક એક "શત્રપ" નાં હાથમાં આપીઓ હતો અને એ "શત્રપો" પાસેથી તે ખંડની વગેરે બીજું લવાજમ લેતો હતો. એ તથા ઉપર જણાવેલી બીનાં ઉપરથી એવું પુરવાર થાએછે કે "દારા-એસ," "ગુસ્તાસ્પ" નાં કરતાં બેશક મોટો અને નામીચો પાદશાહ હતો.

આએ પરમાણે આવસ્તામાં આપેલાં "ગુસ્તાસ્પ" નાં વખતનાં મુ-લકનાં નામમાં અને "દારાએસ" નાં વખતની તવારીખ તથા તકતીઓ મધે આપેલાં નામોમાં મોટો તફાવત પડેછે તે ઉપરથી પરોફેસર "હીરી-ન" અને પરોફેસર "વેસટરગારડે" પેહેલ વેહેલાં એવું અનુમાન કીધું હ-તું કે "જરથોસ્ત," "દારાએસ" પાદશાહનાં વખતમાં નહી પણ તેની ઘણું આગમજ થઈ જવો જોઇએ. પ્રોફેસર "હીરીન" લખેછે કેઃ—"જો જરથોસ્ત દારાએસ હીસ્તાસપીસ" નાં વખતમાં થઈ ગયો હતેતો તેણે જેમ પોતાનાં અવસ્તામાં "ઈરાન" નાં ઘણાએક મુલકોનાં નામો દીધાં છે, તેમજ તે "ફારસ" તથા "સુસીઆનાં" કે જે તે વેલાએ મુખીઅ પરાં-તો હતા તેઓનાં પણ નામો દેતે, અને તેમાંના જાણવા જોગ શેહેરો "પ-રસી પોલીસ," "સુસા" તથા "બેબીલોન" કે જાંહાં "દારાએસ હીસ્તાસ-પીસ" રેહેતો હતો તેઓનું પણ વર્ણન કરતે, પણ જંદ અવસ્તામાં એવું કંઈ જોવામાં આવતું નથી. એ ઉપરથી એવું સાબેત થાએછે કે જરથો-સ્ત "દારાએસ હીસ્તાસવીસ" નાં કરતાં ઘણો અગાઉ થઇ ગએઓ હતો. જરથોસ્ત "ગુસ્તાસ્પ" નાં વખતમાં થઇ ગયો એ વાત ખરીછે પણ તે "ગુસ્તાસ્પ" કે જેને "યુનાની" લોકો "દારાએસ હીશ્તાસ્પીસ" ને નામે ઓલખે છે તે ન હતો પણ "સાઇરસ" પાદશાહની આગમજ કીઆની વંશનો કોઇ પાદશાહ હતો."

પ્રોફેસર "વેસ્ટરગારડ" એવું જણાવેછે કે "વંદીદાદની પેહે-લી પરગરદમાં અને અવસ્તાનાં બીજા કોઈબી ભાગમાં "બેકત્રીઆ" તથા તેની આસપાસનાં કેટલાએક મુલકો શીવાય બીજા દેશો વીશે અને તેમાં અગતીઅ કરીને "મીદીઆ" તથા "પરસીસ" ( ફારસ ) કે જે આગલ-નાં વખતમાં ઘણા નામીચાં ગણાતાં હતાં તે વીશે કંઈ પણ લખીંઉં ન-થી તેથી આપણને એવું અનુમાન કરવું પડેછે કે "જરથોસ્ત" પેગંબર, "સાઇરસ" કે જેણે "પરશીઆ" નું રાજ સથાપીઉં, અને "દીજોસીસ"

કે જેણે "મીદીઆ" નાં લોકોને એકઠા કરીને તેઓ ઉપર પોતાની હકુમત ચલાવી તેનીબી આગમજ થઇ જવો જોઈએ."

એ મીસાલે જારે આપણ "ગુસ્તાસ્પ" તથા "દારાએસ" ને લગતાં મુલકો વીશે અવસ્તા, તકતી અને તવારીખ મધે ખોલ કરીએ છે તારે આપણને એવું માલુમ પડે છે કે એ બંને પાદશાહો જુદે જુદે વખતે થઇ ગયા તથા તેઓ જુદા જુદા મુલકોમાં રાજ ચલાવતા હતા. વલી "ગુસ્તાસ્પે" પોતાનું પાએતખત "એકત્રીઆ" (બલક) શેહેરમાં કીધું હતું એવું આપણને અવસ્તા તથા "શાહનામા" ઉપરથી જણાએ છે, પણ "દારાએસે" તો પોતાની રાજધાણીની જગા "પરસીપોલીસ" મધે કરી હતી તથા તે જુદી જુદી રૂતુમાં "સુસા, બેબીલોન" અને "એકબેટાના" ની હવા ધુરતો હતો. જો એ બંને પાદશાહો એકજ હતે તો અવસ્તામાં અને તવારીખ તથા તક્તીમાં આટલો ફરક પડતે નહી. પણ ફરક ઘણો પડે છે તેથી તે બંનો જુદા હોવા જોઇએ."

### ૪. અવસ્તાનાં તથા તખ્તીનાં જમાનાનાં બનાવો વચ્ચે કસો મુકાબલો નથી.

તખ્તીમાં જરકઝીસ, તથા દારાએસ હીસ્તાસપીસની જે તવારીખ મલે છે તે, અસ્પંદીઆરની તથા કએગુશ્તાસ્પની અવસ્તાની યા શાહનામાની તવારીખ સાથે, કોઈબી પ્રકારે મલતી આવતી નથી. અવસ્તા તથા શાહનામા પ્રમાંણે, કએ ગુશ્તાસ્પના જમાનામાં સૌથી મોટો નોંધી રાખવાજોગ બનાવ તો અશો જરથોશ્તની પેગંમબરીનો હતો, તેની તો કશી વાત દરાએસ હીસતાસ્પની તખ્તીમાં નથી, એટલુંજ નહી પણ જરથોશ્તનું નામ વટીક એકબી વખતે, દારાએસ હીસ્તાસ્પીસની તખ્તીમાં તો શું, પણ કોઇ બીજાની તખ્તીમાં પણ આવેલું નથી. દારાએસે પોતાના રાજનાં સઘલા તારીફ થવા જોગ બનાવો હરખથી નોધાવી રાખ્યા છે તો, તેના રાજમાં જરથોશ્ત જેવો પેગંમબર થયો, એજ બનાવ નોધાવી રાખવા, તે ભુલીજાએ એવું કોઈ માનસે નહી. જરથોશ્તનું નામ, એ તખ્તીઓમાં નથી આવેલું, એ મોટી ગવાહી છે કે, એ તખ્તીઓ જરથોશ્તનાં વખતમાં કોતરાઇ નહી હતી. જરથોશ્ત વીશે તખ્તીઓ ચુપ છે. એ ઉપરથી બે રીતનો

સાર કાહાડી શકાએ: એક તો એકે એ તખ્તીઓ કોતરાઈ ચુકા પછી જરથોશ્ત થયો હોએ, તો પછી તેનું બયાંન એ તખ્તીઓમાં આવે નહી. હવે ઉપર એક ઠેકાંણે જણાવ્યું છે તેમ, સૌથી છેલી તખ્તી આરતેજરકજીસ ઓકસની છે, જે ઇસવી પુરવે સને ૩૫૩ માં તખ્તે આવ્યો હતો. તેનાં જમાના પછી યાને ૨૨૦૦ વરશ ઉપર જરથોશ્ત થવો જોઇએ. અથવા તો એવું હોએ કે, જરથોશ્ત એ તખ્તી કોતરાયાની આગમચ થઈ ગયો હોએ, અને તખ્તી કોતરાવનારાઓએ પોતાના રાજમાં બનેલા બનાવો નોધાવ્યા, અને તેઓ કોઇમાનાં રાજમાં જરથોશ્તનાં જનમનો બનાવ નહી બન્યો હતો, વાસ્તે તેઓએ તેની નોંધ કરી લીધી નહી. એ રીતે જોતાં સાઇરસની આગમચ યાને ૨૪૦૦ વરશ ઉપર જરથોશ્ત થઇ જવો જોઈએ. હવે જોઇએ કે તખ્તીની ગવાહી એ બેમાંથી કેઈ તરફ છે? તખ્તીની આગમચ કે પછી જરથોશ્ત થઇ ગયો હતો? તખ્તી ઉપરથી માલુમ પડેછે કે તે મધે કોતરાએલા પાદશાહો, હોરમજદપરસ્ત હતા. તેઓ જાબજા કેહછે કે હોરમજદની બખશેશથી અમે ફતેહ પાંમ્યા છઇએ. હવે હોરમજદ એ નામ આપણ જરથોશ્તીઓ ખોદાએનું ગણ્યે છઇએ. જરથોશ્ત પછી જરથોસ્તીઓ ખોદાને હોરમજદનાં નામથી પીછાણવા લાગાછે. ખુદ જરથોશ્તનાં અવસ્તામાં ખોદાએને વાસતે આખો એક બોલ હોરમજદ કરીને આવેલો નથી, પણ ઘણું કરીને "મજ્દ" એખલો આવેલો છે. વંદીદાદમાં જ્યાં જરથોશ્ત પછી થએલા લોકો, જરથોશ્તે શું શું ફરમાવ્યું હતું, તેનું દાસ્તાન આપેછે, તેમાં "હોરમજદ" આખો બોલ નજરે આવેછે. તોપણ ત્યાં "અહુર" તથા "મજદ" બંધેને વીભકતીઓ લાગેછે. હવે તખ્તીઓમાં કેયેજ "અઉર" તથા "મજદ" બંધેને વીભકતી લાગીછે, પણ ઘણા દાખલા તો "અઉરમજદ" માંહેલા "મજદ" નેજ વીભકતી લાગેલા છે. હવે જબાન સમજનારા જાણે છે કે જેમ જુનો જમાનો તેમ અઉર તથા મજદ બંધેને વીભકતી લાગવી જોઇએ, જેમ પાછલો જમાનો તેમ એખલા પાછલા મજદનેજ લાગવી જોઇએ. એ કાએદે માલુમ પડી આવેછે કે તખ્તીની

આગમચ જરથોશ્ત થઇ ગયો હતો, અને તેથી તખતીઓમાં તેનું વરણન આવેલું નથી. એ બાબતને લગતું "જરથોશ્તી સને" નામની કેતાબ ઉપરથી કેટલું એક નીચે ઉતારી લેવું છેઉં.

(જરથોશ્તી સને પાને ૪૦—૫૧):—

"ખીલારોકી લેખોમાં કોરેલી તખતીઓ ઉપર જે આપણા પાદશાહોની કારકીરદીની નોધો આપેલીછે તે ઘણુંકરીને હીરોડોટસની લખેલી તવારીખ સાથે મલતી આવેછે; પણ ફીરદોસીની તવારીખ સાથે તેમાંની એકે વાત મ-લતી આવતી નથી. જ્યારે એ તકતીઓ ઉકલાવીઆમાં આવી નહી હતી તારે તે વખતના તવારીખના અભ્યાસીઓ ફીરદોસીની અને યુનાનીઓ-ની લખેલી તવારીખોમાં અતીઘણો ફરક જોઇને ઘણા તાજુબી પાંમતા અને તેઓમાં કેટલાએક યુરોપના ગરંથકારો તો "ફીરદોસી"ના કરતાં યુનાની લોકોની લખેલી તવારીખને ઘણી વજનદાર ઠેરવતા. "ઈરાન"ને, લગતી તવારીખ વીશે ઉગમણ તથા આથમણ પરાંતના ગરંથ કરતાઓના કેહેવામાં જે બેહદ ફરક પડેછે તે વીશે નાચીચો વીદવાન "રીચરડસન" લખેછે કે "મીદીઆ"ના રાજા "સએકસરીસ"ના વખતથી તે "શીકંદર" પાદશાહના વ-ખત સુધીની ઈરાનને લગતી તવારીખ "યુનાની" તથા "ઈરાનીઓ" ને હાથે લખાએલી છે. એ બંને વરગના ગરંથ કરતાઓની લખેલી બીનાઓ મધે થોડો ઘણો તફાવત હોએને હોએજ; પણ તેમજ તેઓની લખેલી મુખીઅ બાબદો મલતીબી આવવી જોઈએ, પણ એ બાબદ ઉપર મહને જે જે ખોલ કરવાની જોગવાઈ મલીછે તે ઉપરથી મને એવું માલુમ પડયુંછે કે "ઇંગલાનડ" અને "જેપાન" ની તવારીખ વચે જેટલો સંબંધછે તેટલોજ એ ઉગમણ તથા આથમણ પરાંતના ગ્રંથકારો ઈરાન વીશે જે લખી ગયા છે તેમાં છે. (ઇઆને તેઓની લખેલી બાબદો વચે કસો સંબંધ નથી). તેમના આપેલાં પાદશાહોના નાંમો તથા તેઓની સંખીઆ વચે કસો મુકાબ-લો થઈ શકતો નથી અને "યુનાની" ગ્રંથ કરતાઓ જે નવાઇ જેવી બી-નાઓ લખી ગયાછે તે વીશે ઇરાનીઓ કસું જણાવતા નથી. ઈરાની-ઓએ લખેલી તવારીખમાં મોટા "સાઇરસ" પાદશાહ વીશે કશું લખીઉં નથી અને એવા કોઈબી પાદશાહ વીસે લખીઉં નથી કે જેના રાજમાં બનેલી બાબદોના મુકાબલા ઉપરથી આપણે તેને યુનાનીઓએ જણાવેલા કોઈપણ પાદશાહા સાથે મેલવી શકીએ. "લીડીઆ"ના પાદશાહ "ક્રીસસ" વીશેબી તેઓ કંઈ જણાવતા નથી. "કંબાઈસીસ" પાદશાહ તથા તેણે જે "ઈથી-ઓપીઆ" ઉપર સ્વારી કીધી હતી તે વીશે એક શબ્દ પણ લખ્યો નથી.

વલી "સ્મરદીસ" વીશે તથા "દરાએસ" તખત ઉપર કેમ આવીઓ અને તેણે યુનાનીઓ સાથે જે લડાઈઓ કીધી તે વીશે પણ કશું વરણન કરયું નથી." જો આએ ધણી આપણા વખતમાં જીવતો હતેતો તે ઉપલા વીચારો જાહેર કરતે નહી. આગલના વખતમાં તેમની ભુલ ભાંજવાને તથા તેમને ખરો રસતો બતલાવવાને તેમની પાસે કાંઈજ હતું નહી; પણ હાલતો આપણી પાસે આપણા પોતાના પાદશાહોના કોતરાવેલા લેખોછે કે જે ઉપરથી આપણને ખરો મારગ સુજ પડેછે. ઉપર જણાવેલાં "રીચરડસન" ના મતને મલતા આવીને હાલ આપણ એટલુંજ કેહેવાને સામરથ થયા છીએ કે એ બંને પરાંતના ગ્રંથકારોએ જુદા જુદા વંશો અને જુદા જુદા જમાનાનો હેવાલ લખ્યો છે તે એક બીજા સાથે કેમ મલતો આવે. એ બીના હમો આગલ જણાવી ચુકા છીએ, અને અતરે તેનો વધારે ખોલાસો કરવાને ઈછીએછે.

ઉપર જણાવેલો નામીચો ગ્રંથકરતા તથા મી૰ ગરોટોફેંડ કે જેને વીશે હમોએ આગલ લખ્યું છે, અને એ વતરેગે બીજા કેટલાએક વીદવાનો ઉગમણ તથા આથમણ પરાંતના ગ્રંથકારોના કેહેવામાં જે બેહદ ફરક પડેછે તે દેખડાવી ગયા છે. પણ "સર જાન માલકમ" નામનો એક નામીચો વીદવાન કે જેણે ઈરાનની તવારીખનો એક ઘણોજ સારો ગ્રંથ રચીઓ છે તે ધણીએ "કીઆની" તથા "એકીમીનીશ" વંશો એકજ સમજીને તથા બીજી કેટલીએક બાબદો ઉપરથી "હીરોડોટસ" અને "ફીરદોસી"ની આપેલી તવારીખ વચે મુકાબલો કરવાનો યતન કરીઓછે; પણ તેમાં તે ફતેહ પાંમીઓ હોય એમ કેહેવાતું નથી.

"માલકમ" કેટલીક સાધારણ બાબદો ઉપરથી "યુનાની" અને "ઈરાની" ગ્રંથકારો જે આગલા ઈરાનીઓ વીશે લખી ગયા છે તેનો મુકાબલો કરી જાયછે. જેમકે તે ઈરાની ગ્રંથકારોના ફરેદુનને યુનાનીઓના આરએસીસ સાથે સરખાવી જાએછે, કારણ કે જે મીસાલે આરએસીસે એસીરીઆના લોકોને સારદેના પેલસના જુલમમાંથી મોકલા કરીઆ હતા તેમજ ફરેદુને પણ ઇરાનીઓને ઝોઆકના જુલમમાંથી છોરવીઆ હતા. પણ જારે તે એવું અનુમાન કરવા જાએછે અને એ રીતનો મુકાબલો કરવાને વાજબી ધારે છે તારે તે "કાવા" જેવા શુરા અને દેશાભીમાણી નરની વીગતતો તદન ભુલીજ જાએછે; અને જે શખસ વીશે બધા ઇરાની ગ્રંથકારો બોલી જાએ છે તે વીશે યુનાનીઓતો કાંઇ લખી જતા નથી તેથી શું તે ખોટું થરે કે? વલી એજ મીસાલે તે કેકોબાદ અને મીદીઆના રાજા દીજોસીસને જે કલા અને ડાહાપણથી તેઓને રાજ મલીઉં

હતું તે ઉપરથી તેમનો મુકાબલો કરેછે; પણ તેમના નામ અને બીજી તેમને લગતી બાબદો જે મલતી આવતી નથી તે વીશે તો તે કંઇ વીચારતોજ નથી. સાઇરસ જેવા એકીમીનીસ વંશના નામીચા પાદશાહને પણ તેણે કીઆની વંશના કેખશરૂ પાદશાહ સાથે સરખાવવાની તાલમેલ કીધી છે. કેખશરૂ અને સાઇરસના જનમારાનો હેવાલ કેટલીએક બાબદમાં એક બીજા સાથે મલતો આવે છે તે ઉપરથી તેણે તેઓને એકસરખા ગણીઆ છે. એવું માલુમ પડે છે કે ફીરદોસીને સાઇરસના જનમારાની થોડીઘણી હકીકત મલી હતી તે તેણે કેખશરૂને લાગુ પાડી છે; પણ એ બંને પાદશાહોની કારકીરદીનો હેવાલ કોઇબી રીતે મલતો આવતો નથી. પાદશાહ "ક્રીસસ" વીશે તથા "બેબીલોન"ની ફતેહ વીશેનું જે બીઆન આપણ "હીરોડોટસ"નાં પુસ્તકમાં વાંચીએ છીએ તે વીશે "કેખશરૂ"ની જીંદગીનાં "ફીરદોસી"એ આપેલા હેવાલમાં કસું નજર આવતું નથી. વલી "લોરાસ્પ" નો "કંબાઈસીસ" પાદશાહ સાથે મુકાબલો કરવાની તેણે જે તજવીજ કીધી છે તે પણ ભુલ ભરેલી છે, કારણ કે કંબાઇસીસ એક ઘણોજ ઘાતકી પાદશાહ હતો પણ "લોરાસ્પ" તો ઘણો નેક અને માયાલુ પાદશાહ હતો. એ વતરોગે તેમનાં કીધેલાં કાંમો પણ તદન જુદાંજ હતાં. પણ એ બાબદો ઉપર હમો વધારે લંબાવીને બોલી શકતા નથી કારણ કે હમોએ તે કાંમ માંથે લીધું નથી. હાલતો હમો એટલુંજ સાબીત કરવા માંગીએ છે કે "ગુસ્તાસ્પ" કે જેના વખતમાં આપણો હજરત જરથોશ્ત થઈ ગયો તે અને "દારાએસ હીસ્તાસપીસ" એ બંને કેવલ જુદા પુરૂશો હતા. એ હમો તખતી અને તવારીખ ઉપરથી વીગતવારે પુરવાર કરી આપીશું.

"ગુસ્તાસ્પ" નાં રાજને લગતી બીનાં જે "ફીરદોસી" એ લખી છે તે હીરોડોટસની આપેલી "દારાએસ હીસ્તાસપીસ" ની તવારીખ સાથે મુતલગ મલતી આવતી નથી. તોએપણ હીરોડોટસ ની લખેલી બીનાઓ દારાએસ ની પોતાની આપેલી નોંધો સાથે મલતી આવેછે, તે નીચે કરેલા મુકાબલા ઉપરથી સાફ માલુમ પડે છે.

"ફીરદોસી" નાં કેહેવા મુજબ "ગુસ્તાસ્પ" નો બાપ "લોરાસ્પ" પાદશાહ હતો, પણ "દારાએસ" નો બાપ "હીસ્તાસ્પીસ" પાદશાહ ન હતો એવું તવારીખ તથા તખતી ઉપરથી સાબીત થાય છે.

વલી "બીહીસ્તન" નાં ખરક ઉપરની પેહેલી હારનાં દસમાં તથા અગીઆમાં ૪કરા મધે દારાએસ લખેછે કે માહારી આગમજ માહારા

ખાનદાનનાં "કુરૂશ"નો છોકરો "કબુજીય" રાજા હતો. એ "કબુજીય"નો "બારદીસ" નામનો એક સગો ભાઈ હતો. પછી કબુજીયએ તે "બારદીસ" ને મારી નાખીઓ. બારદીસનાં મરણની ખબર લોકોને થઈ નહી હતી; પછી કબુજીય મીસર દેશમાં ગયો. જારે કબુજીય મીસર દેશમાં હતો તારે તેનું રાજ નઠારૂ થયું અને ઈરાનની શરજમીન ઉપર જુઠાઇએ ફેલાવો કીધો. એ વખતે ગોમેટીસ નામના એક શખસે લોકોને જુઠું સમજાવા માંડીઉં. તે બોલીઓ કે હું કુરૂશનો દીકરો અને કબુજીયનો ભાઈ બારદીસછું. તારે બધાં રાજમાં બલવો ઉઠીઓ અને ઇરાનતું રાજ તેને સ્વાધીન થયું. કબુજીયથી તે ખમાઇ સકાયું નહી તેથી તે મરણ પાંમીઓ.

આએ તો માતર અમશથી નોંધ છે, પણ હીરોડોટસે એ બીના વીસ્તારીને લખીછે તેનો સાર હમો નીચે આપીએ છે કે જે ઉપર જણાવેલી તખતી માહેલી બાબદોને બરાબર મલતો આવે છે. હીરોડોટસ લખી જાએ છે કે કંબાઇસીસનો એક ભાઇ સમરદીસ નામે હતો. તે લોકોનો માનીતો હતો તેથી કંબાઇસીસે બીહીને તેને છુપી રીતે મારી નખાવીઓ હતો. હવે જારે કંબાઇસીશ મીસર દેશમાં હતો તારે એક બીજો શખસ કે જેનું દોલ સમરદીસને મલતું આવતું હતું તે લોકોનાં અનજાનપણાનો ફાએદો લઇને એવું કેહવા લાગો કે હું પોતે સમરદીસછું. લોકોને સમરદીસનાં મોહોતની ખબર ન હતી તેથી તેઓએ બલવો ઉઠાવીઓ અને પેલા જુઠા સમરદીસને પોતાનો રાજા કરીઓ. જારે કંબાઇસીસને આએ વાતની ખબર થઇ તારે તે પેલા ઠગારાને સજા કરવાનાં હેતુથી ઇરાન પાછો જવા નીકલીઓ, પણ વાતમાં તે મરણ પામીઓ હતો.

વલી આગલ ચાલતાં એજ હારનાં બારમાં અને તેરમાં ફકરામાં દારાએસ કેહે છે કે જે રાજ ગોમેટીસે કબુજીય પાસેથી છીનવી લીધું તે રાજ અસલનાં વખતથી હમારા ખાંદાનનાં હાથમાં હતું. ગોમેટીસને એ રાજ મલ્યા પછી તે પોતાની મરજી માફક કરવા લાગો, અને ઇરાનમાં કોઇબી શખસ એવો નહી હતો કે જે ગોમેટીસ પાસેથી રાજ છીનવી લે. સઘલા લોકો તેનાથી ઘણા બીહીતા હતા. જેઓ પેલા બારદીસને ઓલખતા હતા તેઓને તેણે કતલ કરીઆ, એવા હેતુથી કે રખેને તેઓ તેને ઓલખી કાહાડે કે તે કુરૂશનો પુત્ર બારદીસ નથી. જ્યાંસુધી હું (દારાએસ) આવી પુગો ત્યાંસુધી ગોમેટીસ વીશે કોઇએ કાંઇ પણ બોલવાની હીમત ચલાવી નહીં. પછી મેં હોરમજદની બંદગી કીધી, હોર-

મજદ મારી મદદે આવ્યો; અને મેં મારા વીશ્વાસુ માણસો સાથે તે ગોમેટીસને તથા તેના મુખ્ય મલતીઆઓને કતલ કરીઆ. મેં તેનું રાજ છીનવી લીધું. હોરમજદની મદદથી હું રાજા થયો.

હીરોડોટસ પણ એજ મીસાલે લખી જાએ છે. તે પણ કેહે છે કે સમરદીસની આગમચ ઈરાનમાં દારાએસના ખાંદાનના એકીમીનીસ વંશના રાજાઓ અસલથી રાજ ચલાવતા હતા. એ જુદો સમરદીસ પાદશાહી ખાંનદાનનો ન હતો, અને તેને રાજ ઉપરથી ઉઠાડી મેલવાની દારાએસ સીવાએ બીજા કોઇએ હીમત ચલાવી ન હતી. પણ દારાએસે બીજા ઉમરાવો શાથે સંપ કરીને તેને પોતાને હાથે કતલ કીધો હતો.

વલી એ વતરોગે દારાએસે માહેલા પ્રાંતોમાં સમાધાની કીધી હતી; બેબીલોન ઉપર ફતેહ મેલવી હતી, સીથીઆ ઉપર સવારી કરી હતી અને ઇરાનના મુખ્ય ઉમરાવો ઇનટાફરનીસ, ઓટેનીસ, ગોબરીઆસ, હાઇદારનીસ, મેગેબીઝસ અને આરદોમેનીસ જેઓએ તેને મદદ કરી હતી તે સઘલું તેમના નામ સુધાં તખ્તી ઉપરથી માલુમ પડે છે અને તે હીરોડોટસની આપેલી વીગત સાથે મલતું આવે છે.

હવે જારે બીજા હાથ ઉપર આપણ ગુસ્તાસ્પના રાજની હકીકત અવસ્તામાં તથા ફીરદોસીના ગ્રંથમાં વાંચીએ છીએ તારે આપણને તેની કારકીરદીનો એહવાલ તદન જુદોજ માલુંમ પડે છે. એ પુસ્તકો ઉપરથી એવું જાહેર થાએ છે કે ગુશ્તાસ્પ લોરાસ્પ પાદશાહનો બેટો હતો. તેણે તારતરીના રાજા અરજાસ્પ સાથે લડાઈઓ કરી હતી. પણ તેના રાજમાં વધારે જાણવા જોગ એ બીના હતી કે તેના વખતમાં આપણા હજરત પેગંબર સાહેબ જરથોસ્તે ઇરાનીઓને ભલી માજદીઅસની દીનના કલામોથી વાકેફ કીધા હતા. આએ બીના તો ઘણી અચરત સરખી અને નવાઇ જેવી દીસે છે કે જો ગુસ્તાસ્પ અને દારાએસ એકજ હોય અને દારાએસના વખતમાં જરથોસ્તી ધરમની ઉતપંતી થઈ હોય તો તે વખતનો ગ્રંથ કરતા હીરોડોટસ તે વીશે કંઈ પણ બોલ્યા વગર રેહે નહીં પણ આપણે એક બારગી એવુંબી ધારીએ કે હીરોડોટસ તે વાતના કદાચ અખારા કરે, તોએપણ તે વીશેની વીગત દારાએસે પોતે કોરાવેલી તખ્તીઓમાં તો ખશુશ આવવી જોઇએ, પણ એવું કંઇજ નથી. હીરોદોટસ તો જરથોસ્તી ધર્મ વીશે કસું બોલતો નથી અને તેના પુસ્તકમાં જરથોસ્તનું નામ પણ આવતું નથી. તખ્તીમાં પણ જરથોસ્ત તથા એ ધરમની ઉતપંતી વીશે કસું લખ્યું નથી, માત્ર એટલુંજ જણાવ્યું છે કે

દારાએસે પોતાનો ધરમ સુધારીઓ હતો. તખ્તી ઉપરની પેહેલી હારના ચઉદમાં ૫કરામાં દારાએસ લખે છે કે "જે ધરમના મકાનોનો ગોમેટીસે (સમરદીસે) નાશ કીધો હતો તે મેં પાછાં બંધાવ્યાં; અને ધરમની ક્રીયા તથા એબાદતના બાબમાં તેણે જે બીગાડ કીધો હતો તેમાંથી મેં તે ધરમને પાછો તાજો કરીઓ. એ બધું મેં હોરમજદની મદદથી કરીયું." આએ દારાએસનાં લખેલા ફકરા ઉપરથી સાફ દીસે છે કે તેણે હોરમજદની મદદથી પોતાનો બીગડેલો ધરમ પાછો તાજો કીધો હતો. વલી એ ઉપરથી એવું પણ સાબેત થાએ છે કે આપણો ધરમ દારાએસ પાદશાહનાં વખતની ઘણું આગમચજ જાહેર થયો હતો અને તે લાંબો વખત સુધી જાહોજલાલી ભોગવીને પાછો ખરાબ થયો હતો, અને તે ખરાબ હાલતમાંથી દારાએસે તેને પાછો સુધારીઓ હતો. હવે જેઓ એવું કેહે છે કે જરથોસ્ત દારાએસનાં વખતમાં થયો હતો તો તેવું કેહેવામાં તેમની દેખીતી ચુક છે અને તે ચુક ગુસ્તાસ્પ અને દારાએસને એક સમજવાથી થઇ હતી; પણ આએ નવી શોધથી તેનો ખોલાસો થાએ છે, અને જરથોસ્તનો જમાનો દારાએસનાં વખત કરતાં ઘણો કદીમ ઠરે છે. પણ જરથોસ્ત અસલી કીયાની તોખમનાં પાદશાહ ગુસ્તાસ્પનાં વખતમાં થયો એ વાત અવસ્તા તથા શાહનામાં ઉપરથી ચોકસ થાએ છે; ત્યારે ગુસ્તાસ્પ પણ દારાએસનાં વખતની ઘણું આગમચ થવો જોઇએ."*

### ૫. અરદેશરના બાપ બપાવા તથા વડવાઓનાં નામો જે શાહાનામામાં જણાવેલાં છે તેની સાથે ઇરાની ખીલારેકી તખ્તી મધે અરદેશરના બાપ બપાવા તથા વડવાઓનાં નામો આપેલાં છે તે મલતાં નથી.

એ વીશે આગલ કેટલુંએક લખ્યું છે તેથી અત્રે મુખતેસર કરૂં છેઉં. જરકસીસ તથા અસ્પનદીઆર એ બે નામો મલતાં નથી. અવસ્તામાં જરકસીસને મલતો કસો બોલ નથી, તખ્તીમાં જરકસીસને ખશાયરશા કેહે છે, તેને મલતું અવસ્તામાં નામ મલવું જોઇએ, પણ તે તો મલતું નથી. અસ્પંદીઆરને અવસ્તામાં, સ્પેન્તોદાત કેહે છે, તેને મલતું નામ તખ્તીમાંથી મલતું નથી વાસતે જરકસીસ (ખશાઇઅરશા), તેજ અસ્પંદીઆર એમ ઠેડવવું ભુલ ભરેલું છે.

* બેહરામજી ભીખાજી કાંગાવાલો જરથોશતી સને, સફો ૪૦–૫૧.

દરાએસ હીસતાસપીસ અને ગુશતાસ્પબી જુદાં જુદાં નામ છે. દ-રાએસને તખ્તીમાં દારયવુશ કેહે છે, તેને મલતું કોઈબી નામ અવસ્તા મધેથી મલતું નથી. કએ ગુશતાસ્પને અવસ્તામાં, "વીશતા-સ્પ" લખેછે તેને મલતું નામ તખ્તીમાંથી મલેછે, પણ તે દરા-એસનાં બાપનું છે. લોહરાસ્પને અવસ્તામાં, "અઉર્વત-અસ્પ" કેહે-છે તેને મલતું નામ તખ્તીમાંથી મલતું નથી, કેખોશરૂને અવસ્તા-માં "કવહુશ્રવ કેહ છે તેને મલતું નામ તખ્તીમાંથી મલતું નથી, કેકાઉસને અવસ્તામાં "કવઉસ" કેહ છે તેને મલતું નામ તખ્તીમાંથી મલતું નથી, કેકોબાદને અવસ્તામાં "કવી કવાત" કેહ છે તેને મલતું નામ તખ્તીમાંથી મલતું નથી. અવસ્તાનાં તથા તખ્તીનાં નામોમાં મલતું આવે એવું એક નામ વીશતાસ્પનું મલ્યું, પણ જે વીશતા-સ્પ વીશે અવસ્તામાં લખેછે તે કએ ગુશતાસ્પ નામનો મોટો પાદ-શાહ બલખમાં રાજ કરતો હતો, જેના વખતમાં અશો જરથોશત જનમ્યો હતો, તથા જે વીશતાસ્પ વીશે તખ્તીમાં લખેછે, તે દારા-એસનો બાપ હતો, અને તે ફારસમાં વસતો હતો તથા તેણે કદી પાદશાહી કીધી નહી હતી. એ ઉપરથી જણાશે કે અરદેશર દરા-જદસ્તનાં બાપ બપાવા તથા વડવાઓના નામો, જે શાહનામા-માં આપ્યાંછે, અને જે તખ્તીમાં આપ્યાં છે, તેઓમાંનું એક વીશતા-સ્પ નામ સીવાએ બીજું કોઈબી નામ મલતું આવતું નથી. અને એ નામ મલેછે તે છતાં, એ નામ ધરાવનારા પુરૂશો તો જુદાજ ઠડેછે. અવસ્તાનો વીશતાસ્પ એક પાદશાહ હતો, મગર તખ્તી-નો વીશતાસ્પ એક પાદશાહનો બાપ હતો, અને તેણે પોતે કદી પાદશાહી કીધી નહી હતી. પણ આટલું એક નામ સરખુ મલી આવ્યાથી પાછલા જમાનાના લોકોએ, વગર તેહકીક કરવે, અને તવારીખની પકી ખબર તેઓને નહી મલી શકવાને લીધે, તેઓ-એ એવુંજ ઠેડવીઉં કે, જરથોશત, જે ગુશતાસ્પ પાદશાહના જમા-નામાં થઇ ગયો હતો એવું બોલાએછે, તે ગુશતાસ્પ પાદશાહ, દરાએસ હીસ્તાસ્પીસ હશે. તેઓએ એમ ધાર્યું કે, દરાએસ કંઈ નામ નહી હશે, પણ એલકાબ હશે, અને નામ તો હીસ્તાસ્પીસ

હશે, જે વીશ્તાસ્પ સાથે બરોબર મલી રેહછે, પણ બરોબર જોઇએતો દરાએસ હીસ્તાસપીસમાં બે નામ છે, પેહેલું દીકરાનું અને બીજું બાપનું, જે રીતે આજે આપણે દીકરાના નામ પછી બાપનું નામ વધારીએ છઇએ, તેમ દરાએસની પછી હીસ્તાસ્પીસનું નામ જોડેલું છે, પણ દરાએશ હીસતાસ્પીસ તેજ ગુશ્તાસ્પ એ કલ્પણા નહી કબુલ રાખનારા તરતજ તયાર થયા હતા. આગાથીઆસ નામનો એક ગ્રંથકાર લખે છે કે—

(જરથોસ્તી સને પાને ૬) :—

"જરથોસ્ત કીહા જમાંનામાં થઇ ગીયો હતો તે ચોકસ માલમ પડતું નથી. હાલના ઈરાનીઓ એવું જણાવેછે કે તે હીસ્તાસ્પીસ (વીસ્તાસ્પ) ના વખતમાં થઇ ગીઓ પણ તે હીસ્તાસ્પીસ કીહો, દરાએસનો બાપ કે કોઇ બીજો તે ઘણું શક ભરેલું છે."

દરાએસ હીસતાસ્પીસ તેજ કએગુશ્તાસ્પ, એ ખોટો વીચાર ડાકટર હાઇડે આજના જમાનામાં પાછો જારી કીધો હતો, અને તેના આધારે બીજા સરવે તવારીખ લખનારાઓ ચાલ્યા હતા, પણ એમ એ બંધે પુરૂશોને એકજ ગણવામાં ભુલ કીધામાં આવેછે તે કેટલાએકો સમજ્યા હતા.

( જરથોશ્તી સને પાને ૩૧ ) :—

"આએ પ્રમાણે અવસ્તામાં આપેલાં ગુસ્તાસ્પનાં વખતના મુલકનાં નામમાં અને દારાએસના વખતની તવારીખ તથા તખતીઓ મધે આપેલાં નામોમાં મોટો તફાવત પડેછે તે ઉપરથી પરોફેસર હીરીન અને પ્રોફેસર વેસટરગારડે પેહેલ વેહેલાં એવું અનુમાન કીધું હતું કે જરથોસ્ત, દારાએસ પાદશાહના વખતમાં નહી પણ તેની ઘણું આગમજ થઇ જવો જોઇએ. પ્રોફેસર હીરીન લખેછે કે "જો જરથોસ્ત દારાએસ હીસ્તાસ્પીસના વખતમાં થઇ ગયો હતેતો તેણે જેમ પોતાના અવસ્તામાં ઇરાનના ઘણાએક મુલકોના નામો દીધાંછે, તેમજ તે ફારસ તથા સુસીઆના કે જે તે વેલાએ મુખીઅપરાંતો હતાં તેઓના પણ નામો દેતે, અને તેમાંના જાંણવા જોગ શેહેરો પરસીપોલીસ, સુસા તથા બેબીલોન કે જાંહાં દારાએસ હીસ્તાસ્પીસ રેહેતો હતો તેઓનુ પણ વરણન કરતે, પણ જંદ અવસ્તામાં એવું કંઈ જોવામાં આવતું નથી. એ ઉપરથી એવું સાબેત થાએછે કે જરથોસ્ત, દારાએસ હીસતાસપીસના કરતાં ઘણો અગાઉ થઇ ગયો હતો. જરથોસ્ત, ગુસ્તાસ્પના વ-

ખતમાં થઇ ગયો એ વાત ખરીછે પણ તે ગુસ્તાસ્પ કે જેને યુનાની લોકો દારાએસ હીસ્તાસ્પીસને નામે ઓલખે છે તે ન હતો-પણ સાઇરસ પાદશાહની આગમજ કીઆની વંશનો કોઇ પાદશાહ હતો."

આએ રીતે ખીલારોકી તખ્તી મધે જણાવેલો દરાએસ હીસતાસ્પીસ જુદો અને અવસ્તામાં જણાવેલો કએ ગુશતાસ્પ, તદન જુદો પુરૂશ હતો, તે (૧) અવસ્તા તથા તખ્તીની ભાશા, (૨) તેનો જમાનો, (૩) તેની જગો, (૪) તેના બનાવો તથા (૫) તે મધે આવેલા પાદશાહોના નામોનાં ફરક ઉપરથી દેખાડી પુરવાર કરવાની મેં ઉપર તજવીજ કીધી છે.

**૨૨ તખ્તીવાલા પાદશાહો હખમઇનીઅન વશંના છે અને અવસ્તાવાલા પાદશાહો કેઆની વંશનાં છે.**

તખ્તીમાં જે પાદશાહોના નામો આવે છે તેઓ, મગરૂરીથી જણાવે છે કે હમે હખમઇનીઅન ખાનદાનનાં છઇએ, અને એકીમીનીશ કરીને એક ઇરાનનો પાદશાહ હતો, એમ યુનાની ગ્રંથકારો લખી જાએ છે.

(જરથોશતી સને પાને ૨૭):— .

"જે નામો તખ્તીઓ મધેથી મલી આવે છે તથા જેને તવારીખથી ટેકો મલે છે તે નામો એકીમીનીસ વંશના છે. એ વંશનું નામ એકી-મીનીઅસ ઉપરથી આપ્યામાં આવ્યું હતું કે જે ઘણી આસરે ૯૦ સને પુ૦ ૭૦૦ વરસ ઉપર ફારસના મુલકમાં હકુમત ચલાવી ગયો હતો. એ નામ સાઇરસ, દારાએસ અને તેની પછીના એ વંશના બીજા પાદ-શાહો પોતાના કુટુંબના નામ તરીકે વાપરી જાએ છે, અને તેમાં મોટું માન ગણે છે. સાઇરસ પાદશાહ કેહે છે કે:—

"અદમ કુરૂશ, ખશાઇઅથીઅ, હખામનીશીઅ."

"હું છું સાઇરસ, પાદશાહ; એકીમીનીસનાં વંશનો."

દારાએસ પાદશાહ બીહીસતન ઉપરની એક તખ્તી મધે એવું જણાવે છે કે:—

(૧) અદમ દારયવુશ, (૨) ખશાયથીઅ વઝરક, (૩) ખશાયથી-અ ખશાયથીઆનામ, (૪) ખશાયથીઅ પારસીઅ, (૫) ખશાયથીઅ દહયઉનામ, (૬) વશતાસ્પહીઆ પુત્ર, (૭) અરશામહીઆ નપા, (૮) હખામનીશીય.

(૧) હું છું દારાએસ, (૨) મોટો પાદશાહ, (૩) પાદશાહોનો પાદશાહ, (૪) ઇરાનનો રાજા, (૫) ઇરાનના સ્વાધીન માહેલાં મુલકોનો રાજા, (૬) હીસ્તાસ્પીસનો બેટો, (૭) આરશેમીસના બેટાનો બેટો, (૮) એકીમીનીસ વંશનો.

પરસીપોલીસના દરવાજા ઉપર તથા બારીઓની બાજુએ અને પાદશાહના જભાની કરચલી ઉપર એકસરખી રીતે ખીલારોકા હરફે એવું લખેલું છે કેઃ—

(૧) ખશાયારશા, (૨) ખશાયથીય વઝરક, (૩) ખશાયથીય ખશાયાથીઆનામ, (૪) દારાયવુશ ખશાયથીઅહીઆ પુત્ર, (૫) હખામનીશીય.

(૧) ઝરકસીસ, (૨) મોટો પાદશાહ, (૩) પાદશાહોના પાદશાહ, (૪) દારાએસ પાદશાહનો બેટો, (૫) એકીમીનીસના વંશનો."

અવસ્તા મધે જણાવેલા પાદશાહો કેઆની ખાનદાનનાં છે. એ ખાનદાનનો સ્થાપનારો કોબાદ હતો, અને તેના વખતથી તે છેક ગુશ્તાસ્પ સુધીના પાદશાહો, કએ (કવ) ના ખાનદાનના તરીકે મશહુર થઇ ગયા છે; જેમ કે કેકોબાદ, કેકાઉસ, કેખોશરૂ, કેલોહરાસ્પ, અને કે ગુશ્તાસ્પ. ત્યારે એ ઉપરથી જણાએ છે કે શાહનામાવાલાએ અવસ્તા ઉપરથી જે નામો લીધાં હતાં તે કેઆની ખાંદાનનાં હતાં, પણ અરદેશર દરાજદસ્તનાં બાપ બપાવા તથા વડવાઓનાં નામો, જે તેહકીક રીતે તખ્તીઓ ઉપરથી, તેમજ યુનાની તથા યાહુદી ગ્રંથકારો ઉપરથી મળે છે, તે સરવે હખમઇનીઅન વંશવાલા હતા, ત્યારે તે ઉપરથી એવું દીશેછે કે અરદેશર દરાજદસ્ત જે ખરેખર હખમઇનીઅન વંશનો હતો, તેને ફીરદોસીએ કેઆંની ખાનદાન સાથે મેલવી દીધો છે.

આપણા લોકોના પાજંદ ભણતરોમાં, 'આફરીને હપત અમેશાસ્પંદ' જેને આફરીને હમકારે અથવા આફરીને દહમાન કરીનેબી કેહ છે તેમાં આપણા આગલા પાદશાહોના રવાનોને અનોશહી (દરૂદ) ચાહવામાં આવે છે. ત્યાં નીચે મુજબના પાદશાહોના નામો જોવામાં આવે છેઃ—

"અનોશહ રવાન બાદ રવાને ગયોમર્દ ઉ હોશંગ ઉ તેહમુરસ્પ ઉ જમ ઉ ફ્રેદુન ઉ મનોચેહર બામી ઉ હુજ્જુએ તહમાસ્પાન, કએ કોબાદ કએ કાઉસ કએ સ્યાવખ્શ કએ ખુશરૂ કએ લોહરાસ્પ કએ વીસ્તાસ્પ, બેહમન અસ્પંદયારાન.*"

ઉપલા નામોની ટીપમાં બહમન એટલે અરદેશર દરાજદસ્તને, એ હમકારાની આફરીન લખનાર કોઇ આગલા મરહુમ દસ્તુર સાહેબે, બીજાઓની માફક **કએ** નો એલકાબ લગાડયો નથી. એ પણ અરદેશર દરાજદસ્ત અથવા બહમન કેઆની ખાનદાનનો નહી પણ હખમઇનીશ ખાનદાનનો હતો તે વાતને, ઉપર આપેલા બીજા દાખલાઓ સાથે, એક રીતે ટેકો આપે છે.

અગર બહમન, કએ ગુશતાસ્પના છોકરાનો છોકરો હતો તો તેને કએ બહમન કાંએ નહી લખ્યો ? કોબાદથી ગુશતાસ્પ સુધીના પાદશાહોને, કએ લગાડયો, અને તેની પછી બહમનને કએ નહી લગાડયો, તેનું કારણ શું ? કારણ એજકે, એ આફરીન લખનારનાં મત પ્રમાણેબી, તે કેઆની ખાનદાનનો નહી હતો. એવી અછડતી દલીલ ઉપલી આફરીન મધે રેહી ગએલી મલે છે. અછડતી એટલા વાસતે કેહું છું કે એ મધે બહમનને અસ્પંદીઆરનો (છોકરો) તો લખેલોજ છે તોપણ તેના નામ સાથે, "કએ" બોલ નથી. ત્યારે જો ઉપર આપેલી અનેક દલીલ સાથે, આપણા પોતાના કોઇ પુસ્તકનીબી દલીલ મેલવવી જોઈતી હતી તો તે આએ આફરીનમાંથી મલે છે.†

---

* જુવો તેહમુરસ દીનશાજી અંકલેશરીઆવાલી ફ્રરવષી, બાજધરના તથા આફરીંગાનો અને આફરીનો સાથની, જંદ હુરૂફે, સને ૧૮૮૩ માં છપાએલી ચોપડી, સફો ૧૯૦ મો.

† આફ્રરીને હફ્ત અમેશાસ્પંદમાં, વાજબી રીતે, બહમન (અરદેશર દરાજદસ્ત)ને કિયાની ખાન્દાનનો નથી ગણ્યો એ ખરૂં છે, તોપણ આગલા વખતમાં, આગલા દસ્તુર સાહેબોએ અરદેશર (બહમન)ને કિયાની ખાન્દાનનો તથા અસ્પંદીઆરના છોકરા તરીકે લેવાની ભુલ કીધેલી છે. આફ્રરીને રપીથવનમાં અરદેશરને કિયાની ગણવા સાથે, તેનું બીજું નામ બહમન છે તેબી સાથે લાગું જણાવ્યું છે અને તે અસ્પંદીઆરનો (છોકરો) હતો, એમબી જણાવવાની ભુલ કીધી છે. આફ્રરીને રપીથવનમાં લખે છે કે:—

**૨૩ જરથોશ્તી સને ગણવામાં અર્દેશર દરાજદસ્તથી ચહડતા હખમઇનીઅન વંશના તેમજ મીદીઅન તથા આસીરીઅન હકુમતના જમાનાનો વધારો કરવો જોઇએ.**

જો શાહનામા તથા બુનદહેશ તથા બીજાં ઇરાની પુસ્તકો પ્રમાણે આજે જરથોશ્તના જનમને આસરે ૨૪૦૦ થી ૨૫૦૦ વરશ થયાં છે તો, તે ઉપર પેહલાં તો હખમઇનીઅન વંશનો થોડોએક જમાનો વધારવો જોઈએ, જેનો એહવાલ શાહનામામાંથી મલતો નથી. એ પણ અજાયબ જેવું છે કે અરદેશર દરાજદસ્તના બાપ બપાવા તથા વડવાઓનો એહવાલ ફીરદોસીને શી રીતે નહી મલ્યો હશે. ગોયા જે પેહલવી પુસ્તકો ઉપરથી તેણે શાહનામું ઉપજાવ્યું હતું, તેના કેટલાએક જુજો કએ ગુશ્તાસ્પનાં વખતથી તે અરદેશર દરાજદસ્તનાં વખત સુધીની તવારીખનાં જતા રહેલા હોએ, એવું લાગે છે. એ સીવાએ બીજો ખ્યાલ હાલ તુરત આવી શકતો નથી. ફીરદોસી ચુકયો છે, એ ઉપર તો હવે કસો શક નથી, પણ તે કેમ ચુકયો તે સોધી કાહાડવાનું બાકી રહ્યું છે. હવે અરદેશર દરાજદસ્તથી છેક હખમઇનીશ સુધી નજદીક ૨૫૦ વરશો થાએ છે. અરદેશર દરાજદસ્ત ઇસવી પુરવે સને ૪૬૫ માં તખ્તે આવ્યો, અને હખમઇનીશનો જમાનો આસરે ઇસવી પુરવે સને ૭૦૦ માં મેલવામાં આવે છે, ત્યારે તેઓ વચે ૨૩૫ વરશનો ફરક પડેછે, વાસતે તુરત વેલા "તારીખે જરથોશ્તી" નામની કેતાબ મધે શેઠ નવરોજજી ફરદુનજીએ અડસતે મુકરર કીધેલા જરથોશ્તી સનેના ૨૫૦૫ ના વરશ ઉપર ઉપલા ૨૩૫ વરશ પેહલાં વધારવાં જોઇએ, તેમ કરતાં ૨૭૪૦ વરશ થાએ છે. વલી "નાઇનસે" આપણું અસલી પાએતખત બલખ, ઇસવી પુરવે સને ૧૨૩૦ માં જીહતી

---

"હમાજોર ૫રોહરે કએ અન્તસ્તર વેહમન અસ્પંદીઆરાન બાદ,
અવા હમા ૫રોહરે કએઆન ઉ યલાન ઉ પાશુમ મદીન બાદ."

ઉપલા ૫કરામાં લખવા મુજબ કએ અન્તસ્તર (અરદેશર) નું બીજુ નામ બહમન હતું અને તે કિયાની તથા અસ્પંદીઆરનો છોકરો હતો. જુવો તે. દી. અંકલેશરીઆવાલી ૫રવષી, આફ્રીનગાનો તથા આ૫રીનોની ચોપડી સફે ૨૨૮ મો ૫. ૭ મો. [બીજીવાર પ્રગટ કરનાર.]

લીધું હતું, અને આસીરીઅન લોકોનું રાજ ઇસવી પુરવે સને ૭૦૮ સુધી બલખ મધે ચાલ્યું હતું. હવે હખમઇનીશને આપણ ઇસવી પુરવે ૭૦૦ માં મેલ્યે છે, તેની ૫૩૦ વરસ આગમચથી "આસીરીઅન" લોકોની રાજધાની બલખમાં ચાલતી હતી, એ ૫૩૦ વરશ વલી ઉપલાં ૨૭૪૦ નાં આંકમાં વધારીએ તો પછી આજે જરથોશ્તી સને ઓછાંમાં ઓછો ૩૨૭૦ વરશનો થાએ છે. એ સને બીજી વધારે તેહકીક ખબર મલે નહી ત્યાંસુધી, હાલ તુરત, બીજા સરવે સને કરતાં વધારે ભરૂશા ભરેલો લાગે છે.

એ મધે હવે પછીની વધારે સોધથી કાંઇ ઉમેરોજ થવો જોઇશે કાંએજે નાઇનસે બલખ લીધું ત્યારે "હુક્ષથર" (Oxarthes) નામનો કોઇ પાદશાહ હતો, તે પાદશાહનાં અને જરથોશતનાં જમાના વચે વલી કેટલો તફાવત હશે, તે તફાવત જેટલા વરશોનો નીકલે એટલાં વરશો ઉપલા ૩૨૭૦ ઉપર વધારવાં જોઇએ. પણ હજુરસુધી કોઇ રીતની શહાદત મલી નથી કે જે ઉપરથી કએ ગુશ્તાસ્પથી 'હુક્ષથર' (Oxarthes) વચે કેટલાં વરશોનો ગાલો પડે છે તે તેહકીક કરી શકાએ, વાસતે આપણા અશો જરથોશતને થઇ ગયાને ૩૨૭૦ વરશ તો ઓછાંમાં ઓછાં ગણવાં જોઇએ, બલકે તેની ઉપર વધારેજ ગણવાં જોઈએ, પણ ઓછાંતો નહીજ; પણ કેટલાં વધારે તે આજ કાલ કહી શકાતું નથી.

### ૨૪. બીજી કોમવાલા જુના લખનારાઓએ આપેલો જરથોશતી સને અને તેનો ખોલાસો.

ઉપલી બાબત સારીપેઠે ધ્યાનમાં લીધાથી જોવામાં આવશે કે જરથોશત ઘણા પુરાણાં જમાનામાં થઈ ગયો છે. હવે જરથોશત વીશે બીજા લોકોમાં જે લખાંણ રહેલાં છે તે જરથોશત પછીનાં પાછલા જમાનાનાં ગ્રંથકારોનાં છે. તેઓમાંનો કોઇબી ઇસવી પુરવે સને ૪૭૦ ની આગમચનો નહી હતો, તેથી તેઓને ચોકસ ખબર નહી હતી કે જરથોશત બરોબર કયા જમાનામાં થઇ ગયો હતો. તેથી સઘલાઓ અડસતે જરથોશતનો સને આપતા હતા. જેમ એક સને જુનો થાએછે અને તેની ગણતરી બરોબર

હાથમાં નહી હોતી તો પછી તે ઉપર કેટલાએક ટકા ચહડે છે, એ મીસાલે કેટલાએકો અડસતેખી લખી ગયા હોએ કે જરથોશ્ત આજથી ૮૦૦૦ વરશ ઉપર થઇ ગયો હતો. કેટલાએકો વલી એમબી લખી ગયા છે કે તે માત્ર ૨૫૦૦ વરશ ઉપર થઇ ગયો છે. એવી રીતનાં તરેહવાર સનેઓ જુદા જુદા ગ્રંથકારો આપી ગયા છે તે 'જરતોશ્તી સને' ઉપરથી ઉતારી લીધેલા નીચલા કોઠા ઉપરથી જોવામાં આવશે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| આરીસટાટાલે | આપેલો | ઈસવી પુરવે સને | ૬૩૪૮ | માં, ઈઆને આજે | ૮૨૦૦ | વરશ ઉપર. | |
| ઈઉડોકસીઅસે | ” | ” | ” | ” | ” | ” | ૧ |
| હરમીપસે.... | ” | ” | ૬૨૦૯ | ” | ૮૧૦૦ | ” | |
| હરમોનદરે.... | ” | ” | ” | ” | ” | ” | |
| બરોસસે...... | ” | ” | ૨૨૦૦ | ” | ૪૧૬૪ | ” | |
| પલીઉતારકે... | ” | ” | ૧૭૦૯ | ” | ૩૬૦૦ | ” | |
| સાઈદસે...... | ” | ” | ” | ” | ” | ” | |
| જસતીને...... | ” | ” | ૧૩૦૦ | ” | ૩૨૦૦ | ” | |
| તસીઆસે.... | ” | ” | ૧૨૨૦ | ” | ૩૧૦૦ | ” | ૨ |
| જેનથસે ..... | ” | ” | ૧૦૮૦ | ” | ૨૯૦૦ | ” | |
| દાઓજીસે.... | ” | ” | ” | ” | ” | ” | ૩ |
| મોજીજે....... | ” | ” | ૮૦૦ | ” | ૨૭૦૦ | ” | |
| પારફીરીએ... | ” | ” | ૬૦૦ | ” | ૨૫૦૦ | ” | |

ઉપલી ટીપમાં ત્રણ જુદા જુદા સને દીશે છે. (૧) ૪૨૦૦ થી ૮૨૦૦ સુધીનો, (૨) ૩૧૦૦ થી ૪૨૦૦ સુધીનો, અને (૩) ૨૫૦૦ થી ૩૧૦૦ સુધીનો. હાલની સોધ પ્રમાણે વચલો સને યાને ૩૧૦૦ થી ૪૨૦૦ સુધીનો વધારે ભરૂશા ભરેલો લાગે છે. જેઓએ જરથોશ્તને ૨૫૦૦ વરશ ઉપર મેલ્યો છે તેઓએ કદાચને જરથોશ્તની ગાદી ઉપર આવેલા કોઈ જરથુશ્તરોતેમો (દસ્તુરાન દસ્તુર) વીશે લખ્યું હોએ એવું બનવાજોગ છે, તથા જેઓએ ૪૨૦૦ થી ૮૨૦૦ વરશ ઉપર મેલ્યો છે તેઓએ જરથોશ્તની આગમચ થઈ ગયલા બીજા પેગંમબરોનો સને લખ્યો હોએ. કાંએજે કેટલાએક લખનારાઓ એવો કોલ જણાવી ગયા છે કે જરથોશ્ત એકથી વધારે હતા, તેનો ખોલાસો કદાચને એવો થઇ શકે કે જરથોશ્ત પછી એકથી વધારે દસ્તુરાંન દસ્તુરો નામીચા થઇ ગયા હોએ અથવા જરથોશ્તની આગમચ કોઇ નામીચા પેંગ-

બરો થઇ ગયા હોએ અને તેઓની યાદદાશત લોકોમાં રેહી ગઇ હોએ તેથી એવું બોલવામાં આવ્યું હોએ કે આગલા જમાનામાં એકથી વધારે જરથોશત થઇ ગયા છે. એ વીશેનો "જરથોશ્તી સને" માંથી એક ફકરો ઉતારી લેઉં છેઉં.

(જરથોશ્તી સને પાને ૬ ઠે):—

"આએ પ્રમાણે યુનાની, રૂમી તથા લાટીન ગ્રંથકારો જરથોસ્તના સને વીશે જુદી જુદી રીતે અનુમાન કરી ગયા છે. એ મીસાલે અનુમાન કરવામાં તેઓએ મોટી ગફ્લત ખાધી છે, અને એ ગફ્લત ઈરાનની સરજમીન ઉપર જરથોસ્તને નામના ઘણા શખસો હઈઆતી ભોગવી ગયા છે તેને લીધે થઇ છે. તવારીખ ઉપરથી આપણુને ખોલી રીતે માલુમ પડે છે કે પ્રાચીન કાળમાં ઇરાન દેશ મધે જરથોસ્તને નામના એકથી વધારે ફીલસુફો થઈ ગયા છે, તેઓમાં એક કેલદીઆ અથવા એસીરીઆનો રેહેવાસી હતો, એક પામફીલીઅન હતો, એક અરમાની હતો, એક પરસીસનો રેહેવાસી હતો, એક પરોકોનીશીઆનો રેહવાસી હતો, કે જેને વીશે પલીની લખી ગયો છે; અને એક બેબીલોનીઅન હતો કે જે એપુલીઅસનાં કહા મુજબ પીથાગોરસનો શીખસાગુરૂ હતો; પણ સ્ટેનલી નામનો નામીચો વીદ્વાન જે બેકત્રીઆનાં જરથોસ્ત વીશે બોલી જાએ છે અને જેને તે એસીરીઆનાં રાજા નાઇનસનાં વખતમાં મેલી જાએ છે તે જરથોસ્ત આપણો બરહક પેગંબર હતો એવું હાલની શોધ ઉપરથી લગભગ મુકરર થાએ છે. એ જરથોસ્ત, સપીતમ ઈઆને પાકના એલકાબથી ઓલખાએ છે."

"જરથોશ્તી સને"વાલાએ જરથોશ્ત નામના જુદા જુદા શખસો થઇ ગયા છે એવું સમજાવ્યું છે તેનાં કરતાં એવું સમજાવવું જોઇએ કે જુદા જુદા વખતનાં દસ્તુરાન દસ્તુરને જરથુશ્તરોતેમો કેહેતા હતા અને તેથી એકથી વધારે જરથોશ્ત વીશે યુનાની પુસ્તકો મધે લખાયું છે, તો તે વાજબી ગણાએ. પણ સવાલ એ ઉઠે છે કે અત્રે સમજાવ્યામાં આવે છે તેમજ હોએતો, અશો સ્પેંતમાન જરથોશ્ત પછી થઇ ગયલા દસ્તુરાન દસ્તુરોને જરથોશ્ત કહ્યા હોએ, તે માંની શકાએ છે, પણ જરથોશ્તની આગમચનાં જમાનામાં આસરે ૮૨૦૦ વરશ ઉપર જરથોશ્ત થઇ ગયો છે એવું કેટલાએક ગ્રંથકારોએ લખ્યું છે તેનો ખોલાસો કેમ કરવો ? તો

તેની સમજ પણ એવી કાહાડી શકાએછે કે ઈરાન દેશમાં સૌથી નામીચો પેગંમબર જે થઇ ગયો તે એખલો અશો સ્પેંતમાન જરથોશ્ત હતો તેથી તેની આગમચ થઇ ગએલા પેગંબરોનાં જોકે જુદાં નામ હશે તોપણ જરથોશ્તની પછીનાં જમાનામાં તેઓને બી નામીચા અને મશહુર થએલા જરથોશ્તને નામે ઓલખવામાં આવ્યા હોએ. જરથોશ્ત બોલ ગોયા જેમ હમણા પોપ, કએ-સર કે દારા બોલ વપડાએછે તેમ જરથોશ્તની આગમચનાં પેગંમબરોને વાસ્તે વપડાયો હોએ અને તેથી મતલબ માત્ર પેગં-મબરનીજ જણાવાની હોએ. આપણે કબુલ કરીએ છઈએ કે જરથોશ્તની આગમચ પેગંમબરો થઇ ગયા છે. ખસુસ કરીને યજશનેનાં ૯ માં હામાં જણાવ્યા પ્રમાંણે હોમ નામનો પેગંમ-બર જરથોશ્તની આગમચ છેક જમશેદનાં બાપ વીવંગાનનાં જમાનામાં કે તેનીબી આગમચ થઇ ગએલો જણાએ છે. એ હો-મનો જમાનો ઘણો પુરાણો જોઈએ અને પાછલા લોકોએ હોમની જગોએ સાધારણ પેગંમબરને વાસતે જરથોશ્ત બોલ વાપરીને લખ્યુ હોએ કે જરથોશ્ત ૮૨૦૦ વરશ ઉપર થઇ ગયો હતો તો તે સમજ-માં ઉતરી શકે છે.

# બાબ ૪ થો.

## જરથોશ્ત હોરમજ્દનો પસંદ કીધેલો પેગંમબર હતો.

હાલ સુધીમાં જરથોશ્તનાં પેદા થવા વીશે, તેની જનમભુમી વીશે, તથા તેના જમાના વીશે અવસ્તાની શાહાદતોથી, તથા પાછલી એટલે સનેની બાબતને વાસતે બીજી શાહાદતોથી આપણે કેટલુંએક જોઇ ચુકા છઇએ. ઉપર આપણે જોઈ ગયા છઇએ કે જરથોશ્ત નામનો એક મશ્હુર પુરૂશ ઇરાનનાં મુલકોમાં કદીમ જમાનામાં આસરે ૩૨૦૦ વરશોનીબી આગમચ પોરૂશસ્પનાં ઘેરમાં જનમ પાંમ્યો હતો. તેનો જનમ થયા પછી તેની બચગીનો વખત કેવી રીતે તેણે ગુજાર્યો તે વીશે અવસ્તાથી આપણને કસું જણાતું નથી. પણ બચગીનો વખત ગુજરી ગયા પછી જરથોશ્તે શું શું કીધું અને તેણે શું પેશો ચલાવ્યો હતો તે અવસ્તામાંથી મલી આવે છે. એ એહવાલ જરથોશ્તનો પુર ઉમરમાં આવેલા વખતનો છે, કે જે વખતે તે પુર જવાનીમાં તેમજ પોતાનાં મનની પુર ખીલેલી હાલતમાં હતો.

### ૨૫. જરથોશ્તનો પેશો દુન્યાનાં લોકોની રાહનોમાઇ કરવાનો હતો.

જરથોશ્તે આએ દુન્યામાં જે પેશો ચલાવાને પસંદ કીધો હતો તે યજશનેનાં ૮ માં હા ઉપરથી જણાએછે. ત્યાં તેનેનામે લખે છે કે[૨૪] હું ઘેરોનાં, મોહલાઓનાં, કસબાઓનાં તથા મુલકોનાં વડીલોને દીનમાં ફરમાવ્યા પ્રમાણેની મનશની ઉપર, તેમાં ફરમાવેલી ગવશની ઉપર, તથા તેની કુનશની ઉપર ચલાવશ.

નોટ.—હયાં જરથોસ્તે તમામ મુલકોમાં પોતાનો ધર્મ ફેલાવાનો એરાદો કીધેલો જણાએ છે. તે આએ દુન્યામાં માત્ર ઇરાનીઓનેજ વાસતે નહી પણ દુન્યાનાં બીજા સરવે જાતનાં લોકોને વાસતે આવ્યો હતો.

---

૨૪. હું કે જે જરથોસ્ત છેઉં તે તથા બીજાઓ ઘેરોના, મોહલાઓના, કસ્બાઓના તથા મુલકોના આગેવાનોને આએ દીન કે જે હોરમજદી જરથોસ્તી છે તેનાં મત પ્રમાણે, તેના વચણ પ્રમાણે તથા તેમાં (તારીફ કીધેલાં) કાંમો પ્રમાણે ચલાવશ. (યજશ્ને હા. ૮, ૭ મો.)

એ પ્રમાંણે જરથોશતનો પેશો, લોકોને દીનની રાહે ચલાવવાનો હતો. તે દીનનો રાહનોમા હતો અથવા બીજા બોલોમાં તે પેગંબર હતો.

## ૨૬ જરથોશ્તે પોતાના પેશાને લાયક થવાને કયા ઉપાયો શોધ્યા ?

જરથોશ્તે ઇચ્છયું કે હું લોકોને દીનની રાહે ચલાઉ, પણ તેના વખતમાં કોઇ પ્રકારની દીન ઈરાનમાં ચાલું હતી, તેમાં ફેરફાર કરીને બીજી પ્રકારની નવી દીન લોકોને સમજાવવા આગમચ તે વીશે કેવા ઇલાજોનો ઉપયોગ કરીને તેણે તૈયારી કીધી હતી ? શું ફરમાવવું અને શું મના કરવું તે વીશેની સમજ તેણે ક્યાંથી અને કોણથી મેલવી હતી ? એ સવાલોનો થોડો ઘણો જવાબ ગાથા મધેથી મલે છે. આગલ ચાલતાં આપણે જોઇશું કે ગાથાનું ઘણુખરૂં લખાણ જરથોશતનું પોતાનું છે અને તે આજની ઘડી સુધી જલવાઇ રહયું છે; વાસતે જરથોશતના પોતાનાં વચનોથી તેની તવારીખ મલે તે સૌ કરતાં વધારે ભરૂશા ભરેલી ગણાએ, પણ ગાથાની ભાશા એવી દીકટ તથા ભરંમ ભરેલી છે કે તે પુરી પાધરી સમજાઈ શકાતી નથી; તો પણ તેમાંનો જેટલો ભાગ સમજાઈ શકાએ છે તેટલામાંથીબી આપણને ખરો ખ્યાલ કરવાને બની આવે એવા ખોલાસાઓ ઘણા મલી આવે છે.

### ૧. જરથોશતને આએ દુન્યાની વાકેફગારી બસ નહી થઇ તેથી તેણે ખુદ હોરમજદથી જ્ઞાન મેલવવાનો એરાદો કીધો.

પેહેલાં તો એવું માલુમ પડે છે કે જરથોશ્તે આએ દુન્યાના પુરૂશોથી યા તેઓની બનાવેલી કેતાબો ઉપરથી કાંઇબી જ્ઞાન મેલવ્યું હોએ તથા પોતાનો નવો મજહબ જાહેર કરવા કાંઇબી મદદ તેઓથી તેને મલી હોએ તો તે તેને મનસે પોતાનાં કામને માટે બસ નહી ગણાઈ હતી. જરથોશ્તે કેઠેબી એવું જણાવ્યું નથી કે ફલાની બાબત મેં ફલાનાં ઉસ્તાદથી શીખી લીધી હતી, અથવા ફલાની કેતાબ ઉપરથી જાણી લીધી હતી. એ ઉપરથી ધારવામાં

આવે છે કે તેણે જો ઉસ્તાદો તથા દાનાવ પરહેજગાર લોકો પાશેથી તાલીમ લીધી હશે તથા તેઓ સાથે તકરારો કીધી હશે અથવા નામીચા આગલા પેગમબરો તથા ફીલસુફીની કેતાબો (જો તે જમાનામાં હોએતો) વાંચી હશે, જે ઘણું બનવા જોગ છે. તે છતાં તેઓથી જરથોશતને જે કાંઈ માલુમ પડયું હશે તે તેને ખાતરીભરેલું તથા પુરતું લાગું નહી હશે, અને આએ દુન્યાઇ જવાબોથી નહી ધરાવાને લીધે તેણે બીજે ઠેકાંણેથી યાને ખુદ ખોદાતાલાથી પોતાનું ઇચ્છેલું નવું જ્ઞાન મેલવવાને હોંસ કીધેલી જણાએ છે.

આએ દુન્યાઇ વાકેફગારી તેને બસ થઇ નહી તેથી તે અસલ મુલ થડ પાશેથી વાકેફી મેલવવા ગયો તેણે જોયું કે આએ તમામ દુન્યાનો રચનાર હોરમજદ છે, વાસતે પોતાની વાકેફ થવાની તરસ ભાંજવા ઠેઠ પેહેલા ઝરા આગલ ગયો, પણ તે હકતાલાની હજુર પોંહચાએ કેમ ?

## ૨. માણસ તમામ બીજી પેદાએશ વચે અકલનું ગોહર ધરાવ્યાને લીધે, તેજ એખલો હોરમજદની શકતી પીછાણી શકે છે.

આએ દુન્યાની સરવે પેદાએશમાં કોઇબી પેદાએશને હોરમજદની સાથે નજદીકનો સંબંધ હોએ તો આદમ જાતને છે. તમામ પેદાએશમાં માણસને હોરમજદે હેલાએદું અને ઉંચું બનાવ્યું છે. તેણે માણસને એખલાને બીજી તમામ પેદાએશની ઉપર મુકીને અકલનું ગોહર બખશ્યું છે જે માણસ વગર આએ દુન્યાની કોઈબી બીજી ઉત્પન થએલી પેદાએશ ધરાવતી નથી. અકલ ધરાવ્યાને લીધે માણસ બીજી સરવે વસ્તુઓથી હેલાએદું ગણાએ છે. એ જે મોટી બક્ષેશ માણસ ઉપર ઉતરી છે તે બક્ષેશને મારગે માણસ તથા હોરમજદ વચે વેહેવાર ચાલે છે. વાસતે જરથોશતે અકલની મારફતે હોરમજદ સાથે વેહેવાર ઉઘાડવાને સૌથી પેહેલી તજવીજ કીધી.

### ૩ જરથોશ્તે બહમન એટલે કે ભલાં મનની મારફતે હોરમજદને જોવા ઇચ્છયો.

આપણામાં અકલને અથવા અકલે અવલને બહમન કહ્યે છઇએ. બહમન એટલે ભલું મન. એ ભલા મનની (યાને નેક વીચારની)મારફતે હોરમજ્દ સાથે સંધેસો ચલાવાને જરથોશ્તે ઠેડાવ કીધો. પણ ભલું મન સર્વે માણસોમાં રેહેતું નથી. ભલાં મનને આપણી પાશે રાખવા કેટલી મેહનત પડે છે, આપણને કેટલી અગવડ ભોગવવી પડે છે, કેટલું સોસવું પડે છે અને ઘણી વખતે આપણી ખાહેશોને દાબી નાખવી પડે છે અને તે આપણી પાસથી નાહાસી નહી જાએ વાસતે કેટલી તજવીજ રાખવી પડે છે, એટલા વાસતે આપણી ઉપર હોરમજ્દની ખાસ પીરોજગરીની જરૂર છે. તેની પાસે ખરા જીગરથી આપણને ઇંછવું પડે છે, કે તે સાહેબ હમેશ આપણી હોશ ઠેકાંણે રાખે અને આપણા મનમાં નેક વીચારોનેજ આવવા દીએ. એ મીસાલે જરથોશ્તે પેહલાંતો હોરમજદની પાશે 'ભલાં મન' ની બક્ષેશ ચાહી. યજશનેનાં ૨૮ માં હામાં જે હોનવદ ગાથાનો પેહેલો હા ગણાએ છે તેની શરૂઆતમાં જરથોશ્તે આએ રીતે પોતાને વાસતે હાથ જોડીને અને નમનતાઇથી દુવા ચાહી છે કે ઓ ! દાદાર હોરમજદ ! [૨૫] બહમનની અકલની બખશેશ મને પોંહચાડ.

નોટ.—બહમન અમશાસ્પંદ અકલની ઉપર મવક્કલ છે વાસતે તેને અકલે અવલ કહ્યે છઇએ અને હોરમજદથી ઉતરતા અમશાસ્પંદો હોએ છે તે ફરેશ્તાઓમાં એટલા વાસતે બહમન પેહલ્લો દરજ્જો ભોગવે છે. બંદગી તથા આજેજી કરતાં હાથ ઉંચા કરવા એ રવયો છેક જરથોસ્તના વખતનો અને તેને ચલાવેલો જણાએ છે.

---

૨૫ નમનતાઇથી હાથ ઉંચા કરતો આએ ખુશાલીની ઉમેદ રાખું છેઉ તે એકે પેહેલાં હોરમજદના સ્પેન્તમીનોનાં રાસ્તી ભરેલાં તમામ કાંમો તથા ભલાં મનની (બહમનની) અકલ, જેથી કરીને જેહાંનનાં રવાંનને હું ખુશહાલ કરૂં. (જેહાનના રવાંનથી મતલબ તમામ કુદરતનો જાન યા સબબ સમજવો અને તેને ખુશાલ કરવાનો રસતો એકે કુદરતને પીછાણવી અને તેમ કરવા અકલ અને નેકીની સઉથી પેહલી જરૂર રેહેછે). (યજશ્ને હા. ૨૮, ફ. ૨ જો.)

એ મુરાદ ચાહ્યા પછી જરથોશ્ત એજ હામાં કેહે છે કે[૨૬] હું બહમનની મારફતે તારી (હોરમજદની) હજુર પોંહચવા માંગું છેઉં. જરથોશ્ત શું કારણસર હોરમજદને મલવા ઇચ્છે છે તેનું કારણ તે આગલ ચાલતાં જણાવે છે. એ કારણમાં જરથોશ્તની તમામ મતલબ સમજાઇ જાએ છે. તે માંગે છે કે[૨૭] ઓ હોરમજદ! આએ તથા પેલી દુન્યાની મુરાદ યા ફાએદા તું મને પોંહચાડ.

નોટ.—જરથોસ્તને પોતાનો ધર્મ સમજાવ્યા આગમચ આએ તથા પેલી દુન્યાની તમામ વાકેફી રાખવાની જરૂર હતી જેથી લોકો પાશે જુનો ધર્મ છોડાવી નવો પકડાવાને તેનાથી સવલથી બની આવે, અને તે પ્રમાણે અકલની મારફતે સવાલ કરી હોરમજદ પાશે તમામ જરૂરીઆતની વાકેફી શું આએ દુન્યાની કે શું પેલી દુન્યાની તેણે ઈછી હતી. કેવાં કામ કીધાથી આએ તથા પેલી દુન્યામાં કેવો બદલો મલે તે જાણ્યાથી સારૂ શું છે અને નરસું શું છે તેનો તફાવત સમજવાને જરથોસ્ત શક્તીવાન થવાની ઉમેદ રાખતો હતો.

### ૪ હોરમજદની મુલાકાત લેવામાં ઢીલ થઇ.

પણ એ મુરાદો જલદીથી પાર પડી નહી. બહમનની અકલની બક્ષેશ તુરત થઈ નહી તેથી હોરમજદની નજદીક પોંહચી પોતાની અરજ મુકવાને ઢીલ થઇ પડી, તેથી જરથોશ્ત આરજુમંદ થયો. પોતાની મુરાદ કયારે અને કેમ હાંસલ થશે તેની ઇન્તેજારીમાં જરથોશ્ત પોતે આજેજી કરતો જણાએ છે કે[૨૮] અશો સાચા! તુંને તથા બહમનને વાકેફગાર થઇને હું કયારે જોઇ શકશ?

---

૨૬. ઓ હોરમજદ! બહમન (અકલ) ની મારફતે હું તમારી આસપાસ પોંહચવાને માંગું છેઉં. (આસપાસ પોંહચવું એટલે ચો તરફથી અને બધી રીતે હોરમજદને પીછાણવો.) (યજશ્ને હા. ૨૮, ફ. ૩ જો).

૨૭. રાસ્તીમાંથી (રાસ્તીની રાહે) હાડમંદ તથા મીનોઇ એ બંધે દુન્યાઓની (જીનદગીની) આએપત (હાંસલ) મને આપ. (આએ તથા પેલી જેહાનની વાકેફી તથા સુખ રાસ્તી વાપડયાથી મલે છે, વાસતે રાસ્તી વટે પોતાની ખાહેશ મેલવવાની આશા, જરથોસ્ત, હોરમજદ ઉપર રાખે છે. (યજશ્ને હા. ૨૮, ફ, ૩ જો).

૨૮. વાકેફ થઇને બહમનને તથા તુંને ઓ અશા! હું કયારે જોવાને પાંમસ. (યજશ્ને હા. ૨૮, ફ. ૬ ઠો).

નોટ.—હયાં જરથોસ્ત બોલે છે કે વાકેફગાર થઇને હું બહમન તથા હોરમજદને જોતો થવશ, ગોયા બહમન તથા હોરમજદને પોહચવાને શક્તીવાન થવા વાકેફગારીની પેહલી જરૂર છે. તે વગર અકલની વરધી નહી થાએ અને અકલની વરધી વગર હોરમજદને પીછાણી નહી શકાએ, વાસતે સૌથી પેહલાંજ જ્ઞાન મેલવીને પછી તે વાકેફીની મારફતેજ હોરમજદને જોવાની અથવા તેના મેલાપની તેની ઈન્તેજારી છે. અંગ્રેજીમાં જે કેહવત છે કે from Nature to Nature's God, તેની સમજ એવીજ છે કે આસપાસ નજર રાખી સરવે ચીજોની માહેતી રાખ્યેતો આપણને માલુમ પડી આવ્યા વીનાં રેહેશે નહી કે તે સરવે ચીજોનો કોઇ બનાવનાર છે અને તે કેવા કેવા ઉત્તમ ગુણો તથા માહ શક્તી ધરાવનારો છે.

જરથોશ્ત હોરમજદને આજેજી કરે છે કે[૨૯] તારા સાચા સખુનો સાંભલ્યાથી અમોને ઘણી ખુશાલી ઉત્પન થાએ છે વાસતે તું બહમનની મારફતે મને પોંહચ.

## ૨૭. જરથોશ્ત હોરમજદને કેટલાએક સવાલો પુછે છે.

પછી જરથોશ્ત આજેજી કરે છે કે[૩૦] હું જાવેદાંન સુધી સચાઇ તથા ભલી મનશની જાલવી રાખવાની કબુલાત આપુ છેઉં, પણ તું ઓ હોરમજદ! તારી પોતાની જબાંને કરી તારા પોતાના બોલોમાં મને સમજાવ કે અસલમાં આએ દુન્યાની બનાવટ કેમ કીધામાં આવી હતી.

નોટ—ગોયા હોરમજદ જરથોસ્તને એ વીશે સમજણ આપે તેની આગમચ હોરમજદ જાણવા માંગતો હોએ કે જરથોસ્ત હમેશાં સુધી સચાઇ તથા ભલુ મન ધરી રાખશે કે નહી? તેનો ઉત્તર ખાતરી ભરેલો જરથોસ્ત

---

૨૯. અકલની મારફતે તું પોંહચ અને આપ રાસ્તીનો ખજાનો તથા લાંબી જીંદગી. સાચા સખુનોથી ઓ મજદા! જરથોસ્તને મજબુત ખુશનુદી ઉપજેછે. (યજશ્ને હા. ૨૮, ફ. ૭ મો).

૩૦. એ સબબોને લીધે હું સચાઈને તથા અકલને જાવેદાન સુધી (હઈઆતીછે ત્યાંસુધી) જાલવી રાખશ; ઓ હોરમજદ! તું તારા સખુનોમાંથી તારા પોતાનાં મોહડાંએ કરી મીનોમાંથી મને શીખાડ કે જેથી (હું જાણું કે) આએ દુન્યા પેહેલાં કેવી અને કેમ બની હતી. (યજશ્ને હા. ૨૮, ફ. ૧૨ મો).

આપે છે. એ ઉપરથી જણાએ છે કે હોરમજદ આપણી ઉપર રેહમ કરે એવું આપણ ઇછતા હોયેતો રાસતી તથા નેકીને હરગેજ છોડવી નહી જોઇએ; વલી હયાં જરથોસ્ત ખુદ હોરમજદની પાસેથી તેને પોતાને મોહદે ગ્નાન મેલવવાનું ઇછેછે એ જાણવા જોગ છે.

જરથોશ્ત હોરમજદથી જાણવા માગે છે કેઃ—

કેવી રીતે સૌઉથી ઉત્તમ દુન્યાની (બહેશ્તની) ઉત્પતી થઇ હતી?[૩૧]
કોણ પેહેલાં રાસતી ને જનમ આપનાર તથા બાપ હતો. ?[૩૨]
કોણે આફતાબ તથા સેતારાઓને તેઓનો માર્ગ સોંપી આપ્યો છે.[૩૩]
તું સીવાએ કોણ બીજો છે જે માહતાબને વદ તથા સુદમાં ઘટાડે છે તથા વધારે છે ?[૩૪]
ઓમજદ! એ તથા બીજી બાબતો જાણવાને હું ઇચ્છું છેઉં.[૩૫]
કોણ જમીનને તથા આકાશને પડી જવાથી ધરી રાખે છે ?[૩૬]
કોણ પાણી તથા ઉરવરનો પેદા કરનાર છે ?[૩૭]
કોણ પવન તથા વાદલને જડપથી દોડવાનું આપે છે ?[૩૮]
ઓમજદ! કોણે બહમનની (ભલા મનની) પેદાયશ બનાવી છે?[૩૯]
કોણે ખુબી ભરેલી રોશની તથા તારીકી બનાવી છે ?[૪૦]
કોણે ખુબી ભરેલી ઉંઘ તથા જાગવું પેદા કીધું છે ?[૪૧].
કોણે સહવાર, બપોર તથા રાત પેદા કરી છે ?[૪૨]
ઓમજદ! એ બાબતો પુછવાને હું તારી નજદીક પોંહચું છેઉં.[૪૩]
જે સૌથી સરસ દીન છે જેથી આબાદાની વધે છે તે વીશે હું તુને પુછું છેઉં.[૪૪]
જેઓ વીશે હું પુછુંછું તેઓમાં કોણ સાચો અને કોણ જુઠોછે ?[૪૫]
જુઠાઇને અમારાથી કેમ દુર કરીએ ?[૪૬]
તારા સખુનોથી કેમ જુઠાઇને દુર કરીએ* ?[૪૭]
ઓમજદ! સૌથી ઉત્તમ કાંમો તથા સખુનો વીશે મને જાણીતો કર.†[૪૮]

* ૩૧ થી ૪૭ સુધીના સવાલો માટે જુવો યજશને હા ૪૪ મો ફકરા ૨, ૩, ૪, ૫, ૭, ૧૦, ૧૨, ૧૩ તથા ૧૪.

† ૪૮. યજશને હા ૩૪ મો ફ. ૧૫ મો.

તારા કયા ભેદા છે, તારી કેવી મરજી છે? [૪૮]
ઓ અશો! તું અમોને શીખવકે બહમનનો ખરો મારગ કયોછે?[૫૦]
ઓ અશો! તું સીવાએ બીજા કોઇને હું ઓલખતો નથી.‡[૫૧]
તારી આગલ પોતાના તનના જાંનને ફેદા કરવાને હું તૈયાર છેઉં.§[૫૨]

એ સીવાએ જરથોશ્તે હોરમજદથી અનેક બાબતો વીશે જ્ઞાન ચાહયું હશે, જુના ધર્મને છોડાવી નવો ધર્મ લોકો પાસે કબુલ કરાવાને માટે જેટલી બાબતો વીશે વાકેફી મેલવવાની જરથોશ્તને જરૂર જણાઈ હશે, એટલી બાબતો ઉપર હોરમજદથી તેણે વાકેફગારી ચાહી હશે એમ આપણને ધારવુંજ જોઈએ છે, પણ આપણી પાશે આપણા સરવે પુસ્તકો આજે રહયાં નથી તેથી જરથોશ્તનાં તમામ સવાલો જાણવાથી આપણે બેનસીબ રહયા છઇએ, તે છતાં જરથોશ્તનાં પોતાના બોલોમાં, નહી તો તેની પછી થએલા તેના શાગેરદો તથા દસ્તુરોનાં બોલોમાં વંદીદાદ તથા યજશનેમાં જરથોશ્તે પુછેલા બીજા ઘણા સવાલોની નોંધ છે, તે અત્રે દાખલ કરતાં ઘણું લંબાન થઈ જાએ, વાસતે ગાથામાંથી જરથોશ્તનાં બોલોમાંજ તેના સવાલો જેટલા સમજાઇ શકાએ છે તેટલાજ ઉપર દાખલ કીધા છે.

### ૨૮. આએ દુન્યા કેમ પેદા થઇ તે વીશે હોરમજદથી જરથોશ્તને મલેલું જ્ઞાન.

આએ દુન્યાની વસ્તુઓ કેમ બની તેનાં કરતાં આએ દુન્યામાં જનમવું તથા મોત, સુખ તથા દુખ, બદી તથા નેકી બંધે કેવી રીતે ભેલસેલ થઇ છે તે વીશેની સમજ હોરમજદે જરથોશ્તને પેહેલાં બક્ષેલી લાગે છે, અથવા એમબી સમજીએ કે તે વીશેનો જવાબ આજે આપણી પાશે મોજુદ રહેલો છે, અને બીજા જવાબોના નુસ્કો આજ આગમચ ખોવાઈ ગએલા છે. જરથોશ્તને જે જ્ઞાન મલ્યું હતું, તે તેણે લોકોને ભેગા કરી તેઓની નજદીક એક ભાષણ કરી જાહેર કીધું હતું, તે યજશનેના ૩૦માં

‡ ૪૯, ૫૦ તથા ૫૧ યજશને હા ૩૪ ફ. ૧૨, ૧૨, તથા ૭ મો.
§ ૫૨. યજશને હા ૩૩ ફ. ૧૪ મો.

હામાં જે હોનવદ ગાથાનો ત્રીજો હા છે તેમાં નોધાએલો છે. પેહેલાં તો, જરથોશ્ત, પોતાની હજુર ઉભા રહેલા લોકોને[૫૩] ધ્યાનથી સાંભલવાની[૫૪] અરજ કરે છે અને તાકીદ કરેછે કે[૫૫] તે સાંભલ્યા પછી દરેક જણ સારાં નરસાંનો તફાવત સમજીને પોતાના હકમાં જે સારૂં ધાર્યામાં આવે તે અખત્યાર કરે.

નોટ.—આએ દુન્યામાં બદી તથા નેકી બંધે ભેલાઇ ગઇ છે તેનો ખોલાસો જરથોસ્ત આપવા જાએછે પણ તેની આગમચ તે ચેતવણી આપેછે કે એ ખોલાસો સાંભલીને દરેક જને પોતાની સમજ વાપડીને દરેકે પોતાની મરજી મુજબ બદીનો અથવાતો નેકીનો મારગ પસંદ કરવો. એ ઉપરથી દીશે છે કે જુલમ અથવા જબરદસ્તીથી ધર્મ કબુલ કરાવાનો વીચાર જરથોસ્ત ધરાવતો નહીહતો, પણ લોકોની સમજ ઉપર તે ભરૂસો રાખતો હતો, અને તેઓની સમજ નેકીની રાહ ઉપર ઉતરે વાસતે પોતાની આસમાની વાકેફગારીને બલે તેઓની આગલ ભાશાનો કરીને પોતાનો ધર્મ સમજાવતો હતો.

પેહેલાં પેલાં બે મીનોઈ જોડયાં બન્યાં.[૫૬]

એ બંધેએ, (એક) ભલા અને (બીજા) બુરા મીનોએ, મનશની, ગવશની, કુનશનીના બાબમાં તાલીમ લીધી હતી.[૫૭]

જેઓ દાનાઇ ધરાવનારા છે તેઓ સચાઇ (ભલા મીનોની અસર) અખત્યાર કરેછે, પણ જેઓ બુરી સમજનાં છે તેઓ તેથી યાને સચાઇથી દૂર રેહે છે.[૫૮]

એ બંધે મીનોઇ શકતીઓએ દુન્યા પેદા થવા આગમચ પોતાનું કૌવત અજમાવ્યું, જેમ એકે જીંદગી તથા ટકાઉપણું પેદા કીધું તેમ બીજાએ આએ દુન્યાનો અંત એટલે નાશ સોધ્યો. જેઓ જુઠાઇની સંફના છે તેઓ ઘણા બદ છે, જે સાચો છે તેને વાસતે સૌથી ઉત્તમ મન છે.[૫૯]

---

૫૩. જે હોરમજદપણાને લગતી બે (મુખ્ય) બીના જાણવાનીછે તે વાતો હું તમો ખાહેશમંદોને કેહું છેઉં. (યજશ્ને હા. ૩૦ મો, ફ. ૧ લો).

૫૪. આએ સઘલી ઉત્તમ (વાતો) કાંન ધરીને સાંભલો અને આંખની કીકીએ (અને) મને કરીને જુવો. (યજશ્ને હા. ૩૦ મો, ફ. ૨ જો).

૫૫. પોતાના તનને વાસતે દરએક માણસને તપાસમાંથી નીપજાવી કાહડેલા સારની પસંદીગી જોઇએ (યજશ્ને હા. ૩૦ મો, ફ. ૨ જો).

૫૬ થી ૫૯. યજશને હા ૩૦ મો ફ. ૩, ૩, ૪.

(શરેહ).—જરથોશતી મજહબની ફીલસુફી પ્રમાણે આએ દુન્યા બનાવામાં બે મીનો કામે લાગી છે. એક નેક મનશની, ગવશની તથા કુનશનીવાલી છે. અને બીજી બદ મનશની ગવશની, તથા કુનશનીવાલી છે. જેઓ અકલ વાપડી વીચાર કરે છે તેઓ નેક મનશની પસંદ કરે છે પણ જેઓ આડી સમજનાં છે તેઓ બુરી મનશની પસંદ કરેછે. સારી મીનો જીંદગી આપેછે અને સરવે ચીજોની હસ્તી સંભાલી રાખેછે, બદ મીનો સરવે ચીજોનો નાશ કરવા ઇચ્છેછે. જુઠાઇ બદ મીનોની છે, વાસતે તે બદ છે; સચાઇ ભલા મીનોની છે, વાસતે તે નેક છે.

એ બે મીનો વીશે સારી પેઠે સમજવું જોયે છે ત્યાં સુધી જરથોશતી દીનની ફીલસુફીથી વાકેફ થવું સેહેલ નથી વાસતે એ બાબત ઉપર હેઠલ વીગતે ખોલાસો આપું છેઉં.

### ૧. સરવે વસ્તુઓનો બનાવનાર હોરમજદ છે.

આએ દુન્યામાં બદી તથા નેકી ભેલાએલી છે તેનો ઇશારો ઉપર કરવામાં આવ્યો છે. સરવે ચીજોમાં અંતે નાશ છે અને નાશને જલદી લાવવો એ બુરાઇ છે. નેકી તે હરેક વસ્તુને જાલવી રાખવું છે. એ બે એકેકથી તદન ઉલટા ખવાસો તમામ કુદરતમાં તેમજ આપણી છાતીમાં જાયુક રેહેછે. પણ એ બંધેનો પેદા કરનાર તો એખલો હોરમજદ છે. આપણી જમવાની બાજ, જે યજશનેના ૩૭ માં હામાં આવેછે તેમાં આપણે ભણીએ છઇએ કે[૬૦] અમે હોરમજદને ઇજીએ છઇએ કે જેણે ગોસ્પંદ, અનાજ, પાણી, ઉરવર, સેતારાઓ, જમીન તથા બીજી તમામ વસ્તુઓ પેદા કીધી છે. એજ પ્રમાણે હોરમજદને તમામ પેદાએશના બનાવનાર તરીકે યજશનેનાં ૭૦ માં હામાં[૬૧] જણાવ્યો છે. યજશનેના ૧૯ માં

૬૦. હયાં હોરમજદને અમો યાદ કરીએ છીએ, જેણે ગોસપંદ પેદા કીધાં અને અનાજ, જેણે પાણી પેદા કીધું અને સારાં ઝાડો, (આસમાનની) રોશનીઓ અને જમીન અને તે સીવાએ તમામ બીજી વસ્તુઓ પેદા કીધી. (યજશ્ને હા. ૩૭, ૧).

૬૧. તે બધ તથા રતુને અમો ઈજયે છઈયે જે તમામ ચીજોના પેદા કરનાર, ખુશાલ કરનાર તથા બનાવનાર હોરમજદ છે. (યજશ્ને હા. ૭૦, ૧).

હામાં લખ્યા પ્રમાણે[૬૨] આસમાન, પાણી, જમીન, ગોસ્પંદ, ઉરવર, આતશ, માણસ તથા બીજી તમામ પેદાએશનો બનાવનાર હોરમજદ ઠડે છે. વંદીદાદની ૧૧ મી પરગરદ પ્રમાણે,[૬૩] ઘરબાર, આતશ, પાણી, જમીન, ગોસ્પંદ, ઉરવર, નર, નારી, સેતારા, માહ, ખુરશેદ તથા બેશુમાર રોશનીઓ (સેતારા) તથા બીજી તમામ પેદાએશ હોરમજદની બનાવેલી જણાએછે. વંદીદાદની ૨૨ મી પરગરદમાં[૬૪] હોરમજદ બોલે છે કે હું સરવે વસ્તુઓનો પેદા કરનાર છેઉં. હોરમજદ યશતમાં જણાવ્યા પ્રમાણે આએ તથા પેલી દુન્યા વચે સઉથી ઉંચો મરતબો ભોગવનારા અમશાસ્પંદો વઠીક હોરમજદના બનાવેલા છે.[૬૫] એ સીવાએ યજશનેના ૪૪ મા હામાં જરથોશ્તે હોરમજદને સવાલો પુછયા છે* કે કોણે તમામ વસ્તુઓ પેદા કીધી, તેની મતલબ એજ છે કે તું સીવાએ બીજો કોઇ પેદા કરનાર નથી. ત્યાં સાફ જરથોશ્ત બોલે છે કે તું નહી તો બીજો કોણ માહતાબને વદ તથા સુદમાં લાવેછે.†

---

૬૨. જરથોસ્તે હોરમજદને પુછીઉં કે ઓ અશો હોરમજદ! આસમાનની આગમચ, પાણીની આગમચ, જમીનની આગમચ, જાનવરોની આગમચ, વનસપતીની આગમચ, આતશની આગમચ, અશો માણસની આગમચ તથા દેવોની અને બદ માણસોની આગમચ, બીજી તમામ હાડમંદ દુન્યાની આગમચ, બીજી તમામ રાસતીના તોખમવાલી મજદની બનાવેલી વસ્તુઓની આગમચ જે વચન હતો અને જે વીશે તેં મને ફરમાવ્યું હતું તે કયો હતો (યજશ્ને હા. ૧૯, ફ. ૧, ૨).

૬૩ પુછીઉં જરથોસ્તે હોરમજદને કે અએ અશો હોરમજદ! કેમ ઘરને, આતશને, પાણીને, જમીનને, જાનવરોને, ઉરવરોને, નર અશોને, અશો નારીને, સેતારાઓને, આફતાબ તથા માહતાબને, બેશુમાર રોશનીઓને (સેતારાઓને) તથા રાસતીની તોખમવાલી તમામ બીજી મજદની પેદા કીધેલી વસ્તુઓને હું પાક કરૂં. (વંદીદાદ પરગરદ ૧૧, ૧).

૬૪. સપેંતમાન જરથોસ્તને હોરમજદે કહ્યું કે હું જે હોરમજદ છેઉં, હું કે જે વસ્તુઓનો પેદા કરનાર છેઉં. (વંદી. પર. ૨૨, ફ. ૧).

૬૫. અએ જરથોસ્ત! બહમન, અરદીબહેશત, શહરેવર, અસ્પન્દાદ, ખોરદાદ, અમરદાદ મારી પેદાએશ (નાં)છે. (અહુરમજદ યસ્ત ફ. ૨૫ મો).

* જુવો સફો ૧૦૯ મો.

† જુવો સફો ૧૦૯ મો, નોટ નંબર ૩૪ મો.

## ૨. હોરમજદે આએ દુન્યા પેદા કરતાં સપેન્તમીનો તથા અંગ્રમીનોને કામે લગાડયા છે.

આપણામાં સરવેનો પેદા કરનાર એખલો હોરમજદ ગણાએ છે. પણ હોરમજદે સરવે ચીજો બલકે તમામ દુન્યા તથા સૃષ્ટી હમેશાં ફરતી તથા ફના થતી બનાવી છે. કોઈબી વસ્તુને તેણે સ્થીર તથા કાએમ તથા જાથુકની રાખી નથી. તે હરેક વસ્તુ પેદા કરે છે, તેને મોટી કરે છે અને બર વખતે તેનો નાશબી કરે છે. વલી નાશ થએલી વસ્તુમાંથી ફરીને નવી મેલવણીથી એક બીજી નવી ચીજ બનાવે છે અને તેનોબી તેના ઠેઠ વેલે વખતે નાશ કરે છે. એ પ્રમાણે દુન્યાનું ચકર એક પછી એક ચાલ્યું જાએ છે. તેની કુદરત એવી છે કે કોઈબી વસ્તુ સદા કાએમ રેહે નહી, વાસતે હોરમજદે જે કાએદે દુન્યા રચી છે તે કાએદે દુન્યાને ચાલુ રાખવા જેમ તેણે પેદા કરવું પડે છે તેમજ તેનો વખતસર નાશબી કરવો પડે છે કે તેની ખાલી પડેલી જગો ઉપર બીજી નવી ચીજ બનાવાને બનો આવે. એ કારણસર ઉઘાડું છે કે હોરમજદ જેવો પેદા કરનાર છે તેવોજ મારનારબી છે. હવે એ બે કાંમ એકેકથી તદન ઉલટાં છે. એક હસ્તી ઉપજાવાનું છે અને બીજું નીસ્તી લાવવાનું છે. હોરમજદની એ બંધે એકેકથી ઉલટી શકતીઓનાં બે જુદાં જુદાં નામો છે. તેઓમાં એક સ્પેન્તમીનો કેહેવાએ છે અને બીજો અંગ્રમીનો. એ બંધે શકતીઓ હોરમજદમાં પોતામાં સાથે સમાએલી છે અને તેઓ તેનાથી હેલાએદી નથી.

## ૩. સ્પેન્તમીનો તથા અંગ્રમીનોના અર્થો.

સ્પેન્તમીનો અવસ્તામાં સ્પેન્તો મઈન્યુશ્ લખાએ છે. 'મઈન્યુશ્ એટલે કે મીનો જે ચીજ આંખે દેખાતી હોએ તે નહી, પણ જે મનમાં ધારી શકાએ, પણ નજરે દીશે નહી તે. જેમ અંગ્રેજીમાં Spirit બોલ વપડાએ છે તેમ અને તેવેજ અર્થે આપણામાં 'મઇન્યુ' વપડાએ છે. વાસતે આપણામાં બે મઇન્યું (Spirits) છે. સ્પેન્તનો અર્થ બનાવનાર, વરધી કરનાર, મોટું કરનાર, ટકાવનાર એવો થાએ છે. આપણા લોકો સ્પેન્તનો અર્થ વરધી કરનાર

કરે છે તે બરોબર છે, પણ તે ઉપર એટલોજ વાંધો છે કે વરધી કરનારમાંથી બનાવનારની મતલબ ખોલ્લી રીતે નીકલતી નથી, વાસતે બનાવનાર તથા વરધી કરનાર એવો અર્થ સમજવો જોઇએ છે. હરેક ચીજની વરધી તેના બનાવ્યાથી જેમ થાએ છે તેમજ તેની ઉપર ઉમેરો કીધાથીબી થાએ છે.

અહ્‌રમીનો અવસ્તામાં 'અહ્‌ર—મઇન્યુશ્‌' લખાએ છે. 'અંગ્ર' નો અર્થ કોતાહ કરનાર, અંત લાવનાર, નાશ કરનાર એવો થાએ છે. એ બોલનો અર્થ આપણા લોકો ગનામીનો એટલે કે ઘાત કરનાર મીનો સમજે છે તે બરોબર છે; પણ તેની ઉપરબી એટલોજ વાંધો ઉઠે છે કે ઘાત કીધાથી જરૂર નાશ કરવાની મતલબ હમેશે નીકલતી નથી વાસતે કોતાહી કરનાર, ઘટાડનાર, નાશ કરનાર એવો અર્થ બરોબર લાગુ પડે છે.

સ્પેન્તનો ધાતુ સ્પિ=શ્વિ છે અને તે સરવેને માલુમ છે, પણ અંગ્રનો ધાતુ હજુર સુધી બરોબર મુકરર થએલો નથી. અંગ્રનો ધાતુ શોધવા આગમચ તેનું લખાણ સીધ કરવું જોઇએ છે. અવસ્તામાં 'ડ્‌.હ'નો ઉચાર 'ડ્‌.ગ' થાએ છે તેથી બાજે વખત નકલ નવીશોએ ભુલથી 'ડ્‌.ગ'ની જગો 'ડ્‌.હ' લખ્યો છે. જેમકે 'બડ્‌.ગ'ની જગો 'બડ્‌.હ'બી લખાએ છે તથા 'જ઼ડ્‌.ગ્ર'ને બદલે 'જ઼ડ્‌.ર'બી લખાએ છે, 'અડ્‌.ગુશ્ત્ર'ની જગો 'અડ્‌.હુશ્ત્ર'બી લખાએ છે તેમજ 'અડ્‌.ગ્ર'ને બદલે ઘણું કરીને હમેશે 'અડ્‌.ર' લખાએ છે. પણ ગાથામાં 'અડ્‌.ગ્ર' લખાએલો મલે છે. તે ઉપરથી ધારી શકાએ છે કે અસલ ખરૂં લખાણ 'અડ્‌.ગ્ર' છે. યુસટી પણ પોતાની ફરહંગમાં એમજ સમજાવે છે.

'અડ્‌.ગ્ર'નો ધાતુ સંસ્કૃત अंहस् છે જે ઉપરથી અવસ્તામાં આંજ઼ડ્‌હ, અજિ, અઘ એવા બોલો નીકલેલા છે; તેમાંના પેહેલાનો અર્થ કોતાહી, સંકરાસ, હાદસો તથા ગુનાહનો થાએ છે, બીજાનો અર્થ સાંપનો થાએ છે. સાંપ હમેશે કોતાહી કરનાર, ગણાએલો છે અને અજબ છે કે દુન્યાંની નજદીક સર્વે કોમોમાં તેમ ગણેલો છે. અવસ્તામાં સાંપનો બીજો બોલ મઇર્યો છે તેબી મોતની સાથે

નીસબત રાખે છે, અને વંદીદાદની પાંચમી પરગરદમાં સચાઇ તોડનારને એ પગના સાંપની મીસાલે લખ્યો છે, તથા મેહર યશ્તમાં જુઠું બોલનારને સાંપના જેવો લખ્યો છે. અફરાસીઆબને તથા જોહાકને તથા અર્જાસ્પને સાંપ લખ્યા છે. હાદોખ્ત નુસ્કમાં જોઇએ તે કરતાં જાસતી ઉંઘને સાંપના જેવી કહી છે તથા વંદીદાદની ૨૨ મી પરગરદમાં અંગ્રમીનોને સાંપ કહેલો છે. એ ઉપરથી ચોકસ થાએ છે કે અજિનો અર્થ કોતાહ કરનાર, નાશ કરનાર સાંપ કરીએ છઇએ તે વાજબી છે. ત્રીજા બોલનો અર્થ ગુનાહ થાએ છે. એ રીતે અહ્‌ગ્રનો અર્થ કોતાહ કરનાર, સાંપ જેવો નાશ કરનાર, ગુનાહની રાહ ઉપર ચલાવનાર, એવા અર્થો થઈ શકે છે.

વાસતે દેખઇતી રીતે અંગ્રમીનોનો અર્થ સ્પેંતોમીનોના અર્થથી તદન ઉલટો થાએ છે અને એવો અર્થ આપણને કાહાડવો જોઇએ છે. સ્પેંતો મઇન્યુશ પેદા કરનાર મીનો (Creative spirit) છે તો અંગ્રમઇન્યુશ નાશ કરનાર મીનો (destructive spirit) છે.

### ૪ સ્પેંતો તથા અંગ્ર મીનો બે જોડયા છે.

જરથોશતી ધર્મ પ્રમાણે સર્વ વસ્તુઓનો પેદા કરનાર તો હોરમજદ છે, પણ ગાથાના ૩૦ માં હા પ્રમાણે એક ભલી તથા બીજી બુરી મલીને બે મીનો છે.* એ બે મીનો મધેનો એક સ્પંતોમીનો તથા બીજો અંગ્રમીનો છે. એ બંધે મીનોને તેઓ એક જોડયા હોએ તેમ કેટલેએક ઠેકાણે લખ્યા છે. સરોશ યશ્તમાં જણાવે છે કે જ્યારથી આએ દુન્યાને બંધે મીનોએ પેદા કીધી ત્યારથી સરોશ કદીબી ખુશ ઉંઘે ઉંઘાયો નથી. પણ એ બે મીનો તે કોણ તેનો ખોલાસો કરીને ત્યાં જણાવે છે કે એકનું નામ સ્પેંતોમીનો અને બીજાનું નામ અંગ્રમીનો છે અને એ બંધે તમામ પેદાએશના બનાવનારા તથા પાસબાન છે.[૬૬]

---

* જુવો સફે ૧૦૯ મે ૫૬ થી ૫૯ વાલા દાખલા.

૬૬. આએ બે મીનો નામે સ્પેન્ત તથા અંગ્રએ જ્યારથી પેદાએશ કીધી ત્યારથી તેણે (સરોશે) ખુશ ઉંઘ લીધી નથી. (યજશને હા. ૫૭, ૧૭). સરોશે બંધે પાસબાન તથા બનાવનારાઓને ઇજીઆ જેઓએ તમામ પેદાએશ બનાવી. (યજશને હા. ૫૭, ૨).

એજ પ્રમાણે ફરવરદીન યશતમાં જણાવેલું છે કે, જ્યારે એ બે મીનોએ, નામે સ્પેંતોમીનોએ તથા અંગ્રમીનોએ, આએ દુન્યા પેદા કીધી ત્યારે અશોના ફરોહરો તપાસને ખાતર તેઓની નજદીક ઉભાં રહેલાં હતાં.[૬૭] વલી જમ્યાદ યશતમાં એક 'સ્નાવિધક' નામનો કોઇ શખસ અહંકારથી બોલે છે કે હમણાં તો હું પુખ્ત ઉમરમાં આવેલો નથી પણ જો નરીમાન કેરશાસ્પ મને મારી નાખશે નહી અને હું પુખ્ત ઉમરે પુગવાને જીવતો રેહેવશ તો આસમાનને ગાડી બનાવી તે ઉપર બેશશ, અને જમીનને તે ગાડીનું પઇડું બનાવશ અને તે ગાડીને ખેંચી લેઇ જવા સ્પેંતોમીનોને બેહેશતમાંથી હેઠલ લાવશ તથા અંગ્રમીનોને દોજખમાંથી ઉપર ઘસડી લાવશ અને એ બંઘેની જોડી કરી મારી ગાડીમાં જોડશ.[૬૮]

શરેહ:—આએ ઉપરથી એવું બતલાવ્યામાં આવે છે કે બેહેસ્તમાં સ્પેંતોમીનો રેહે છે અને દોજખમાં અંગ્રમીનો. તથા દોજખ જમીનની હેઠલ છે વાસતે અંગ્રમીનોને ત્યાંથી ઉંચે લાવવો પડે છે તેમજ બેહેસ્ત જમીનની ઉંચે આસમાન ઉપર છે, ત્યાંથી સ્પેંતોમીનોને નીચે લાવવો પડે છે. એકને પાતાલમાંથી અને બીજાને આસમાન ઉપરથી આએ જમીન ઉપર લાવી તેઓને પોતાની ગાડીમાં જોડવા માંગે છે તે ઉપરથી સ્પેંતોમીનો તથા અંગ્રમીનો જોડયા ઠરે છે.

---

૬૭. અશો લોકોનાં ભલાં, સુરાં તથા વરધી કરનારાં જે ફરોહરો છે તેઓ બંધે મીનોની દુન્યાને ખચીત સૌથી સરસ મદદ કરનારાં છે. જ્યારે આએ બંધે મીનો, નામે સ્પેંતો તથા અંગ્રો પેદાએશ બનાવવામાં મશગુલ થએલા હતા ત્યારે એ ફરોહરો ત્યાં ખરે પગે ઉભાં રહેલાં હતાં. ( ફરવરદીન યશ્ત, ફ. ૭૬ મો ).

૬૮. જેણે (કેરસાસ્પે) સ્નાવીધકને માર્યો જે સીંગનાથી લડનારો હતો. * * તે મનૂમાં એમ બોલતો હતો કે હમણા તો હું બચ્ચું છેઉ પુરતી ઉમરમાં આવેલો નથી પણ જો નરીમાન કેરેસાસ્પ મને મારી નહી નાંખે ને હું પુખ્ત ઉમરે પોંહચશ તો આસ્માનને મારી ગાડી બનાવશ અને જમીનને તેનું પઇડું બનાવશ (અને તેમાં જોડવાને વાસતે) સ્પેંતોમીનોને રોશન ગરોસમાનમાંથી નીચે લેઇ આવશ અને અંગ્રમીનોને ગંધાતા દોજખમાંથી ઉંચે ખેંચી કાહાડશ; તેઓ એટલે કે સ્પેંતોમીનો તથા અંગ્રમીનો મારી ગાડીને ધસડી લેઇ જશે, પણ નરીમાન કેરેસાસ્પે તો તેને મારી નાંખ્યો. (જમ્યાદ યશ્ત ફ. ૪૭ મો )

ઉપલા, તેમજ રામ * યશતમાં તથા ફરવરદીન † યશતમાં તથા જમ્યાદ ‡ યશતમાં તથા વીશતાસ્પ § યશતમાં તથા વંદીદાદની ૧૩ મી પરગરદમાં ‖ આવેલા દાખલાઓ ઉપરથી જણાએ છે કે અંગ્રમીનોનો જોડયો સ્પેંતોમીનો છે.

૫ સ્પેંતો મીનો તથા અંગ્રમીનો હોરમજદનાં પેદા કીધેલા છે.

યજશનેનાં ૧૯ માં હામાં હોરમજદ પોતે બોલે છે[૬૯] કે સ્પેંતોમીનો મારા બે મીનો મધેનો એક મીનો છે. ત્યારે એ બે મધેનો એક હોરમજદ પોતે હોએ એવું ઠઠતું નથી. એથી ઉલટુ એ ફકરા ઉપરથી જનાએ છે કે બંધે મીનોનો પેદા કરનાર હોરમજદ પોતે છે. વલી વંદીદાદની ૧૩ મી પરગરદમાં સ્પેંતોમીનો તથા અંગ્રમીનો વીશે[૭૦] હોરમજદને પુછવામાં આવે છે ત્યારે દેખઇતી રીતે એ બંધે મીનોની ઉપર હોરમજદ હોવોજ જોઇએ અને તેજ તેઓનો પેદા કરનાર થવો જોઇએ.

૬ સ્પેંતોમીનો પેદા કરે છે, અંગ્રમીનો નાશ કરે છે.

હોરમજદ સ્પેંતોમીનોની મારફતે જે પેદાએશ પેદા કરે છે તેનો અંગ્રમીનોની મારફતે નાશ પણ કરે છે. ગાથા ઉપરથી આગલ આપણે જોઈ ચુકા કે સ્પેંતોમીનોએ જીંદગી પેદા કીધી તો અંગ્રમીનોએ તેનો નાશ સોધ્યો, એટલે કે સ્પેંતોમીનો પેદા કરનારો અને અંગ્રમીનો નાશ કરનારો છે. $ અંગ્રમીનો પેહેલાં હતો નહી પણ અશોઇની પેદાએશ પેદા થઈ રહ્યા બાદ તેમાં તે દાખલ

---

* ફ. ૪૩ તા. ૪૪.—† ૫. ૧૩ મો. ‡ ફ. ૪૪ મો.
§ વિસ્તાસ્પ યશ્ત, પરગરદ ૭ મી ફ. ૪૭ મો.
‖ પરગરદ ૧૩ મી ફ. ૧ લો તથા ૫ મો.

૬૯. બે મીનો મધેનો જે વરધી કરનારો મીનો છે તેણે મને (જરથોસ્તને)......... જાહેર કીધું. (યજશ્ને હા. ૧૯ ફ. ૯ મો).

૭૦. કહ્યું હોરમજદે કે સ્પેંતોમીનોને કાએદે બનેલી જે પેદાએશો છે તેમાંની આએ * * * સ્પેંતોમીનોવાલી પેદાએશ; તથા અંગ્રમીનોને કાએદે બનેલી પેદાએશો માહેલી આએ * * અંગ્રમીનોવાલી પેદાએશ છે. (વંદીદાદ પરગરદ ૧૩ ફ. ૬ ઠો).

$ જુવો સફે ૧૧૧ મો, નોટ ૫૯ મી.

થયો અને પાણીને વેહેતાં તથા ઝાડોને ઉગતાં અટકાવા લાગો; એવો એક દાખલો ફરવરદીન યશ્ત[૭૧] મધેથી આપણને મલી આવે છે.

અંગ્રમીનોને પેહેલી પરગરદમાં[૭૨] 'પુર મોત આપનારો' લખ્યો છે. યજશનેના ૯ મા હામાં લખે છે કે[૭૩] જુઠા અને પાપી જોહાકને આએ દુન્યાનો નાશ કરવા હેરમને પેદા કીધો એટલે કે જોહાકમાં નાશ કરવાનો ખવાસ હેરેમને મેલ્યો. અંગ્ર-મીનોથી કેટલો અને કેવી પ્રકારનો નાશ થાએ છે તેનો ખ્યાલ મનમાં ઉતારવા અરદીબહેશત યશ્તનો એક લાંબો કરદો ઘણો

---

૭૧. જ્યારે ખુબીવાલા અષની પેદાએશની તરફ અંગ્રમીનો દાખલ થયો ત્યારે તેની (સચાઇની પેદાએશની) અંદર (અથવા અં-ગ્રમીનોની વચે) ભલુ મન અને આતશ આસપાસ આવી લાગા અને તેઓ બંધેએ દરવંદ અંગ્રમીનોનાં આજારો તોડયા; જેથી કરીને (અંગ્ર-મીનોથી) પાણીનું વેહવાનું ઉભું રાખી નહી શકાયું તથા જાહાડો ઉગવાથી અટકીને બંધ નહી પડી ગયાં. તુરત સુરા પેદા કરનાર, હાકેમી ચલાવતા હોરમજદનાં પાણી (પાછાં) ચાલું થયાં તથા ઘણાજ ફાએદો આપનારાં ઉરવરો (પાછાં) ઉગતાં થયાં. (એટલેકે પેહલાં સ્પેનામીનોની પેદાએશ થઇ ત્યારે તેમાં હેરેમન દાખલ થયો અને તેણે પાણીનું વેહવું તથા જા-હાડોનું ઉગવું બંધ કીધું, વચે બહમન તથા આતશ આવી લાગા અને તેઓએ હેરેમનનો દોર તોડીઓ જેથી તુરતજ પાણી પાછાં વેહવા લાગાં અને જાહાડો ઉગવા લાગાં.) (ફરવરદીન યશ્ત ફ. ૭૭ તથા ૭૮ મો).

૭૨. જગાઓમાં તથા શેહરોમાં સૌથી પેહલી, સૌથી સરસ જગો તથા શેહેર બનાવીઉં (વસાવીઉં) હું કે જે હોરમજદ છેઉં તેણે તે વેહ-દાઈતીવાલું (ભલી પેદાએશવાલું) ઈરાનવેજ હતું, ત્યારે તેની વીરૂધ પુર મોતવાલા હરેમને મોહટા (રાતા) સાંપ તથા દેવના કાએદા વાલી ઠંડી ઉત્પન્ન કીધી. (વંદીદાદ, પરગરદ ૧, ફ. ૩ જો).

૭૩. જેણે (ફરેદુને) ત્રણ મોહડાંવાલા, ત્રણ માંથાવાલા, છ આંખ-વાલા, હજાર યુક્તીવાલા, તમાંમ શક્તીવાલા, દેવની ખસલતના જુઠા (દરૂજ) (અજદહા) જોહાકને મારી નાખ્યો. તે (જોહાક) દુન્યાઓને વાસતે ઘણોજ પાપી, બદકાર (દરવંદ) હતો અને જે ઘણાજ શક્તીવાલા જુઠા (દરૂજ)ને અંગ્રમીનોએ દુન્યાઓની અશોઇનો નાશ કરવાને વાસતે આએ હાડમંદ દુન્યામાં પેદા કીધો હતો. (યજશને હા. ૯ ફ. ૮ મો).

અગતનો છે. ત્યાં લખે છે[૭૪] તે ઉપરથી હેરેમનની સંફમાં રેહનારી કેઇ કેઇ ચીજો છે તે માલુમ પડી આવે છે. કેઇ કેઇ ચીજો આપણા હકમાં નુકસાનકારક અને આબાદાનીની કોતાહી કરનારી છે તેની એક સારી ટીપ ત્યાં જોવામાં આવે છે.

૧ જુઠો માણસ, અથવા જુઠાઇ, ૨ દરદ લાવનાર યા દરદ, ૩ મોત લાવનાર યા મોત, ૪ ઘાત કરનાર અથવા ઘાત, ૫ રાસતી છોડી દેનાર અથવા ગેરરાસતી, ૬ વેર ભર્યું માણસ અથવા વેર, ૭ સાંપના ખવાસનું માણસ, અથવા સાંપનો ખવાસ, ૮ વરૂના ખવાસના માણસ, અથવા વરૂનો ખવાસ, ૯ બે પગવાલા સાંપના તથા વરૂનાં ખવાસ અથવા એ ખવાસનાં માણસો, ૧૦ નાફરમાની અથવા નાફરમાન માણસ, ૧૧ મગરૂરી અથવા મગરૂર માણસ, ૧૨ તાપ, ૧૩ ખુન અથવા ખુની માણસ, ૧૪ અસંતોશી અથવા અસંતોશ માણસ, ૧૫ અદેખાઇ અથવા અદેખો માણસ, ૧૬ જુઠાઇ અથવા ઘણુંજ જુઠું બોલનાર, ૧૭ જનાકારી તથા જાદુઇ તથા તે કરનાર માણસ, ૧૮ ગુનાહગાર તથા જનાકાર માણસ, ૧૯ ઉત્તર દશાથી ફુકતો પવન.

ઉપર જણાવેલી ચીજો તથા માણસો દુન્યાને નુકસાન કરનારા છે અને તેઓ હેરેમનની સંફના છે.

---

૭૪. દરદ લાવનાર, મોત લાવનાર, દેવવાલો, દુશમનાઇવાલો, સચાઇ વગરનો, સચાઇ તોડનાર, માણસો ઉપર જુલમ કરનાર, સાંપના ખવાસનો, વરૂના ખવાસનો, બે પગનાં (વરૂનાં) ખવાસનો, નાફરમાની કરનાર, તકોબરી કરનાર, ગરમ મીજાજ ( તાપ ) વાલો, ચુગલખોર, નારાજ કરનાર, બદ નજરવાલો, જુઠા સખુન બોલનારો ઘણો જુઠો, જાદુઇ ભરેલી બદ ઓરત, ખરાબી કરનારી બદ ઓરત, ઉતર તરફનો પવન એ તમામ દફે થાઓ અને નાબુદ થઇ જાઓ. (અરદીબેહસ્ત યસ્ત ફ. ૭–૯ મો). અંગ્રમીનોએ ( આએ પ્રમાણે ) પોકાર કીધો કે "અરે અફસોસ દરદ લાવનારાઓમાંના ઘણુંજ દરદ લાવનારનેબી સૌથી ઉત્તમ સચાઇ (અરદીબેહશત) મારી નાખશે." (એ ઉપરથી જણાએ છે કે ઉપર જણાવેલી ખસલત ધરાવનારા અંગ્રમીનોને કાએદે ચાલનારા છે યાને કે તેઓ પેદાએશની ખરાબી તથા કોતાહી કરનાર છે.) (અરદીબેહેસ્ત યસ્ત ફ. ૧૪ મો)

વલી વંદીદાદની ૨ જી પરગરદમાં હેરેમનનાં તમામ ખવાસો જણાવેલા છે[૭૫]. તેમાં તોછડાઇ, ગીબત, અપવીત્રાઇ, ઠગાઇ, કંગાલ્યત, કોતાહી, આડાઈ, હટીલાઇ, આડા દાંત, બદ ઘટમ ઇત્યાદી ગણ્યાછે. એ સઘલા હેરેમની ખવાસો છે વાસ્તે ઉપલી જગોએ એવાજ બીજા અંગ્રમીનોનાં ચીન્હો આવેલાં છે, જે ચીન્હોથી માણસોની હાંની થાએ છે તેવા ચીન્હો જમશેદનાં વખતમાં નહી દેખાવા વીશે લખેછે. ફરવરદીન યશતમાં લખે છે કે[૭૬] જ્યારે અંગ્રમીનો ભલી સચાઈની પેદાએશમાં દાખલ થયો ત્યારે તેની આડે ભલુમન તથા આતશ આવ્યા. તેઓએ જુઠા અંગ્રમીનોનાં નુકસાનોને તોડવા માંડયા. તેનું નુકસાન એ હતું કે અંગ્રમીનો પાણીઓને વેહેતાં તથા ઝાડોને ઉગતાં અટકાવતો હતો. એ દાખલા ઉપરથીબી જણાશે કે અંગ્રમીનો કોતાહી કરનારો તથા આબાદાની તથા વધારામાં ખલલ નાખનારો છે..

એથી ઉલટી રીતે સપેન્તોમીનો પેદા કરતો માલુમ પડેછે. વંદીદાદની ૧૯ મી પરગરદમાં જરથોશ્ત અંગ્રમીનોને કેહે છે કે[૭૭] હું જે હથ્યારોએ તુંને મારશ તે હથ્યારો સપેન્તોમીનોએ પેદા કીધેલાં છે. વાસતે હયાં સપેન્તોમીનો પેદા કરનાર ઠડેછે. ફરવરદીન યશતનાં એક ફકરા પ્રમાણે[૭૮] આસમાન, જમીન,

૭૫. હિયાં મા હોજો હુલડાઇ, તોછડાઇ, હીચકારાપણું ગીબત, અપવીત્રાઇ, ભુખમારો, દલીદરી, ઠગાઇ, તંગી, (કમરે) વલી જવું, બેઅંદાજે (આડા મોટા) દાંત, બે કાએદે ઘટમ, હિયાં માં હોજો અંગ્રમીનોના (નીશાનીઓ) ખવાસોમાંનો કોઇબી (નીશાની) ખવાસ જે માણસોની ઉપર મુકવામાં આવી છે. (વંદી. પરગરદ ૨ ફ. ૨૯)

૭૬. જુવો સફો ૧૧૯ મો, નોટ ૭૧ મી.

૭૭. મારૂં હથ્યાર સૌથી સરસ (સખુન) છે, તે સખુન વટે હું (તારી પેદાએશને) મારશ; તે સખુન વટે (તારી પેદાએશનો) હું તીરસ્કાર કરશ. આએ કારગર (એજમતી) હથ્યારે કરી ઓ બુરૂ જાણનાર ગનામીનો! તુંને મારશ. સ્પેંતોમીનોએ બેકેનાર જમાનામાં (એ હથ્યાર) આપેલું છે, હાકેમીવાલા અને સારી વાકેફીવાલા અમશાસ્પંદોએ તે જાહેર કીધું છે. (પછી) જરથોસ્ત હોનવર ગાવા લાગો. (વંદી. પરગરદ ૧૯ ફ. ૯ મો.)

૭૮......જેમ સ્પેંતમઇન્યુ, આસમાન, પાણી, જમીન, જાનવર તથા ઉરવરને ધરી રાખે છે, અને જેમ તે માતાઓના (ગર્ભસ્થાન) માં

પાણી, ઉરવર, ગોસ્પંદને તથા બચાંઓને તેઓની માનાં પેટમાં સપેન્તોમીનો સંભાલી રાખે છે. યજશનેનાં પેહેલા હા પ્રમાણે[૭૯] આએ તમામ દુન્યા, ઝાડ, પાણી, આસમાન, સેતારા આફતાબ, માહતાબ ઇત્યાદી સપેન્તોમીનોનાં બનાવેલાં છે.

### ૭. હોરમજદને અવસ્તામાં 'સ્પેન્તો' મીનો નહી, પણ 'સ્પેન્તોતેમો' મીનો કેહેછે.

આગલ જોઇ લીધું કે હોરમજદની બે શકતીઓ છે. એક પેદા કરવાની તથા ટકાવી રાખવાની, તે સ્પેન્તો મીનો, તથા બીજી નાશ કરવાની તે અંગ્રમીનો. હવે હોરમજદને પોતાને સૌથી મોટો પેદા કરનાર લખ્યામાં આવેછે અને તેને વાસતે અવસ્તામાં 'મઇન્યુશ સ્પેનિશ્ત' અથવા 'સ્પેન્તોતેમો મઈન્યુશ' લખવામાં આવે છે.

હોરમજદને કેહે સ્પેન્તોમઇન્યુશ નથી કહયો પણ 'સ્પેન્તોતેમો,' અથવા 'મઇન્યુશ સ્પેન્તોતેમો' કહેલો છે ખરો. જેમકે યજશનેના પેહેલાજ હામાં જ્યાં હોરમજદની જાત જાતની સીફત જણાવી છે ત્યાં તેને મઈન્યુશ સ્પેન્તોતેમો લખ્યોછે એટલે ઘણીજ વરધી કરનાર મીનો. અંગ્રમઇન્યુશનો જોડયો 'સ્પેન્તો' વરધી કરનાર મીનો છે, પણ હોરમજદ પોતે તો 'સ્પેન્તોતેમો' ઘણીજ વરધી કરનારોછે, એટલો એ બંધે વચે તફાવત રાખવો જોઈએછે અને તેને અંગ્રમીનો સાથે મુકાબલો કરવો નહી જોઈએ. જો 'અંગ્રોતેમો' નામનો કોઇ મીનો હોએ તો તેને હોરમજદ સાથે સરખાવી શકાએ પણ તેવો કોઈ મીનો આપણી

---

બચાંઓને, જ્યાંસુધી તેઓના હાડકાં, રંગ, નેશ, આંતરડાં અને વરધી કરનારી ઇંદ્રીઓને જીવન શક્તી મલે ત્યાંસુધી......ધરી રાખે છે.

૭૯. આએ જગો, શેહેરો, ખેતરો, ઘેરો, પીવાના પાણી (કુવા,) તલાવો, પાણી, મટોદું (જમીન), જાહાડો આએ જમીન, આએ આસમાન, અશો પવન, સેતારાઓ (અખતર તથા અવાખતર), માહતાબ, આફતાબ, પોતાને કાએદે જનારી બેશુમાર રોશનીઓ (સેતારાઓ )તથા સ્પેન્તોમઇન્યુશની (પેદાએશના) બીજી તમામ પેદાએશો માહેલા અશો મરદ તથા ઓરતો * * (યજશ્ને હા. ૧ લો ફ. ૧૬ મો).

કેતાબોમાં જણાવેલો નથી. ગાથામાં પણ એમજ હોરમજદને 'સ્પેન્તોતેમો' લખ્યો છે તથા હોરમજદ યશતમાં હોરમજદના અનેક સીફાતી નામો જણાવેલાં છે તેમાંનું એક 'મઇન્યુશ સ્પેન્તો તેમો' છે. બીજે ઠેકાણે હોરમજદને 'સ્પેનિશ્ત' પણ લખે છે. જેમ-કે યજશનેના ૫૧ માં હામાં હોરમજદને 'સ્પેનિશ્તા મઇન્યુ' લખ્યો છે; તથા વંદીદાદમાં તો ઠેકાણે ઠેકાણે હોરમજદને 'સ્પેનિ-શ્ત' લખ્યોછે ત્યાં તેનો અર્થ 'સ્પેન્તોતેમો' ને મલતોજ છે, પણ હોરમજદને કેઠે સ્પેન્તો મઇન્યું નથી લખેલો, તો જોકે અમથો 'સ્પેન્ત' વીશેષણ દાખલ લખવામાં ઘણી વેલા આવેછે. એ મારી દલીલ છે કે હોરમજદ તથા સ્પેન્તો મઇન્યુ વચ્ચે તફાવત સમજ-વો જોઇએ અને તેઓ બંધે એકજ હોએ એમ ધારવાની મોટી ભુલ કરવાથી પરહેજ રેહવું જોઈએ.

૮. હોરમજદ તેજ સ્પેન્તોમીનો એવો ખોટો વીચાર છે તે, તથા હોરમજદ પેદા કરનાર અને અંગ્રમીનો નાશ કરનાર છે અને હોરમજદ પેદા કરનારો તો તેની વીરૂધ અંગ્રમીનો નાશ કરનારો છે, એવો વીચાર જરથોશતનો પોતાનો નહી પણ તેની પછીના વખતનો છે.

પેદા કરનાર હોરમજદ છે અને નાશ કરનાર બીજો છે એ ખ્યાલ અસલ જરથોશતી ધર્મનો અથવા બરાબર બોલીએ તો ખુદ જરથોશતનો નથી. એ વીચાર પાછલથી દાખલ થયો છે. તેનું કારણ એકે પછવાડેથી લોકો એખલા સ્પેન્તોમીનોને હોરમજદ સમજવા લાગા અને જ્યાં સ્પેંતોમીનોની બીના આવી હોએ ત્યાં તે બીના હોરમજદ વીશેની છે એવું સમજવા લાગા. એ સબબ-થી અંગ્રમીનોની વીરૂધ જે સ્પેંતોમીનો છે તેને ઠેકાણે અંગ્ર-મીનોની વીરૂધ હોરમજદ ગણાવા લાગો. અંગ્રમીનો તથા સ્પે-ન્તોમીનો બંધે જોડયા છે તે આગલ દાખલાઓ આપીને જણા-વી ચુકો છેઉં, પણ મારે જરાકબી ઇનકાર કર્યા વીનાં કબુલ કરવું જોઇએ કે અંગ્રમીનો હોરમજદની વીરૂધ થતો હોએ અ-

થવા હોરમજદ અંગ્રમીનોની વીરૂધ થતો હોએ એવાબી દાખલા અવસ્તામાંથીજ મલી આવેછે. જેમકે આપણે દરવખતે 'ખશ્નોથર' ભણીએ છઇએ તેમાં[૮૦] હોરમજદને ખુશાલ કરીએ છઇએ અને અંગ્રમીનોને તોડીએ છઈએ, ગોયા હોરમજદ એક ઓરદુ તો બીજી ઓરદુએ અંગ્રમીનો છે. યજશનેના ૨૭ મા હામાં પણ[૮૧] એક તરફથી હોરમજદને ખુશાલ કરવામાં આવે છે તો બીજી તરફથી અગ્રમીનોને તોડવામાં આવેછે. ફરવરદીન યશતમાં[૮૨] જણાવ્યા પ્રમાણે અંગ્રમીનો પાણી તથા ઉરવરનો વધારો કરતાં અટકાવેછે તો હોરમજદ તેથી ઉલતી રીતે તેનો વધારો કરે છે. રામ યશતમાં[૮૩] હોરમજદ પોતે એવી આજેજી કરે છે કે હું અંગ્રમીનોના અખત્યારને તોડું પણ કોઈ બીજો સ્પેન્તો મીનોના અખત્યારને નહી તોડે. વલી એક ઠેકાણે (હોરમજદ) પોતાનો અખત્યાર હમેશે સુધી ચાલતો રાખવાને ઇછેછે, પણ બદ દીનવાલા અંગ્રમીનોનો અખત્યાર કોઇનીબી ઉપર નહી ચાલે એવી ઇછા તે કરે છે. એ પ્રમાણે હોરમજદની પોતાની સાંમે અંગ્રમીનો હોએ એમ ઉપલા ફકરાઓની મતલબ નીકલે છે, તે અસલ જરથોશ્તના કલાંમથી જુદી છે. વલી વંદીદાદની ૧ લી પરગરદ પ્રમાણે[૮૪] હોરમજદ એક ચીજ પેદા કરે છે તો તેની વીરૂધ, હેરેમન તેને નુકસાન કરનારી બીજી જુદી ચીજ પેદા કરે છે. હાદોખ્ત નુસ્ક

૮૦. હોરમજદની ખુશાલી તથા હરેમનનો ધીકાર. (હોરમજદ યશ્ત, શરૂઆત).

૮૧. આએ ધણી તથા સરદાર જે હોરમજદ છે તેને તમામ બીજાઓના કરતાં સૌથી મોહોટો ઠેઠવવાને વાસતે, બદ હરેમનની (સાંમને) હથ્યાર ઉચકવાને વાસતે, ખજાનાવાલા તથા ચલકાટ ભરેલા હોરમજદની વરધી કરવાને વાસતે. (યજશને હા ૨૭ ફ. ૧ લો).

૮૨. જુવો સફો ૧૧૯ મો, નોટ ૭૧ મી.

૮૩. દાદાર હોરમજદે રામયજદને ઈજયો, અને આએ પ્રમાણે આજેજી કીધી કે ઓ ઉપર કામ ચલાવનાર વાયુ આએ મને બખશેશ કર કે હું હેરેમનની પેદાએશને મારી નાખું, પણ નહી કોઇ, જે સ્પેંતામીનોની પેદાએશ છે તેને મારે. ( રામ યશ્ત ફ. ૨ જો ).

૮૪. જુવો સફો ૧૧૯ મો નોટ ૭૨ મી..

પ્રમાણે બેહેશ્તમાં હોરમજદ હોએ છે[૮૫] અને દોજખમાં અંગ્રમીનો હોએ છે. એવી રીતે અવસ્તામાં કેટલે કેટલે ઠેકાણે અંગ્રમીનોની વીરૂધ હોરમજદને અને હોરમજદની વીરૂધ અંગ્રમીનોને મેલ્યો છે. પણ ખુદ જરથોશતના પોતાનાં વીચારો તથા જરથોશતની પછીના વખતનાં પણ કેટલાએક વીચારો એવા નથી, પણ ત્યાંતો અંગ્રમીનોની વીરૂધ સ્પેન્તોમીનોને અને સ્પેન્તોમીનોની વીરૂધ અંગ્રમીનોને ગણ્યો છે.

વલી ગાથામાં જ્યાં બે મીનો વીશે લખ્યું છે ત્યાં પેહેલવી તરજુમો કરનારાઓ, એ બે મીનોમાં એક અંગ્રમીનોને અને બીજા હોરમજદને સમજેલા લાગે છે, ત્યારે તો તેઓબી કબુલ રાખતા હોએ એવું લાગેછે કે હોરમજદ તથા હેરેમન જોડયા છે.* જ્યારે જેમ ઉપર જોયું તેમ અવસ્તામાં પણ એવી રીતનું લખાણ કોઈ કોઇ જગોએ મલે છે ત્યારે પેહેલવી તરજુમો કરનારાઓના વખતમાં એ વીચાર તદન નવો પેદા થયો હોએ એમ નહી ધારવું, પણ પાછલા અવસ્તાના વખતથી તે પેહેલવી તરજુમો કરનારાઓનાં વખત સુધી, એ વીચાર ઉતરતો આવેલો હશે કે હોરમજદ તથા હેરેમન જોડયા છે.

૯. આપણામાં બે ખોદા છે એક હોરમજદ તથા બીજો હેરેમન એવા કોલથી આપણા ધર્મને હીનું લાગે છે.

પણ એમ કીધાથી આપણા ધર્મ ઉપર સવાલ ઉઠયો છે કે આપણામાં જેવો હોરમજદ તેવોજ અને તેનાં સરખોજ હેરેમન

---

૮૫. રાસતીવાલા મરદનું રવાન ચોથું કદમ ભરે છે તે બેશુમાર રોશનીમાં મેલે છે, ત્યારે તેની આગમચ ગુજરી ગએલો અશો માણસ સવાલ તરીકે તેને પુછે છે કે * *. ત્યારે હોરમજદે કહ્યું કે મા એને પુછો * *. (વેસ્તર ગાર્ડ, સફો ૨૯૭ ફ. ૧૫, ૧૬).

બદ માણસનું રવાન ચોથું પગલું બેશુમાર અંધારામાં નાંખે છે ત્યાં તેની આગમચ ગુજરી ગએલો બીજો દરવંદ તેને પુછે છે કે * *. ત્યારે હેરેમન કેહે છે કે મા એને પુછો. (વેસ્તર ગાર્ડ, સફો ૨૯૯, ૫. ૨૭–૩૫).

* જુવો સફો ૧૧૧ મો તથા સ્પીગલવાલો યજશ્નેનો પેહેલવી તરજુમો હા. ૩૦ મો ફ. ૩, ૪.

ગણેલો છે. એ આપણા પોતાના ભુલભર્યા વીચારથી, જુદદીન લોકો આપણને બે ખોદાને પુજનારા કદીમ જમાનાથી તે આજ દીન સુધી કેહતા આવે છે. પ્રોફેસર સ્પીગલે બે મીનોવાલા, ઉપર જણાવેલા ગાથાના ફકરાની હેઠલ એક નોટ આપી છે, તે ઉપરથી જણાશે કે એવી ભુલ આપણામાં દાખેલ થયાથી પરકોમવાલાઓને આપણી વીરૂધ બોલવાનું કેટલું ફાવ્યું છે. તે નોટ આ નીચે પ્રમાંણે છેઃ—

V. 3. This verse and the following contain a brief but important account of the creation of the world. In naming Ahura-Mazda and Anra-Mainyus "Twins" this description agrees with that contained in the Armanian writers. Esnik, for example, where they are both considered as the "sons of Time." The "wise" and the "imprudent" are especially distinguished from each other (as well as the "good" and the "bad"), because while Ahura-Mazda works with perfect foresight of the result, Anra-Mainyus always works without forethought, and only becomes aware of his mistakes when too late to rectify them.†

**અર્થઃ**—"દુન્યાની પેદાએશ કેમ થઇ તેનો ટુક પણ અગતનો એહવાલ આએ તથા હેઠલની સતરમાં મલે છે. આએ એહવાલમાં હોરમજદ તથા હેરેમનને "જોડયા" ગણ્યા છે તે અરમાની લખનારાઓ ઉપરથી જણાએ છે. દાખલા તરીકે "એસનીક," જે કેહી ગયો છે તેની સાથે મલે છે, તેઓ હોરમજદ તથા હેરેમન એ બંધેને "જરવાને અકરનેના બેટાઓ" તરીકે સમજ્યા છે. દાનાવ તથા નાદાન વચે તેમજ ભલા તથા ભુંડા વચે જાણી જોઇને તફાવત રાખ્યો છે, કારણ કે હોરમજદ શું બનવાનું છે તેને માટે તેની તમામ આગાહીથી કાંમ કરે છે, પણ હેરેમન આગલથી વીચાર કીધા વીના કાંમ કરે છે અને તેમાંથી પાછું નીકલાએ નહી એટલો બધો ફસી પડે છે ત્યારેજ તે પોતાની ભુલ જોએ છે."

આએ લખાણ પ્રમાણે જો 'એસનીકે' આપણા ધર્મના કોલ તરીકે લખ્યું હોએ કે હોરમજદ તથા હેરેમન બંધે એક બેડાંમાંથી પેદા થયા અને તેમાંથી વલી હેરેમન ફરેબ દઇને

---

† જુવો સ્પીગલ બલીકવાલો અંગ્રેજી તરજુમો સફે ૮૬ મો.

હોરમજદની અગાઉ જનમ પાંમ્યો અને તેની પછી હોરમજદ પેદા થયો અને તેઓ બંધેનો એક બાપ જરવાને અકરને એટલે કે એકેનાર જમાન નામનો હતો, તો તે બોલવાના પાયામાં કાંઈ થોડોબી ભાગો તુટો આધાર આપણા પોતાના અવસ્તાના કેટલાએક લખાંણો તથા પેહેલવી તંરજુમો કરનારાઓના આધાર ઉપર રેહેવો જોઈએ. ફારસી રવાએતવાલાઓ જેઓ જરથોશ્તી હતા તેઓએબી એક ઠેકાંણે લખ્યું છે કે સર્વે ચીજ પેદા થએલીછે સીવાએ 'જમાન' અને 'જમાનો' પેદા કરનારો કેહવાએ છે. જમાનાની હદ નથી અને તેની નસલ તથા આખેરીબી નથી. તે હમેશે હતો અને હમેશે રેહશે. જમાના વગર કોઇ નહી હતો કે જેને પેદા કરનાર કહ્યે. તે જ્યારે પાણી તથા આતશ પેદા કરી રહયો ત્યારે 'અવરમજદ મોજુદ આમદ' હોરમજદ જાહેર થયો[૮૬]!

## ૧૦. સ્પેન્તોમીનોની તથા અંગ્રમીનોની પેદાએશ.

સ્પેન્તોમીનો પેદા કરનાર તથા વરધી કરનાર છે તેમજ અંગ્રમોનો કોતાહી કરનાર તથા નાશ કરનાર છે. એ બે શકતીઓ હોરમજદની છે. પણ આએ દુન્યામાં જે સર્વે વસ્તુઓ

૮૬. બીજું જેહાન, સેતારાઓ, આસમાનનું ફરવું, રોશનાઇ, તારીકી, નેકી, બદી જે જેહાનમાં જાહેરછે તેની પેદાએશ વીશે વધારે જાણવું એકે એક પેહલવી કેતાબમાં જેહાનને પેદા થએલી કહેલી છે અને જાહેર છે કે જમાના સીવાએ તમાંમ બીજી ચીજો પેદા થએલીછે. જમાનાનેબી પેદા કરનાર ગણ્યોછે. જમાનાનો કસો છેડો જાહેર નથી, તેની શરૂઆત કે આખેરી માલુમ નથી, તે હમેશથી હતો અને હમેશે રેહશે. જે ધણી કાંઇબી અકલ ધરાવતો હશે તે કદી સવાલ નહી કરશે કે જમાનો ક્યાંથી આવ્યો (શરૂ થયો) અથવા કે એ બુજોરગવાર ક્યારે નહી હતો અને કોઇબી નહી હશે કે જેણે જમાનાને પેદા કરનાર કેહયો (જોએઓ ?) હોએ, કારણ કે ત્યારે તેણે પેદાએશ કીધેલી નહી હતી. પછી પાંણી તથા આતશને પેદા કીધાં જ્યારે તેણે તેઓને એકથાં કીધાં (તમામ કરી રહેઓ) ત્યારે હોરમજદ વજુદમાં આવ્યો. જમાનો જેવો પેદા કરનાર હતો તેવોજ તે ખોદાવંદબી હતો, તેણે જે પેદાએશ પેદા કીધેલી તેના બાબમાં, ત્યારે હોરમજદ પાક રોશન, ખુશબોવાલો, નેકીના કામ કરનારો તમામ નેકીઓ રવાને તવાના થયો. (ડૉકતર સ્પીગલવાલું ટ્રેદીશનલ લીટરેચર સફો ૧૬૧મો).

હોરમજદે પેદા કીધી છે તેમાંની કેટલીએક, માણસોની વરધી તથા આબાદાનીના કામમાં આવેછે અને કેટલીએક માણસોને માટે ફાએદા કરનારી હોવાને બદલે ઓર નુકસાન કરનારી હોએછે, અથવા તો માણસો તેને અંજાણપણે નુકસાન કરનારી સમજેછે. એવી રીતે પેદાએશના બે ભાગ થયા છે, તેમાંના પેહેલા જણાવેલા ભાગને સ્પેન્તોમીનોની પેદાએશ કેહેવામાં આવે છે અને પાછલાને અંગ્રમીનોની પેદાએશ કેહેવામાં આવે છે.

સ્પેન્તોમીનોની પેદાએશમાં :—

૧. વઙ્હાપરેમ નામનો સગ, વંદીદાદની ૧૩ મી પરગરદમાં જણાવેલો છે[૮૭], એ સગને મારવાનો અજીમ ગુનાહ છે.

૨. જમીન તથા પાંણીને, ખુરશેદ યસ્તમાં[૮૮] ગણેલાં છે.

૩. પાણી તથા ઉરવરને, ફરવરદીન યસ્તમાં[૮૯] ગણેલાં છે.

---

૮૭. સ્પેન્તોમીનોને કાએદે ચાલનારી આએ પેદાએશો માહેલી કેઇ તે સ્પેન્તોમીનો વાલી પેદાએશછે કે જેની સાંમને દર ઉશહીનને વખતે આફતાબ ઉગે ત્યાંસુધી હજાર ઘણું મારનાર ગનામીનો પોંહચી શકેછે, ત્યારે હોરમજદે જવાબ દીધો કે તે * મોહટા માંથાવાલો એક સગછે જેનું નામ વંગાપરેમ છે, પણ જેને લોકો દુજક નામે ઓલખે છે. (નોટ ૭૦) જે આએ સગને મારેચ તેનાં રવાનને નવ પેહડી સુધી અજાબ ખમવો પડેચ. એઓમાંનો જે કોઇ જીવતાં જીવત (તે ગુનાહની) તોજેશ કરી (સરોશાવેરેજની આગલ જઇ તાબેદારી કરવાની કબુલાત આપીને) પાછો નહી ફરેતો તેને ચીનવદપુલ મેલવવો ઘણો કઠણ થઈ પડે છે. (વંદીદાદ પરગરદ ૧૩ મી ફ. ૧ લો).

૮૮. જ્યારે આફતાબ (આસમાનની) ઉપર ઉગી આવે છે ત્યારે હોરમજદની ગોઠવેલી જમીન પાક થાએ છે, વેહેતું (નદીનું) પાણી, ઝરાનું પાણી), દરીઆનું પાણી, બંધ થંબ પાણી (ટાંકાં તલાવનું) પાક થાએ છે, તથા સ્પેંતોમઇન્યુશની બીજી જે અશો પેદાએશ છે તે પાક થાએ છે. (ખુરશેદયસ્ત ફ. ૨ જો).

૮૯. જેના જનમવા (શીખવવા) તથા વધવામાં (બોલવામાં) પાણી તથા ઉરવરો ખુશહાલ થયાં, જેના જનમવા તથા વધવામાં પાણી તથા ઉરવરો ઉગ્યાં, જેના જનમવા તથા વધવામાં બીજી તમામ સ્પેંતોમીનોના કાએદાવાલી પેદાએશે આબાદીની દુવા ચાહી. (ફરવરદીયસ્ત ફ. ૯૩ મો).

૪. પંખીઓ બે જાતના હોએ છે, તેમાંના સ્પેન્તોમીનોવાલાને વંદીદાદની ત્રીજી[૯૦] તથા સાતમી પરગરદમાં[૯૧], જણાવેલાં છે.

૫. સેતારાઓને રશને યસ્તમાં[૯૨] સ્પેન્તોમીનોના જણવેલા છે.

૬. વીસ હુરૂન, પસુશ હુરૂન, વોહુનજગ ઈત્યાદી સગો, સ્પેન્તોમીનોની પેદાએશના જણાવેલા છે તે વંદીદાદની ૧૩ મી પરગરદ ઉપરથી માલુમ પડેછે.[૯૩]

૭. તેશ્તર સેતારો, માહતાબ તથા આફતાબ, યજશનેના પેહેલા હા પ્રમાણે સ્પેન્તોમીનોની પેદાએશ છે.[૯૪]

એ સીવાએ સ્પેન્તોમીનોની પેદાએશ વીશે જાબજા અવસ્તામાં લખાંણો મલે છે.

### અંગ્રમીનોની પેદાએશમાં :—

૧. વંદીદાદની ૧૩ મી પરગરદમાં, જઈરિમ્યક્-હુરેમ નામના દેવને અંગ્રમીનોને લગતો ગણેલો છે તેને મારવાનું મોટું સવાબ છે.[૯૫]

---

૯૦—૯૧. સ્પેનામીનોનેલગતી પેદાએશો મધેનાં માસ ખાનારાં કેહરકાસ પંખીઓ મધેનાં ઘણાજ ખાનારાઓની સાંખે તે કાલબુદ સુકે. (વંદીદાદ પરગરદ ૩ ફ. ૨૦ મો, પરગરદ ૯ મી ફ. ૪૯ મો).

૯૨. ઓ અશો રસ્તુ તું મજદનાં પેદાકીધેલા વનંત સેતારા ઉપર, ખજાના તથા ખુરેવાલા તેશ્તર ઉપર, હફ્તોરંગ ઉપર, અફ્સ્ચીથ્ર ઉપર, જેમસ્ચીથ્ર ઉપર, ઉરવરચીથ્ર ઉપર તથા સ્પેન્તો મીનોનેલગતા બીજા સેતારાઓ ઉપર છે. (રશ્ને યશ્ત ફ. ૨૬—૩૨ મો).

૯૩. (પશુસહુરૂન, વીસહુરૂન, વોહુનજગ તથા તઉરૂન જાતના કુતરાને મારે તો કેટલો ગુનાહ લાગે તે કેહી રેહવા પછી) જજુશ, વીજુસ, સુકુરેન, તેજ દાંતવાલો ઉરૂપી, કોહલું (રોબા), તથા સ્પેન્તોમીનોને લગતા તમાંમ કુતરાની જાતના બીજાં જાનવરોને,........(મારેતો તઉરૂનને મારવાનાં ગુનાહ જેટલી તોજેશ કરે). (વંદીદાદ, પરગરદ ૧૩ ફ. ૧૬ મો).

૯૪ જુવો સફો ૧૨૨ મો નોટ ૭૯ મી.

૯૫. આએ પેદાએશ જે અંગ્રમીનોએ પેદા કીધેલી છે તેઓ મધે અંગ્રમીનોને લગતી કેઈ પેદાએશ છે કે જે ઉશહેનના વખતથી તે આફતાબના ઉગવા સુધી, સ્પેનામીનોને લગતી પેદાએશને હજારગણી હાની પોહચાડનાર તરીકે તેની સાંખે જાએ છે ? ત્યારે હોરમજદે કહ્યું કે ઓ સ્પિતમ જરથુસ્ત્ર ! તે જઈરીમ્યંઘુર નામનો દેવ છે જેને હલકી રીતે બોલનારા માનસો જઈરીમ્યાક નામે ઓલખે છે તે છે ............

ઓ સ્પીતમ જરથુસ્ત્ર ! જે શખસ તે જઈરીમ્યંઘુર દેવ.........ને મારે છે તેનું મન, વચન તથા કામ (આગલ કીધેલાં ગુનાહના કામોની)

૨. ખાડાઓ કે જેમાંથી જેહરી હવા નીકલતી હોએ અથવા ગોફાઓ તથા દરો કે જેમાં જેહરી તથા ફારી ખાનારાં જાનવરો રેહતાં હોએ તે અંગ્રમીનોની પેદાએશમાં, વંદીદાદની ૩ જી પરગરદ પ્રમાંણે[૯૬], ગણાએ છે. એ ખાડાઓ પુરી નાખવાતું મોટું સવાબ છે.

૩. વંદીદાદની ૧૬ મી પરગરદ પ્રમાણે[૯૭], દાણો ખરાબ કરનારી-કીડીઓ તથા બીજા કીડાઓ તથા પેટને ભોંએ સાથે લગાડીને ચાલનારાં જાનવરોને અંગ્રમીનોની પેદાએશના ગણ્યાં છે. એ જાનવરોને મારવાતું મોટું સવાબ છે.

એ સીવાએ બીજી ઘણી જગોએ અંગ્રમીનોની પેદાએશ વીશેનાં લખાણો અવસ્તા મધેથી મલે છે.

સ્પેન્તોમીનોની પેદાએશ કોણને કેહેવી, અને અંગ્રમીનોની પેદાએશ કેઇ ગણવી તેનો ખરો ખ્યાલ મનમાં ઉતારવા, ઉપર આપેલા દાખલા બસ છે. એ દાખલાઓ ઉપરથી જણાએછે કે જે વસ્તુઓથી માણસોને ઈજા નહી પણ ઘણો ભાગ ફાએદા થાએછે તે વસ્તુઓ સ્પેન્તોમીનોની પેદાએશમાં ગણાએ છે તથા જે વસ્તુઓ માણસોને ઉપયોગી થવાને બદલે ઓર ઘણીજ નુકસાનકારક હોએ છે તેઓ અંગ્રમીનોની પેદાએશમાં કેહેવાય છે.

સ્પેંતોમીનોનું કામ વરધી કરવાનું છે, તેજ કામ જે વસ્તુઓથી બનતું હોએ તે સ્પેંતોમીનોને કાએદે ચાલનારી પેદાએશ કેહેવાએ છે; તથા અંગ્રમીનોનું કામ કોતાહી કરવાનું છે, તેજ કામ જે વસ્તુઓથી બનતું હોએ તે અંગ્રમીનોને કાએદે ચાલનારી પેદાએશ કેહેવાએ છે. એવી રીતે તમામ પેદાએશ જે હોરમજદે બનાવી છે તેના બે ભાગ કરવામાં આવ્યા છે.

---

પતેત કીધેલાંની બરોબરના થાએ છે તથા તેના મન, વચન તથા કામ તોજેશ કીધેલાં બરોબરના થાએ છે. ( વંદીદાદ પરગરદ ૧૩, ફ. ૫-૭).

૯૬. આએ જમીનની ચોઠી કેઇ જગો નાખુશ છે? ત્યારે હોરમજદે જવાબ દીધો કે જે જગો ઉપર અંગ્રમીનોને લગતા ખાડાઓનો ઘણો જમાવ થયો હોએ તે. (વંદીદાદ પરગરદ ૩, ફ. ૧૦ મો).

૯૭. તે ઓરતે ખરફસ્તર—દાણો ખેચી જનારી—કીડીઓને મારવી જોઈએ; જો ઉણાલો હોએ તો, ૨૦૦ ; અને જો શ્યાલો હોએ તો અંગ્રમીનોને લગતાં ખરફસ્તરો મધેનાં કોઇબી બીજાં તેટલાંજ ખરફસ્તરોને તે (ઓરત) મારે. (વંદીદાદ, પરગરદ ૧૬, ફ. ૧૨ મો).

હવે માણસના ફાએદાની વાત એ છે કે સ્પેંતોમીનોની પેદાએશને જાલવી રાખવી જોઇએ છે. હરેક વસ્તુનો છેડો આવવાનો કુદરતી વખત નહી આવે તેની આગમચ તેનો નાશ કરવો ગુનાહેતું કામ ગણાએ છે. એથી ઉલટૂં જે વસ્તુઓથી માણસોને નુકસાન પોહોચતું હોએ તેઓનો નાશ તેનો ઠેહરાવેલો વખત આવી પોંહોંચે તેની આગમચબી કરવામાં સવાબ ગણવામાં આવ્યું છે.

### ૧૧. જરથોશ્તે પોતાના ધર્મના પાયામાં સ્પેંતોમીનોની પેદાએશને જાલવી રાખવાનું તથા અંગ્રમીનોની પેદાએશને નાશ કરવાનું દાખલ કીધું.

જરથોશ્તે હોરમજદને પુછ્યું કે આએ દુન્યા કેમ બની? તેના ઉત્તરમાં હોરમજદ સમજાવે છે કે અસલમાં મારી બે શકતીઓ છે તેમાંની એક પેદા કરે છે અને બીજી નાશ કરે છે. એ કોલ ઉપર જરથોશ્તે પોતાના ધર્મનો પાયો રચ્યો, તેણે સ્પેંતોમીનોની પેદાએશની તરફ થવાને અને અંગ્રમીનોની પેદાએશની વીરૂધ થવાને પેહેલું ફરમાન કાહડ્યું. ઝાડ, પાણી, ગોસ્પંદનો સંભાલ કરવો કે તેમાંથી માણસનો ખોરાક મલી આવે છે. સાંપ, વરૂ કે બીજાં કોઈબી સ્પેન્તમીનોની પેદાએશની સાંમે થનારાં જાનવરોને મારવાં કારણકે તેનાથી માણસને તથા માણસની મીલકતને નુકસાંન થાએ છે.

બે મીનો વીશેના ઉપર આપેલા લંબાણ ખોલાસાઓ જાણ્યા તથા સમજ્યા પછી, જરથોશ્તની એ ફીલસુફી વાંચનારનાં ધ્યાનમાં સેહલાઈથી ઉતરયા વીનાં રેહેશે નહી. હવે જેમ તમામ કુદરતમાં વરધી તથા નાશ ભેલ શેલ છે, તેમ માણસની છાતીમાં પણ વરધી તથા નાશ કરવાનો ખવાસ સદા ભેલાએલો હોએ છે. કોઇબી માણસ એ બંધે ખવાસો વગરનું નથી. એવું આજ સુધી કોઈ માણસ નથી મલ્યું કે તેનો તમામ ખવાસ વરધીજ કરવાનો હોએ અને પોતાની આખી જીંદગીમાં એકબી વખતે તેને હાથે નાશનું કામ નહી થયું હોએ, તેમજ વલી એવોબી કોઈ માણસ નહી હશે કે

તેની આખી જીંદગીમાં તેનાથી નાશનાં કામ કરવા છતાં વરધીનું કામ એકબી વખત નહી થયું હોએ. એવી રીતે કોઇ તદન ખાલેસ ફરેશ્તો કે કોઇ તદન ખાલેસ શેતાન માણસોમાંથી મલી આવતો નથી. પણ કોઇમાં વરધીનો ખવાસ ઘણો અને નાશનો ઓછો અને કોઇમાં નાશનો ઘણો અને વરધીનો ઓછો—એવી રીતના દાખલાઓ મલે છે. તે ઉપરથી એક માણસ બીજા સાથે સરખાવતાં નેક તો બીજો બીજા સાથની સરખામણીમાં તકસીરવાર ગણાએ છે. પણ ઉપર જોયું તેમ કોઇબી તદન નેક અથવા તો તદન તકસીરવાર નહી મલવાનો. એ દેખાડે છે કે જેમ કુદરતમાં તેમ આપણા હેડાંમાં પણ બે શકતીઓ, ઓછે કે વધતે દરજ્જે, હોએ છે. વરધીની શકતી, નેક મનશની, નેક ગવશની, નેક કોનશની રાખ્યાથી હાંસલ થાએ છે, નાશની શકતી, બદ મનશની, બદ ગવશની, બદ કોનશની રાખ્યાથી વધે છે. એ સબબથી જરથોશતી ધર્મમાં નેક મનશની રાખવાનાં તથા બદ મનશની તરક કરવાના ફરમાનો એટલાં બધાં મલે છે કે તેના દાખલા આપવાની અત્રે કશી જરૂર જણાતી નથી. કેટલાએકો કેહે છે કે આપણા ધર્મનો પાયો ત્રણ બોલોને, અમલમાં લાવવા ઉપર છે, એ ત્રણ બોલો નેક મનશની, નેક ગવશની, તથા નેક કોનશની છે.

### ૧૨. જરથોશતના જનમવાથી સ્પેન્તોમીનોની પેદાએશ ખુશાલ થઇ અને અંગ્રમીનોની પેદાએશ અફસોસ કરવા લાગી.

જ્યારે જરથોશતે દુન્યાની તમામ રચનામાં વરધી તથા નાશ જોયો અને વરધીની તરફેનમાં તથા નાશની વીરૂધમાં જવા તેણે પોતાના લોકોને ફતવો આપયો ત્યારે જેટલી પેદાએશ સ્પેંતોમીનોની હતી તે ખુશાલ થઇ અને જેટલી અંગ્રમીનોની હતી તેટલી અફસોસ કરવા લાગી. ફરવરદીન યશતમાં એક ઠેકાણે લખે છે કે સ્પેંતોમીનોની પેદાએશ જરથોશતના જનમવા તથા મોટા થવાને વાસ્તે શુકરાના કરવા લાગી.[૯૯]

૯૮. જુવો સફો ૧૨૮ મો નોટ ૮૯ મી.

વલી એજ યશતમાં લખે છે કે ઝાડ તથા પાંણી જરથોશતના જનમ થવાથી ખુશાલ થયાં,[૯૯] ગોયા જરથોશતના જનમવાથી સ્પેંતોમીનોની પેદાએશને રાહત થઇ, કાંએજે તેઓના ફાએદાને વાસતે જરથોશતે મેહેનત કીધેલી હતી. તેણે જે ધર્મ સમજાવ્યો હતો તેમાં સ્પેંતોમીનોની પેદાએશના લાભની વાત તેણે જણાવી હતી. તેથી તેઓ જરથોશતનાં આભારી થયાં અને તેના વજુદ પાંમવાને વાસતે ખુશીનાં આવાજો કાહાડવા લાગાં.

બીજી તરફથી અંગ્રમીનોની પેદાએશ જરથોશતના જનમવાથી ઘણી ખફા અને ગમગીન થઈ પડી હતી અને મોટો અફસોસ કરતી હતી. વંદીદાદની ૧૯ મી પરગરદમાં, જરથોશતની પુઠે લાગેલા દેવોએ તેનો નાશ કરવા કેવા કેવા ઉપાયો સોધી કાહડયા હતા તેનું બયાન આવેલું છે. અને તેમાં અંતે નહી ફાવ્યાથી તમામ નીરાશીમાં તેઓએ મોટા શોહરે પોકારો કીધો હતો કે અફસોસ! પોરૂશસ્પના ઘેરમાં અશો જરથોશત જેવો પેદા પડયો છે.* મતલબ કે જરથોશતને લીધે અંગ્રમીનોને પોતાની મુરાદમાં ફાવવાનો અટકાવ થઇ પડયો હતો. હેરેમને અને તેનાં સોહબતીઓએ જરથોશતમાં પોતાનો હરડતો દુશમન જોયો હતો.

જરથોશતની ચાલચલણ, તેની રાહનુમાઇ કે પેગમબરી એવી કીસમની હતી કે જેથી એક તરફથી સ્પેંતોમીનોની ઓરદુવાલા ખુશાલ થતા હતા તો બીજી તરફથી અંગ્રમીનોની ઓરદુવાલા દલગીર થતા હતા. જરથોશતના ધર્મનો મુલ ફતવો એજ છે કે વરધી કરવી, ખુબી કરવી પણ નાશ નહી કરવો અને બદીથી પરહેજ રેહવું. એ મુલ તત્વ બરોબર સમજવાને માટે સ્પેંતોમીનો તથા અંગ્રમીનો વીશે પકી રીતે અને વીગતે ધ્યાનમાં લેવાની જરૂર છે અને તેટલાજ વાસતે, મારી શકતી પ્રમાણે એ બંધે મીનો વીશેનો પુરતો ખોલાસો મેં ઉપર આપ્યો છે. વાંચવા

૯૯. જુઓ સફે ૧૨૮ મો નોટ ૮૯ મી.
* જુવો સફે ૩૪ માંની નોટ ૧૧ મી.

શરૂ કરતાં પેહેલી નજરે એ બાબત જરથોશ્ત નામાને બરોબર લગતી કદાચ કોઇને નહી લાગશે પણ જ્યારે તે ખલાસ કીધામાં આવશે ત્યારે જરથોશ્તની પેગમબરી સમજવાને તે કેટલી અગતની છે તે માલુમ પડયા વીનાં રેહશે નહી.

### જરથોશ્તે હોરમજદથી મલેલી વાકેફગારી લોકોમાં ફેલાવી.

જરથોશ્તે હોરમજદથી સરવે વાતે વાકેફ થઈને, તેનાથી જે જાણી લીધું હતું તે લોકોને સમજાવવા માંડયું. જરથોશ્તે એક મોટું ભાશણ કરીને આએ રીતે કહ્યું કે જે મને હોરમજદે જણાવ્યું છે તે હું હવે તમો સરવેને કહી સંભલાંઉં છેઉં. તમો જેઓ નજદીકથી આવ્યા છેઓ તથા તમો જેઓ દુરથી આવેલા છેઓ, તેઓ કાંનધરીને સાંભલો.[૧૦૦] હવે ફરીને જુઠાઓની બદ શીખાંમણથી દુન્યાનો બગાડો નહી થશે.[૧૦૧] આએ દુન્યાની બે મીનો વીશે હું તમોને સમજાઉં છેઉં કે એ બેમાંનો જે વરધી કરનાર સ્પેંતોમીનો હતો તેણે પેલા કોતાહી કરનાર અંગ્રમીનોને કહ્યું કે મારૂં મન, મારી શીખાંમણ, મારી અકલ, મારી પસંદગી, મારાં વચન, મારાં કામ, મારી દીન તથા મારૂં રવાન તારી સાથે મલતું થવાનું નથીજ.[૧૦૨] એટલે કે તારી રાહ, સમજ તથા દીન

૧૦૦. તમો જેઓ નજદીકથી અને જેઓ દુરથી મારૂં (કેહવું) શાંભલવાને આવ્યા છો તેઓને હું જાહેર કરૂં છું તે તમો હવે કાંન ધરીને શાંભલો. (યજશને હા. ૪૫, ફ. ૧ લો),

૧૦૧. હવે બીજી વાર (ફરીથી) બદ શીખામણ (અથવા જુઠાં મતો ફેલાવનાર), (માનસોની) જીંદગીનો નાશ કરી શકશે નહી; (કારણ કે હવે) દરવંદ પોતાના બુરા એતેકાદથી અને બદ જબાનથી ઘેરાઈ ગએલો છે. (યજશ્ને હા. ૪૫, ફ. ૧ લો).

૧૦૨. હવે હું તમોને જાહેર કરૂં છું દુન્યાના પેહલા બે મીનો વીશે—જે બેમાંના વરધી કરનારે (સ્પેન્તોમીનોએ), જે કોતાહી કરનાર (અંગ્રમીનો) તેને આ પ્રમાણે કહ્યું કેઃ-(હવેથી) નહી આપણ બંધેના વીચારો કે નહી શીખામણ, નહીં સમજણ કે નહી આપણ બંધેનું ઇમાન, નહી સખુનો કે નહી કામો, નહી દીન કે નહી આપણ બંધેના રવાનો—એક મલતાં થશે. (યજશ્ને હા. ૪૫ ફ. ૨ જો).

મારાથી તદન જુદીજ છે અને તું મારી શીખામણ, અકલ તથા દીનથી ઉલટો ચાલનારો છે. આએ દુન્યાની સૌથી પેહેલી બાબત તરીકે દાનાઇ ભરેલા હોરમજદે જે મને કહયું છે તે હું તમોને કહી સંભલાઉં છેઉં કે[૧૦૩] તમારામાંનો જેબી કોઇ આએ માંથ્રને મન વચન તથા કરણીથી અમલમાં નહી લાવશે તેને વાસતે આએ જીંદગીનું સેવટ દુઃખ ભરેલું નીપજશે યાને કે જે કોઈ આએ ધર્મ જે હું જાહેર કરૂં છેઉં તે કબુલ કરશે નહી તો તે સુખ હાંસલ કરવાથી બેનસીબ રેહશે અને તેની જીંદગી નહી જીવ્યા બરોબરની ગણાશે, ગોયા તેને વાસતે દુન્યાનો છેડો આવશે. આએ દુન્યાની સૌથી ઉત્તમ બાબત તરીકે હું તમોને સમજાઉં છેઉં કે[૧૦૪] સચ્ચાઈથી હોરમજદે મને જણાવ્યું છે કે તેણે આએ દીન આપી છે તથા નેક કામ કરનારાઓની અકલનો તે બાપ છે, તથા ભલાં કામ કરનારી તાબેદારી તેની બેટી છે. સૌથી વરધી કરનારે જે મને કહયું છે તે હું તમોને કહું છેઉં કે[૧૦૫] માણસોને સાંભલવાને વાસતે આએ ઘણાજ

૧૦૩. આએ હું તમોને જાહેર કરૂં છું--આએ દુન્યાનું સૌથી પેહલું (જે જાણવાનું તે) જે મહાજ્ઞાની અહુરમજદએ મને કહ્યું છે: તમારામાંના જેઓ આએ માંથ્ર, જે વીશે મેં વીચાર કીધોચ અને તમોને મેં કહ્યુંચ—તે મુજબ અમલ નહી કરશે તો તેઓને માટે (તેઓની) જીંદગીનું શેવટ દુઃખ ભરેલું નીપજશે. (યજશ્ને હા. ૪૫, ફ. ૩ જો).

૧૦૪. આએ હું તમોને જાહેર કરૂં છું—આએ દુન્યાની, અશોઇમાંથી ઉત્પન્ન થતી ઘણીજ ખુબીવાલી ચીજને મજદ જાણેચ અને તેણેજ તે પેદા કીધી છે; (અને હું જાહેર કરૂં છું કે) બહમનનું કામ કરનાર (ભલાં મનનો ઉદ્યોગ કરનાર)નો તે પિતા છે, તેમજ તેની છોકરી નેક કામ કરનારી આરદઇમતી (ભલી તાબેદારી) છે; તે તમામ જાણનાર સાહેબ કોઇથીબી નહી ઠગાએ તેવો છે. (યજશ્ને હા. ૪૫, ફ્. ૪ ઠો).

૧૦૫. આએ હું તમોને જાહેર કરૂં છું કે જે મને સ્પેન્તોતેમોએ (અહુરમજદે) કહ્યું છે કે, તે સખુન જે માનસોને શાંભવાને (અથવા ધ્યાન આપવાને) ઘણોજ ઉત્તમ છે; જેઓ મારા તે (સખુન) ઉપર ફરમાબરદારી (તાબેદારીથી શાંભલવું) તથા ધ્યાન (ભીતરમાં વીચાર કરવો) આપશે, તેઓને ખોરદાદ (આએ દુન્યામાં સુખ તથા પેલી દુન્યામાં છુટકારો) અને અમેરદાદ (અમરગી) મદદે પોહચશે અને તેઓના ભલા મનના કામો કરવાથી, અહુરમજદ તેઓની મદદે પોહચશે. (યજશ્ને હા. ૪૫, ફ. ૫ મો).

ઉત્તમ સખુનો છે, જેઓ આએ મારા સખુનોને કાંણ આપશે તેઓને હોરમજદ તે ભલી મનશાનીના કામો કરવાના બદલામાં તંદરોસ્તી તથા અમરગી પોંહચાડશે.

વલી જેઓ એક વખત બદ રાહ ઉપર હોએ અને પછી તેઓ સુધરી જાએ તેઓને વાસતે કેહે છે કે[૧૦૬] જયારે આએ ગુનાહ-ગારો મધેનાં જેઓને તેઓના ગુનાહની સેવટની સજા થાએ છે, ત્યારે ઓ મજદ! તેઓ ભલાં મનની સમજે સેવટેજ સમજે છે કે સરવે ઉપર હકુમત તારીજ છે. યજશનેના ૫૦ માં હામાં જરથોશ્ત કેહે છે કે જે માંથ્રના સખુનોનો ફેલાવો કરશે, તેની તે અશો-ઇને લીધે, જરથોશ્ત તેનો દોસત થશે. હું તેને અકલની જબાન આપનાર છેઉં અને તે ભલાં મનની મારફતે મારી શીખામણો સહમજી લોકોને શીખવશે.[૧૦૭]

એ પ્રમાણે કેટલીએક બીજી બાબતો યજશનેના ૪૫ માં હામાં જરથોશ્ત સમજાવે છે.

### ૩૦. હોરમજદ વીશેના જરથોશ્તના વીચારો.

જરથોશ્ત બોલે છે કે જ્યારે મેં મારી નજરમાં તુંને સમાવ્યો ત્યારે હું સમજયો કે તું ઓ મજદ! દુન્યામાં સૌથી પેહેલાં, મનની મારફતે સેતાએશ કરવા લાએક છે અને તું ભલા મનનો (અકલનો) બાપ એટલે તે બખશનાર છે અને સચાઇની

---

૧૦૬. અને જ્યારે આએ પાપીઓ મધેનાઓને કીનો (સેવટની સજા) પોહચશે, ત્યારે ઓ મજદ! બહમન (ભલાં મન)ની મારફતે (લોકોને) તારે માટેની પાદશાહી પોહચશે (અથવા મલશે); તેઓને અહુર વખાણેચ (અથવા પસંદ કરેચ) કે જેઓએ અષ (રાસ્તી)ની મારફતે દરૂજ (જુઠાઇ)ને પોતાના બંધે હાથોમાં ધરી છે (યાને જુઠાઇ ઉપર કાબુ મેલવ્યો છે). (યજશ્ને હા. ૩૦, ૫. ૮ મો).

૧૦૭. જે માંથ્રની મારફતે (આએ) વચનનો ફેલાવો કરે છે (તેની) અશોઇ સાથની નમાજે કરી જરથોસ્ત (તેનો) દોસ્તછે, અને દુ-ન્યાના લોકોને અકલની જબાનનો રસ્તો બખશનાર છે; ભલાં મનની મારફતે તે મારી શીખામણો લોકોને શીખવે. (યજશ્ને હા. ૫૦, ફ. ૬ ઠો).

દુન્યાનો જાહેર પેદા કરનારછે.[૧૦૮] મેં તું હોરમજદને પોતાને મારી આંખની અંદર જોયો[૧૦૯] જ્યારે મેં તુંને દુન્યાને પેહલો પેદા કરનાર તરીકે અને બદ તથા નેકને તેઓનાં સખુનો તથા કામો મુજબ, બદને તેની બદીનો, તથા નેકને તેની નેકીનો, બદલો આપનાર તરીકે જોયો ત્યારે હું તુંને વરધી કરનાર તરીકે સમજ્યો.[૧૧૦] જ્યારે ભલાં મન (બહમન, અકલ)ની મારફતે તે મને પોંહોચ્યો અને મને પુછવા લાગો કે 'તું કોણ છે? તું કોણનો (છોકરો) છે'[૧૧૧] ? ત્યારે મેં તુંને વરધી કરનાર તરીકે ઓલખ્યો. તે પોહચ્યો તે કોણ તે અત્રે જણાવ્યું નથી પણ હોરમજદની તરફથી સંધેસો લાવનારા અઈર્યમન તથા સરોશ કેહેવાએ છે, તેમાંનો પેહેલો તનદરોસ્તીના બાબમાં સંધેસા લાવે છે અને બીજો દીનના હોકમ પ્રમાણેની તાબેદારી કરવાના સંધેસા લાવે છે. સરોશ જરથોશ્તને વાસતે બહમનની મારફતે હોરમજદનો, દીન ધર્મ બાબેનો સંધેસો લાવ્યો હોએ એવું લાગે છે, તેથી આએ જગોએ 'તું કોણ છે' ? એ સવાલ પુછનાર સરોશ છે, તે એજ હાના ૧૨ મા ફકરા ઉપરથી ખોલ્લું દેખાએ છે. સરોશના એ સવાલના જવાબમાં જરથોશ્તે પ્રથમ-

---

૧૦૮. જ્યારે ઓ મજદ! (મારાં) મને કરીને આએ પેદાએશમાં પેહલવેહલાં તુનેજ, મેં ભલાં મનના બુજોર્ગ બાપ તરીકે વીચાર્યો, ત્યારે મારી બંધે આંખોમાં મેં તુંનેજ દુન્યાનાં કામોમાં અશોઇની જાહેર (હસ્તી ભોગવતી અથવા દેખઇતી) પેદાએશને બનાવનાર (હસ્તી બખશનાર) તરીકે જોયો. (યજશ્ને હા. ૩૧, ૫. ૮ મો).

૧૦૯. અમારી નમાજની સ્તુંતીઓ મારફતે હું તેની સેવા બજાવું છુ, કારણ કે હમણાંજ તે જે અહુરમજદ તેને, ભલા મીનોના કામ અને સુખનનો જાણનાર થઈને, મારી બંધે આંખોમાં મેં જોયો; તેની વખાણો અશોઇની મારફતે ગરોસમાંનમાં અમો પોહચાડીએ. (યજ. હા. ૪૫, ફ. ૮).

૧૧૦. ઓ મજદ અહુર! મેં તુંનેજ વરધી કરનાર તરીકે ધાર્યો, જ્યારે મેં તુંને દુન્યાની ઉત્પત્તીનાં કામમાં પેહલ્લા તરીકે જોયો, અને જ્યારે પેદાએશની આખેરીના અંતમાં તારા ઉમદા ગુણે કરી બુરાને તેના કામો તથા સખુનોનો બુરો બદલો આપનાર અને ભલાને તેના કામો તથા સખુનોનો નેક બદલો આપનાર તરીકે મેં જોયો. (યજશ્ને હા. ૪૩ ફ. ૫ મો).

૧૧૧. ઓ અહુરમજદ! મેં તુંનેજ વરધી કરનાર તરીકે વીચાર્યો, જ્યારે ભલાં મને કરીને તે (સરોશ) મારી પાશે આવ્યો અને મને પુછ્યું કે "તું કોણ છે અને કોણનો છે."...(યજશ્ને હા. ૪૩, ફ. ૭મો).

માં કહ્યું કે હું છેઉં જરથોશ્ત, દરવંદો (જુઠાઓ)ને વાસતે જાહેર રીતે તંગ હાલત ચાહનાર, તેમજ સાચાઓને વાસતે મોટી ખુશાલીની ખાહેશ રાખનાર હું છેઉં; હમેશે સુધી ઓ હોરમજદ! તારી તારીફ તથા વખાંણ કરતો રેહેવશ.[૧૧૨] જ્યારે બહમનની મારફતે તે (સરોશ) મને પોંહચ્યો. અને મને પુછવા લાગો કે કયા સવાલો તું પુછવા માંગે છે તથા કોણને વાસતે તું જાણવાને ખાહેશ રાખે છે.[૧૧૩] ત્યારે, હું જરથોશ્તે કહ્યું કે ઓ તું મને સચાઇ બખશ કે જેથી હું તારી તાબેદારી પકડું.[૧૧૪] જ્યારે બહમનની મારફતે તે મારી પાસે પોંહચ્યો અને તારા સખુનોથી પેહેલાં વાકેફ થઇને મેં ધાર્યું કે માણસોમાં ખરાં દીલથી મારી શીખામણ ઉતરવી મુશકેલ છે ત્યારે મને જે સૌથી ઉત્તમ કેહવામાં આવે તે પ્રમાણે અમલ કરવાને મેં ઠરાવ કીધો.[૧૧૫]

યજશનેના ૪૩ માં હાની સેવટે જરથોસ્તની પેગમબરી વીશે કેટલીએક બીના આવેલી છે. એ હાના છેલ્લા ૧૨ થી ૧૬ મા ફક-

૧૧૨. ત્યારે હું, જરથોસ્તે, તેને પેહલાં આએ જવાબ આપ્યો કે, હું દરવંદ (જુઠા) ને માટે જાહેર રીતે તંગી (દુઃખ) ઈચ્છનાર છું; પણ અશો (સાચા) ને માટે મજબુત (હમેશનું) સુખ ઇચ્છનાર હું છું; અને તે સાથે પાદશાહની ખાહેશમાં (યાને દેલમાં) (ધર્મની) વાકેફી આપવાને હું ઇચ્છું છું, કે જેથી ઓ મજદ! હમેશાં હું તારી વખાણના ગાયણ ગાઉ તથા તારી સ્તુતી કરૂ. (યજશ્ને હા. ૪૩, ફ. ૮ મો).

૧૧૩. ઓ અહુરમજદ! મેં તુંનેજ વરધી કરનાર તરીકે ધાર્યો, જ્યારે ભલાં મનની મારફતે તે (સરોશ) મારી પાશે આવ્યો અને મને પુછયું કે "કોણને માટે તારો સવાલ છે અને કોણને વાસતે તું જાણવાને ઇચ્છે છે." (યજશ્ને હા. ૪૩, ફ. ૯ મો).

૧૧૪. તું મને બખશ અશોઇ કે હું મને પોતાને આરમઇતી (ભલાંમનની તાબેદારી) પ્રમાણે ચાલનારો બનાવીને તારી (અહુરમજદની) ઘણી વખાણ ગાનારો થાઉ અને પુર્ણતા મેલવું. (યજશ્ને હા. ૪૩, ફ. ૧૦ મો).

૧૧૫. ઓ અહુરમજદ! મે તુંનેજ વરધી કરનાર તરીકે ધાર્યો, જ્યારે બહમનની (મારાં ભલાં મનની) મારફતે તે (સરોશ) મારી પાશે આવ્યો અને તારા સખુનોએ કરી પેહલાં મેં જાણ્યું કે, અજ્ઞાન માનસોમાં મારી શીખામન ઉપર દેલ આપવું મુશકેલ થઇ પડશે, તોબી તેજ કામ કરવાને વાસ્તે (હું ખંતી છું કે જે) ઉત્તમ કામ તેં મને ફરમાવ્યું છે. (યજશને હા ૪૩ મો, ફ. ૧૧ મો).

રાઓમાં એ પેગમબરી વીશે જે હકીકત આવી છે તેનો સાર નીચે મુજબ છેઃ—

જરથોસ્ત અહુરમજદને કેહ છે કે જ્યાંસુધી સરોશ જે મોટાઇ સાથનો ભલો બદલો અથવા ફાયદો નેક કારણ માટે લડનારાઓને આપવામાં આવનાર છે તે બદલા સાથે મને આવી નહી મલે તથા મને મદદ નહી કરે ત્યાં સુધી આગલ નહી સંભલાએલા તથા નહી બોલાએલા સખુનો હું જાહેર કરી શકશ નહી;—એવું મને લાગવા ઉપરથી મેં તુંને અરજ ગુજારીને ધ્યાનથી તે ઉપર વીચાર કીધો ત્યારે તારી મેહરબાનીથી સરોશ મારી આગલ આવી પોહચ્યો, અને ત્યારે અને તેથીજ હું લોકોને, તેઓની મુરાદ હાસેલ થઇ શકે એવો નેક અને સાચ્ચો રસ્તો દેખાડવાને શક્તીવાન થયો કે જે નેક રસ્તો તારી હકુમત (એટલે તુંનેજ સરવ શક્તીવાન માની તારા હોકમોને તાબે રહી તે મુજબ ચાલવા)માંજ મલતો કેહવાએ છે.–ઓ મજદ! જેમ એક વાકેફગાર તથા શક્તીવાન માનસ પોતાના દોસ્ત ઉપર મેહેરબાન થઇને તેને ખુશી કરે છે તેમ તું તમામ ચીજના ભેદ ભરમોને જાણનાર તથા સરવ શક્તીવાન સાહેબ મારી નેક મુરાદ બર લાવવાની બેહદ ખુશાલી મને બખશ કે જેથી હું તારા હોકમને તાબે રહી રાસ્તીના તરીકા પ્રમાણે ચાલીને, જેઓ (જરથોસ્તના તુરતના શાગેરદો) તારા માંથ્ર શાંભલીને તેનો અભ્યાસ કરીને તે ઉપર અમલ કરનારા છે તેઓ સાથે મલીને તારા ઉત્તમ સખુન (ધર્મ) નો ફેલાવો કરવાને શક્તીવાન થાઉં.—ઓ મજદ અહુર! મે તુંનેજ વરધી કરનાર તરીકે વીચાર્યો, જ્યારે બહમન (ભલામન)ની મારફતે સરોશ (ખોદા તરફનું ધર્મનું ફરમાન), મારી પાશે આવ્યો અને મારાં લાંબો વખત સુધી ચુપ રહેલાં મન (એટલે લાંબો વખત સુધીના આજેજ રહેલાં મારાં મન)ને, ઉત્તમ ખુબીવાલી હોશ (સઉથી સરસ ડાહપણ) દેખાડી (શીખવી); ત્યારેજ મેં જાણ્યું કે તે ઉત્તમ ખુબીવાલી હોશ, તારી તરફથી, મેલવ્યા વગર કોઈબી માનસ દરવંદો (જુઠાઓ)ને નેક રસ્તો પુરતી રીતે શીખવવાને લાયક થઇ શકશે નહી, અને ત્યારેજ મેં જાણ્યું કે તે ખુબીવાલી હોશની ગેરહાજરીમાં કોઇબી શખસ તે તમામ કોતાહી કરનારાઓને યાને ગનામીનોની રાહ ઉપર ચાલનારા બદકારોને અશોઇવાલા યાને સ્પેનામીનોની રાહ ઉપર ચાલનારા બનાવી શકશે નહીં.—જ્યારે ઊપલી હકીકતથી હું વાકેફ થયો છું ત્યારે ઓ અહુરમજદ! હું પોતે, તે મીનોઇ શક્તી (ઉત્તમ ખુબીવાલી હોશ) મેલવવાને ચાહુંછું કે જે ઘણીજ વરધી

કરનારી છે; અને દરેક માનસ તારી વખાણ ગાવામાં મારી સાથે શામેલ થાએ છે કે:—અશોઇને ચાહનારનું બદન ઘણુંજ મજબુત અને લાંબી જીંદગીનું સુખ ભોગવતું થાઓ! અને આફતા બની મીસાળના પ્રકાશીત તારાં રાજમાં **આરમઇતી** (ભલી તાબેદારી)નો ફેલાવો થાઓ! અને તેમ થવાથી બહમન (ભલાંમન)ની મારફતેના નેક કામો કરવાએ નેક મારગે ચાલનારાઓને આરમઇતી નેક બદલો આપે!

## ૩૧. હોરમજદ સાથે જરથોશ્તને કયાં અને કેમ મુલાકાત થઇ હતી.

ઉપર જણાવ્યું તેમ જરથોશ્તે એક વખતે ખાહેશ કીધી કે તે ગુમરાહ લોકોને રાહે રાસ્ત ઉપર ચલાવે, પણ તેમ કરવાની શકતી તથા વાકેફગારી મેલવવા તેણે બહમનની મારફતે હોરમજદને કેટલાએક સવાલો પુછયા અને તેના જેવી રીતના હોરમજદની તરફથી બહમનની મારફતે અથવા બરોબર બોલીએ તો સરોશની મારફતે તેને જે જવાબો મલ્યા તે રીતે લોકોને હોરમજદી રાહ વીશે તેણે સમજણ આપી. હવે હોરમજદ સાથની જરથોશ્તની એ મુલાકાત કયાં અને કેમ થઇ હતી?

### ૧. હોરમજદ સાથે જરથોશ્તને મુલાકાત થતી હતી—એ મુલાકાત એટલે શું?

અવસ્તામાં જણાવે છે કે જરથોશ્તે હોરમજદને જોયો હતો પણ તે કેવી રીતે જોયો હતો? એક ઠેકાણે લખે છે કે* 'ચશ્મઇની વ્યાદરેસેમ્', એટલે કે મારી આંખની અંદર તુંને જોયો. 'ચશ્મન્' એટલે આંખ અને તેની સાતમી એક વચન 'ચશ્મઇની' થાએ છે. આંખની અંદર જોયો તથા આંખે કરીને જોયો એ બે એબારત વચે તફાવત કાહડવો પડેછે. પેહેલી એબારતનો અર્થ 'જોતો હોએ' તેમ આંખની અંદર ધાર્યો એમ થાએછે, બીજીનો અર્થ ખરેખરી 'આંખે જોયો હોએ' તેમ થાએ છે. વલી એક બીજે ઠેકાણેથી ખોલ્લી રીતે જણાએ છે કે જરથોશ્તે પોતાના

---

* જુવો સફે ૧૩૭ મો નોટ ૧૦૯ મી.

મનની આંખે હોરમજદને જોયો હતો. 'હ્યત્ થ્વા હેમ્ ચશ્મઇની હેંગ્રબેમ્', * એનો બોલે બોલ અર્થ 'જ્યારે મેં તુંને મારી આંખની અંદર પકડી લીધો' એવો થાએ છે. આએ જગોએ જોવાને બદલે સમજમાં પકડી લેવાનો બોલ આવેલો છે. અંગ્રેજીમાં to see with an eye અને to conceive in an eye વચે જેઓ તફાવત છે તેવોજ તફાવત 'ચશ્મઇની વ્યાદરેસેમ્' આંખે જોવા તથા ચશ્મઇની હેંગ્રબેમ્' આંખમાં ધારવા વચે થઇ શકે છે, કાંએજે 'હેંગ્રબેમ્' નો ધાતુ પકડવાનો થાએછે, તેમજ Conceive નો ધાતુ Capio I take, I seize, નો થાએછે. વલી જેમ Capio ની ઉપર Con લાગાથી અંગ્રેજી Conceive થાએછે અને તેનો અર્થ ધારવું, વીચારવું, મનમાં પકડી લેવું એવો થાએછે, તેમજ 'ગેરેબ્' ની ઉપર લાટીન Con ને બરોબર મલતો અવસ્તાનો 'હેન્' લાગાથી ધારવાનો યા વીચારવાનો યા સમજમાં ઉતારવાનો અર્થ થાએ છે, ત્યારે 'હ્યત્ થ્વા હેમ્ ચશ્મ ઈની હેં ગ્ર બે મ્' નો અર્થ જ્યારે મેં તુંને મારી આંખની અંદર ધાર્યો એવો થાએછે; વાસતે જરથોશ્તે હોરમજદને જોયો હતો ખરો પણ તે કામ તેના મનની આંખે બન્યું હતું.

જ્યારે જરથોશ્ત પેહેલાં† બહમનની ખેરદની બખશેશ ઇછે છે અને તેની મારફતે હોરમજદને‡ જોવા ઇછે છે, ત્યારે તેની મતલબ અકલ તથા જ્ઞાનની મારફતે હોરમજદને જોવાની યા પીછાણવાની સમજાએ છે. અકલની રાહે તેણે હોરમજદને જે પ્રકારે મનમાં ધાર્યો તે પ્રકારે ગોયા તેણે હોરમજદને જોયો હતો. આપણ આગલ જોઇ ચુકા કે જરથોશ્તને હોરમજદની સાથે તુરત મુલાકાત થઇ નહી હતી. તેણે પેહેલાં બહમનની બખશેશ હોરમજદ પાસે માંગી લીધી અને તુરત પછી હોરમજદને જોવા નહી પાંમ્યો તેથી તે ઇંતેજાર થવા લાગો અને પોકારવા લાગો કે કયારે §

* જુવો સફે ૧૩૭ મો નોટ ૧૦૮ મી.
† જુવો સફે ૧૦૬ નોટ ૨૫ મી.
‡ જુવો સફે ૧૦૭ મો નોટ ૨૬ મી.
§ જુવો સફે ૧૦૭ મો નોટ ૨૮ મી.

હું હોરમજદને જોવશ. એનો અર્થ એવો થાએ છે કે જરથોશ્તે ઘણા વરશો સુધી રીઆજત કીધી હતી. તેણે એકાંત જગો ઉપર રહીને ખોદાએની મોટાઇ તથા શકતી ઉપર તેમજ આએ દુન્યાના રાહગાત ઉપર લાંબો વીચાર દાનાઇ તથા દરીઆફતથી કીધો હતો. તેમાં ખસુસ કરીને આએ દુન્યામાં ખુબી સાથે બદીબી ભેલાએલી છે, અને ખોદા હાથે કરીને આએ દુન્યામાં બદી થવા કાંય દીએ છે તે ઉપર તેણે ઘણો ઉંડાણથી ગોર કીધેલો લાગે છે. જો કોઇ શખસ ચાલાક બુધીનો હોએ અને તે દર રોજ પોતાના મગજની ચતુરાઇ વધારવા ખાલેસ અને ઇમાનદાર દીલથી હોરમજદ પાસે દુવા ચાહતો રેહ અને દુન્યાનો તમામ લોભ લાલચ તજી દઇ ખોદાશનાસ થવાનો ખરી મનશાનીથી એરાદો કરે તો તે સાહેબની બખશેશથી તેનાં મગજ ઉપર કેટલેક દરજ્જેની રોશની ઉતરે છે, જે રોશનીને બલે તે બીજા આસપાસના સાધારણ માણસો કરતાં ઉંડાંણ તથા ખાત્રીથી આએ તથા પેલી દુન્યાનો રાહગાત જોઈ સમજીને બીજાઓને સમજાવી શકેછે. જો અવસ્તામાં લખ્યા પ્રમાણે જરથોશ્તે પોતાની આંખમાં હોરમજદને ધાર્યો હોએ તો ઉપર બતાવેલો ખોલાસો લાગુ પડી શકે છે. હવે આપણામાં એવી કેહેવત છે કે નજદીક ૪૦ વરશની ઉમર થઇ ત્યાં સુધી જરથોશ્ત જંગલોમાં તથા પાહડો ઉપર એખલો ફરતો રેહતો હતો. એ ઉમરની આગમચ પેગમબરીનો કશો દાવો તેણે કીધો નહી હતો. એ બીના અવસ્તાથી મલતી નથી પણ જરથોશ્ત ઇંતેજાર થયો કે હું કયારે હોરમજદને જોવશ,* તે ઉપરથી ધારી શકાએ છે કે પોતાનો નવો ધર્મ મનમાં ધારી રાખ્યા આગમચ ઘણી મુદત સુધી તે ઉપર તેણે ખુબ વીચાર કરવો પડયો હશે એ દેખઇતું છે. હજારો અને લાખો માણસોને જુના એતેકાદ ઉપરથી ફેરવીને નવા એતેકાદ ઉપર ફતેહમંદી સાથે લાવવાને માટે નવા એતેકાદનો પાયો તથા દાખલા દલીલો આગમચથી ઘણા મજબુત કરી રાખવા જોઇએ અને તે હાસલ કરતાં ઘણાં

* જુવો સફા ૧૦૭ મો નોટ ૨૮ મી.

વરશો લાગવાં જોઈએ. ત્યારે ઉપર જે જણાવ્યું છે તે ઉપરથી એવું ધારી શકાએ છે કે જરથોશ્ત હર વખતે પોતાના મનમાં સવાલ કરતો હતો કે ફલાંની બીના કેમ બની હશે અને કેમ નહી. તેનો ખરો ઉત્તર આએ દુન્યાઈ આલમાઓ તથા કેતાબો ઉપરથી તથા આગલ થઇ ગએલા પેગમબરોનાં વચનો ઉપરથી જેટલો તથા જેવો મલી શકે તેટલા ઉપર તે ધરાતો નહી હતો. કદાચ તે તેણે અધુરો લાગતો હતો અથવા તેથી જરથોશ્તની ખાત્રી થતી નહી હતી. જરથોશ્ત તો ઉંચાં આસમાન ઉપરથી ખુદ હોરમજદની પાસેથી પોતાનો જવાબ ઇછતો હતો. તે બહ-મનને વચે નાંખતો હતો. એટલે હરેક સવાલ ઉત્પન થતો હતો તે ઉપર અકલ વાપડીને ખુબ નેગાહ પોહચાડી દરીઆફ્ત કરતો હતો. બહમનના વચે પડયાથી યાને વીચાર કીધાથી હોરમજદની તરફનો જે જવાબ હતો તે જરથોશ્તને પોહચતો હતો. કોઇ કેહે છે કે હોરમજદની તરફનો જવાબ સરોશ પોંહચાડતો હતો, પણ ઉપર જેટલા અવસ્તાના ફકરા આપણે જોયા તેમાં 'બહમનની મારફતે જરથોશ્તે પુછ્યું' એવા દાખલા મલે છે, પણ તેનો જવાબ, કેટલાએક ફકરા પ્રમાણે, હોરમજદે નથી આપ્યો, પણ કોઇ ત્રીજો ધણી બહમનની મારફતે જરથોશ્તની આગલ આવીને આપી જતો હતો.* હોરમજદ પોતે જરથોશ્તની આગલ આવીને કહી જાએ એ માન-વામાં આવતું નથી. અવસ્તામાં જરથોશ્ત પોતે 'મા પઇરિજસત્' બોલો વાપડે છે જેનો અર્થ 'મારી આગલ આવતો હતો' એવો થાએ છે. તે આવનાર હોરમજદ પોતે તો નહીજ હોવો જોઇએ. વલી હોરમજદ આવતો હતે તો તું આવતો હતો એમ બોલાતે, પણ હોરમજદની સ્તુતી કરતાં જરથોશ્ત કોઈ ત્રીજા પુરૂશને વાસતે કેહે છે કે તે આવતો હતો અને તે કેહતો હતો, તે ઉપરથી મેં તારી ખુબી પીછાણી. એ ત્રીજો પુરૂશ સરોશ હોવો જોઇએ; સરોશ એટલે સાંભલનાર એવો તેનો અર્થ થાએ છે. હવે જો બહમન એટલે

* હ્યત્ મા વોહૂ પઇરિ જસતૂ મનઙ્-હા = જ્યારે બહમનની મારફતે તે મને પોંહચ્યો.

અકલની મારફતે જરથોશ્ત કેઆસ કરતો હતો અને તે કેઆસ કરતાં તેના મગજમાં જુદા જુદા સવાલોના જે જવાબો ઉભા થતા હતા તે જાંણી લેઇ ગોયા સાંભલી લેઈ તે નોંધી રાખતો હતો, તે કામને સરોશ યજદ બશારત કીધી એમ કેહેવામાં આવતું હતું. જો એખલા અશો જરથોશ્તની નજરે હોરમજદી માર્ગ જોવામાં આવ્યો અને બીજા હજારો તથા લખો માણસોના મનમાં તે નહી ઉત્પન થઇ શકયો તો તે બનાવ જરથોશ્તનું જેહન કેટલું નીરમલ તથા ચાલાક હતું તે દેખાડે છે. એટલુંજ નહી પણ તેને હોરમજદની તરફથી વખતે વખત ખાસ રોશની મલતી હતી તેબી તેની ખાત્રી કરી આપે છે. એ સબબથી કેહેવાને બની શકે છે કે જરથોશ્તને વાસતે હોરમજદની તરફથી સરોશ બશારત લાવતો હતો, ગોયા અંગ્રેજી બોલ વાપડીએ તો જરથોશ્ત વખતે વખત Inspired થતો હતો. આએ દલીલ જો બહાલ રહી તો તેનો સાર એવો નીકલશે કે જરથોશ્ત આએ દુન્યામાં રહીને હોરમજદ સાથે ગોફતેગો ચલાવતો હતો. જરથોશ્ત બહમન હસતક સવાલો પુછતો હતો અને સરોશ હસતક જવાબો મેલવતો હતો.

### ૨. જરથોશ્તની સાથે હોરમજદની મુલાકાત કેઇ જગો ઉપર થતી હતી.

હવે કેઈ જગો ઉપર હોરમજદી ખ્યાલમાં જરથોશ્ત મશગુલ થતો હતો એ બીજો સવાલ છે. હોરમજદ તથા જરથોશ્ત વચ્ચે સવાલ જવાબો થયા હતા તે ગાથાના દાખલાઓથી ઉપર જોઇ લીધું છે. તેમજ વંદીદાદ, મધે તથા કેટલેક ઠેકાણે યજશનેમાં, 'પેરેસત્ જરથુશ્ત્રો' એટલે કે પુછ્યું જરથોશ્તે અને 'આઅત્ મ્રઓત્ અહુરો–મજદાઓ' એટલે કે એ રવેશે હોરમજદે જવાબ દીધો, એવી રીતે ઘણાએક સવાલ જવાબો થએલા નોધાએલા છે. યજશનેના ૧૨ માં હામાં તો ખોલ્લું લખે છે કે[૧૧૬] જરથોશ્ત તથા હોરમજદ

૧૧૬. આએ પ્રમાણે અહુરમજદે જરથોસ્તને ફરમાવ્યું તમામ સવાલ જવાબોમાં, તમામ મુલાકાતોમાં જે મજદ અને જરથોસ્ત વચ્ચે એક બીજા સાથે વાતચીત થઈ હતી (તેમાં). (યજસ્ને હા ૧૨, ફ. ૫ મો).

વચ્ચે ઘણી મુલાકાતો થઇ હતી અને તે વેલા તેઓ બંધે વચ્ચે ઘણા સવાલ જવાબો થયા હતા, અને તે સવાલ જવાબો ચોકસ પાહાડો ઉપર થયા હતા, તે વંદીદાદની **૨૨** મી પરગરદના એક ફકરા ઉપરથી ખોલ્લું દીશે છે. ત્યાં એક પાહાડની વખાણ તરીકે લખે છે કે તે પાહાડ પવીત્ર પુરશેસ પાસુખને વાસતે વખણાએલો છે.[૧૧૭] એ પુરશેસ પાસુખ અલબતે હોરમજદ તથા જરથોશ્ત વચેનીજ હોવી જોઇએ અને તેમ આજદીન સુધી આપણા લોકોબી સમજેલા છે. એરવદ ફરાંમજી અસપંદીઆરજી રબાડી ઉપલા ફકરાની પેહેલવી ઉપરથી એવોજ અર્થ કરે છેઃ—

"બુલોરગ પાહાડની ઉપર હોરમજદની સાથે પુછ્યું, અને બુલોરગ પાહાડ ઉપર યાને બુલોરગ પાહાડના જંગલ ઉપર હોરમજદ સાથે જરથોશ્તે પુરસેશ પાસોખ કીધી ઇઆ જવાબ સવાલ કીધા." [૧૧૮]

એ પાહાડ કયો તે નકી કરવા યજશનેના ૧ લા હાનો ૧૩ તથા ૧૪ મો ફકરો કઇક ખુલાસો કરે છે. ત્યાં દીનની તથા દીનને લગતાં પુસ્તકોની યાદ કીધા પછી એક 'ઉષિ–દરેન' નામના પાહાડની યાદ કીધામાં આવે છે.[૧૧૯] હવે 'ઉષિ દરેન' નો અર્થ હોશ એટલે ડાહપણ રાખનાર એવો થાએ છે. એ નામ એટલા વાસતે પડયું હોએ કે ત્યાંથી જરથોશ્તે આસમાની હોશ મેલવી હતી. બીજાઓ ધારે છે કે 'અસ્નવત' નામના પાહાડ ઉપર જરથોશ્તે રીયાજત કીધી હતી. એ 'અસ્નવત' પાહાડ આજરબાઇજાનમાં છે અને જરથોશ્તનો જનમ રએ તરફ ખરેખરો થયો હોએ તો આજરબાઇજાન તેની નજદીકી-

---

૧૧૭. પછી તુરત જલદીથી અર્યમ ઈષ્ય (ફરેસ્તો) પવીત્ર સવાલ જવાબવાલા પાહડની તરફ તથા પવીત્ર સવાલ જવાબવાલાં જંગલની તરફ આવી પોહચ્યો. (વંદીદાદ, પરગરદ ૨૨, ફ. ૧૯ મો).

૧૧૮. જુવો સ્પીગલ વંદીદાદનો પેહલવી તરજુમો સફો ૨૩૨ મો).

૧૧૯. અશો પવીત્ર અને અસરકારક માંથ્રને, દેવથી જુદા કાએદા (વંદીદાદ) ને, જરથોસ્તી કાએદાને, ભલી માજદયસની દીનના લાંબા વંખતના રેવાજને......મજદના પેદા કીધેલા, પુરતુ સુખ આપનારા **ઉશીદરેન** પાહાડને, હું યાદ કરૂં છું. (યજશ્ને હા. ૧, ફ. ૧૩, ૧૪ મો).

માંજ આવેલું છે અને ત્યાં જઇ જરથોશ્તે ખોદાઇ જ્ઞાન મેલવવાની શોધ કીધી હોએ. ગમે તેમ હોએ પણ એટલું તો ખુદ અવસ્તાથી જણાએ છે કે કોઇ પાહાડ ઉપર પુરશેસ પાસુખ થઇ હતી ખરી.

એ પ્રમાંણે જરથોશ્ત આએ દુન્યામાંજ રહી પાહાડોના મથાલાં ઉપર એકાંત બેશીને ખોદાની હસ્તી ઉપર અને તેની બેહદ કરાંમત ઉપર ગોર કરતો હતો. એવી રીતે એકાંત ઉંચી જગો ઉપર જઇ રેહવાથી જરથોશ્તને દુન્યાઇ વીચાર આવ્યાને બદલે ખોદાઈજ ખ્યાલ આવતો હતો અને આસપાસની કુદરત તેના તે વીચારમાં પાર પડવાને તેને ઘણી મદદ લાગતી હતી. તે ત્યાં હોરમજદને બહમન અમશાસ્પંદની મારફતે પોતાના મનની આંખે જોતો હતો, તથા પોતાના મનની જબાનથી તેને સવાલો પુછતો હતો, અને હોરમજદની તરફથી તેનાં મનનાં કાંનમાં સરોશ યજદ હસતકથી બશારત થવાથી તે પોતાના સવાલોનો ખાતરીભરેલો જવાબ મેલવતો હતો.

સઘલા પેગમબરો વીશે આપણે સાંભલીએ તથા જાણીએ છઇએ કે તેઓ પાહાડો ઉપર જઇને ખોદાઈ વીચારમાં મશગુલ રેહેતા હતા અને ત્યાં તેઓને બશારત થતી હતી. સેમેટીક ધર્મ-વાલાઓના કોલ પ્રમાંણે ગેબ્રીઅલ (સરોશ) ફરેશ્તો ખોદા પાસેથી સેમેટીક પેગમબરોને વાસતે પેગાંમ લાવતો હતો; પણ સેમેટીક પેગમબરો થયા તેઓની આગમચ જરથોશ્તને અને જરથો-શ્તની આગમચ હોમ પેગમબરને સરોશ યજદ હસતકથી બશારતો થતી હતી. અવસ્તામાં હોમ નામના પેગમબરનો એક દાખલો મલે છે. સરોશ યશતમાં લખે છે કે અલબુરજ પાહાડની ઉપર હોમે સરોશની આરાધના કીધી હતી, અને તેના પરીણામ તરીકે સરોશથી તેને બશારત થઇ હતી તથા પાજે (પાપો) તથા પ-ઇરીગા (બરેશ) નામના નુસ્કો તેણે બનાવ્યા હતા.[૧૨૦] એ

૧૨૦. જે (સરોશ)ને વરધી કરનાર, તંદરોસ્તી આપનાર, હકુમતવાલા, શુણેરી આંખવાલા હોમે અલબુરજ પાહડની ઉંચામાં ઉંચી ટોંચ ઉપર ઇજ્યો, (જે હોમ) નેક સખુનવાલો, **પાપો** (પાજે નુસ્ક)ના સ-

ઉપરથી વધારે હીમતથી કેહવાને બની આવે છે કે જરથોશતેબી કોઇ પાહાડ ઉપરજ રીઆજત કીધી હતી અને તેના ફલમાં ગાથા વગેરે પુસ્તકો તેણે બનાવ્યાં હતાં, યાતો પુસ્તકો નહી બનાવ્યાં હોએ તો તેની બાબતો લોકોને મોહોડેથી સંભલાવી સમજાવી હતી અને તેના શાગેરદોએ તે પુસ્તકોમાં નોંધી રાખી હતી.

### ૩. જરથોશતનું તન આએ દુન્યામાં રહયું હતું અને રૂહ પેલી દુન્યામાં ગયું હતું.

અરદાએવીરાફને વાસતે કેહછે કે તેનું તન આએ દુન્યામાં રહયું હતું અને તેનું રૂહ આસમાન ઉપર ગયું હતું અને ત્યાં સાત દહાડા તથા રાત સુધી સરોશ યજદને હસતકથી સરવે બાબતોની વાકેફી મેલવતું હતું. એમ જે અરદાએવીરાફના બાબમાં કેહવાએ છે તે જરથોશતના બાબમાં બનેલા બનાવની નકલ કીધેલી હું ધારૂં છેઉં. કએ ગુશતાસ્પનેબી એક તરેહનો શરાબ નોશ કરાવી તેને બેહોશ કરી, તથા તેનાં રૂહને પેલી દુન્યામાં લેઇ જઇ બેહશ્ત બતલાવામાં આવ્યું હતું. આપણું ધ્યાન કોઇ બાબતમાં ખુબ ચકચુર થઇ ગએલું હોએછે તો તેજ બાબત ઉપર વીચારમાં મશગુલ રેહવાથી આસપાસ બનતા બનાવો આપણી નજર ઉઘાડી તથા સજાગરૂ હોવા છતાં તે ઉપર પડતા નથી. આપણી નજદીકમાં કોઇ બોલે છે તો તે આપણા કાંન ખુલ્લા હોવા છતાંબી આપણે સાંભલતા નથી, આપણી નજદીક કંઇ બને છે તે આપણી આંખે જોતા નથી, જોકે આપણા કાંન તથા આંખ તદન ઉઘાડી અને જાગરૂત હોએ છે. બીજા બોલોમાં બોલીએ તો તે વખતે આપણું તન આપણી આસપાસવાલાઓની નજદીકીમાં હોએ ખરૂં, પણ આપણું રૂહ જે બાબત તથા જગો ઉપર આપણું દીલ તથા મન રોકાયું હોએ તે બાબત તથા જગા તરફ

ખુનવાલો, **પઇરીગા** (બરેશ નામના નુસ્ક) ના સખુનવાલો, માંથ્રના પુરાતનપણાંને તથા તમાંમ આરાસ્તગી ભરેલી સંપુર્ણ શરેહ સાથની દાનાઇની રાહે ચાલનારો હતો. (યજશ્ને હા. ૫૭, ૫. ૧૯ મો, તથા જરથોસ્તી અભ્યાસ સફે ૪૫૩ મો).

રોકાએલું હોએ છે, તેથી રૂહની ગેરહાજરીમાં, છતાં કાંને તથા છતી આંખે આપણે બેહેરા તથા આંધલા થએલા જેવા દીસીએ છઇએ. કેટલીએક વખતે લડાઇઓમાં સીપાઇઓ મરતે હાલ જખમી થાએ છે અને તેઓના તનમાંથી લોહીનો ઝરો નવધાર વેહેતો હોએ છે તોપણ તેઓનું ધ્યાન દુશમનની ઉપર નેમ માંડવામાં રોકાએલું હોએ છે તો તેઓને લોહીના વેહેવાની તથા જખમનાં દુઃખની કસી ખબર પડતી નથી. તે વખતની ઇંતેજારીમાં એટલી બધી તેઓની લાગણી શુન મારી જાએ છે. એ વખતે એમ કહીએ કે તન હયાં રેહે છે પણ રૂહ બીજે ઠેકાણે જાએ છે તો તે ખોટું નહી ગણાએ. હવે જો અરદાવીરાફનું મન આસમાની બાબતો ઉપર ખુબ મશગુલ થઇ રહયું હોએ તો તે તેની આસપાસ બનતા બનાવોથી તે ગોયા બેશુધ થએલો હોવો જોઇએ, તેટલા વાસતે તેનું તંન આએ દુન્યામાં રહેલું અને તેનું રૂહ પેલી દુન્યામાં ગએલું બોલીએ તો તે એબારતબાજીમાં પસાર થઇ શકે છે; એ મીસાલે જરથોશતનાં બાબમાં પણ બન્યુંજ હશે અને તેથી એવો વીચાર ચાલ્યો છે કે જરથોશ્ત આસમાન ઉપર જઇ આવ્યો હતો. તેનું તન આએ દુન્યામાં હતું પણ તેનું રૂહ પેલી દુન્યાના ખ્યાલમાં ખુબ મશગુલ થઇ પડયું હતું, ગોયા પેલી દુન્યામાંજ તેનું રૂહ ફરતું હતું એમ સમજીએ તો તે ઉપર કસો વાંધો ઉઠાવી શકાશે નહી. આપણું રૂહ એવું આજાદ છે કે તેને એક ઘડીની વચે જે મુલકમાં મોકલવા માંગ્યે ત્યાં જઈ શકે છે. આએ ઘડીએ એક દેશનો વીચાર કરીએ અને ત્યાં હોઇએ એવો ખ્યાલ કરી શકીએ છઈએ તો બીજીજ ઘડીમાં છેક દુરના દેશાવરમાં ગોયા આપણે હોઇએ એવોબી વીચાર કરી શકીએ છઈએ અને ચાહીએ છઇએ તો એક લેહેજામાં તમામ દુન્યાની આસપાસ ફરી વલ્યે છઇએ. ખોદાઇ માર્ગ સોધવા ઉપર ખંતીથી બેઠેલા કોઇ નેક મરદનો એવો આજાદ રૂહ સાત દહાડા તથા રાતસુધી પેલી દુન્યાનાજ વીચારમાં રોકાયો હોએ એવી મતલબનું લખાણ દાનાવ શખસોની સમજમાં નહી ઉતરે એવું નથી. કોઇએક

ચોકસ બાબતમાં આપણું મન તથા દીલ ચુસત લાગું હોએ છે અને તેમાં આપણે ઘણુંજ મશગુલ થઈ ગયલા હોઇએ છઇએ તો આસપાસની બીજી સરવે બાબતોને વાસતે આપણે તેટલો વખત બેહોશ થઇ ગયા હોઇએ તેમ આસપાસનાં બનાવોની દરકાર ન કરતાં દીલ જેમાં લાગેલું હોએ તે ને તેજ બાબતનોજ વીચાર રાત ને દીવસ જાગતા કે ઉંઘતા પણ કરીએ છઈએ, અને સ્વપનામાંથી પણ આપણા દીલ તથા મનમાંથી તે વીચાર ખીસતો નથી. કોઇ વખતે કોઇ ધાસતીએ આપણા મન ઉપર ખુબ અસર કીધી હોએ છે તો આપણને ગોયા નજરે પડતી હોએ તેમ આપણી સાંમે તે ધાસતીનું રૂપ દીસે છે. આપણે પોકારીએ છઇએ કે એ ફલાનો મારો દુશમન મને પકડવા યા મારવા આવ્યો છે, પણ આસપાસનાંઓને તો તેવો કોઇ શખ્સ દીસતો નથી. એજ પ્રમાણે જો ખોદાઇ ખ્યાલે મન ઉપર જબર અસર કીધી હોએ અને તેજ ઉપર રાત ને દીવસ આપણું ધ્યાન લાગું હોએ તો તેવા તે નેક તથા ભાગ્યશાલી શખ્સને હોરમજદ તેની સાંમે આતશનાં ગોલાની સુરતે ઉભેલો નજરે આવે તે બીના સેહેલથી સમજાઇ શકાએ છે, જોકે આસપાસનાઓને તો તેનો કસો દેખાવ દીસતો નહી હોએ. એવી રીતે જરથોશ્તે હોરમજદને સાધારણ આંખેબી જોયો હોએ તો તે સમજાઇ શકાએ છે.

### ૩૨. જરથોશ્તે હોરમજદ સાથે પુરશેસ પાસુખો કીધી હતી અને તેને આધારે જરથોશ્તી ધર્મ સમજાવ્યો હતો તેની બીજી શહાદતો.

જરથોશ્તે બહમનની મારફતે હોરમજદને સવાલો પુછ્યા હતા અને તેનાં હોરમજદની તરફનાં કેટલાએક જવાબો સરોશ યા બીજા કોઈ બશારત કરી જનાર હસતકથી જરથોશ્તને મલતા હતા અને તે જરથોશ્ત લોકોને વાએજીઓ કરીને સમજાવતો હતો, તે ખુદ જરથોશ્તનાં સખુનો જે ગાથામાં આપણને મલી આવે છે તે તેના પોતાના બોલોમાં ઉપર બતલાવ્યામાં આવ્યા છે. એવી રીતે

જરથોશ્ત હોરમજદની તરફનો એક પેગમબર આપણે વાસતે પેદા થયો હતો તે ગાથા ઉપરથી જણાએ છે. તેણે જે દીન સમજાવી હતી તે તે વખતનાં ઇરાંનનાં તથા તેની આસપાસનાં લોકોએ કબુલ રાખી હતી અને તેઓએ તથા તેઓ પછી થનારાઓએ જરથોશ્તને વાસતે જે લખ્યું છે તેમાં બીજી બાબતો સાથે એમ જણાવેલું છે કે જરથોશ્તને હોરમજદ સાથે પુરશેસ પાસુખો થઇ હતી. એટલે કે તેઓ કબુલ રાખતા હતા કે જરથોશ્તે જે ફરમાવ્યું હતું તે હોરમજદ પાસેથી પુછીને કીધું હતું. હોરમજદ તથા જરથોશ્ત વચે યજશનેના ૧૨ મા હામાં જણાવ્યા પ્રમાણે કેટલાએક સવાલ જવાબો થયા હતા તેનો એક દાખલો * ઉપર જણાવ્યામાં આવ્યો છે. વીસ્પરદનાં બીજા કર્દામાં કેહે છે કે અશોઇને કાએદે ચાલનારાઓને ઇજવાને વાસતે હોરમજદે જરથોશ્તને જણાવ્યું છે.[૧૨૧] હોરમજદે જરથોશ્તને કહ્યું અને જરથોશ્તે લોકોને જણાવ્યું. યજશનેનાં પેહેલા હામાં કેહ છે કે જેઓને ઇજવા હોરમજદે શીખવ્યું છે અને જેનું જ્ઞાન જરથોશ્તે આપણામાં ફેલાવ્યું છે તેઓને હું ઇજુ છેઉં.[૧૨૨] યજશનેનાં ૬૫ માં હામાં કેહછે કે હોરમમદે જરથોશ્તને કહ્યું અને જરથોશ્તે તમામ દુન્યામાં સમજાવ્યું.[૧૨૩]

જે સવાલ જવાબો જરથોશ્ત તથા હોરમજદ વચે થયા હતા તેને "આહૂઇરીમ્ ફ્શ્નેમ્" એટલે કે હોરમજદી પુરસેશો એવાં નાંમે અવસ્તામાં ઓલખવામાં આવેછે અને તેની યાદ ઘણે

* જુવો સફે ૧૪૪ મો નોટ ૧૧૬ મી.

૧૨૧. આએ જઓથની ક્રિયામાં અને બરસમની ક્રિયામાં તમામ તે સરદારોને ( તેઓની ) આરાધના કરવાએ હું ઇજું છું કે જેઓને, (તેઓની) ઉત્તમ અશોઇનેલીધે અહુરમજદે જરથોસ્તને યજશ્ને કરવાલાયકના અને વખાણ કરવાવાયકના જણાવેલા છે. (વીસ્પરદ કરદો ૨ જો ફ. ૩ જો).

૧૨૨. જેઓ છે, ઉત્તમ અશોઇના (.સરદારો ), ( અને જેઓ વીશે) અહુરમજદે ( જરથોસ્તને ) શીખવેલું છે. અને જરથોસ્તે ( લોકોને ) કહેલું છે ( અથવા જાહેર કીધેલું છે ). ( યજશ્ને હા. ૧ ફ. ૧૦ મો ).

૧૨૩. જેને વીશે અહુરમજદે જરથોસ્તને ફરમાવ્યું અને જરથોસ્તે હાઉમંદ દુન્યાના લોકોને તે શીખવ્યું. (યજશ્ને હા. ૬૫, ફ. ૧૦ મો).

ઠેકાંણે આવે છે, જેમકે યજશનેના ૭૧ માં હામાં,[૧૨૪] વીસ્પરદના પેહેલા કરદામાં[૧૨૫] ઇત્યાદી. વલી વંદીદાદની ૨ જી પરગરદમાં જરથોશ્ત હોરમજદને પુછેછે કે હું સીવાએ તેં આએ જે હોરમજદી જરથોશ્તી દીન છે, યાને જે દીન તું હોરમજદે હું જરથોશ્તને શીખવી છે તેજ દીન કોઇ બીજાને શીખાડી હતી[૧૨૬]? એ ઉપરથી માલુમ પડેછે કે હોરમજદે જરથોશ્તને તો દીન સમજાવી-જ હતી અને તેનો સમજાવનાર હોરમજદ તથા સમજનાર જરથોશ્ત હતો, વાસતે દીન સમજાવનાર તથા સમજનાર બંધેને નામે તે દીન ઓલખાવા લાગી, એટલે કે તે હોરમજદી જરથોશ્તી દીન કેહવાવા લાગી. એ સીવાએ યજશને તથા વંદીદાદમાં 'જરથોશ્તે પુછ્યુ' અને 'હોરમજદે જવાબ વાલ્યો,' એવા સવાલ જવાબો પુશકલ આવેલા છે, તેબી દેખાડે છે કે જરથોશ્તે જેબી આપણને સમજાવ્યું છે તે હોરમજદ પાસેથી પેહેલાં જાણી લેઇને પછી કીધું છે. જરથોશ્તને હોરમજદ સાથે એવો વેહેવાર પડયો હતો તેની ગવાહી જેવી રીતે ગાથા મધેથી તેવીજ રીતે બીજા અવસ્તા મધેથીબી મલે છે, તે ઉપલા દાખલાઓથી વાંચનારાઓને માલુમ પડશે.

### ૩૩. જરથોશ્તે જોયું તથા સાંભલ્યું:

### ૧. જોયું તે દીન.

જરથોશ્તે હોરમજદને પોતાના મનની આંખે જોયો હતો તથા મનના કાંને તેને યા સરોશને સાંભલ્યો હતો. એ ઉપરથી

૧૨૪. અશોઇના સરદાર (અશોઇમાં ચહડતા) અશો અહુરમજદને લગતી પુરશેસોને અમો યાદ કરીએચ. (યજશ્ને હા. ૭૧ ફ. ૧૨ મો).

૧૨૫. અશો તથા અશોઈના સરદાર, અહુરમજદી પુરસેશ (સવાલ), અહુરમજદી તકએષ (રેવાજ) અહુરમજદી દખ્યુમ (દેશના વડા) તથા અહુરમજદી જરથુસ્ત્રોતેમ (દીનના વડા, દસ્તુરાન દસ્તુર)ને હું યજન કરૂં છું...(વીસ્પરદ, કર્દો ૧ લો ફ. ૯ મો).

૧૨૬. પુછ્યું જરથોસ્તે અહુરમજદને, ઓ ધણીજ વરધી કરનાર, ગેબી, હાદમંદ દુન્યાઓના પેદા કરનાર, ઓ અશો અહુરમજદ! માનસો મધેથી પેહલાં કોણ સાથે તું જે અહુરમજદ તેણે, હું જે જરથોસ્ત તે સીવાય પુછપરછ કીધી, અને દીન જે અહુરમજદી જરથોસ્તી તે પેહેલાં કોણને તેં શિખવી. (વંદીદાદ, પરગરદ ૨ જી ફ. ૧ લો).

જે તેણે જોવાથી જાણ્યું હતું તે 'દએન' કેહવાતું હતું. 'દએન' બોલ 'દી' ધાતુ ઉપરથી નીકલેલો છે જેનો અર્થ જોવાનો થાએછે જે ધાતુ ઉપરથી નીકલેલો ફારસી 'દીદન' બી છે. એ 'દી' નો ગુણ થઇ તેની ઉપર એક 'ન' પ્રત્યય લાગવાથી 'દએન' બોલ થયો છે અને તેનો અર્થ 'જે જોવાએલું તે' એવો થાએછે.

### ૨. સાંભલ્યું તે સ્રવાઓ.

તેમજ જરથોશ્તે જે સરોશથી સાંભલ્યું તે 'સ્રવાઓ' કેહવાતા હતા. 'સ્રવાઓ' બોલ 'સ્રુ' ધાતુ ઉપરથી નીકલેલો છે જેનો અર્થ સાંભલવાનો થાએ છે. એ ધાતુનો ગુણ થઇ તેની ઉપર એક 'અહ્‌હ્' પ્રત્યય લાગવાથી 'જે સંભલાએલું તે' એવો અર્થ થાએ છે. હવે સરોશને અવસ્તામાં 'સ્રઓષ' કેહે છે તેબી 'સ્રુ' ધાતુનો ગુણ થઇ તે ઉપર 'ષ' પ્રત્યય લાગવાથી બન્યોછે અને તેનો અર્થ સાંભલનાર યા સંભલાવનાર થાએછે. આપણામાં 'સ્રઓષ'-નો અર્થ તાબેદારી રાખનારનોબી થાએ છે. સાંભલવું અને તાબે થવું એકજ છે. જે તાબેદારી કરતો નથી, તેને વાસતે આપણે કહીએ છઇએ કે તે આપણું સાંભલતો નથી. હવે જે એકને મોહોડે સાંભલે અને બીજાના કાંનમાં કેહે તે બરોબર રીતે 'સ્રઓષ' કેહેવાએ અને આપણે ઉપર જોઈ ચુકા કે સરોશનું કામ એજ હતું કે હોરમજદને મોહોડે સાંભલી જરથોશતના કાંનમાં તે કહી જતો હતો. વાસતે જે સરોશ કહી જતો હતો તે વાજબી રીતે 'સ્રવાઓ' કેહેવાતા હતા.

### ૩. દીન તથા સ્રવાઓને મોટા માનની નજરે જોવામાં આવે છે.

હવે જે જોવાએલું તથા સંભલાએલું હતું તે હોરમજદની તરફનું ગણાતું હતું. તેને ઘણું માન આપવામાં આવતું હતું. અવસ્તામાં 'જે જોવાએલું તે' એટલે કે 'દએન' (દીન)ને તથા 'જે સંભલાએલુ' એટલે કે 'સ્રાવાઓ' ને ઘણી વખતે યાદ કીધામાં આવેલા છે. જેમકે યજશનેના ૧૬ માં હામાં પેહેલાં

જરથોશતને પોતાને ઈંજ્યો છે, પછી તેના ફરોહરને, પછી તેણે 'જે સાંભલ્યું હતું તે (સ્રવાઓ)ને પછી તેણે 'જે જોયું હતું, તે (દએન)[૧૨૭] ને. સરોશ યશતમાં જરથોશતે જે તમામ સાંભલ્યું હતું તેને[૧૨૮] માન સાથે યાદ કીધું છે. એ પ્રમાણે જે જરથોશતે જોયું તથા સાંભલ્યું હતું તે યાદ રાખવા તથા ઇજવા લાએક ગણાતું હતું અને તે ઉપરથી માલુમ પડે છે કે તે ઉપર લોકોનો ચાહ અને એતેકાદ પુરેપુરો હતો.

## ૩૪. હોરમજદની પોતાની ખાસ ખાહેશથી જરથોશતે પેગમ્બરીનું કામ માથે લીધું હતું.

ઉપર જેટલું જોયું તેટલાં ઉપરથી જણાશે કે જરથોશતને સૌથી સરસ પેગમબર થવાને વાસતે કેટલી લાંબી મુદત સુધી પોતાની તેજ અકલ વાપડીને આએ તથા પેલી દુન્યાના દેખઇતા, તથા છુપા બનાવોનો ભેદ સમજવામાં ગુતાવું પડ્યું હતું. એ કામમાં તેને ખુદ હોરમજદની મદદ મલી હતી. હોરમજદ ઇછતો હતો કે જરથોશત એક પેગંમબર થાએ. આએ દુન્યાનાં ગમે તેવા નાધલાં કામો પણ હોરમજદની રેહેમ વગર આપણ ખાકી બંદાઓથી પાર પડતાં નથી, તો પછી આખી પ્રજાની ઉપર પેગમબરી ચલાવાનું મોટું કામ કરવામાં તે સાહેબની કેટલી બેહદ મેહેરબાની આપણી ઉપર ઉતરવી જોઇએ તેનો ખ્યાલ આપણે સેહલાઇથી કરી શકીએ છઇએ.

ગાથાનાં ૨૯ માં હા ઉપરથી જણાએ છે કે હોરમજદે પોતાની તરફનો પેગાંમ માણસોની ઉપર મોકલવાને માટે સ્પેંતમાન જરથોશતને ખાસ રીતે પસંદ કીધો હતો અને તેને વાસતે

---

૧૨૭. અશો જરથોસ્તના ફરોહરને, જરથોસ્તના સ્રવાઓ (જે સંભલાએલું તે=સખુનો)ને, જરથોસ્તની દએન (જે વિચરાએલું અથવા જોવાએલું તે દીન) ને, જરથોસ્તના એતેકાદ (પસંદગી)ને અને જરથોસ્તની તકેશ રાહરસમ)ને–હમો યાદ કરીએચ. (યજશ્ને હા. ૧૬ મો ફ. ૨ જો).

૧૨૮. જરથોસ્તના તમામ (સંભલાએલા) સખુનોને હમો યાદ કરીએ છઇએ. (યજશ્ને હા. ૫૭, ફ. ૪ ઠો).

માંથ્ર બનાવી રાખ્યાં હતાં અને તે લોકોને સમજાવાને જરથોશ્ત શકતીવાન થાએ વાસતે જરથોશ્તને બોલવાની શકતી બખશવાને હોરમજદે મરજી દેખાડી હતી.[૧૨૯]

આવાં યશ્તમાં હોરમજ્દ આવાં અરદુઇસુરથી ઇછે છે કે પોરૂશસ્પના છોકરા અશો જરથોશ્તને તે (હોરમજદ) દીનની રાહે ચલાવી શકે.[૧૩૦] ત્યારે એ ખાહેશના જવાબમાં આવાં અરદુઇસુર હોરમજદની મુરાદ પાર પાડે છે. એ ઉપરથી દીશે છે કે હોરમજદની પોતાની ખાહેશ હતી કે જરથોશ્ત દીનની રાહે ચાલનારો તથા ચલાવનારો થાએ.

---

૧૨૯. અષ સાથે એકમત થએલા અહુરમજદે પ્રાર્થના કરવાનું (અથવા સુખકારક) તે **માંથ્ર** બનાવ્યું છે, અને તેણેજ ગાવ (જાનવરો અથવા આએ પેદાએશ) ને માટે તરોતાજગી (ક્ષ્વીધ) તથા પુરતી હોશ ધરાવનારાંઓને માટે શિખવા લાયક સખુનો બનાવ્યા છે, કારણ તે પોતેજ વરધી કરનાર સાહેબ છે; તે કોણ છે કે જે બહમન (ભલામન) ની મારફતે માનસોને તે (તારાં માંથ્રો) આપે (શિખવે). ૮—આએ મને હિયાં જણાએલો છે, જેણે એખલાએ હમારી શિખામનો (ફરમાનો, માંથ્રો) સાંભલેલાં (એટલે તે ઉપર ધ્યાપ આપેલું) છે, અને તે સ્પિતમાન જરથોસ્ત છે, અને તેજ મજદ (મોટાં ડાહપણ)ની મારફતે આપણી અશોઇને માટે ઈચ્છે છે, માટે તેનેજ જાહેરમાં બોલવાની દાનાઇની શક્તિ આપવાને (હું ઇચ્છું છું). (યજશ્ને હા. ૨૯ મો ૫. ૭-૮ મો).

૧૩૦. તે (અર્દ્વીસૂરને) પેદા કરનાર અહુરમજદે, વેહદાઈતી નદીવાલાં ઇરાન વેજમાં, હોમ કે જે **ગવ** અને બરસમ સાથનો છે અને જે મન, વચન, અને કરણી સાથની જુબાનની દાનેશ વટે, અને જે જોરો (ક્રિયા)ને માટે રાસ્ત બોલાએલા સખુનોથી તયાર કરવામાં આવેલો છે, તે વટે—વખાણી.—તેથી (તે આરાધનાના બદલામાં) તેનીથી તેણે આ મુરાદ ચાહી કે—એ ખુબીવાલી, ઘણીજ ફાયદેમંદ અને નિર્મલ અર્દ્વીસૂર! મને આએ ફાયદો તું બખશ કે હું પોરૂશસ્પના પુત્ર અશો તથા રાસ્ત જરથોસ્તને, દીનના વિચાર પ્રમાણે, દીનના વચન પ્રમાણે, અને દીનનાં કામ પ્રમાણે ચલાવી શકું.—તે મુરાદ બખશનારી, નિર્મલ અર્દ્વીસૂરે તે હમેશાં જોરની ભેટ લઇ જનાર, ભેટ આપનાર, ઈચ્છનાર અને મુરાદ ચાહનારને તે મુરાદ બખશી. (આવાંયશ્ત ૫. ૧૭-૧૯ મો).

### ૧. હોરમજદે આવાંયજદની બંદગી કીધી.

આવાં યશ્તની ઉપલી બાબત કે હોરમજદે તેની બંદગી કીધી તે વાંચી યા જાણીને આપણા લોકોનાં દીલમાં ઘણો અ-ચંબો લાગે છે. તેઓથી કસો મનપતીજભરેલો ખોલાસો અપાઈ શકાતો નથી ત્યારે એવી તકરાર ઉભી કરવામાં આવે છે કે હોરમજદ નામનો કોઇ શખસ હતો તેણે આવાંઅરદ્દુઇસુરની બંદગી કીધી હતી. પણ હયાં હોરમજદને 'દદ્વાઓ' એટલે દાદાર લખ્યો છે, તે મરતબો અને હોધો એખલા હોરમજદ પેદા કરનાર ખોદાનેજ માટે છે. વલી તેણેજ રામ યશ્તમાં એક બીજી બંદગી કીધેલી જણાએ છે કે ઓ રામ યજદ એવુ કર કે હું અંગ્રરેમઇન્યુશની પેદાએશને મારૂં, પણ કોઈબી સ્પેન્તોમઇન્યુશની પેદાએશને નહી મારે,[131] ત્યારે એ ઉપરથીબી એવી રીતે બંદગી કરનાર ખુદ હોરમજદ પોતે ઠડે છે. વલી જે કીરીઆઓ હોરમજદે વાપડી છે તથા જે જગો ઉપર હોરમજદે બંદગી કીધી છે તે કીરીઆ તથા જગોનો હક માત્ર જરથોશતને એખલાને પોંહોંચેલો છે, વાસતે જો હોરમજદ નામનો કોઇ શખસ હોએ તો તેને જરથોશતના જેવોજ હક ભોગવનાર સમજવો પડે છે. વલી એવા હોરમજદ નામના માણસની બીજે કેઠે કસી બાબત જણાઇ નથી અને તે સાથે જો તે માણસ હોએ તો તે પેદા કરનાર હોવો જોઇએ, કાંએજે ઉપલે ઠેકાણે હોરમજદનો વીશેષણ 'દદ્વાઓ' છે જેનો અર્થ દાદારનો થાએ છે.

### ૨. કોઈ કોઇ જમાનામાં ચોકસ યજદો હોરમજદનાં જેવાજ બલકે તેનાથીબી સરસ ગણાએલા છે.

હોરમજદ નામનો કોઈ માણસ તો આપણને જણાએલો નથી પણ હોરમજદ એખલો પેદા કરનાર છે એટલું આપણે જાણચે છઇએ, વાસતે એ આવાં યશ્તનો હોરમજદ કોઇ માણસ નહી પણ બંધે દુન્યાનો બનાવનાર હોરમજદ ખોદાએ પોતે ઠડે છે.

---

૧૩૧. જુવો સફે ૧૨૪ મો નોટ ૮૩ મી.

પણ આપણને ખબર છે કે આગલા વખતમાં કોઇ કોઇ વેલા લોકોના મનમાં કોઇ ચોકસ ફરેશ્તાને વાસતે એટલો ઉંચો મત બેશી ગએલો હતો કે તેઓ અલબત પોતાની નાવાકેફીથી ફરેશ્તાને હોરમજદ જેવા ખોદાનીબી ઉપર મેલતા હતા. એવો તે મામલો જેમ કેટલીએક યુરોપ્યન કોમોમાં તેમજ હીંદુઓમાં પણ બન્યો છે* અને તેથી અચરત થવા જેવું કઇ નથી. આગલ ઘણી વખત જણાવવામાં આવ્યું છે કે જરથોશ્તીઓ પાશે હાલમાં જેટલાં અવસ્તાનાં પુસ્તકો બાકી રહયાંછે તે સરવે એકજ વખતનાં કે અશો જરથોશતનાં જમાનાનાં કે અશો જરથોશતનાં પોતાનાં નથી. કેટલાંએકો પાછલાંછે, અને તેમાંની આએ યશ્તો છે; એ યશ્તોના વખતમાં હોરમજદનો મરતબો કોતાહ થઇ ગયલો હતો અને ફરેશ્તાઓનો ચહડતો હતો; તેટલા વાસતે યશ્તોમાં જુદા જુદા ફરેશ્તાઓની બંદગી કરતો હોરમજદ જણાએ છે. જે વેલા મરહુમ દસ્તુર એદલજી દારાબજી જામાસ્પ આસાનાએ આવાં યશ્તનો તરજુમો કીધો હતો તે વેલા દાદાર હોરમજદે આવાં યજદની બંદગી કીધી એવા તેવણનાં ખરા તરજુમાને વાસતે તેવણને ઘણું ખમવું પડ્યું હતું.† ખોદા પોતાની પેદા કીધેલી વસતુને આજેજી કરે, એ વીચારજ આપણને અચરતીમાં નાખવાને બસ છે, અને એવું બેહુંદું અવસ્તામાં લખેલું નહી હોએ પણ તેનો તરજુમો કરનારે ભુલ કીધી હશે, એવું ધારવાને આપણને જલદીથી સુઝે છે. પણ એ તરજુમો સહી છે તેની ખાતરી રાખવી. એ ભુલ ભરેલાં લખાંનનો ખોલાસો એવો આપી શકાએ છે કે એ અવસ્તા પાછલા જમાનામાં જ્યારે જરથોશ્તી દીન સમજવાની શકતી કમી થયાથી હોરમજદના કરતાં ફરેશ્તાઓને ચહડતા ગણવાની ફીલસુફી ચા-

* જુવો જરથોસ્તી અભ્યાસ સફે ૬૨૦ મો.

† જુવો **આવાં ઇઅશત બા માંએનીનો** ગુજરાતી તરજુમો બનાવનાર—દસ્તુર એદલજી દારાબજી જામાસ્પ આસાજીના, સને ૧૨૦૨ યજદજરદી, સને ૧૮૩૩ ઈસવી;—સફે ૩૩ મો.

લતી હતી, ત્યારે બનેલા છે અને તેનો કશો જોખમ અશો જર-થોશતને માંથે નથી. એજ પ્રમાણે રામ યશતમાં તો હોરમજદ એવી અરજ ગુજારે છે કે તે હેરેમનની પેદાએશને મારે અને કોઇબી સ્પેન્તોમઇન્યુશની પેદાએશને નહી મારે. હવે અશો જ-થોશતની પોતાની ફીલસુફી પ્રમાંણે તો સરવે ચીજનો બનાવર હોરમજદ પોતે છે. માત્ર સ્પેન્તોમઇન્યુશ તથા અંગ્રેમઇન્યુઇશ એ તેની બે શકતીઓ છે, એક પેદા કરવાની અને બીજી નાશ કરવાની, પણ આંએ રામ યશતમાં તો ગોયા હેરેમન હોરમ-જદનો દુશમન હોએ તેમ લખ્યું છે. તે અશો જરથોશતનાં પો-તાનાં કલામથી ઉલટું જાએ છે, પણ એ દેખઇતી પુરવારી આપે છે કે એબી પાછલી ફીલસુફી છે, તે જરથોશતની પોતાની નથી.

### ૩. હોરમજદે આવાં તથા રામ યજદની બંદગી કીધી તે વીશેનો સ્પીગલનો ખોલાસો.

પ્રોફેસર સ્પીગલ એ વીશે જુદો ખોલાસો કરે છે તે મને વાજબી લાગતો નથી. તે ખુલાસો કરે છે કેઃ—

The Air appears to be considered as one of the *Qadhatas* or Self–Existent Deities, and hence co-existent with Ahura-Mazda.*

અર્થઃ—હવા ( હવા ઉપર મુવક્કલ રામ યજદ) ને આંએ જગે'ખ-ધાત' માં એટલે પોતે પોતાની મેલે પેદા થએલામાં એક ખોદાએ તરીકે ગણ્યો છે વાસતે તે હોરમજદની સાથે હસ્તી પાંમેલો હોવો જોઇએ.

એવો ખોલાસો કરી સ્પીગલ એમ સમજાવતો માલુમ પડે છે કે જો હવા હોરમજદની સાથેજ એકજ વખતે હસ્તી પાંમી છે તો પછી તેઓ બંધે બરોબરીઆ થયા અને ત્યારે હવાની બંદગી હોરમજદ કરે તે એટલું બધુ એચંબાભરેલું લાગે નહી. પણ તકરારને ખાતર તુરત વેલા કબુલ કરીએ કે હવા 'ખધાત' એટલે સ્પીગલનાં કીધેલા અર્થ પ્રમાંણે પોતાની મેરે બનેલી છે પણ

* જુવો સ્પીગલ–બલીકવાલો ખુરદેહ અવસ્તાનો તરજુમો, સફો ૧૧૧ મો) રામયસ્ત, ૫. ૩ જો.

હોરમજદે તો આવાં યજદનીબી બંદગી કીધી છે, અને આવાં યજદ કાંઇ 'ખધાત' એટલે પોતાની મેરે બનેલી નથી. તે ઠેકાંણે સ્પીગલ ખુલાસો કરે છે કેઃ—

Here, as elsewhere in the Yashts, Ahura-Mazda is represented as requesting the assistance of his own Genii, which does not seem in accordance with the view that they derive all their power from Him.†

**અર્થ:**—હિયાં તથા બીજી યસ્તોમાં હોરમજદ પોતાનાજ બનાવેલા યજદોની મદદ માંગતો હોએ એમ જણાવ્યું છે. તમામ યજદોએ પોતાની શકતી તેનાંથીજ (હોરમજદથીજ) મેલવી છે તે વીચારની સાથે એ વીચાર બરોબર મલતો ઉતરતો નથી.

### ૪. 'ખધાત' નો ખરો અર્થ.

એ પ્રમાંણે હોરમજદે માત્ર 'ખધાત'નીજ નહી પણ જે 'ખધાત' નહી તેની પણ બંદગી કીધી છે. વાસતે તેનો ખોલાસો સ્પીગલે આપયો છે તેથી જુદોજ થવો જોઈએ. વલી 'ખધાત' નો અર્થ પોતાની મેરે પેદા થએલું એવો સમજીને રામ (હવા)ને હોરમજદની સાથેજ હસ્તી પાંમેલી સ્પીગલ સમજે છે તો પછી એવા 'ખધાત' અવસ્તામાંથી બીજાબી મલી આવશે ત્યારે શું તેઓ સરવેને હોરમજનીજ સાથે હસ્તી પામેલા સમજીએ ? જેમકે ટવાષેમ્ ખધાતેમ્', 'મિસ્વાનેમ્ ગાતૂમ્ ખધાતેમ્', 'ખધાતચ રઓચાઓ', 'અનધ્ર રઓચાઓ ખધાત', 'જરવાનેમ્ અકરનેમ દરેગો ખધાતેમ' ઈત્યાદી. પણ હયાં સઘલે ઠેકાંણે 'ખધાત, નો અર્થ 'પોતાના ઠેડાવી આપેલા માર્ગ ઉપર ફરતા' થાએ છે. જે વસ્તુઓ હીલતી છે અને ચકરાવામાં ફરે છે તેઓને વાસતે 'ખધાત' વીશેષણ આવે છે. સેતારા, ખુરશેદ, માહ, હવા ઇત્યાદી પોતાનો ચકરાવો પોતાને ઠેડવી આપેલે કાએદે કોઇ એક બીજાને નડયા વગર હમેશાં ચાલ્યા જાએ છે તેઓ સરવે 'ખધાત' છે, વાસતે 'ખધાત'નો અર્થ પોતાની મેરે પેદા થએલા એવો કરવામાં ભુલ થએલી સમજાએ છે.

† જુવો સ્પીગલ-બલીકવાલો ખુરદેહ અવસ્તાનો તરજુમો, સફો ૩૩ મો, આવાંયસ્ત ૫. ૧૭ મો.

હવે જે પાછલા વખતમાં યશ્તો બની તે વખતે જરથોશ્તી દીનની પુરતી નાવાકેફીને લીધે બાજે વખત લોકોનો એવો વીચાર થયો હોએ કે હોરમજદ કરતાં ફરેશ્તાઓ ચહડતું કૌવત ધરાવે છે તો તે તકરારની સાથે આપણને હયાં કામ નથી. ઉપલો આવાં યશ્તનો દાખલો હયાં દાખલ કરવાની માત્ર એજ મતલબ છે કે એ યશ્ત લખાઇ તે જમાનામાં અશો જરથોશ્તની પેગમબરી વીશે દુન્યાનાં લોકોમાં શું વીચાર હતો તે જણાવવું. એ વીચાર એવો હતો કે જરથોશ્ત પેગમબર થયો તે હોરમજદની ખાસ ખાહેશથી થયો હતો, અને જરથોશ્ત વીશે એવો ઉંચો મત બાંધ્યા આગમચ તે વખતનાં લોકો જરથોશ્ત ઉપર એક પેગમબર તરીકે પુરતો એતેકાદ લાવતા હતા એ તો દેખઇતું છે. વલી ફરવરદીન યશ્ત ઉપરથી માલુમ પડે છે કે સરવે અમશાસ્પંદોએબી ઇછ્યું હતું કે જરથોશ્ત એક પેગમબર થાએ.[૧૩૨]

૧૩૨. તમામ અમેશાસ્પંદોએ, ખુરશેદના જેવી રોશન પ્રકાશતી હરખ ભરેલી ખુશી સાથે તથા પુરતાં ઇમાનથી અને ખરાં દીલ સાથના મનથી તેને (જરથોસ્તને) દુન્યાના લોકોના અહુ (આએ દુન્યાને લગતા સરદાર) અને રતુ (પેલી દુન્યાને લગતા સરદાર ધર્મના વડા) તરીકે,—અશોઈ (રાસ્તી) કે જે સૌથી મોટી, ઘણીજ ખુબીવાલી અને ઘણીજ શ્રેષ્ઠ છે તેની સ્તુતિ કરનાર તરીકે,—અને આએ દીન કે જે હસ્તી ધરાવનારી સઘલી દીનોમાં ઘણીજ ખુબી ધરાવનારી છે તેનો ફેલાવો કરનાર તરીકે—પસંદ રાખ્યો. (ફરવરદીન યશ્ત ફ. ૮૨ મો).

# બાબ ૫ મો.

## જરથોશ્તની આગમચની માજ્દયસની દીન.

ઇરાન દેશ મધ્યે અશો જરથોશ્તે પોતાની નવી હોરમજદી જરથોશ્તી દીન ફેલાવી તેની આગમચ તે મુલકમાં કોઈ મજહબ ચાલુ હોવો જોઈએ. તે મજહબ કેઇ પ્રકારનો હતો, તેમાંનું કેટલું જરથોશ્તે બહાલ રાખ્યું, કેટલું રદ કીધું, તે જાણવાથી જરથોશ્તી ધર્મની ખુબી બરોબર સમજવાને આપણે વેહેલા સામરથ થઈ શકયે છઇએ. એટલા વાસતે એ બાબે થોડીએક તપાસ લેવી જરૂરની છે.

### ૩૫. આગલી દીનવાલાઓ પઓઇર્યો-ત્કએષ કેહવાતા હતા.

જરથોશ્તની આગમચની દીનવાલાઓને પોરીઓદકેશ કેહેતા હતા. તેઓની દીન જરથોશ્તે બહાલ રાખી હશે. કાંએજે જંરથોશ્તી પુસ્તકોમાં પોરીઓદકેશોને માન સાથે યાદ કીધામાં આવે છે. જેમકે યજશનેનાં પેહેલા હામાં [133] તેમજ બીજે ઠેકાણે પોરીઓદકેશનાં † તથા નબાનજદીશતના ‡ ફરોહરોને આરાધ્યાં છે.

---

૧૩૩. અશો લોકોના મજબુત અને જોરાવર ફરોહરોને, પોરીઓત્કેશીઓના ફરોહરોને, **નબાનજદીશત** લોકોના ફરોહરોને અને પોતાના રવાનના ફરોહરને હું ઇજન કરૂં છું. (યજશ્ને હા. ૧ લો ફ. ૧૮ મો).

† યજશ્નેના ૨૬ મા હાના ૫ મા ફકરામાં ગયોમરદ, જરથોસ્ત, કએ ગુસ્તાસ્પ અને જરથોસ્તના છોકરા ઇસદવાસ્ત્રને,—પોર્યોત્કેશ તરીકે ગણેલા છે. તે ઉપરથી એવો સાર નીકલે છે કે જરથોસ્તી ધર્મની આગમચના ધર્મમાં જેઓ જનમ્યા હશે તેઓને પોર્યોત્કેશી ( આગલા મજહબવાલા )ને નામે ઓલખવામાં આવતા હશે અને તેથીજ જરથોસ્તને પણ ખાસ રીતે પોર્યોત્કેશ લખેલો છે.

‡ જરથોસ્તનો મજહબ ચાલુ થવા પછી તે મજહબમાં જેઓ જનમ્યા હશે તેઓ નબાનજદીસ્તના નામથી ઓલખાતા હોવા જોઈએ. યજશ્નેના ૨૬ મા હાના ૭ ફકરામાં જે ગુજરી ગએલા એરવદો (ઉસ્તાદો)ના તથા તેઓના શાગેર્દોના ફરોહરોને યાદ કરવામાં આવ્યાં છે તેઓને નબાનજદીસ્ત તરીકે જણાવેલા છે. એ ઉપરથી ધારી શકાએ છે કે તેઓ જરથોસ્તના નવા ધર્મ સાથે સંબંધ ધરાવતા હોવા જોઇએ.

વલી ફરવરદીન યશ્તમાં એક ઠેકાંણે પોરીઓદકેશનાં ફરોહરોને યાદ કીધાં છે,[૧૩૪] એટલુજ નહી પણ તેઓને પોતાનાં ઘેરમાં બોલાવ્યાં છે અને ત્યાં આવી ખુશી ખુશાલીથી ફરવાને અરજ કીધામાં આવે છે. વલી એજ યશ્તમાં પોરીઓદકેશનાં ફરોહરોને ઘણા કૌવતમંદ ગણ્યાં છે તથા તેઓને બીજા મરી ગએલાઓનાં કે જીવતાઓનાં ફરોહરો કરતાં સરસ ગણ્યાં છે.[૧૩૫] યજશનેનાં ૨૬ માં હામાં આગલી દીનવાલાઓનાં ફરોહરોનેજ નહી પણ તેઓનાં જાનને, તેઓની દીનને, તેઓની બુધીને તથા તેઓનાં રવાનનેબી આરાધ્યાં છે.[૧૩૬] તેમજ ફરવરદીન યશ્તમાં બીજે ઠેકાંણે જરથોશતને પોતાને **પોરીઓદકેશ** લખ્યો છે.[૧૩૭] એ ઉપરથી જણાએછે કે આગલા ઈરાની ધર્મો મધેના કેટલાએક ધર્મ સારા પણ હશે ત્યાંસુધી જરથોશ્તી

---

૧૩૪. અશો લોકોના મજબુત જોરાવર, મજબુત ફતેહમંદી ભરેલાં ફરોહરો મધેનાં, **પોર્યો ત્કેશ** લોકોના ફરોહરો મધેનાં, **નબાનજદિશ્ત** લોકોના ફરોહરોમાંનાં—ફરોહરો ખુશાલ થઇને આએ મકાનમાં આવે, ખુશાલ થઈને આએ મકાનમાં ફરે હરે;—અને ખુશાલ થઈને આએ મકાનમાં (વસનારાંઓને સારૂં) ખુબી ભરેલી ભલી આશીરવાદની દુઆ દીએ; ખુશાલ થઇને આએ મકાનમાંથી પાછાં પધારે; અને દાદાર હોરમજદની તથા અમેશાસ્પંદોની અમારી સ્તુતિ તથા ભક્તિ (તેઓને પોહચાડવા) લઇ જાએ; અને અમો મજદયસ્નાનોના આએ મકાનમાંથી કોઈબી સબબે તેઓ (ફરોહરો) (બદ દુઆ) પોકારતાં પાછાં નહી ફરે! (ફરવરદીન યશ્ત ક. ૧૫૬–૧૫૭ મો).

૧૩૫. ઓ સ્પિતમ! તે અશો લોકોની ફરવશીઓ ઘણીજ જોરાવર છે જેઓ પોર્યોતકેશીઓની છે, અથવા જેઓ નહી જનમેલા ફરશોગરદ કરનારા સોશ્યંતોની છે; વલી ઓ સ્પિતમ જરથુસ્ત્ર! બીજા જીવતા અશોઇવાલા નરોની ફરવશીઓ, ગુજરી ગએલા અશોઓની ફરવશીઓના કરતાં વધારે જોરાવર છે. (ફરવરદીન યશ્ત ક. ૧૭ મો).

૧૩૬. પેહલી કેશવાલાઓ મધેના તથા (અહુરમજદની) પેહલી શિખામણ શાંભલનારાઓ મધેના તે અશો મરદો તથા અશો ઓરતોના જાન, દીન (એકીન, અંતઃકરણ), બુદ્ધિ, રવાન તથા ફરોહરને હમો યાદ કરીએચ, જેઓએ અશોઈને પસંદ રાખી છે (અથવા માન આપયું છે). (યજશ્ને હા ૨૬ મો ક. ૪ ઠો તથા ફરવરદીન યશ્ત ક. ૧૪૯ મો).

૧૩૭. તમામ હાડમંદ દુન્યાના અહુ તથા રતુ અને **પોર્યોત્કેશ** જરથોસ્તને અમો યાદ કરીએચ. (ફરવરદીન યશ્ત ક. ૧૫૨ મો.)

ધર્મમાં તે આગલા તે વખતના ધર્મ પાલનારાઓના ફરોહરોને ઇ-જવાના તથા તેઓને આપણા ઘેરમાં બોલાવાના ફરમાનો આવે નહી અને તેમજ જરથોશ્તને પોતાને પોરીઓદકેશ કેહેવામાં આવે નહી.

**૩૬ જરથોશ્તની આગમચ કેટલીએક દીન રેવાજ પાંમી હતી.**

જરથોશ્તની આગમચ એકથી વધારે દીન માલુમ હતી તે યજશનેના ૪૬ માં હામાં 'દએનાઓ' બોલ આવે છે [૧૩૮] તે ઉપ-રથી માલુમ પડે છે. તેમજ યજશનેના ૩૪ માં હામાં[૧૩૯] પણ એકથી વધારે દીનની બાબત છે. ફરવરદીન યશ્તના ૭૪ મા ફકરામાં[૧૪૦] પણ એકથી વધારે દીનને આરાધી હોએ એમ લાગે છે. તથા બીજે બે ત્રણ ઠેકાણે એકથી વધારે દીન વીશે લખેલું આવે છે તે ઉપરથી જણાએ છે કે જરથોશ્તની આગમચ બીજી કેટલી-એક દીનો રેવાજ પાંમી હતી.

હવે 'અષેમ વોહુ' તથા 'યથા અહુ વઇર્યો' તથા યેંગે-હાતામ નામની આપણી પુરાંણી અને નામીચી અને ધાર્યામેલે

---

૧૩૮. કારણ કે **દીનો** * પેહલ્લાં તુંએ પેદા કરી છે, ઓ અહુર! (યજશ્ને હા. ૪૬ ફ. ૬ ઠો).

* આએ ઠેકાણે **દએનાઓ**નો અર્થ **અશ** તથા દરૂજી વચેનો તફાવત પીછાણવાની શક્તિનો—થઇ શકેછે; **દીન** એટલે ધર્મનો અર્થ હ્યાં લાગુ પડતો લાગતો નથી (બીજી વાર પ્રગટ કરનાર).

૧૩૯. તે રસ્તો, ઓ અહુર! જે તુંએ મને જાહેર કીધો છે તે બહમન (ભલાંમન)નોજ છે; (અને બહમનમાંથીજ ઉત્પન્ન થએલી) સોશ્યંતો (આગલા મજહબ ફેલાવનારાએ) ની દીનો (કાએદાઓ) છે, જે સારી બનાવેલીઓ છે; (તે મુજબ ચાલનાર) અશોઇનેલીધે સુખી જીં-દગી ભોગવી શકેચ. (યજશ્ને હા. ૩૪ ફ. ૧૩ મો).

૧૪૦. દીનોને * હમો ઇજીએ છઇએ.—(ફરવરદીન યશ્ત ફ. ૭૪ મો).
* આએ ઠેકાણે **દએનાઓ** શબ્દની આગમજ **આસ્નાઓ** (જાણવા તથા સમજવાની શકતી), તથા **મનાઓ** (વીચાર), એવા બે શબ્દો આવેલા છે તેથી હ્યાં **દએનાઓ**નો અર્થ અંતઃકરણનો થઇ શકે છે અને તેનો શામટો અર્થ નીચે મુજબ કરવો દરૂસ્ત લાગે છેઃ—"સોશ્યંતોની જાતી અથવા આકાશી સમજણ, વીચાર તથા **દએના** (અશોઈ તથા દરૂજીને પીછાનવાની શકતી અથવા અંતઃકરણ) ને હમો ઇજીએ છઇએ. (બીજી વાર પ્રગટ કરનાર).

જરથોશતની આગમચની બનેલી બંદગીઓની જે શરેહ યજશનેના ૧૯ માં, ૨૦ માં તથા ૨૧ માં હામાં આવે છે. તેમાં ત્રીજો ત્કએષ,* તથા ત્રણ ત્કએષ,* તથા પાંચ ત્કએષ,* એવા બોલો આવે છે. તેનાં અર્થો હાલસુધી એમ કરવામાં આવે છે કે અશેમ વોહુના ત્રણ ભાગ છે, યથા અહુ વઇરીઓનાં પાંચ અને યેંગે હાતામના ત્રણ ભાગ છે; પણ ત્કએષનો અર્થ બીજે સઘલે ઠેકાંણે રેવાજ, કાએદા એવો કરવામાં આવે છે અને આએજ જગોએ ભાગનો કીધામાં આવે છે, તેથી એ અર્થ ઉપર શક જાએ છે અને મારા વીચાર પ્રમાંણે હયાં પણ રેવાજ તથા કાએદાનો અર્થ ચાલુ રાખીએ તો કસી અડચણ લાગતી નથી. એ ત્રણડે બંદગીઓ જુની છે પણ તે કયા વખતની છે તે જણાવા એક બંદગીની શરેહમાં જણાવ્યું છે કે તે ત્રીજી દીનવાલી છે કે પાંચમી દીનવાલી છે. એવી રીતે તેની શરેહમાં જણાવ્યું હોએ તો તે ધ્યાનમાં ઉતરી શકે એવી બીના છે. એ બાબત ઉપર હું હીમતથી, મારો વીચાર ચોકશ હોએ તેમ, બોલી શકતો નથી, પણ એ બીના ધ્યાન ઉપર લેવા જોગ છે તેમાં કશો શક નથી.

* **થ્રિતીમ ત્કએષેમ** (યજશ્ને હા ૧૯ મો ૫. ૧૩ મો), પેહલવી તરજુમો કરનારે એનો અર્થ "**સતીગર દાતોબરી,**"=ત્રીજી દાવરી કીધો છે—તેમજ 'થ્રાયો ત્કએષનો' **સે દાતોબરી**=ત્રણ દાવરી અર્થ કરીને શરેહમાં સહમજાવેચ કે ત્રણ હોકમ, (યજશ્ને હા ૨૦ મો ફ. ૩ જો); અને **'પંચ ત્કએષનો'** અર્થ **પંજ દાતોબરી**=પાંચ દાવરીનો કરીને તેની શરેહમાં પાંચ હોકમ અથવા પાંચની હકુમત–એમ સમજાવે છે. એ છેલ્લી પાંચ દાવરીથી, **માનપતી** (ઘરનું વડયલપણું) **વીસ્પતી** (મોહલ્લાનું વડયલપણું), **જંદપતી** (કસ્બાનું વડાપણું), **દેહુપતી** (દેશનું વડાપણું) અને **જરથોશ્ત્રોતુમી** (દસ્તુરાન દસ્તુર અથવા **રદના** દરજ્જા)ની મતલબ નીકલી શકે છે. એ જગોએ **ત્કએષનો** અર્થ રેવાજ કરતાં કોઇ જુદો થવો જોઇએ, પણ **ભાગનો** અર્થ તો થતોજ નથી, કારણ **ભાગ** એવા અર્થના શબ્દને સારૂં, ઉપલાજ ત્રણડે હાઓમાં **બઘ** શબ્દ આવેલો છે. ગુજરાતી તરજુમો કરનારાઓએ પણ પેહલવી તરજુમાને આધારે **ત્રણ દાવરીવાલો,** તથા **પાંચ દાવરીવાલો**—એવો તરજુમો કીધોછે. **સ્પીગલે** એ ત્રણડેના અર્થઃ—the third paragraph;...the five fold; three maxims; three sentences—એવા કીધા છે. (બીજી વાર પ્રગટ કરનાર).

### ૩૭. દીન ફેલાવનારાઓ 'સઓશ્યન્તો' કેહેવાતા હતા.

'સઓશ્યાંસ્' બોલના બે અર્થો થઈ શકે છે. જ્યારે 'સુ' ધાતુ ઉપર ભવીષ્યની નીશાની 'ષ્ય' લાગે છે ત્યારે, હવે પછી દુન્યાના લોકોને ફાએદા કરવા જે આવનાર છે તેને વાસતે તે બોલ આવે છે. જેમકે જે પેગમબર રસતાખેજ કરવાને આવશે તેને આપણે 'સઓશ્યાન્સ' (સોશીઓશ) કહીએ છઇએ. એ અર્થ ચોકસ રીતે ફરવરદીન યશતમાં[૧૪૧] કરવામાં આવેલો છે વાસતે તેની ઉપર કશો શક શુબેહ રેહતો નથી. પણ 'સઓશ્યન્તો' બોલ ઘણી વેલાએ જરથોશતની આગમચ થઇ ગએલા કોઈ પુરૂશોને વાસતે આવે છે તે જગે 'હવે પછી ફાએદા કરવા આવનાર' એવો અર્થ લાગું પડી શકતો નથી, વાસતે ત્યાં બીજો અર્થ સોધવો જોઈએ છે. જો 'સુચ્' ધાતુ લઈજીએ તો 'સઓશ્યન્તો' નો અર્થ 'રોશની આપનારાઓ, એવો થઈ શકેછે અને તે જરથોશતની આગમચ થઈ ગએલાઓને વાસતે બરોબર લાગુ પડે છે. જેઓએ દીન સમજાવી અને લોકોને ખોદાઇ માર્ગની રોશની આપી તેઓ 'સઓશ્યન્તો' કેહવાતા હતા, એટલે કે જરથોશતની આગમચનાં પેગમબરો એ નામથી ઓલખાતા હતા. તેમજ જરથોશતની સાથનાં તથા તેની પછીનાં ધર્મ ફેલાવનારા તથા ઉપયોગી લોકોબી એજ એલકાબથી ઓલખાતા હતા. જેમકે યજશનેનાં ૧૨ માં હામાં[૧૪૨] એક જરથોશ્તી

૧૪૧. અશો અસ્તવત એરેતના ફરોહરને હમો યાદ કરીએ છઇએ, જે ફતેહમંદ સોસ્યોસને નામે તેમજ અસ્તવત એરેતને નામે જણાએલો છે; તે **સોશ્યોસ** એટલા વાસતે કેહવાએ છે કે તમામ હાડમંદ દુન્યાને તે તારનાર થશે; તે **અસ્તવત એરેત** એટલા વાસતે કેહવાએ છે કે તે બદન ધરાવનાર અને જાન ધરાવનાર (માનસ) હોવા છતાં, બદન ધરાવનારાઓના દુઃખ (નાશ)ની સાંબો થશે (તારશે)— એ પગાંઓ ( માનસો )માં દરૂજી (જુઠાઇ)ની ખાસ્યતની સાંબે થવાને (દફે કરવાને) અને અશોઇ (રાસ્તી) ને માર્ગે ચાલનારાઓએ ખમેલાં દુઃખની સાંબે થવાને વાસ્તે ( તે કોશેશ કરશે ) (ફરવરદીન યશ્ત ફ. ૧૨૮-૧૨૯).

૧૪૨. જે તરીકાનો અહુરમજદ છે, જેણે તમામ જાનવરોને તથા અશો નર ( ગયો મરદ )ને પેદા કીધાં છે; જે તરીકાનો જરથોશ્ત હતો,

પુરૂશ દીનમાં દાખલ થતી વખતે, તેમજ બીજે કોઇબી વખતે જરથોશતનાં, ગુશતાસ્પનાં ફરશોસતરનાં, જામાસ્પનાં તથા બીજા કોઇબી સાચે મારગે ચાલનારા ઉપયોગી દીન સમજાવનારાઓની માફક, તેઓના તરીકા પ્રમાણે ચાલવાને કબુલાત આપે છે. તે ફકરામાં જરથોશતની સાથનાં તથા તેની પછી થઇ ગએલા ઉપયોગી દીન સમજાવનારાઓને 'સઓષ્યન્તો' લખ્યાછે. પણ યજશનેનાં ૯ માં હામાં[143] હોમ જરથોશતને કેહ છે કે જેમ આગલા સોશ્યંતોએ (દીન સમજાવનારાઓએ) મારી સ્તુતી કીધી છે તેમ તું કર. એ જગોએ 'સઓષ્યન્તો' નો અર્થ આગલ થઇ ગએલા દીન સમજાવનારાઓનો કરવો પડે છે. હવે હોમ આએ રીતે જરથોશતને કેહ છે તેની આગમચ કહી જાએ છે કે આગલ જમશેદના બાપે, ફરેદુનના બાપે, કેરેશાસ્પના બાપે અને તારા બાપ પોરૂશસ્પે મને આરાધ્યો છે. તે ઉપરથી જણાઇ આવે છે કે જે 'સઓષ્યન્તો' વીશે હોમ બોલે છે તેઓના નામ એજ હામાં આગલ જણાવેલાં છે અને તે નામવાલા પુરૂશો જરથોશતની આગમચ થઈ ગએલા છે. વાસતે એટલા ઉપરથી ઠડે છે કે જેઓ દીન સમજાવતા હતા તેઓ 'સઓષ્યન્તો' કેહેવાતા હતા. પછી તેઓ જરથોશતની પછી ના વખતના, પણ જે પુસ્તકમાં એ બોલ મલે તે લખાયું તેની આગમચના, કે તેના પોતાના વખતના કે તેની આગમચના વખતના હોએ. પણ જે છેલ્લો પેગમબર સોશ્યોસ આવશે તે તો આએ દુન્યાના લોકોને પાપમાંથી છોડવી તેઓને પાછા પવિત્ર કરશે એવું લખેલું છે, વાસતે તેને બીજા 'સઓષ્યન્તો'થી જુદો પાડવો જોઇએ છે.

---

જે તરીકાનો કએ ગુસ્તાસ્પ હતો, જે તરીકાના ફરશોસ્તર તથા જામાસ્પ હતા અને જે તરીકાના જાહેર (રાસ્ત) કામ કરનારા અશો સોસ્યોસો મધેના દરેક હતા—તેજ તરીકાવાલો અને તેજ કેશવાલો હું મજદયસ્ની તથા જરથોસ્તી છું. (યજશ્ને હા. ૧૨ ફ. ૭ મો).

૧૪૩. (હોમ જરથોસ્તને કેહછે કે)...સ્તુતીએ કરી તું મારી સ્તુતી કર જેમ બીજા સોસ્યંતો (રાસ્તીનો માર્ગ દેખાડનારાઓ) એ મારી સ્તુતી કીધી છે તેમ. (યજશ્ને હા. ૯ ફ. ૨ જો).

## ૧. ગઈયોમરદ.

અવસ્તામાં જણાવ્યા પ્રમાણે સૌથી પેહેલો પુરૂશ જે દીનની રાહે ચાલ્યો હતો તે ગયોમરદ હતો. ગયોમરદની આગમચ આદમ જાતની વસતી હતીજ નહી એવું ચોકસ કેહેવાઇ શકાતું નથી. પેહલવી કેતાબોમાં 'મશીઅ' તથા 'મશીઆની' ની બીના જોવામાં આવે છે, પણ અવસ્તામાં તે વીશેનું કસું બયાન મલી આવતું નથી. જ્યારેબી કદીમ જમાનાથી તે રસ્તાખેજ સુધીના માનસો વીશે બોલવું હોએ છે ત્યારે બે છેડા પકડવામાં આવે છે. પેહેલો છેડો ગયોમરદથી શરૂ થાએ છે અને બીજો છેડો સોશ્યોસથી આખર થાએ છે. દુન્યાની આખેરી સોશ્યોસથી આવશે તે વીચાર મુજબ માણસની વસતી ગયોમરદથી શરૂ થઈ હતી એવું બી ધારવું પડે છે, કાંએજે તેઓ બંધેને બે છેડાઓ ઉપર મેલવામાં આવ્યા છે. યજશનેના ૨૬ માં હામાં પેહેલાં, આગલી દીનવાલાઓના, તથા આગલ જેઓએ કાંન આપોને હોરમજદની શીખામણ સાંભલી હોએ તેઓ માંહેલા મરદ તથા ઓરતોના જાનને, દીનને, બુધીને, રવાનને તથા ફરોહરને આરાધ્યાં છે, પછી ગયોમરદના ફરોહરને આરાધ્યું છે, પછી જરથોશતના, ગુશતાસ્પના, જરથોશતના છોકરા ઇસિતવાસ્તરના ફરોહરોને, પછી તમામ નવી દીન કબુલ કરનારાઓનાં જાનને, દીનને, બુધીને, રવાનને તથા ફરોહરને ઇજ્યાં છે, અને સૌથી છેલ્લે તમામ ફરોહરોને શામટાં આરાધ્યાં છે, જેઓમાં ગયો-મરદનાં વખતથી તે સોશ્યોસનાં વખત સુધીનાં અરસામાં હાલ સુધીમાં થઇ ગએલા ગુજરી ગએલા, તથા હવે પછી સોશ્યોસનાં વખત સુધીમાં થનારા માનસોના ફરોહરો આવી જાએ છે.[૧૪૪] એ રીતે જોતાં પેહેલી દીનવાલાઓમાં અને પેહેલી શીખામણ સાંભલનારાઓમાં સૌથી પેહેલો ગયોમરદ ઠડે છે. પણ એ વીશે

૧૪૪. ગયો મરદથી તે ફતેહમંદ સોસ્યોસ સુધીના તમામ અશો લોકો-ના ભલાં, બહાદુર, વરધી કરનારાં ફરોહરોને હમો ઇજ્યે છયે (યજશ્ને હા. ૨૬ ફ. ૧૦ મો).

ખોલાસાથી ફરવરદીન યશતમાં કેહે છે કે ગયોમરદે પેહેલાં હોરમજદ-નો વીચાર તથા તેની શીખામણ સાંભલી અને તે ગયોમરદથી ઇરાન મુલુકની વસતીનો નાભ તથા ઓલાદ પેદા થઈ.[૧૪૫] આએ દાખલા-થી ખોલ્લી રીતે જણાએ છે કે ઇરાંનીઓની તોખમ ગયો મરદથી છે અને તે પેહેલો હોરમજદની શીખામણ શાંભલનાર હતો. હોરમજદે તેને શીખવ્યું હતું, વાસતે જો તે વેલા તેનાં બચાં છોકરાંઓની વસતી તેની આગલ વધી ગઇ હોએ તો તે તેઓના પેગમબર ત-રીકે ગણાતો હતો. આગલા વખતમાં પાદશાહ, બુજોરગ તથા પેગમ-બરનો મરતબો દરેદ કુટુંબ, તાએફા યા કોમનાં વડવાઓ ભોગવતા હતા. કુટુંબનો વડો તેજ પાદશાહ તથા પેગમબર ગણાતો હતો.

કેટલાએકો કેહ છે કે જરથોશતી દીન ગયોમરદથી છે. તેઓ ઉપલા ફકરાનો ટેકો લીએ છે. પણ જે શીખામણ હોરમજદે જરથોશતને આપી હતી તેજ ગયોમરદને આપી હતી એવું ઉપલા ફકરા ઉપરથી જણાતું નથી. જે અને જેટલું જરથોશતને શીખવવું પડયું હતું તે અને તેટલું ગયોમરદને દુન્યાની પેહેલી શરૂઆતમાં જણાવાની કસી ગરજ પડી નહી હોએ. વાસતે ગયોમરદ હોરમજદી જરથોશતી મજહબ પાલતો હતો એમ બોલવાની આપણી પાસે કસી સાબેતી નથી, પણ તે હોરમજદી દીન પાલતો હતો તે ઉપલા ફકરા ઉપરથી નકી ઠડે છે. તે માજદયસની દીન પાલતો હતો એટલુંજ આપણે કેહી શકીએ પણ તે જર-થોશતી દીન પાલતો હતો એમ નહી કેહેવાએ. આગલ ચાલતાં માજદયસની તથા જરથોશતી દીન વચેનો ફરક આપણે જોઇશું.

## ૨. હોશંગ.

ઉપર જણાવ્યું છે કે આગલા વખતમાં પાદશાહો, પેગ-મબરોમાં તથા દસતુરોમાં ખપવાનો હક ધરાવતા હતા. હાલ-

૧૪૫. અશો ગયોમરદના ફરોહરને હમો ઈજ્યે છયે, જે પેહલ્લાએ અહુરમજદના વિચાર અને શિખામણોને સાંભલ્યાં, જેનાથી ઇરાનીઓના મુલકના નાભ (કુટુંબ અથવા સીલસીલો) અને ઇરાનીઓના મુલકના તોખમ ઉત્પન્ન થયાં. (ફરવરદીન યશ્ત ફ. ૮૭ મો).

માં પણ ઈંગલંડમાં તેમજ બીજા મુલુકોમાં પાદશાહ (Temporal head), તેજ દસ્તુરાન દસ્તુર (Spiritual head), તથા તેજ દીનનો સંભાલ કરનાર (Defender of the faith) લખાએછે. એ રીતે ઈરાનનાં કેટલાએક નામીચા પાદશાહોએ દીનનો સંભાલ કીધો છે તથા દીનનાં દુશમનોને મારી હટાવ્યાછે, તેનું થોડું એક બયાન અવસ્તા મધેથી મલે છે. હોશંગનાં વખતમાં, તે વખતનાં લોકોનાં વીચાર પ્રમાણે, જાદુગરો તથા પરીકનો ધંધો ચાલતો હતો અને માજનદરાન તથા ગીલાન મધે બદકારી ઘણી ફેલાઈ હતી, તેથી આવાં યશ્ત પ્રમાંણે તેણે[૧૪૬] જે મુલકોમાં જાદુગરો રેહેતા હતા, તે મુલકો જીતી લીધા અને માજનદરાન તથા ગીલાનના બે તૃતીઆંઉશ દેવોની બદકાર વસતીને નાબુદ કરી નાખી હતી. હમેશે ઇરાની પેગમબરોને જાદુગરો તથા જુઠાઈની સાંમે મોટી દુશમનાઈ હતી, તે હોશંગનાં વખતથીજ આપણા જોવામાં આવે છે. ગોશ યશ્ત પ્રમાંણે[૧૪૭] હોશંગ કદીબી દેવોથી ( બદકાર માણસોથી ) જરાકબી દર ખાતો નહી હતો, તેની જગે હોશંગને જોઈને તેઓ ઘણીબી હીમત રાખ્યા છતાં બીહીને નાહસી જતા હતા.

### ૩. તેહેમુરસ.

રામ યશ્ત પ્રમાંણે[૧૪૮] તેહેમુરસે તમામ બદકાર માનસોને તથા તમામ જાદુગરો તથા પરીકોને નેસત નાબુદ કીધા

---

૧૪૬. તેનીને ( અર્દ્વીસુરને ) પેશદાદ હોશંગે, અલબુરજ પહાડની નીચેની જગો ઉપર............આરાધી.—તેથી તેણે તેનેથી આએ મુરાદ ચાહી કે, ઓ ખુબીવાલી, ઘણીજ ફાએદેમંદ અને નિર્મલ અર્દ્વીસુર! મને તું આએ મુરાદ બખશ કે હું તમામ દેશોના દેવો, બુરા માણસો, જાદુગરો, પરીઓ, **સાતર** ( જુલમગારો ) **કવિ** ( દેખતી આંખે આંધલાઓ ) અને **કરપન** (છતા કાંને બેહરા ) લોકોની ઉપર સૌથી ચહડતી પાદશાહી હું મેલવું, અને **માજંદરાની** દેવોના તથા **ગેલાની** પાપીઓના બે તૃતીયાંશ દેવો તથા પાપીઓનો હું નાશ કરૂં. (આવાંયશ્ત ૫. ૨૧-૨૨).

૧૪૭. (હોશંગે ચાહ્યું ) કે હું માજંદરાની તમામ દેવોને મારનારો થાઉં; બીહીકથી બીહી જઈને તે દેવોની સાંમે હું નમું નહી; બલકે તે તમામ દેવો (મને નમવાને) નાખુશ છતાં મારેથી બીહીને મને નમે અને મારેથી બીહીને દોજખના અંધકારમાં નાહશી જાએ. ( ગોશ યશ્ત ફ્. ૪).

૧૪૮. તે (રામયજદ) ને જીનાવંદ (બખ્તર ધરાવનાર) તેહમુરસે...... ઈજ્યો અને તેનીથી ચાહયું, કે ઓ ઉપર કામ કરનાર વયુ ! તું મને,

હતા અને અહેરેમનને ઘોડાની સુરતમાં તાબે કરી તેની ઉપર દુન્યાના બંધે કીનારાઓ સુધી, ૩૦ વરશ લગી સવારી કીધી હતી. હેરેમનની ઉપર ત્રીસ વરશ વેર સવારી કીધી હતી એ માત્ર એબારતબાજી સમજવી. મતલબ કે ૩૦ વરશ વેર તેહેમુરસે પોતાને તાબે રહેલી પ્રજાઓમાં એવો તો સારો બંદોબસ્ત રાખ્યો હતો કે બદી ત્યાંથી શેકસત પાંમીહતી. જેમ ઘોડાની ઉપર સવારી કરી તેને આપણે આપણા તાબામાં રાખીએ છઇએ તેમ તેહેમુરસનાં વખતમાં લોકો પોતાનાં ખરાબ હવસોની ઉપર સવારી કરી, પોતાનાં હાથ તલે તે બદીને જેર કરવા તેનાથી શીખ્યા હતા.

### ૪. જમશેદ.

વંદીદાદની ૨જી પરગરદ ઉપરથી એવું દીશેછે કે જે તરેહની દીન હોરમજદે જરથોશતને શીખવી હતી તેવીજ દીન જમશેદને પણ બતલાવી હતી અથવા બતલાવા ઇછી હતી, પણ જમશેદમાં તે ફાહેશ કરવાની શકતી નહી હોવાને લીધે [૧૪૯] તે દીન સમજવાનું તથા ફેલાવાનું કામ જરથોશતને વાસતે રહયું હતું અને આખરે જરથોશતથીજ તે જાહેર થઈ હતી, તોપણ બીજા આગલા પેગમબરોની માફક જમશેદે બદી દફે કરવાની કેટલીએક મેહનત લીધી હતી. આવાં યશ્ત પ્રમાંણે [૧૫૦] તમામ જાદુગરો, પરીકો, બદ-

---

આએ મુરાદ બખશ કે હું તમામ દેવોને અને બુરા માનસોને, તમામ જાદુગરોને અને પરીઓને મારનાર થાઉં, અને ગનામીનોને, ઘોડાના રૂપમાં તાબેદાર કરીને, ૩૦ વરશ સુધી જમીનના બંધે કીનારા (છેડાઓ) સુધી તેની ઉપર સ્વારી કરૂં. (રામયશ્ત ક્. ૧૧-૧૨).

૧૪૯. ત્યારે મને સોહામણા જમશેદે આએ પ્રત્યુત્તર આપયો, ઓ જરથોશ્ત! કે હું દીનનો ફેલાવો કરનાર તથા તેનો શુમાર કરનાર થવાને નથી લાયક કે નથી શિખેલો. (પરગરદ ૨ ક્. ૩ જો).

૧૫૦. તેનીને (અર્દ્વીસુરને) નેક ટોલાવાલા (બોહલી રૈયત તથા ગાવ ગોસ્પંદ ધરાવનારા) જમશેદે હુકર પાહડની ઉપર..........ઇજી.—તેથી તેણે તેની પાસે આએ મુરાદ ચાહી કે "ઓ ખુબીવાલી, ઘણીજ ફાએદેમંદ અને નિર્મલ અર્દ્વીસુર! મને આએ મુરાદ તું બખશ કે હું તમામ દેશોના દેવો, પાપી માનસો, જાદુગરો, પરીઓ તથા સાતર, કવિ અને કરપન લોકોની ઉપર સૌથી સરસ પાદશાહી મેલવું; અને દેવોના અખ્ત્યારમાંથી—દોલત તથા ફાયદો એ બંધે ચીજ, વરધી અને ટોલું એ બંધે ચીજ, અને તૃપ્તિ અને કીર્તી એ બંધે ચીજ હું દુર કરૂં. (આવાંયશ્ત ૫. ૨૫-૨૬).

કાર માણસો તથા દેવોને જમશેદ જેર કીધાં હતાં તથા દેવોની કીર્ત્તી તથા આબાદી તેણે કોતાહ કીધી હતી.

### ૫. ફરેદુન.

આવાં યશ્તમાં જણાવ્યા પ્રમાંણે સચાઈનીં દુન્યાને ખરાબ કરવાને માટે અંગ્રમીનોએ જુઠા અને પાપી જોહાકને ઉશકેરી તેની મારફતે અશોઇને કાએદે ચાલનારી દુન્યાનો નાશ કરવા ચાહ્યું હતું; પણ તે પાપી જોહાકને બહાદુર ફરેદુને મારી દુન્યાના લોકોને તેનાં જુલમથી છોડવ્યાં હતાં.[૧૫૧]

### ૬. કેકાઉસ.

કેકાઉસેબી જાદુગરો, પરીક તથા તમામ બદ માણસો તથા દેવોને પોતાને તાબે કરી જેર કીધા હતા. તે આવાં યશ્ત ઉપરથી જણાએ છે. [૧૫૨]

---

૧૫૧. તેનીને બાહદુર ખાંદાનના આતપીનનાં ખાંદાંની પુત્ર ફરેદુને **ચાર ગોશાવાલાં** વરેન (ગેલાન શેહર)માં ........આરાધી.—તેથી તેણે તેનીથી ચાહેઉ કે "ઓ ભલી ઘણીજ ફાયદેમંદ અને નિર્મલ અર્દ્વીસુર! તું મને આએ મુરાદ બખશ કે હું ત્રણ જુબાનવાલા, ત્રણ માથાંવાલા, છ આંખવાલા હજારગણી યુક્તીવાલા પુરતાં કુવતવાલા આએ ખલકના લોકોને માટે બુરા તથા નુકસાન કરનાર, દુરવંદ, તથા પુરતાં કુવતવાલી અને નુકસાન કરનારી **દેવી** કે જેને ગનામીનોએ અશોઇની પેદાયશમાંની જીસમાની પેદાયશના નાશને માટે પેદા કીધી છે તેનીનાં જેવા (અથવા તેને લગતા) અજી દહાક (જુહાક)ને મારનારો થાઉં, અને શેહરનાજ તથા અરનવાજ નામની તેની બે પિયારીઓ, જેઓ આએ દુન્યામાં જનમ લેતી ઓરતોમાં ઘણીજ સુંદર બદનવાલી છે, અને જેઓને ઘણીજ છુપી જગોમાં રાખવામાં આવી છે, તેઓને હું મારા હાથમાં લાઉં. (આવાં યશ્ત ૫. ૩૩-૩૪).

૧૫૨. તેનીને (અર્દ્વીસુરને) ચાલાક અને મોટી કીર્તીવાલા કાવુસે **એરેજીફ્ય** પાહડ ઉપર... ......આરાધી......કે મને તું આએ મુરાદ બખશ કે હું તમામ દેશોના દેવો, બુરા માનસો, જાદુગરો, પરીઓ અને **સાતર, કવિ** તથા **કરપન** લોકોની ઉપર સઉથી ચહડતી પાદશાહી મેલવું.—(આવાં યશ્ત ૬. ૪૫-૪૬).

## ૭. કેખુશરો.

આવાં યશતમાં લખવા પ્રમાણે તમામ જાદુગરો તથા પરીકો તથા બદકાર માણસોને કેખુશરોએ પોતાને તાએ કીધાં હતાં.[૧૫૩] ગોશ યશતમાં જણાવ્યા પ્રમાણે ઘાટકી અફરાસીઆબને સ્યાવખશ તથા અગરેરથના કીનામાં કેખુશરૂએ માર્યો હતો.[૧૫૪]

## ૮. વીશ્કરીસ.

વંદીદાદની ૨ જી પરગરદમાં પુછવામાં આવ્યું છે કે જમશેદે જે વર બનાવ્યો હતો તેમાં માજદયસની દીન કોણે ફેલાવી હતી? તેનો ઉત્તર એવો મલે છે કે વીશ્કરીસએ જમશેદના વરમાં દીન ફેલાવી હતી.[૧૫૫] આપણા લોકો વીશ્કરીસ નામનું એક પંખી સમજે છે અને તેણે માજદયસની દીન જમશેદના વરમાં ફેલાવી હતી એમ કેહ છે. વીશ્કરીસ બોલનો પેહેલો ભાગ 'વિશ'

---

૧૫૩. તેનીને ( અર્દ્વીસુરને ) ઇરાન દેશોની તમામ સલતનતને એક કરનાર ( સાથે જોડી નાખનાર ) બહાદુર કએખુસરૂએ ઉંદી અને બોહલાં પાનીવાલી **ચેચસ્ત** નદીના કીનારાં ઉપર.........આરાધી;—કે તું મને આએ મુરાદ બખશ કે હું તમામ દેશોના દેવો, બુરા માનસો, જાદુગરો, પરીઓ, **સાતરો કવિઓ** અને **કરપણ** લોકોની ઉપર મુખ્ય પાદશાહી મેલવું અને તમામ ઘોડાઓ મધેના સઉથી સરસ ઘોડાને હું જોડું અને તે સાથે આએ લાંબા વખત સુધી ઉજડ પરેલાં જંગલ (લડાઇનાં મેદાન) ને નવેસરથી સમારૂં કે જ્યાં પેલો ઘાટકી મનનો ( અપ્રરાસ્યાબ) હમણાંજ મારી સાથે ઘોડાઓની પીઠ ઉપર ( મોટાં લશકર સાથે) લડયો હતો. ( આવાં યશ્ત ફ. ૪૯–૫૦ )

૧૫૪. તેનીને ( દ્રવાસ્પને ) ઈરાન દેશોની તમામ સલતનતને સાથે જોડી નાખનાર બહાદુર કએખુસરૂએ ઉંદી અને બોહલાં પાનીવાલી **ચએચસ્ત** નદી ઉપર......આરાધી..... કે તું મને આએ મુરાદ બખશ કે હું ઘાટકી તુરાની **અફરાસ્યાબને** ઉંદા અને બોહલાં પાનીવાલા, **ચએચસ્ત વર**ના કીનારા ઉપર, જુલમથી મરાએલા સ્યાવખશના કીનામાં, તેના એક છોકરા તરીકે, મારૂં; અને બહાદુર તથા **નરૂ**ના ખાંદાનના **અઘ્રેરથ**ના ( કીનામાં હું મારૂં.) ( યશ્ત ૫. ૨૧–૨૨ ).

૧૫૫. દાદાર ! તે **વરો** જે જમશેદે બનાવ્યા તેમાં કોણે માજદયસની દીન ફેલાવી? ત્યારે કહ્યું અહુરમજદે કે વીશ્કરિસએ, ઓસ્પિતમાન જરથોસ્ત ! ( વંદીદાદ પરગરદ ૨, ૫. ૪૨ મો).

જો પંખીને અર્થે સમજવામાં આવતો હોએ તો તેણે દીન કેમ ફેલાવી તે સમજમાં ઉતરી શકતું નથી, વાસતે વીશ્કરીમ નામનો કોઇ પેગમબર જમશેદના વરમાં થઇ ગયો હોએ એવું ધારવાને વધારે દરૂસત લાગે છે. વલી બીજું એ ફકરા ઉપરથી એમ માલુમ પડેછે કે જમશેદના વખતમાં માજદયસની દીન હતી, અને જમશેદ તો હોરમજદી જરથોશ્તી દીન ફેલાવાની પોતાની અશકતી જણાવી હતી, તે ઉપરથી ખોલ્લીરીતે માજદયસની તથા હોરમજદી જરથોશ્તી દીન વચેનો ફરક સમજાઇ આવેછે. જે દીન જમશેદના વખતમાં હતી તે હોરમજદી માજદયસની દીન હતી, પણ જે દીન જરથોશ્તે જાહેર કીધી તે હોરમજદી જરથોશ્તી દીન હતી.

## ૯. હોમ.

હોમ નામનો એક નામીચો પેગમબર કદીમ જમાનામાં થઇ ગએલો લાગેછે. જેમ મુસાઇ મજહબ મુસાથી ઉત્પન્ન થએલો છે, પણ મુસાની આગમચબી ઇબ્રાહીમ નામનો એક પેગમબર થઇ ગએલો મુસાનાં પુસ્તકોમાં જણાવેલો છે, તેમ જરથોશ્તી મજહબ જરથોશ્તથી ઉત્પન્ન થએલો છે પણ તેમાં આગલા હોમ નામના પેગમબર વીશે જણાવેલું મલી આવે છે. યજશનેનો હાવનીમ નામનો ૯ મો તથા વીશઅપાંમ નામનો ૧૦ મો હા, હોમની બાબતમાં રચાએલો છે. ત્યાં કેટલેક ઠેકાણે હોમના રસની બીના છે અને કેટલેક ઠેકાણે હોમ પેગમબરની બાબત છે. જ્યાં હોમ પેગમબરની બીના આવે છે ત્યાં આપણા લોકો હોમ ફરેશતાની બાબત સમજે છે. પણ યજશ્નેના ૯ માં હા હાવનીમમાં જ્યાં જરથોશ્તની નજરે હોમ પેહેલ વેહેલો પડયો તેની બીના આવેછે. જરથોશ્ત હોમને સવાલ કરે છે કે કોણ નર તું છે[૧૫૬]? હયાં ધ્યાનમાં લેવાનું છે

૧૫૬. હાવન (ગેહ)નાં વખતમાં હોમ, આતશને પાક કરતા અને ગાથાઓને ગાતા જરથોસ્તની પાશે ગયો; તેને જરથોસ્તે પુછયું કે— ઓ બહાદુર નર! તું કોણ છે, જે તમામ હાડમંદ દુન્યામાંના (એક)ને, મેં શ્રેષ્ઠ તથા પોતાની પ્રકાશતી અને અમર્ગ જીંદગીનો જોયો છે.

કે જરથોશ્તે કોઇ નરને સવાલ કીધો હતો, વાસતે તે ફરેશ્તો નહી હોએ, પણ કોઇ આદમી હોવો જોઇએ. વલી જરથોશ્ત તે નરને એમ કહેછે કે આએ હાડમંદ દુન્યામાં મેં તુંને ઘણોજ ઉત્તમ જીંદગીવાલો જોયો. તે ઉપરથી ખોલ્લું જણાએ છે કે હોમ આએ હાડમંદ દુન્યાનો વસનારો હતો; તે મીનોઇ જેહાનમાં વસનારો ફરેશ્તો હતોજ નહી. વલી હોમને કેઠે યજદ લખ્યો નથી. જોકે જરથોશ્ત આએ દુન્યાનો રેહેવાસી હતો તોપણ તેને બુઝોરગ મરતબો આપવાને વાસતે માણસને પેઠે અવતર્યા છતાં કેટલેક ઠેકાણે યજદ લખ્યો છે તો પછી હોમ નામનો કોઈ ફરેશ્તો હોએ તો શા સારૂ તેને યજદ લખવામાં નથી આવ્યો? એ ઉપરથી લાગે છે કે હયાં હોમ નામના પેગમબરની બીના છે. તે પેગમબરે પેહેલાં હોમ ગાલવાનો રેવેયો કાહાડયો હતો તે મેહેર યશ્ત ઉપરથી જણાએ છે; ત્યાં લખે છે કે હોમ પેગમબરે પેહેલાં હાવનીમે કરીને હોમનો રસ અલબુરૂજ પાહાડ ઉપર કાહાડયો હતો.[૧૫૭] આપણે જાણયે છઇએ કે હીંદુઓમાં પણ 'સોમ' પીવાનો રેવાજ હતો તેમજ આપણામાં છે, વાસતે એ રેવાજ જ્યારે હીંદુ તથા પારસીઓ સાથે રેહેતા હશે ત્યારે નીકલેલો જોઇએ. હવે એજ હાવનીમના હામાં જણાવ્યા પ્રમાણે જમશેદના બાપ વીવંગાને[૧૫૮] ફરેદુનનાં બાપ આથવીઆને[૧૫૯] ઉરવાખશ તથા કેરશાસ્પના

---

૧૫૭. જે પેહલ્લાએ (હોમે) અલબુરૂજ પાહડની ઉપર સેતારાઓના જેવી શીંગારેલી, અને મીનોની બનાવત જેવી બનાવેલી હાવનીમે (હોમ કુટીને તૈયાર કરવાના વાસણે) કરી હોમ કુટીને જોશ આવતો (તૈયાર) કીધો. (મેહેર યશ્ત ક. ૯૦ મો).

૧૫૮. (માનસોમાં) પેહલ્લા માનસ **વીવંઘાને** મને હાડમંદ દુન્યામાં (પીવાને સારૂં) નીચવીને તૈયાર કીધો; તેને તે ભલાઇનો બદલો આએ મલ્યો તથા તેની તે મુરાદ હાસેલ થઇ કે તેને ત્યાં એક પુત્ર જનમ્યો, જે નેક ટોલાંવાલો જમશેદ હતો. (યજશ્ને હા. ૯ મો ક. ૪ થો).

૧૫૯. (માનસોમાં) બીજા માનસ **આત્પીને** મને હાડમંદ દુન્યામાં, નીચવ્યો; તેને (તેની તે ભલાઈના બદલામાં) આએ આશીશ મલી તથા તેની તે મુરાદ હાસેલ થઇ કે તેને ત્યાં એક પુત્ર જનમ્યો જે બહાદુર ખાંદાનનો ફરેદુન હતો. (યજશ્ને હા. ૯ ક. ૭ મો).

બાપ થ્રીતએ[૧૬૦] તથા જરથોશતના બાપ પોરૂશસ્પે[૧૬૧] હોમની કીરીઆ કીધી હતી, વાસતે જમશેદના બાપ વીવંગાનના વખતથી એ કીરીઆ માલુમ હતી એવો સાર એ બીનામાંથી કાહાડી શકાએ છે. અને જમશેદના બાપ વીવંગાનના વખતમાં એ કીરીઆ માલુમ હતી તો એ કીરીઆ જાએજ કરનાર હોમ પેગમબર વીવંગાનની પછીના વખતનો નહી પણ તેની આગમચના વખતનો હોવો જોઈએ. એ પેગમબરે જરથોશતને ભલામણ કીધી કે જેમ બીજા દીન સમજાવનારા સોશ્યોસોએ તારી આગમચ મારો સોધી કાહાડેલો હોમ પીધો છે તેમ તુંબી કર.[૧૬૨]

એ પેગમબર અલબુરૂજ પાહાડ ઉપર રહીને સરોશ યજદની મારફતે દીનની આગાહી મેલવતો હતો અને તેનાં ફલમાં તેણે 'હુવચાઓ,' 'પાપો-વચાઓ,' તથા 'પઇરિગા-વચાઓ' નામના નસ્કો બનાવ્યા હતા, એવો સાર સરોશ યશતનાં ૮ માં કરદા ઉપરથી હું કાહાડું છેઉં[૧૬૩]. આપણી પાસે ૨૧ નસ્કોનાં નામો છે તેમાં 'પાજે' તથા 'બરેશ' નામના બે નસ્કો છે, તેઓને એરવદ શેહેરીઆરજી દાદાભાઈ ભરૂચાએ, જરથોશ્તી અભીઆસમાં ઉપલા 'પાપો-વચાઓ તથા પઇરિગા-વચાઓ' સાથે સરખાવ્યા છે.† હોમ પેગમબરે ખચીત કોઇ નસ્કો બનાવ્યા હશે. કાંએજે આખા અવસ્તામાં નસ્કનો બોલ હાવનીમનાં હામાંજ આવે છે અને ત્યાં લખી જાએ છે કે જેઓ ઘેરમાં બેઠા નસ્કો પઢેછે તેઓને હોમ દાહાપણ તથા અકલ બખશે છે.[૧૬૪] એ નસ્ક ધાર્યા પ્રમાંણે હોમનાં બના-

૧૬૦. (માનસોમાં) ત્રીજા માનસ સામના ખાંદાનના થ્રિતએ મને હાઉમંદ દુન્યામાં નીચવ્યો ; તેને (તેની તે ભલાઇના બદલામાં) આએ આશીશ મલી તથા તેની તે મુરાદ હાસેલ થઇ કે તેને ત્યાં બે છોકરા જનમ્યા જેઓ ઉર્વાખ્શ તથા કેરેસાસ્પ હતા. (યજશ્ને હા. ૯ ફ. ૧૦ મો).

૧૬૧. જુવો સફો ૩૨ મો નોટ ૮ મી.

૧૬૨. જુવો સફો ૧૬૫ મો નોટ ૧૪૩ મી.

૧૬૩. જુવો સફો ૧૪૬ મો નોટ ૧૨૦ મી.

૧૬૪. હઓમ જેઓ કત (એલાહેદી જગો અથવા **પાવી**) માં નસ્કો શીખતા બેશે છે (યાને અભ્યાસ કરે છે તથા કરાવે છે), તેઓને ડાહપણ તથા મોટાઈ બખશે છે. (યજશ્ને હા. ૯, ફ. ૨૨ મો).

† જુવો જરથોશ્તી અભ્યાસ, અંક ૮ મો, સફો ૪૫૩.

વેલા 'પાજે' તથા 'બરેશ' હશે. હોમે ગાથાની એબારતમાં નસ્કો બનાવ્યા હતા એવું ૧૦ માં હામાં જણાવેછે[૧૬૫]. હોમ પેગમબરની સાંમે કોઇ 'કેરેસાનિ' નામને હાકેમ ઉભો થએલો લાગેછે. હોમે જો હોમની કીરીઆ કરવા ફરમાવી હોએ તો કેરેસાની તેની વીરૂધ થએલો લાગેછે. * એ કેરેસાની એમ ઇછતો હતો કે મારા મુલુકોમાં પઢેલા **અથોરનાનો,** હવે પછીથી, દાખેલ થાએ નહી. વાસતે હોમે તેને હરાવ્યો[૧૬૬]. આએ દાખલા ઉપરથી ખોલ્લી રીતે હોમ એક પેગમબર ઠડે છે. વલી હોમને જરથોશત કેહછે કે તું સાચા સખુનોનાં તમામ વચનો શીખવે છે તથા સાચા સખુનો ઉપર શકથી સવાલ કરતો નથી.[૧૬૭] ત્યારે તે હોમ પેગમબરજ હોવો જોઈએ, અને સૌથી મજબુત દાખલો એ છે કે ભલી માજદયસની દીન હોરમજદે હોમને શીખવી હતી, એમ જરથોશત સાફ કેહછે[૧૬૮] અને એ દીનની વાકેફી તથા માંથ્રનું શીખવું હોમે,

૧૬૫. ઓ હઓમ! આએ તારા ગાથા છે, આએ તારી સ્તુતિઓ છે, આએ તારી શિખામણો છે—એ (ખચીત) રાસ્ત બોલાએલા (તારા) વચનો છે, (અને તે વંચનો) સલામતી બખશનારા, ફતેહ આપનારા આજારોની સાંખે તંદરોસ્તી બખશનારા છે. (યજશ્ને હા. ૧૦, ફ. ૧૮ મો).

* In the Indian Mythology ( Kerecani=Kricanu ) is the Protector of the Soma Juice (Spiegel Yacna page 56).

૧૬૬. હઓમે તે કેરેસાનીને રાજ્ય ઉપરથી પદભ્રષ્ટ કીધો હતો, જે પોતાની મુરાદમાં ફાવેલો પાદશાહ થઇ પડયો હતો અને જે બોલ્યો હતો કે "હવે પછીથી કોઇબી આથ્રવન ઉસ્તાદ (ધર્મની) વરધી કરવાને સારૂં મારા દેશમાં નહી આવી શકે"......(યજશ્ને હા. ૯ મો ૫. ૨૪ મો).

૧૬૭. ઓ હઓમ! બુજોરગી તુંનેજ સજાવાર છે, તું કે જે તારા પોતાના કુવતથી, પોતાની મુરાદ મુજબ પાદશાહી કરનાર છે; ઓ હઓમ! ધન્ય છે તુંને! કે રાસ્ત બોલાએલા મધેના પુરતા વચનો તું શિખવે છે; ધન્ય છે તુંને! કે તું રાસ્ત બોલાએલા સુખનોને, હદ બાહેરના સવાલો કરવાએ કરી તું પુછતો નથી.

૧૬૮. મજદએ, તુંને પેહલ્લી, અભ્યાસ કરવા લાયકની, સિતારાઓના જેવા શિંગારવાલી અને મીનોના જેવી (રોશન, પ્રકાશવાલી) બનાવેલી ભલી માજદયસની દીન, જાહેર કીધીછે. (યજશ્ને હા. ૯ મો ૫. ૨૬ મો).

પાહાડોનાં મથાલાં ઉપર મેલવ્યું હતું[૧૬૯]. એક ઠેકાંણે કેહે છે કે જે શખ્સ અથોરનાનને તથા હોમને ઠગવાનો ઇરાદો કરે છે તે અંતે હારીને નાહશી જાએ છે[૧૭૦]. હયાં અથોરનાનની સાથે હોમને મેલ્યો છે, તેથીબી જેમ જરથોશ્ત પેગમબર અથોરનાનના પેશાવાલો હતો તેમ હોમ પેગમબર અથોરનાનનાં પેશાવાલો હોએ એવું લાગેછે. વલી કેહેછે કે હોમ તું દાહાપણવાલો વીદ્યાનો પતી છે[૧૭૧]. હોમનાં ફરમાન પ્રમાંણે ચાલવાથી કોઇ ગરીબ માણસ બી પોતાનાં મનસે કોઈ મોટા માણસનાં જેટલો પોતાને મોટો ગણે છે[૧૭૨]. હોમનાં ફરમાન પ્રમાંણે ચાલ્યાથી ગરીબ માણસ મોટું દાહાપણ મેલવે છે[૧૭૩]. હોમ પુશકલ લોકોને દાહયા તથા વાકેફગારી ધરાવનારા કરે છે[૧૭૪]. હોમથી બેહેશ્તની ઉમેદ રાખવામાં આવે છે[૧૭૫]. હા-

---

૧૬૯. તેથી તે (દીન)નાં માંથ્રની શીખામણ તથા મોટાઇ (અથવા હોકમો)ને લાંબો વખત સુધી પાહડોના મથાંલાં ઉપર તુંએ અભ્યાસ કીધેલો છે. (યજશ્ને હા. ૯, ૫. ૨૬ મો).

૧૭૦. ધાતકી અને બુરી અકલની જઇનીના ખાલીપણાને (નુકસાન અથવા ખોટા દેખાવ)ને હું દુર કરૂં છું, જે (જઇની) આથ્રવન તથા હોમને શકમંદ કરવા અને ઠગવાની મતલબ ધરાવે છે; (પણ) તે પોતેજ ઠગાઇને દફે થાએ છે. (યજશ્ને હા. ૧૦ મો ૫. ૧૫ મો).

૧૭૧. ઓ ઘરના સાહેબ, મોહલ્લાના સાહેબ, કસબાના સાહેબ મુલકના સાહેબ અને ડાહપણ સાથની વિદ્યાના સાહેબ હઓમ! હું તુંને...... ......બોલાવું છું (યજશ્ને હા. ૯ મો ફ. ૨૭ મો).

૧૭૨. નમાજ હઓમને! જે ગરીબ માનસનું મન, કોઇ ઘણુંજ ખજાનાવાલાના મનની બરાબરની મોટાઇ જેટલું મોટું (સંતોશી) કરે છે. (યજશ્ને હા. ૧૦, ફ. ૧૩).

૧૭૩. નમાજ હોમને! જે ગરીબના મનને એટલું એક સરખી મોટાઇવાલું કરે છે કે તે વિદ્યાએ કરીને બુલંદીને પોહચે છે. (યજશ્ને હા. ૧૦ ફ. ૧૩ મો).

૧૭૪. તું (હોમ) માનસને ઘણું દાહપણવાલું ઘણું વીચારવાલુ કરે છે. (યજશ્ને હા. ૧૦, ફ. ૧૩ મો).

૧૭૫. ઓ દૂરઓષ હઓમ! તારાથી આએ પેહલ્લી બખ્શેશ હું ઇચ્છું છું કે, અશો લોકોનું, રોશન અને તમામ સુખવાલું બેહસ્ત (મને મલે). (યજશ્ને હા. ૯ ફ. ૧૯ મો).

વનીમમાં હોમ પેગમબરથી ડાહાપણુ, હીમત, ફતેહ, તનદરોસ્તી, સુખાકારી, વરધી, આબાદી, કૌવત ઇત્યાદી ઈછવામાં આવે છે કે તેથી કરીને જુઠાઈ તથા દુખને તાલવાને બની આવે. વલી એજ ઠેકાણે હોમથી તમામ જાદુગરો, પરીકો, બદકાર માણસો, સાંપના ખવાસનાં બે પગાં માણસો, આશમોગનાં ખવાસનાં બે પગાં માણસો, ચાર પગાં વરૂઓ તથા દુશમનનાં લશકરનો નાશ કરવાને ઇછવામાં આવેછે.[૧૭૬]

મેહેર યશતમાં જણાવ્યા પ્રમાંણે[૧૭૭] હોરમજદે હોમ પેગમબરને ગાથા ભણવાને માટે જોતી બનાવ્યો હતો. બુલંદ આ-

---

૧૭૬. (જરથોસ્ત હોમને **રૂપ** આપીને કેહે છે કે)—નમાજ હઓમને! ખુબીવાલો હોમ નેક રવેશે પેદા કરાએલો છે, હઓમ સાચો પેદા કરાએલો છે; ખુબી ધરાવનાર પેદા કરાએલો છે (કારણ કે તે) તંદરોસ્તી બખશનાર છે; તે સુંદર કાલબુદનો (સોહામણા દેખાવનો), સારી અસર કરનાર, ફતેહમંદ, જરગુન (સોણેરી રંગનો), નમતી ડાંખલીઓવાલો—છે; જેમ તે ખોરાકને માટે ઉત્તમ ખુબી ધરાવનારો છે તેમ રવાનને માટે ઘણોજ સરસ રસ્તો દેખાડનાર (અથવા નેક બદલો આપનાર અથવા રવાનને માટે આવતી દુન્યા સારૂં નેક તોશો ભેગો કરનાર) છે.—માટે ઓ સોણેરી રંગના (નીચવવા લાયકના) હોમ! તે તારૂં ડાહપણ, હીમ્મત, ફતેહ, સુખ, તંદરોસ્તી, ફરાખી, આબાદી, તમામ બદનને લગતું કૌવત તથા તમામ શિંગાર ભરેલી મોટાઇ—(મને મળે) એવું હું માગું છું; કે જેથી મુલકોમાં, દુઃખોને તોરનાર તથા દરૂજને મારનાર સ્વતંત્ર પાદશાહ તરીકે હું ફરૂં; અને જેથી તમામ આજાર દેનારાઓના, દેવોના, બદકાર માનસોના, જાદુગરોના, પરીકોના, **સાતર** (જુલમગારો) ના, **કવી** (દેખતી આંખે આંધલા રેહનારાઓ) ના, **કરપન** (શાંભળતે કાંને બેહરા રેહનારાઓ) ના, બે પગા સાંપોના, બે પગા આશમોઘોના, ચોપગાં વરૂઓના અને બોહલાં લશકરવાલી દોડતી અને નાહશતી **સેનાના**—આજારોને હું તોરૂં. (યજશ્ને હા ૯ મો ફ. ૧૬–૧૮).

૧૭૭. જે (હોમ)ને જોતી (યજશ્ને કરનાર) તરીકે અશો અહુરમજદે સ્થાપયો, કે જે યજશ્ને કરવામાં ઝડફવાલો (ચાલાક) તથા બુલંદ આવાજે ગાનારો હતો; તે ઝડફથી યજશ્ને કરનાર અને બુલંદ આવાજે ગાનાર જોતીએ, હોરમજદના જોતી તરીકે અને અમેશાસ્પંદોના જોતી તરીકે બુલંદ આવાજે (હોરમજદ તથા અમેશાસ્પંદોને) ઇજ્યા; તે તેનો અવાજ સેતારાઓ (આકાશ) તરફ ચોમેરથી પોહચ્યો, આએ જમીનની આશપાશ પોહચ્યો, અને તમામ હફત કેસ્વરો તરફ પોહચ્યો. (મેહર યસ્ત, ફ. ૮૯ મો).

વાજે અને સુરથી હોમે પેહેલાં હોરમજદને અને પછી અમશાસ્પં-દાને ઇજ્યા, તેનો આવાજ ઉંચે છેક આસમાન ઉપર અને આસપાસ તમામ હફ્તકેશવર ઉપર ફેલાઇ ગયો હતો. યજશનેનાં ૮ માં હામાં[૧૭૮] હોમ તથા જરથોશતનાં માંથ્રને યાદ કીધાં છે અને અશીંશ્વગ યશ્તમાં[૧૭૯] એ ઉપરાંત લખે છે કે જે ધણી હોમનાં ડાહાપણ પ્રમાંણે ચાલે છે તે અશોઇથી ચાલે છે, વાસતે હોમની નમાજ કરવી જોઇએ, કાંએજે તેનાં ડાહાપણ પ્રમાણે નહી અને બીજાઓનાં ડાહાપણ પ્રમાંણે ચાલવાથી આપણ આડા ઉતરીએ છઇએ. હ્યાં પણ હોમ કોઇ પેગમબર હોએ એવી મતલબ લાગે છે અને ખસુસ કરીને જ્યારે હોમને જરથોશતની સાથે મેલ્યો છે ત્યારે તો એ વીચારને વધારે ટેકો મલેછે. વલી જેમ જરથોશતનો એલકાબ 'અષવ' છે તેમજ દૂરઓષ હોમ, કે જેને હું પેગમબર ધારૂં છેઉં, તેનો એલકાબ બી 'અષવ' છે.

એવું દીશે છે કે હોમ ત્રણ જાતના છે. હોમ 'જઇરિ', હોમ 'ફ્રાષ્મીશ્', તથા હોમ 'દૂરઓષ'. તેમાંનો પેહેલો 'હોમ જઇરિ' કુટીને રસ કાહડવાનો હોમ હશે, બીજો 'ફ્રાષ્મીશ્' હોમ પેગમબર હશે, પણ એક ઠેકાંણે તે એક પેહેલવાંન ઠડે છે કે જે કેખોશરૂનાં વખતમાં અફ્રાસીઆબને બાંધી કેદ પકડી લાવ્યો હતો, તથા હોમ 'દૂરઓષ' પેગમબર હશે. હવે એમજ ચોકસ છે કે નહી તે હુ હજુર કહી શકતો નથી, કાંએજે મને શક જાએ છે કે 'દૂરઓષ' તથા 'ફ્રાષ્મિશ્' બંધે એકજ હશે કે નહી,—તે વીશે એક વીચાર બાંધી શકાતો નથી. પણ એ ત્રણડે હોમ જુદા છે તે યજશનેનાં

૧૭૮. ......હોમની, માંથ્રની અને અશો જરથોસ્તની વખાણ ક-રવાએ હું આએ.........અશોઇએ કરી (એટલે ખાલેસ દેલથી) ભેટ આપું છું;—તેનો બદલો અમારી અશોઈની મારફતે અમોને પોહચે. (યજસ્ને હા. ૮, ફ઼. ૧ લો).

૧૭૯. નમાજ હોમને અને માંથ્રને અને અશો જરથોસ્તને ! નમાજ હોમને એટલા વાસતે કે સઘલાં બીજા ડાહપણ ધાટકી હહ્યારવાળા હેશ-મની પુઠે ચલાવનારાં છે, પણ તે કે જે હોમનું (હોમની વિદ્યાથી મલેલું) ડાહપણ છે તે અશોઇ સાથતું અને ખુદ અશીશ વંગુહી સાથતું છે. ( અશીશવંગ યસ્ત ૫. ૫ મો ).

દસમાં હા ઉપરથી[૧૮૦] ધારી શકાએ છે. ત્યાં એ ત્રણડે હોમોને યાદ કીધા પછી તમામ હોમોની યાદ કીધેલી છે તે ઉપરથી ખોલ્લી રીતે દીશે છે કે ત્યાં હોમ બોલ એક કરતાં વધારે મતલબથી વપડાએલો છે.

આંકુઇટીલ ડુ પેરાંએ જરથોશતનો એહવાલ લખ્યો છે તેમાં એક ઠેકાંણે તે કેહેછે કે:—

ઈરાંનની ઉત્તર તરફ કે કાલદીઆ તરફ જરથોશતે મુસાફરી કીધી હતી ત્યાંથી હોમના કોલોથી તે વાકેફ થઇ આવ્યો અને ખુદ હોમથી પોતે શીખ્યો હોએ એમ સમજવા લાગો.*

આએ બીના આંકુઇટીલ કયાંથી લાવ્યો તે માલુમ પડતું નથી. આપણા લોકોમાં એવો વીચાર આજસુધી નીકલ્યો નથી કે હોમ નામનો એક પેગમબર આગલા જમાનામાં થઇ ગયો છે.† પણ અવસ્તામાં જેટલી હોમની બાબત આવી છે તેટલીનાં તેણે બે ભાગ કીધેલા જણાએ છે. કેટલીએક બાબત તે હોમ નામના કોઇ શખસની ગણે છે અને કેટલીએક બીજી બાબતો હોમ નામના પાલાની ગણે છે, તે તેનાં હોમ બોલના મથાલે આપેલાં સાંકલ્યાં ઉપરથી જણાએ છે. ત્યારે આંકુઇટીલ હોમ બોલથી એક

---

૧૮૦. જરગુણ (લીલારંગના અથવા તાજા) અને બુલંદ હોમને અમો ઈજીએ છઇએ; દુન્યાની વરધી કરનાર હોમ ફ્રાશ્મીને અમો ઈજીએ છઇએ; દૂરઓશ (આજારને દુર કરનાર) હોમને અમો ઇજીએ છઈએ; તમામ હોમોને અમો ઈજીએ છઇએ. (યજશ્ને હા. ૧૦ મો ફ. ૨૧ મો.)

* જુવો આંકુઇટીલ ડુ પેરાં, વોલમ ૧ લો-ભાગ ૨ જો, સફો ૬૭ મો.

† હોમને બુન્દહેશ્નેમાં એક **યજદ** તરીકે ગણેલો છે; યુસ્તીવાલી બુન્દહેશ્ને સફો ૧૫ મો.—તેમજ આગલા રવાયત લખનારાઓએ બે હોમ ગણેલા છે. તેઓમાં એક પેલી દુન્યાનો **યજદ** તથા બીજો આએ દુન્યામાં અલબુરજ પહાડની ઉપર વસનાર એક **માનસ.** એ વીશે એક ગુજરાતી મોટી રવાયત જે યજદજરદી સને ૧૧૮૪ માં મોબેદ રૂસતમ બેન શોહરાબ બેન ખુરશેદ બેન મેહેરનોશ લકબે મનોચેહેર હોમજીનાને હાથની લખેલી છે તેમાં નીચે મુજબ આવેલું છેઃ—"**પુરશેશ** એ જે હોમ ઇજદ ૨ બે છે એક હોમ ઇજદ વડો છે, તે દાદાર હોરમજદની દરગાહે છે, તે નૂરાંની છે અને છોટો હોમ ઇજદ ખાકી છે. તેહેને હોમ **દશતુર** કરી કેહેછે. તે એ જેહાનમાં અલબુરજ ઉપર રેહેછે." (બીજીવાર પ્રગટ કરનાર).

તો હોમ નામનો કોઇ નામીચો પુરૂશ અને બીજું તો હોમ નામનુ કોઇ ઝાડ સમજેલો લાગે છે. તેણે જે નીશાની આપી છે તે ઉપરથી દીશેછે કે ફરવરદીન યશતમાં આવેલા 'હઓમો-ખરેનઙ્હો'-ને તેણે પેલો નામીચો શખસ ગણ્યો છે.* પણ એ હઓમો-ખરેનઙ્હો તદન જુદો પુરૂશ છે, તેને હઓમો દુરઓષ અથવા હઓમો-ફ્રશ્મિશ્ સાથે ભેલી નાખવો નથી જોઇતો.

વલી મીરખોન્દની 'રઉજતુસસફા' નામની ફારસી તવારીખનો તરજુમો દેવીદ શીએ અંગ્રેજીમાં કીધો છે. તેમાં તરજુમો કરનારે જરથોરતના જમાના વીશે એક રસાલો આપયો છે ત્યાં (હું ધારૂં છેઉં કે 'આંકુઇટીલ' ને આધારે) તે લખેછે કે (પાને ૨૭૮):—

The first Zoroaster, or Azonaces of Pliny agrees with the Hom, or Heomo, of the first and most ancient of Parsion Lawgivers. According to the Parsees, the first apostle of the pure law introduced by Zoroaster (which law is merely the expression of the word of Ormuzd and existing from all eternity) was Hom or Heome. Zoroaster tells Parsees, that "Hom was the first of the law which he now communicates to them; and that this law was from the beginning practised in Heaven, from whence also Hom received the distinctive marks of the holy girdle and surplice." It appears however from the Zend avesta Vol. I. Part 2 p. 107, that in the time of Hom the law was not accompanied by the numerous ceremonies afterwards engrafted on it; and, also, that it was followed by comparatively few believers. In consequence of this, Ormuzd proposed anew the Law to Jamshed who was born to Vivengham in consequence of the prayers addressed by him to Hom or Heomo.** This simple law, which recognised one Supreme Being, author of two subordinate principles, the festivals and ceremonies of which were few in number, and had relation to the origin and order of the Universe, is entitled Poeriodekesh (dekesh, law, Poerio, first). On this account Jamshed and his successors are called Peshdadians; that is, men of the First Law.

Such is the account given in Parsee record about this primitive Legislator, who is undoubtedly meant by Pliny in this passage. The similarity of his name to the sacred Om of Manu is so evident to every Oriental scholar, that it is only necessary to notice the remarkable conincidence.

---

* અશો હઓમખરેનંગનાં ફ્રોહરને અમો યાદ કરીએચ. જુવો ફરવરદીન યશ્ત ફ. ૧૧૬ મો.

## ઉપલી અંગ્રેજી બીનાની મતલબ.

"પ્લીની નામનો ગ્રંથકાર એક એઝોનેસ નામના કદીમ જમાનાનાં ઇરાની પેગમબર વીશે કહી જાએ છે. તે દવીદ શી કહે છે કે હોમ નામના પેગમબર વીશે હશે. પારસીઓનાં બોલવા પ્રમાંણે જે ધર્મ જરથોશ્ત લાવ્યો હતો તેનો સૌથી પેહેલો સમજાવનાર હોમ હતો. જરથોશ્તે પારસીઓને કહયું કે 'જે ધર્મ હું હમણા તમોને સમજાઉં છેઉં તેનો અસલ સમજાવનાર હોમ હતો. એ ધર્મ રોજે અવલથી બેહેશતમાં ચાલતો આવેલો છે અને ત્યાંથીજ હોમને સુદરો તથા કુશતી મલી.' હોમે જે દીન ફેલાવી તેમાં કીરીઆ ઘણી નહી હતી અને વલી ઘણાજ થોડા લોકો એ દીન ઉપર એતેકાદ રાખતા હતા. એટલા વાસતે હોરમજદે જમશેદને નવો પેગમબર બનાવ્યો. તેની દીન સાદી હતી. એક ખોદાને માનવો, તેનાં હાથ તલે બે મીનો છે તે બહાલ રાખવું, તથા કેટલાંએક જશનો કરવાં; એટલુંજ તેમાં હતું અને તેનું નામ 'પોરીઓ દકેશ' પાડેલું હતું. એ સબબથી જમશેદ તથા તેની ઓલાદ પેશદાદીઆનને નામે ઓલખાએ છે.

"પારસીઓની કેતાબોમાં તેઓમાંના પેહેલા વીશે એવો એહવાલ આપી જાએ છે તેજ પેગમબર વીશે પ્લીની બોલી ગએલો ચોકસ ધારવામાં આવે છે."

એવી રીતે 'દવીદ શી' લખી ગયો છે. તેણે જે લખ્યું છે કે પારસીઓ હોમ પેગમબર વીશે કેહે છે તે આનકુઇટીલને આધારે છે અને આનકુઇટીલે 'હઓમો ખરેનઙ્હો' ને હોમ પેગમબર ધાર્યો છે, પણ આગલ જે અવસ્તાનાં દાખલાઓથી દેખાડયું છે તે ધ્યાંનમાં લીધાથી એવું જણાશે કે હઓમો-ખરેનઙ્હો નહી પણ 'હઓમો-ફ્રાષ્મિશ્' તથા 'હઓમો-દૂરઓષ' આગલો પેગમબર યા પેગમબરો હતા. એ બાબત ઉપર સારી રીતે તલાશ થવી જોઇએ છે, તેટલાજ કારણથી તે ઉપર લગાર લંબાણથી અત્રે લખવામાં આવ્યુ છે.

ઉપલી તપાસ ઉપરથી આપણુ એવા સાર ઉપર આવી શકયે-ચ કે જરથોશ્તની આગમજ, ઉપર બયાન કીધેલા (૧) ગયોમરદ, (૨) હોશંગ (૩) તેહમુરસ, (૪) જમશેદ, (૫) ફરેદુન, (૬) કેકાવુશ, (૭) કએખુશરો, (૮) વીશ્કરીપ્ત અને (૯) હોમ એવા નવ સોશ્યંતો અથવા પેગામબરો થઈ ગયા છે.*

---

* જરથોસ્તની આગમજ માજદયસની અથવા યજદાં પરસ્તી મજહબ ફેલાવનારાઓ અથવા સોશ્યંતો કેટલા થઇ ગયા હતા, તેઓની ચોકસ ગણતરી હાલસુધીમાં, નકી થઇ નથી. આએ નામામાં, સફે ૧૬૨ થી યજશને તથા યસ્તોમાં આવેલાં લખાણને આધારે, જરથોસ્તની આગમચ, ગયોરમરદ, હોશંગ, તેહમુરસ, જમશેદ, ફરેદુન, કાવુસ, કએખુસરૂ, વીસ્કરીપ્ત અને હોમ એવા **નવ સોશ્યંતો** (દીન ફેલવનારાઓ) થઇ ગએલા જણાવેલા છે. યસ્તોમાં આવેલાં લખાણ ઉપરથી એટલું તો ખુલ્લું જણાએ છે કે એ ઉપલા પાદશાહોએ તેમજ બીજાઓએ, ઓછે વધતે દરજ્જે, દુન્યામાંથી જુઠાઇ તથા બદીનો નાશ કરીને તે વખતના લોકોને,—**દેવ, પરીક, સાતર, કવી** તથા **કરપન** ને નામે જણાએલા બદકાર લોકોના જુલમથી છુટા કરીને,—રાસ્તીના માર્ગ ઉપર ચલાવવાની કોશેશ કીધી હતી; પણ એઓ મધેના કોણ અને કેટલા જનાઓ, પેગામબરી દરજ્જાના તથા કેટલે દરજ્જે ચહડતા ઉતરતા હતા, તેઓ ગણતરીમાં કેટલા હતા અને તે સઘલાઓને **સોશ્યોસ** કેહવામાં આવતા હતા કે તેઓમાંના કોઇ એક કે વધારેને **પેગામબર**ને નામે ઓલખવામાં આવતા હતા—તે વીશેનું ચોકસ લખાણ મલતું નથી. ગાથામાં જરથોસ્તની આગમચના કોઇનુંબી નામ, વીવંઘાનના જમશેદ સીવાએ, આવેલું જણાતું નથી. અવસ્તામાં પેગામબરને વાસતે **અસ્ત** તથા **દૂત** એવા બે શબ્દો મલે છે. વંદીદાદની ૧૯ મી પરગરદનાં ૩૪ મા ફકરામાં **નઈર્યોસ ઙ્‌હ** ને અહુરમજદનો **અસ્ત** એટલે કાસેદ —પેગામબર અથવા વહી લાવનાર,—કહેલો છે; જમયાદ યસ્તના ૯૨ મા ફકરામાં **અ સ્ત વત્ એ રે ત** ને (જુવો સફો ૧૬૪ મો નોટ ૧૪૧ મી) અહુરમજદનો **અસ્ત** એટલે પેગામબર લખેલો છે. ગાથામાં જરથોસ્ત પોતાને તથા પોતાના સાથીઓને માટે બોલતાં કહે છે કે ' હમો તારા (અહુરમજદના) **દૂતો** (પેગામબર) છઈએ. પેહલવી કેતાબોમાં જરથોશ્તને અહુરમજદનો **અશ્ત** (પેગામબર) લખેલો મલે છે. એ સીવાએ, જરથોસ્તની આગમચના બીજા કોઇનેબી માટે ઉપલા બેમાંથી એકુ શબ્દ વપરાએલો જણાતો નથી, તોબી આએ નામામાં જણાવેલા **નવ જન** અથવા એઓ મધેના કોઇ એક બે કે વધારે ને બદલે કોઇ બીજા એક અથવા બે કે વધારે ઉમેરવાથી જે નવ જન થાએ તેઓ જરથોસ્તની આગમચના માજદયસની દીનનો ફેલાવો કરનારા નવ જનજ હોવા જોઇએ.

## ૩૮. આગલી દીનવાલાઓ માજદયસનાંન હતા.

ગયોમરદે હોરમજદની દીનની રાહ તથા શીખામણ કબુલ કીધી હતી, જમશેદને હોરમજદે દીન સમજાવી હતી, હોમને વાસતે મીનોઈ દુન્યામાં બનાવેલી અને તમામ શંનગારથી ભરેલી ખુબીવાલી માજદયસની દીન હોરમજદે તૈયાર કીધી હતી તથા

એ નવ જન મધે **ગયોમરદ, હઓમ, જમશેદ, વીશ્કરીસ,** એ ચારને વીશે ખુદ અવસ્તામાં ખુલ્લું લખેલું છે કે તેઓને હોરમજદ તરફથી માજદયસની દીન મલી હતી અને તે તેઓએ લોકોને સહમજાવી હતી. ગયો મરદે હોરમજદના વીચાર તથા શીખામણો પેહલાં શાંભલી હતી અને તે મુજબ તે ચાલ્યો હતો; શાહનામામાં લખવા પ્રમાણે સરોશ હોરમજદ તરફના ફરમાનો તેને પોહચાડતો હતો. હઓમ વીશે જે લખાણ ઉપર આવ્યું છે તે ઉપરથી જણાએચ કે, એ નવ જન મધે એનો દરજ્જો ચહડતો ગણાએલો છે. પાછલા જમાનામાં, હોમનો દરજ્જો યજદનો જેવો ગણી, યજશ્નેના ૯ માં તથા ૧૦ મા હા ઉપરથી તેની યશ્ત વટીક બનાવી છે જે નાંહની તથા મોટી હોમ-યશ્તને નામે ઓલખાએ છે; જેમ બીજા યજદોની ખશ્તુમન છે તેમ હોમની ખશ્તુમન છે; જમશેદ વીશે વંદીદાદની બીજી આખી પરગરદમાં તથા યશ્તોમાં લખાણ આવેલું છે; પણ ગાથામાં જરથોસ્ત, એને માટે બોલતાં, બીજા પાપીઓ મધેનો એ પણ એક હોએ તેમ બોલતો જણાએ છે. એ પાછલથી તેના જુઠું બોલવાને લીધે અથવા શાહનામા પ્રમાણે ખોદાઇ દાવો કરવાના તેના અભીમાનને લીધે હશે. **વીશ્કરીસ** વીશે ફક્ત વંદીદાદની બીજી પરગરદમાં જણાવેલું છે કે તેણે જમશેદના વરમાં માજદયસની દીન જાહેર કીધી હતી. ફરેદુનને માટે અવસ્તામાંથી કસો પુરતો ખુલાસો મલતો નથી પણ અવસ્તા ભાષામાં લખાએલો એની ખશતુમનનો એક ફકરો અવસ્તામાંથીજ મલી આવે છે જ્યાં એને "અશોઈવાલો અશોઇનો સરદાર" લખેલો છે જે વિશેષણ માનસોમાં હોમ તથા જરથોસ્ત સીવાંએ બીજા કોઈને સારૂં વપડાએલું નથી. અને બીજા કોઇને માટે એવી રીતે ખશ્તુમન લખાએલી નથી. જમ્યાદ યશ્તમાં એને માટે લખેલું છે કે તમામ માનસોમાં એ ઘણોજ ફતેહમંદ હતો ફક્ત એ જરથોસ્તથી ઉતરતો હતો. શાહનામા પ્રમાણે હોરમજદ તરફથી સરોશ તેને માટે ફરમાનો લાવતો હતો. એજ રીતે હોશંગ, તેહમુરસ, કાવુસ તથા કએખુશરૂ વીશે યશ્તોમાંથી તથા બીજી કેતાબોમાંથી કેટલુંક લખાન મલે છે. પણ જરથોસ્તની આગમંજના નવ સોશ્યંતો માટેની ચોકસ ગણતરી ખુલ્લે ખુલ્લી કેઠેથીબી મલતી નથી.

એ બાબતના સંબંધમાં અહુનવત ગાથાના પેહલા (યજશનેના ૨૮ મા) હાનો ૧૦ મો ફકરો ધ્યાન આપવા જોગ મને દેખાએ છે. જરથોસ્ત પોતે માથે લીધેલું કામ પારપાડવા, શરૂઆતમાં, હોરમજદથી કેટલીક

વીશાકરીસ્રએ વર-જમ-કરદમાં[1] માજદયસની દીન ચલાવી હતી. એ દાખલાઓ ઉપરથી દીશે છે કે એ પેગમબરોએ જે દીન સમજાવી હતી તે હોરમજદી માજદયસની દીન હતી. તેઓ એક ખોદાને પુજનારા તથા પુજાવનારા હતા. પણ એકનાં સમજાવ્યાથી લોકોમાં પુરતી અસર નહી થવાને લીધે અથવા તેનાં વખતમાં થએલી અસર તેનાં વખત પછી પાછી તુટી ગયાને લીધે નવેસરથી બીજા પેગમબરો મોકલવાની હોરમજદને ફરજ પડતી હતી. હોશંગે, તેહેમુરસે, ફરેદુને,[2] કેકાઉસ[3] અને કેખોશરોએ[4] જાદુગરો તથા પરીકોને મારી હટાવ્યા તેબી હોરમજદી રાહ ઉપર ચલાવનારી દીનને તાબે થઇને તે પ્રમાણે અમલ કીધાને સબબેજ હોવું જોઈએ. વાસતે આએ સઘલા ઉપરથી એજ સાર કાહાડી શકાએ છે કે વખતે વખત ઇરાનમાં હોરમજદી રાહ ઉપર ચલાવનારાઓ પેદા થયા હતા અને વખતે વખત દબી ગયલા જાદુગરો તથા પરીકો

---

બખશેશો માંગે છે; તેમ કરતાં તે કહે છે કે જો અહુરમજદ તરફથી મને તથા મારા સાથીઓને એ બખશેશો મલે તો હમો કદીબી તેનો ગેરઉપયોગ અથવા અનાદર કરશું નહી. તે કેહ છે કે:—

ઓ અહુરમજદ! (હમારા ઉપરની) તારી આએ બખશેશોને લીધે હમો **તુંને, અપને** અને ઉત્તમ **ખુબી ભરેલાં મન** (બહમન)ને કદીબી નાખુશ કરશું નહી (અથવા તુંને અમારી ઉપર ગુસ્સે થવાનો સબબ આપશું નહીં); અમો જેઓ તારી સ્તુતી કરનારા મધેના **દશમા** (એટલે આગલ થઇ ગએલા સોશ્યન્તોના અનુક્રમમાં દશમી વખતના) કોશેશ કરનારા છઇએ; તમો (અહુરમજદ બહમન અને અશ) ફાયદાઓની (ફાએદો કરનારાઓની) પાદશાહી તથા ઇચ્છાને ચાહનારા (અથવા ઘણોજ મજબુત ટેકો આપનારા) છેઓ.

એ ઉપલા ફકરામાં જરથોશ્ત પોતાને તથા તેના મુખ્ય મદદગારો ગુસ્તાસ્પ તથા ફરશોસ્તરને, પોતાની આગમજ થઇ ગએલા કોઇ નવ સોશ્યંતો સાથે ગણતાં દશમીવારના દીન ફેલાવનારા, તરીકે ગણે છે.—જો ઉપલો મારો તરજુમો ખરો ઠડે તો, જરથોશ્તની આગમજ નવ જન સોશ્યંતો થઇ ગયા છે એ ચોકસ ઠડે, પણ તેઓ કોણ કોણ હતા તે ખાતરી પુર્વક નકી કરવું જોઇશે. (બીજીવાર પ્રગટ કરનાર).

૧. વરે-જમ કરદ, ૨. ફરેદુન, ૩. કાવુસ, ૪. કએખુશરૂ—એઓને વીશેના વધારે ખુલાસાને માટે જુવો તે. દી. અકલેશરીઆએ પ્રગટ કરેલું સ્યાવશનામુ, સફા ૨૪૩, ૨૪૫, ૨૫૦ અને ૨૫૧.

યાને બુરાં માણસો પાછાં ઉભાં થતાં હતાં. એ રીતે જયાંસુધી જરથોશ્ત, પેગમબર તરીકે, છેલ્લો આવ્યો નહી હતો ત્યાંસુધી ઇરાન મધે ચાલ્યા કીધું. જરથોશ્તનાં વખતમાં અને તેનાં જનમ શેહેરમાં જાદુગરોનો દોર ઘણો હતો, બલકે રએ શેહેરનો હાકેમ પોતે જાદુગર હતો અને જરથોશ્તનો પોતાનો બાપ પોરૂશસ્પ તેવા જાદુગરોને પોતાનાં ઘરમાં મેજબાંન બોલાવતો હતો, એવું જે પાછલાં જરથોશ્તનામામાં વાંચીએ છેઇએ તે દેખાડી આપે છે કે જરથોશ્તનાં વખત સુધી જાદુઇ યાને બદી તથા જુઠાઇનો દોર ઇરાન દેશમાં ઘણો ચાલતો હતો અને તેથી છેલ્લે જરથોશ્તને સૌથી સરસ પેગમબર તરીકે આવવું પડ્યું હતું, પણ એટલા ઉપરથી એમ નહી ઠ્ઠતું કે ઇરાનમાં જરથોશ્તની આગમચ માત્ર જાદુગરી તથા જુઠાઇજ હતી, કાંએજે વખતે વખત જે ઉપર જણાવેલા હોરમજદી રાહ બતલાવનારા પેગમબરો પેદા પડ્યા હતા તેઓનાં પોતાનાં વખતમાં અને તેઓની પછી કેટલીક મુદત સુધી જાદુઈ અને જુઠાઈ બંધ પડી ગઈ હશે, પણ તેઓ નાધલા પેગમબરો હતા વાસતે તેઓનાં બોલવાની અસર પોતાનાં તથા પોતાની પછીનાં જમાનાં ઉપરાંત આગલ ટકી શકતી નહી હતી.

### ૩૯. આગલી દીનવાલાઓનાં અવસ્તા.

કેટલાએકો કહે છે કે જરથોશ્તની આગમચ અવસ્તા હતા. કોઇ કહે છે કે સઘલા અવસ્તા જરથોશ્તનાં નથી પણ કેટલાએક તેના છે અને કેટલાએક તેની આગમચનાં છે. હોમ પેગમબરે 'પાજે' તથા 'બરેશ' નામનાં નસ્કો બનાવ્યા હશે એવી અટકલ આગલ કરી ચુકવામાં આવી છે[૧૮૧]. પણ તે નસ્કો આજે મોંજુદ નથી વાસતે તેની ઉપરથી તલાશ ચલાવાને અશકત છેઉં. પણ આપણામાં "અષેમ્ વોહૂ" તથા "યથા અહૂ વઈર્યો" તથા "યેઙ્હે હાતાંમ્" નામની ત્રણ બંદગીઓ છે તે જરથોશ્તની આગમચની હોએ એવું ધારવામાં આવે છે. યથા અહૂ વઈર્યો તો દુન્યાં પેદા થઇ તેની આગમચનો છે એમ

૧૮૧. જુવો સફો ૧૪૬ મોં નોટ ૧૨૦ મી.

ખોલ્લી રીતે યજશનેના ૧૯ મા હામાં જણાવેલું છે.[૧૮૨] હવે જેમ એ હામાં 'યથાઅહૂ વઈર્યો' બંદગીની શરેહ આવી છે તેમ ૨૦ મા હામાં અષેમ્ વોહૂની શરેહ આવી છે, અને ૨૧ માં હામાં 'યેહ્ંહે હાતામ્ની' શરેહ આવી છે. તે ઉપરથી એ બે બંદગીઓબી 'યથાઅહૂ વઈર્યોની માફક જરથોશ્તની આગમચની ઠડે છે. આખા અવસ્તાની પોથીમાં અવસ્તા ભાશાના લખાણની એજ ભાશામાં લંબાનથી શરેહ આવી છે તે એજ ત્રણ બંદગીઓની છે. જો એ બંદગીઓ જરથોશ્તની જોડેલી હતે તો જેમ બીજી જરથોશ્ત પછીની બંદગીઓ શરેહ વગર લોકો સમજી શકતા હતા તેમ એબી સમજતે, પણ જરથોશ્તની આચમચની કોઇ બીજા પેગમબરની જોડેલી એ બંદગીઓ હશે અને તે એટલી લાંબી મુદત આગમચની હશે કે બરોબર સમજવાને માટે તેની ઉપર શરેહ કરવાની જરૂર જણાઇ હશે, એટલાજ વાસતે યજશનેના ત્રણ હાને એ ત્રણડે બંદગીઓની શરેહ કરવામાં રોકયા છે. વલી એ ત્રણડે બંદગીઓની ભાશાની રચના બીજા અવસ્તાની રચના કરતાં કાંઈએક ભરમ ભરેલી અને અઘડીબી છે. એટલું તો ચોકસ છે કે એ ત્રણડે બંદગીઓ ઘણી નામીચી છે અને તેઓને યજશનેના ૭૧ માં હામાં નામ દેઇને ઘણા માંન સાથે યાદ કીધી છે[૧૮૩], અને એટલા વાસતે સઘલી બંદગીઓમાં એ બંદગીઓ દાખેલ કીધેલી હોવી જોઇએ. યેહ્ંહે હાતામ્ કરતાં અષેમ્વોહૂ તથા યથા અહૂ વઈર્યોનો આપણા લોકો વધારે ઉપયોગ કરે છે. જે લોકોને બીજી બંદગી કરતાં નહી આવડે તેઓને યથા અહૂ વઈર્યો તથા અષેમ્ વોહૂ ભણવાને ફરમાવ્યામાં આવ્યું છે. એ બંધે બંદગીઓ ઘણી અસરકારક છે.

---

૧૮૨. ત્યારે કહ્યું અહુરમજદે કે "આએ તે અહુનવરનો ભાગ હતો, ઓ સ્પિતમ જરથુસ્ત્ર! જે તુંને મે કહ્યો હતો. (યજશ્ને હા, ૧૯ મો ૫. ૩ જો. જુવો સફો ૧૧૩ મો નોટ ૬૨ મી).

૧૮૩. અમો **અહુનવર, અષેમ્વોહૂ** અને **યેડ્ંહે હાતામ** (એ બંદગીઓને) આસમાન અને તમામ જમીનની વચ્ચેના ભાગમાં (એટલે આખી પૃથ્વીમાં) ફેલાવ્યે (ઇઆને દુન્યાના લોકોમાં જાહેર કરીએ). (યજશ્ને હા ૬૧ મો ફ. ૧ લો.)

## ૪૦ આગલી દીનવાલાઓની કીરીઆ.

### ૧. હોમ.

જમશેદના બાપ વીવંગાનથી છેક જરથોશ્તના બાપ પોરૂશસ્પ સુધી હોમ પીવાનો રવયો ઈરાનમાં જારી થયો હતો, તે ઉપર જોઇ લીધું છે,[૧૮૪] એટલે કે જરથોશ્તની આગમચ હોમની કીરીઆ ઈરાંનમાં જાણીતી હતી. ઈરાંનીઓની હોમની કીરીઆ અને હીંદુઓની સોમની કીરીઆ મલતી છે, વાસતે ઉઘાડી રીતે એ કીરીઆ જ્યારે હીંદુઓ તથા ઇરાનીઓ સાથે રેહેતા હતા ત્યારની હોવી જોઈએ. હોમ પેગમબરે પેહેલાં હોમનો રસ વાપરવાને શીખાડયું તે મેહેર યશ્ત ઉપરથી આપણે જોઈ ચુકા છઇએ[૧૮૫]. એ ઉપરથી જણાશે કે હોમની કીરીઆ જરથોશ્તે પેહેલાં દાખલ કીધેલી નહી હતી; પણ તે હોમ પેગમબરે જમશેદનાં વખતની આગમચ તે વખતના લોકોમાં દાખલ કીધી હશે અને તે જરથોશ્તે કદાચ બહાલ રાખી હશે.

### ૨. બરસમ.

બરસમની કીરીઆ પણ જેવી આપણાંમાં તેવી હીંદુઓમાં પણ છે, તે દેખાડે છે કે બરસમ વાપડવાની રીત જરથોશ્તની આગમચની હતી. તે કોણે દાખલ કીધી હતી તે ચોકસ કેહેવાઈ શકાતું નથી; પણ સરોશ યશ્તમાં જણાવેછે કે[૧૮૬] સરોશે પેહેલ્લાં બરસમની કીરીઆ જારી કીધી હતી. રામ યશ્ત પ્રમાણે છેક હોશંગથી બરસમની કીરીઆ વપડાતી હતી.[૧૮૭]

---

૧૮૪. જુવો સફ્ફા ૧૭૩ મો નોટ ૧૫૮ થી ૧૬૧.

૧૮૫. જુવો સફ્ફા ૧૭૩ મો નોટ ૧૫૭ મી.

૧૮૬. અહુરમજદની પેદાએશમાના જે પેહલ્લાએ (સરોશે) પાંઠરેલી બરસમ સાથે અહુરમજદને ઇજ્યો. (યજશ્ને હા. ૫૭ મો. ફ. ૨ જો.)

૧૮૭. પેશદાદીઆન હોશંગે તે (રામયજદ) ને ધાતુ (લોખંડ અથવા સોણાનીખાન) સાથે જોડાએલા અલબુરજના તએર (નામની ટેકડી) ઉપર, સુણેરી તખ્ત ઉપર, સુણેરી બાજત ઉપર અને સુણેરી બીસ્તરા ઉપર બીછાવેલી બરસમ સાથે—પુરતી વેહતી ભેટો સાથે ઇજ્યો. (રામ યશ્ત ૫. ૭ મો).

### ૪૧. જરથોશ્તે માજદયસની દીન બહાલ રાખી છે.

જે દીન ગયોમરદ, જમશેદ વીશકરીપ્ત, હોમ, ઇત્યાદીએ ચલાવી હતી તે દીન જરથોશ્તે બહાલ રાખેલી જણાએછે. તે દીન એક ખોદાને માનવાની હતી અને જરથોશ્તની દીન પણ એક ખોદાને માનવાની હતી. વાસતે આગલી દીન ફેરવવાને તેણે કસું કારણ જોયું નહી. માત્ર તે મધે બીજાઓએ બીજું દાખલ કીધું હતું જેથી અસલી માજદયસની દીનમાં ખરાબી દાખલ થઇ હતી તે દુર કરવાને તેણે જણાવ્યું હતું. કેટલાએકો લખી ગયા છે કે જરથોશ્તે જુની દીન સુધારી હતી અને તે આગલા મજહબની ઉપર શુધારો કરનાર (Reformer) હતો. તે બોલવું અવસ્તાની શહાદતો ઉપરથી વાજબી ઠડે છે. આગલ જોઇ લીધું કે આગલા હોમ પેગમબરની હોમની કીરીઆ તથા હોશંગનાં વખતથી ચાલતી આવેલી બરસમની કીરીઆ જરથોશ્તે બહાલ રાખી હતી, તેમજ આગલા પેગમબરોની જોડેલી યથા, અશેમ તથા ચેડન્હે હાતામની નામીચી બંદગીઓને બહાલ રાખીને તથા તેને મોટો મરતબો આપીને તે ભણવાને પોતાના લોકોને ફરમાવ્યું હતું. જે ભલી માજદયસની દીન હોરમજદે હોમને આપી હતી તથા જે માજદયસની દીન વીશકરીપ્તે ષરજમ કરદમાં ફેલાવી હતી તે દીનને જરથોશ્તી દીનવાલાઓએ મોટા માનથી કબુલ રાખી હતી, તે એ દીનને અવસ્તામાં જાબજા યાદ કીધામાં આવી છે તે ઉપરથી ખોલ્લું જણાએ છે. અશો જરથોશ્તે પોતે માજદયસની દીન પસંદ તથા બહાલ રાખી હતી તે વંદીદાદની ૧૯ મી પરગરેદમાં જણાવેલું છે.[૧૮૮] એ ભલી માજદયસની દીન તર્ક કરવાને હેરેમને જરથોશ્તને લાલચ આપી હતી પણ જરથોશ્ત તેના ફરેબમાં સપડાયો નહી હતો, તે પણ

૧૮૮. ત્યારે અહુરમજદે કહ્યું કે અએ જરથોસ્ત ! તું ભલી માજદયસની દીનની વખાણ કર... મારો વચન જરથોસ્તે (શાંભલ્યો અને) તે બોલ્યો કે હું અશો અહુરમજદની પેદા કીધેલી પેદાએશને વખાણુશ. ........અને ભલી માજદયસની દીનને હું વખાણુશ (વંદીદાદ પરગરદ ૧૯ મી ૫. ૧૨, ૧૫ તથા ૧૬ મો).

એજ પરગરદ ઉપરથી માલુમ પડેછે.[૧૮૯] વલી એજ પરગરદમાં લખેછે કે[૧૯૦] હોરમજદે આગલી ભલી માજદયસની દીનને આરાધવા જરથોશતને ફરમાવ્યું હતું. ભલી માજદયસની દીનને કબુલ રાખવાને તમામ જરથોશતીઓ બંધાએલા છે તે યજશનેના ૧૨ માં હા ઉપરથી[૧૯૧] પુરવાર થાએ છે. દરેક જરથોશતી સૌથી પેહેલાં પોતાને માજદયસની તરીકે એકરાર કરેછે અને તે પછી પોતાને જરથોશ્તી માજદયસની તરીકે કબુલ રાખે છે, તેબી એજ હા ઉપરથી જણાએ છે [૧૯૨].

## ૪૧. માજદયસની દીનની ખુબી

વંદીદાદની ત્રીજી પરગરદમાં જણાવ્યા પ્રમાણે[૧૯૩] માજદયસની દીનની ખુબી એ છે કે તે 'બંદ' એટલે ગુલામગીરી કરવાના,

૧૮૯. ભલી માજદયસની દીનને તું ધિક્કાર કે જેમ **વધધન** પાદશાહે જે બખશેશ (બદલો) મેલવી તે તું (મારેથી) મેળવશે. તે (ગનામીનો)ને જવાબ આપયો સ્પિતમાન જરથોસ્તે કે હું તે બદલાને સારૂં ભલી માજદયસની દીનને ધિક્કારશ નહી; નહી ધિકારશ મારૂં બદન છુટુ પડે તોબી, નહી ધિકારશ મારો જીવ છુટો પડે તોબી અને નહી ધિકારશ મારી બુધી છુટી પડે તોબી (વંદીદાદ પરગરદ ૧૯ ફ. ૬ ઠો).

૧૯૦. જુવો સફો ૧૮૮ મો નોટ ૧૮૮ મી.

૧૯૧. ભલી માજદયસની દીન જે લડાઇને દુર કરનારી તથા હઠયાર છોડાવનારી (એટલે સલાહ સંપજવાલી) તથા એક બીજા સાથે ખેશી એટલે ભાઇબંધી ધરાવનારી છે તેનો હું એકરાર કરૂં છું. (યજશ્ને હા. ૧૨ ફ. ૯ મો).

૧૯૨. હું મજદયસની છું, મજદયસની જરથોસ્તી છું. (યજશ્ને હા. ૧૨ ફ. ૮ મો).

૧૯૩. ......... તો ખચીત ઓ સ્પિતમ જરથુસ્ત્ર! માજદયસની દીન તેવા દીન ઉપર ઈમાન લાવેલા શખસના **બંદ** નામે ગુનાહને સાફ કરે છે; **દ્રઓશ** (બદનયતી) નામે ગુનાહને સાફ કરે છે; **યાતુ ઘન્ય** (જાદુઇના) ગુનાહને સાપ કરે છે; **અશાવઘન્ય** (અશોને મારવાના) ગુનાહને સાફ કરે છે; નસુસ્પય (નસાને દાટવાના) ગુનાહને સાફ કરે છે; તોજેશ કરવા છતાં પુલ ગુજાર નહી થઈ શકે એવા ગુનાહને સાફ કરે છે; **દેરેજાનો-પેરેથ—**પાર (મોટા કરજના) ગુનાહને સાફ કરે છે; અને તમામ તે ગુનાહો જે તે શખસે (દીનની નાવાકેફીની હાલતમાં અથવા જુદ દીનીની હાલતમાં) કીધા હોએ તેઓને સાફ કરે છે. ઓ

'દ્રઓષ' એટલે જુઠું બોલવાના અથવા બદનયતથી કોઇનું કરજ અદા નહી કરવાના, જાદુગરી ચલાવાના, અશો માનસને મારવાના, નસાને દાટી રાખવાના, નહી માફ થાએ એવા બીજા ગુનાહના કામો કરવાના, ભારી કરજ કરવાના તથા એવીજ કીસમનાં બીજાં કાંમો કરવાના ગુનાહમાંથી માણસને પરહેજ રેહેવાને શીખવે છે. માજદયસની દીન એવી એજમતી અને કારગર છે કે જેમ આસમાન ઉપર જોરથી ફુકતો તોફાની પવન તમામ ગલીચી તથા ખરાબ હવાને જંગલમાંથી ઘસડી લેઇ જઇ જંગલ અથવા આકાશને સાફ કરી નાખે છે તેમ માજદયસની દીન સાચા માનસના દીલમાંથી બદ મનશની, બદ ગવશની તથા બદ કુનશનીને એકદમ તે ઘસડી બાહાર કાહાડી નાખે છે. વંદીદાદની એજ પરગરદમાં કેહે છે કે [૧૯૪] જવનું (અનાજનું) વાવવું કીધાથી માજદયસની દીનની વરધી થાએ છે. અનાજના ઉગવાથી દેવોનું નાહાસવું થાએ છે.

નોટ.—આએ ફકરા ઉપરથી આગલા દાહાડાઓ ઉપર જરથોસ્તી દીનની હસી કરવામાં આવી હતી, પણ દાનાવોની નજરમાં ખરેખર હસી તો હસી કરનારાઓની પોતાની થએલી જણાએ છે. હયાં એક ઘણોજ

---

સ્પિતમ જરથુસ્ત્ર! માજદયસની દીન તે (એવી રીતના) અશો નરના તમામ દુસ્મત, દુજુખ્ત અને દુજવર્સ્તને સાફ કરે છે (ભુશરી નાખે છે અથવા માફ કરે છે) તેની મીસાલ એ છે કે જેમ જંગલમાંથી અથવા દખશિણ દશાથી જોરથી અને ઝરફથી વેહતો પવન (ખરાબ હવાને દુર કરીને) આકાશને આશપાશથી સાફ કરી નાખેચ. માટે ઓ જરથોસ્ત! હિંયાં (આએ દુન્યામાં) નેક કામ કીધેલુંજ ભલું છે; જોકે ભલી તથા મોટાં મનની માજદયસની દીન, તોજેશ કરવાથી—ગુનાહને સાફ કરેચ તોબી. (વંદી. પરગરદ ૩ જી ૫. ૪૧ તથા ૪૨).

૧૯૪. કેઇ છે માંજદયસની દીનની વૃદ્ધિ? ત્યારે જવાબ આપયો અહુરમજદે કે ઘણીજ જવ (અનાજ) ની વાવણી, અએ સ્પિતમાન જરથોસ્ત!—જે જવ (અનાજ)ની વાવણી કરે છે તે ગોયા રાસતીની વાવણી કરે છે; તે આએ માજદયસની દીનને પુરતા વધારા સાથે વધારે છે; તે આએ માજદયસની દીનને ફરબે (આબાદી ભરેલી) કરે છે........ (વંદી. પરગરદ ૩ જી ફ. ૩૦–૩૧).

ચાજબી કોલ જણાવેલો છે. હયાં કેહ છે કે [૧૯૫] કોઈબી ધણી ખાંનું ખાધા વગર શકતી ધરાવી શકે નહી. તેનાથી મોટી નેકીનાં કાંમો થાએ નહી, નહી તેનાંથી મોટુ ખેતીનું કે કોઇબી બીજા ધંધાનું કામ થઇ શકે, નહી તેનામાં બચ્ચાં પેદા કરવાની તાકાદ રેહે. વાસતે માણસે ખાંનું ખાવું તે એ તરણ કારણે છે. તે એકે ખાધાથી આંગમાં કૌવત આવે તો નેકીનાં કામ કરી શકાએ, પોતાનો ધંધો ચલાવી શકાએ તથા બચાંની વરધી કરી શકાએ. એ ત્રણડે કાંમો આબાદાની વધારનારાં છે. વાસતે માજદય-સની દીનમાં એ કાંમો સવાબનાં ગણાએ છે. હવે ખાધાને વાસતે ખોરાક ઉતપન કરવો જોઈએ અને ખોરાક ખેતી કીધા વીનાં મલે નહી. વાસતે જો કોઇ ખેતી કરે તો તે ખોરાક ઉતપન કરનારો થાએ અને તે ખોરાક કોઇનાં ખાધામાં આવે તો ખાનાર નેકી કરવાને, ધંધો કરવાને, તથા વસતી વધારવાને શકતીવાન થાએ. અને તેથીજ એ ત્રણડે કાંમો માજદય-સની દીનમાં સવાબનાં કહેલાં છે. અને તેથીજ ખેતી કરનાર માજદયસની દીનનો વધારો કરનાર પોતાની મેલે ઠરી ચુકે છે. ખાધાથી નેકી કરવાને બને છે એટલે કે ખાધાનાં વાખા પડવાથી પાપ કરવાની કોઇ વખત ઘણીજ ગરજ પડે છે, પણ તેને ખાધાનું મલવાથી તેવી ગરજ રેહતી નથી. એટલા વાસતે અનાજ વાવ્યા પછીથી તે, તે ખાધાનાં કામમાં આવી શકે ત્યાં સુધીનાં કામ થાએ એટલે અનાજ ઉગે, તેને કાપે, છરે, દલે, પીસે ઇત્યાદી તે વખતે [૧૯૬] દેવો હાંફે, તેઓનું ગલું ગુગરાઈ જાએ, તેઓ અફસોસ કરે, તેઓ નાહાસી જાએ, શેકશત ખાએ અને અંતે નિષ્ફલ થવાથી દુખી થઇને તેઓ જમીનમાં ગરક થઈ જાએ. એવી રીતની એબારતબાજીમાં વંદીદાદની

૧૯૫. હિયાં (આએ દુન્યાના લોકોએ) આએ **માંથ્ર** (કાનુન અ-થવા શિખામણનું વચન) યાદ રાખવું જોયે કે "ખોરાક નહી ખાનારા એ મધેનો કોઈબી શક્તીવાન થતો નથી; નથી થતો શક્તીવાન ધણી નેકી કરવાને, નથી થતો શક્તીવાન ધણી ખેટી કરવાને તથા નથી થતે શક્તીવાન ફરજંદની આબાદી કરવાને. (વંદી. પરગરદ ૩ જી ૫. ૩૩ મો).

૧૯૬. જ્યારે જવ (અનાજ) તયાર થાએ છે ત્યારે દેવો ચીરડાએ છે (જખમી થાએ છે); જ્યારે તે સાફ થાએ છે ત્યારે દેવો હાંશે છે ખી-જવાતથી ગુંગરાઈ જાએ છે), જ્યારે તેને પીશીને આટો કરવામાં આવે છે ત્યારે દેવો રડે છે, જ્યારે (તે આટાને ગુદવામાં આવે છે ત્યારે દેવો નાશ પાંમે છે. (વંદી. પરગરદ ૩ જી ફ. ૩૨ મો).

ત્રીજી પરગરદમાં લખ્યું છે [૧૯૭]. દેવો એટલે પાપ, તથા દરદ સમજવું. સરવેને રોશન છે કે આબાદીથી અને ખોરાકી સેહેલાઈથી હાસેલ થવાથી હરેક દેશમાં પાપ તથા દરદ બંધેનો ઉપદ્રવ કમ થાએ છે અને જ્યાં મુફલેસી વધારે હોએ છે ત્યાં જેમ પાપ તેમજ દરદનો જોર તથા ફેલાવો વધારે આએ છે. છેલ્લે કેહછે કે ખાધાથીજ તમામ માનસો જીવવા પાંમે છે, ખાધા વગર માનસો મરી જાએ છે[૧૯૮]. મતલબ કે આએ દુન્યામાં પેદા થયા તો આપણો વખત આવી પોંહચે ત્યાં સુધી જીવવું જોયે અને ખોરાક ખાવો તો તે માત્ર જીવવાને વાસતે અને જીવવું તે માત્ર નેકીના કાંમ કરવા તથા આપણો ધંધો કરવા તથા બચાંની વરધી કરવાને માટે જોયે. વાસતે વંદીદાદની ત્રીજી પરગરદમાં ખાવાની તાકીદ ફરમાવી છે તથા તેમાં જો એમ જણાવેલું છે કે અનાજ વાવયાથી માજદયસની દીનની વરધી થાએ છે તો તે ખોટું લખેલું નથી, પણ જેઓ વગર તાસુબીએ એ બાબત ઉપર દરીઆફ્ત કરતા નથી તેઓને જે હસવું આવે છે તેમાં તેઓએ માજદયસની દીનની ખાંમી કાહડવાને બદલે પોતાની સમજવાની ખાંમીને બદનામ કરવી જોઇએ છે.

વલી યજશનેનાં ૧૨ માં હામાં માજદયસની દીનને વાસતે કેહછે કે[૧૯૯] તે કજ્યો કંકાસ નાબુદ કરનારી છે, તે હથ્યાર છોડવી સલાહ સંપજ કરાવનારી છે, તે એકેક સાથે ભાઇબંધીનો ગાંઠ મજબુત કરાવનારી છે અને તે સચાઇ શીખવનારી છે. વીસ્પરદનાં ૭ માં કરદામાં કેહેવા પ્રમાંણે[૨૦૦] ભલી માજદયસની દીન દુન્યાની વરધી, આબાદી, તથા ફાએદા કરનારી છે.

---

૧૯૭. આટો ગુદાઇ તૈયાર થએલાં આએ મકાનમાં હારમાર થએલા દેવો (મશવરતને વાસ્તે) ભેગાથા થાએ છે (ખરા પણ) જ્યારે અનાજ પુસ્કલ થાએ છે ત્યારે (તેઓ પોતાની મતલબમાં નિષ્ફલ થઇને) સાથે ભેગા મલેલા, જાણે કે તપેલા લોખંડનો મોટો કટકો તેઓના મોહદાંમાં મુકવાથી (જે દુઃખ થાએ તેવાં દુઃખથી દુઃખી થએલા તેઓ) નાહશી જાએ છે. (વંદી. પરગરદ ૩ જી ફ. ૩૨ મો.)

૧૯૮. ખોરાકથીજ તમામ હાડમંદ દુન્યા જીવે છે, વગર ખોરાકે મરી જાએ છે. (વંદી. પરગરદ ૩ જી ફ. ૩૩ મો).

૧૯૯. જુવો સફો ૧૮૯ મો નોટ ૧૯૧ મી.

૨૦૦. **આશ્તાદ** (રાસ્તી)ને હમો ઇજયે છઇએ, કે જે ખુબીવાલી, દુન્યાની ફરાખી કરનારી, દુન્યાની આબાદી કરનારી અને દુન્યાને ફાએદો બખશનારી માજદયસની દીન (માં સમાએલી) છે. (વીસ્પરદ કરદો ૭ મો ૫. ૨ જો).

# બાબ ૬ ઠો.

## માજદયસની દીન ઉપર સુધારો કીધેલી જરથોશ્તની પોતાની નવી દીન.

ઈરાન સર જમીન ઉપર જે આગલની ચાલતી આવેલી જુણી ભલી દીન જેટલી તેના ચોખ્ખા આકારમાં હતી તેટલી તે, તથા તે દીનની કીરીઆ તથા રસમો જેટલી બહાલ રાખવા જોગ હતી તેટલી જરથોશ્તે તર્ક કરવાને બદલે પસંદ રાખી હતી. એ દીન માજદયસની દીન કેહેવાતી હતી અને તે હોરમજદી રાહ ઉપર ચલાવનારી હતી, પણ તેમાં જે ગેરવાજબી અને નામુજરબ કોલો, કીરીઆઓ તથા રસમો વખત જતાં દાખલ થયાં હતાં તે અથવા તે દીનવાલા લોકોએ બીજા આડા મારગો પકડયા હતા તે જરથોશ્તે નાપસંદ રાખ્યા હતા. જરથોશ્ત જે જમાનામાં પેદા થયો તે જમાનામાં ઇરાંની લોકોની દીનઆઇનની હાલતમાં કેવી પ્રકારનો સુધારો કરવાની જરથોશ્તને અગત જણાઇ હતી તે આગલ ચાલતાં જોઇશું; પણ તેણે આગલી દીનનું કેટલું-એક બહાલ રાખ્યું હતું તે આપણે આગલા બાબમાં જોઇ ચુકા. હવે જરથોશ્તે પોતે આગલી દીન ઉપર સુધારો કરી જે નવી દીન જાહેર કીધી હતી તે વીશે અવસ્તામાં શું લખ્યું છે તે તપાસીએ.

### ૪૩. હોરમજદી જરથોશ્તી દીન.

વંદીદાદની બીજી પરગરદમાં[૨૦૧] જરથોશ્ત હોરમજદને પુછેછે કે જે દીન તેં મને શીખવી છે તે દીન, તેં મારી આગમચ, મારા સીવાએ કોઇ બીજાને શીખવી હતી? ત્યાં જરથોશ્તે પોતાની

૨૦૧. ત્યારે કહ્યું અહુરમજદએ કે ઓ અશો જરથોસ્ત! ભાગ્યશાલી તથા નેક ટોલાંવાલા જમશેદને, હું જે અહુરમજદ છું તેણે, તું જરથોસ્ત સીવાએ, માનસોમાંના તે પેહેલ્લા સાથે (દીન વીશે) પુછપરછ કીધી હતી, અને તેને મેં શીખવી હતી દીન જે અહુરમજદી તથા જરથોસ્તી છે તે. (વંદી. પરગરદ ૨ જી ફ. ૨ જો તથા જુવો સફો ૧૫૧ મો નોટ ૧૨૬ મી).

દીનને હોરમજદી જરથોશ્તી દીન લખી છે. એ ઉપરથી જણાએછે કે માજદયસની દીન ઉપર જે સુધારો કરી નવી દીન જરથોશ્તે જાહેર કીધી હતી તે હોરમજદી જરથોશ્તી દીન કેહેવાતી હતી. એ નામ ઉપરથીજ એ દીનનાં મોકલનાર તથા લાવનારની આપણને ખબર પડે છે. જે દીન હોરમજદે મોકલી હતી અને જે જરથોશ્ત લાવ્યો હતો તે હોરમજદી જરથોશ્તી દીન કેહેવાતી હતી. એ દીન માજદયસની દીન ઉપર આવેલી હતી તે યજશ્નેનાં ૧૨ માં હા ઉપરથી દીશે છે[૨૦૨]. જ્યાં દરેક જરથોશ્તી પોતાને માજદયસની કેહેવાથી ધરાતો નથી પણ તુરતજ કેહે છે કે હું જરથોશ્તી માજદયસની છેઉં. એ ઉપરથી ખુલ્લી રીતે જણાએ છે કે માજદયસની તથા જરથોશ્તી માજદયસની વચે ફરક રાખેલો હોવો જોઇએ. યજશનેનાં ૮ માં હામાં[૨૦૩] જરથોશ્ત કેહે છે કે હું મારી દીન બધા લોકોમાં ફેલાવશ, ત્યાં પણ પોતાની દીનનું નામ તે હોરમજદી જરથોશ્તી દીન જણાવે છે. તીર યશ્તમાં પણ[૨૦૪] જરથોશ્તની દીનને હોરમજદી જરથોશ્તી દીન કહી છે. કએ ગુશ્તાસ્પે જરથોશ્તે લાવેલી દીન ફેલાવી હતી તે વીશે લખતાં ફરવરદીન યશ્તમાં[૨૦૫] તે દીનને હોરમજદી જર-

૨૦૨. જુવો સફે ૧૮૯ મો નોટ ૧૯૧, ૧૯૨ મી; તથા સફો ૧૯૫ મો નોટ ૨૦૭ મી.

૨૦૩. જુવો સફો ૧૦૩ નોટ ૨૪ મી.

૨૦૪. તે (જોર) ને ધાટકીએ નહી લેવી જોઈએ, નહી જહીકએ (બદકાર ઓરતે), નહી તે અશોએ* (કે જે) ગાથાઓને નહી ગાવાથી દુન્યા (અથવા જીંદગી)ની ખરાબી કરનારો અને આએ દીન કે જે **અહુરમજદી** તથા **જરથોશ્તી** છે તેને નુકસાન કરનારો છે તેણે પણ નહી મેલવવી જોઈએ. (તીર યશટ ફ. ૫૯ મો).

* એ ફકરાનો એ મુજબ તરજુમો, આવાંયસ્તનાં ૯૨ મા ફકરાને આધારે મેં કીધો છે. (બીજી વાર પ્રગટ કરનાર).

૨૦૫. તેહમતન, તનની હાલતમાં **માંથ્ર** (પવીત્ર કાનુન) મુજબ ચાલનાર, મજબુત હઠયારવાલા અને અહુરમજદી રાહ ઉપર ચાલનાર અશો કએ ગુસ્તાસ્પની ફ્રોહરને અમો ઇજ્યે છઇએ; જેણે આગલા **દરૂજો**ને, અશોઈને માટેની ફરાખીનો રસતો કીધો; જેણે આગલા દરૂજોને, અશોઈને માટેની ફરાખી શીખવી, અને જે આએ દીન જે **અહુરમજદી** તથા **જરથોશ્તી** છે તેની બાજુ (ટેકો આપનાર) તથા મદદગાર તરીકે કબુલ થયો. (ફરવરદીન યશ્ત ફ. ૯૯ મો).

થોશતી દીન લખી છે. યજશ્નેનાં ૬૦ માં હા વાલી 'તાઓ અહ્નિ ન્માને' નામની નામીચી બંદગીમાં[૨૦૬] હોરમજદી જરથોશતી દીનની લાંબા જમાના સુધીની બાલાતરી ઇછવામાં આવી છે. એ હોરમજદી જરથોશતી દીનને યજશ્નેનાં ૧૨ માં હામાં[૨૦૭] જેટલી દીન તે જમાનામાં હતી તથા તે જમાના પછી કોઇબી વખતે બીજી થનાર હતી તેનાં સર્વેનાં કરતાં શ્રેષ્ટ, સૌથી મોટે દરજ્જેની તથા સૌથી સરસ જણાવી છે.

### ૧. જરથોશતી દીનને 'દાતેમ જરથુશતરી' બી કહેછે.

યજશ્નેના ૨૫ અને ૩૧ માં હામાં તથા બીજે ઘણે ઠેકાંણે ધર્મને વીશેની આરાધનાં આવી છે[૨૦૮] ત્યાં ૧ માજદયસ્ની દીનને, ૨ માંથ્ર સ્પેન્તને, ૩ વંદીદાદને, ૪ દાતેમ જરથુશ્ત્રીને, ૫ માજદયસ્ની દીનની લાંબી મુદતની ચાલતી આવેલી રસમને, ૬ માંથ્ર સ્પેન્તને દીલમાં રાખવાને, ૭ માજદયસની દીનને સમજમાં રાખવાને, ૮ માંથ્ર સ્પેન્તની વીદ્યાને, ૯ જાતી અકલને, તથા છેલ્લે ૧૦ મેલવેલી અકલને યાદ કીધામાં આવી છે.

### ૨. જરથોશતી દીન દેવોને તર્ક કરનારી છે.

જરથોશતે પોતાની નવી દીનમાં જે બાબત ઉપર વધારે ધ્યાન આપયું હતું તે દેવપરસ્તી તજવાની બાબત હતી. એટલા

---

૨૦૬. આએ મકાન અથવા કુટુંબને માટે અશોઇ (રાસ્તી), હુકુમત, ફાએદો, ખુરેહ તથા સુખ અને આએ **હોરમજદી** તથા **જરથોશતી** દીનનું લાંબા વખત સુધીનું ટકાઊપણું—પોહચો! (યજશ્ને હા ૬૦ મો ફ. ૨-૪).

૨૦૭. જે (અહુરમજદી તથા જરથોસ્તી દીન) હાલમાં જે (દીનો) ચાલું છે તથા હવે પછી જે ચાલું થશે તેઓમધે ઘણીજ મોટી, ઘણીજ ખુબી વાલી, અને શ્રેષ્ઠ છે અને જે **હોરમજદી** તથા **જરથોશતી** છે. (યજશ્ને હા ૧૨ મો ફ. ૯ મો).

૨૦૮. ભલી માજદયસની દીનને અમો ઈજયે છઈએ.—પવિત્ર તથા પુશકલ ખુરેહવાલા માંથ્રને,—દેવથી જુદા તરીકા (વંદીદાદ)ને, જરથોસ્તી કાએદાને, લાંબા વખતના રેવાજને, ભલી માજદયસની દીનને, પવિત્ર માંથ્ર તરફ દેલના આપવાને, માજદયસની દીનની તરફ હોશના આપવાને, પવિત્ર માંથ્રને ધ્યાનથી સમજવાને, મજદની આપેલી આસની દે ખેરદને, મજદની આપેલી ગોશોસરૂદે ખેરદને,—અમો ઇજયે છઈએ. (યજશ્ને હા ૨૫ ફ. ૬ ઠો).

વાસતે જરથોશ્તી દીનને દેવથી જુદી દીનને નામેબી ઓલખવા લાગા. જરથોશ્તે દેવોથી દુર રેહેવાનાં સખુનો કહી સંભલાવ્યા હતા તે ફરવરદીન યશ્ત ઉપરથી પુરવાર થાએ છે[૨૦૯]. વંદીદાદની ૧૯ મી પરગરદમાં માજદયસની દીનને યાદ કીધા પછી જરથોશ્તી દીનને યાદ કીધી છે જ્યાં તેને વાસતે દેવથી જુદી એવું વીશેષણ લગાડેલું છે. [૨૧૦]

### ૩. દેવ એટલે કોણ ?

જરથોશ્તી દીન દેવથી વેગલી છે તે બરોબર રીતે સમજાવવાની જરૂર છે. પેહેલાં આપણે જોઇ લીધું છે કે આએ દુન્યા પેદા થઈ ત્યારે બે મોનાઈ શકતીઓ કામે લાગી હતી.[૨૧૧] એ બે શકતીઓના હાથ તલે બીજી નાની શકતીઓ હતી. જે મુખ્ય નાશ

---

૨૦૯. જે પેહલો આથ્રવંન, જે પેહલો રથેસ્તાર, જે પેહલો ખુરજીગર હતો; જે પેહલાએ દેવો પાશેથી તથા બદકાર માનસો પાશેથી (હકુમતનું) ચકર છીનવી લીધું હતું; જે તન ધરાવનારી પેદાએશમાંના પેહલ્લાએ અશોઇ (રાસ્તી)ને વખાણી હતી, દેવને ધિક્કારી નાખનાર થયો હતો, (અને જેણે) **મજદયસ્ની, જરથોશ્તી**, દેવથી જુદા તરીકાવાલા અને હોરમજદી કેશવાલા તરીકેનો પોતે એકરાર કીધો હતો. જે તન ધરાવનારી પેદાએશના પેહલ્લાએ, દેવના તરીકાથી જુદો અને હોરમજદી કેશવાલો સખુન કહયો હતો, જે તન ધરાવનારી પેદાએશના પેહલાએ દેવના તરીકાથી જુદો અને હોરમજદી કેશવાલો વચન જાહેર કીધો હતો; જે તન ધરાવનારી પેદાએશના (પેહલ્લાએ), દેવના તરીકા ઉપર ચાલનારી તમામ વસ્તુને નહી આરાધવા લાયકની તથા નહી વખાણવા લાયકની જાહેર કીધી હતી, જે તે દેશો મધેનો બહાદુર, નેક રીતે જીંદગી ગુજારવાના પુરતા સાધાણોવાલો અને પોર્યોદકેશ હતો.
(ફરવરદીન યશ્ત ફ. ૮૯—૯૦).

૨૧૦. દેવથી જુદા અને જરથોસ્તી દાદ (તરીકા)ને હું વખાણુશ. (વંદી. પરગરદ ૧૯ મી ફ. ૧૬ મો; જુવો સફે ૧૮૮મો નોટ ૧૮૮ મી).

૨૧૧. જયારે તે બે મીનો (સ્પેનામીનો અને ગના મીનો) હસ્તી તથા નીસ્તી કરવાને સાથે મલ્યા યાને કામે લાગ્યા—અને જે પ્રમાણે આખર સુધી કામ કરતા રેહશે—, (અને એ પ્રમાણે સેવટ સુધી) દરવંદો (ખુરાઓ)નો (મદદગાર) સર્વથી ખુરો (ગનામીનો) છે અને અશોને વાસતે સૌથી સરસ મન છે. (યજશ્ને હા ૩૦ ફ. ૪ ઠો; જુવો સફે ૧૧૧ મો; તથા સફે ૧૧૬ મો નોટ ૬૬ મી).

કરનારી 'અંગ્રમીનો' નાંમની શકતી હતી, તેના હાથ તલે બીજી શકતીઓ હતી. તેઓ દેવને નામે ઓલખાતી હતી. અંગ્રમીનો પોતે દેવોનો દેવ કહેવાએલો છે, તે વંદીદાદની ૧૯ મી પરગરદ ઉપરથી માલુમ પડેછે[૨૧૨]. વલી યજશ્નેના ૩૨ માં હામાં જરથોશ્ત દેવોને કેહે છે કે તમો તમામ દેવો તમારી તોખમ 'અકોમીનો થી ધેરાવો છેઓ.[૨૧૩]. જેમ 'સ્પેન્તોમીનો' નાં હાથ તલેનો વડો ફરેશતો વોહુમન (બહમન) છે, તેમ અંગ્રમીનોના હાથ તલેનો સૌથી વડો 'અકોમન' દેવ છે. હવે અંગ્રમીનોનું કામ નાશ કરવાનું છે, તેજ કામ તમામ દેવોનું બી છે. કાંએકે તેઓ અંગ્રમીનોના તાબામાં છે, અને તેના ફરમાનબરદાર છે. હવે દેવો ચાર પ્રકારના ગણાએલા છે. એક માણસની સુરતના, બીજા દરદ લાવનારા, ત્રીજા નીતી ખરાબ કરનારા, ચોથા આબાદી ઘટાડનારા. તેનો અત્રે થોડોએક ખુલાસો કીધેલો અકારત જશે નહી, કાંએકે જરથોશ્તી દીન દેવથી જુદી છે એમ જે આપણે ઓલ્યે છઇએ તેની પુરતી સમજ ધ્યાનમાં ઉતારવાની ઘણી જરૂર છે.

## ૧. માણસની સુરતના દેવો.

જે માણસો યાતો દરદનો વધારો કરીને અથવાતો આબાદીનો ઘટાડો કરીને યાતો નીતીનો બગાડો કરીને નાશ કરતા હતા તેઓને દેવ કહેવામાં આવતા હતા. જુહાકને યજશનેનાં ૯ માં હામાં[૨૧૪] દેવ તરીકે લખ્યો છે, કાંએકે તે જેમ જુઠો હતો તેમ તે આએ દુન્યાનો ખરાબો કરનારો હતો અને તેને તે લછણ ઉપર ઉશકેરનાર અંગ્રમીનો પોતે હતો. હોશંગે માજનદરાનનાં

---

૨૧૨. અવાખ્તર (ઉત્તર) તરફથી તથા અવાખ્તર (ઉત્તર) તરફના સઘલા ભાગો (ઉત્તર ઉગમણ તથા ઉત્તર પશ્ચિમ) તરફથી, **દેવોનો દેવ** પુર મોતવાલો **અંગ્રમીનો** દોડી આવ્યો.
(વંદીદાદ પરગરદ ૧૯ મી ફ. ૧ લો.)

૨૧૩. ઓ તમો તમામ દેવો ! અકોમન (કોતાહી કરનારી મનશની)થી **(તમારી) તોખમ (ઉત્પન્ન થએલી)** છે.
(યજશ્ને હા. ૩૨ મો ફ. ૩ જો.)

૨૧૪. જુવો સફો ૧૧૯ મો નોટ ૭૩ મી.

તથા ગીલાનનાં દેવોને માર્યા હતા[૨૧૫] તેની મતલબ માજનદરાન તથા ગીલાનનાં બદકાર માણસોથી સમજવી જોઇએચ. આજેબી માજનદરાનનાં લોકો વીશે એવું કેહવાએ છે કે તેઓ ઘણા બેરડા હોએ છે. ગોલામબારગી કરનારા માણસો દેવોમાં ગણાએછે તે વંદીદાદની ૭ મી પરગરદમાં ખેલાસાથી જણાવેલું છે[૨૧૬]. યજશનેનાં ૯ માં હામાં તો ખુલ્લે ખુલ્લું લખ્યું છે કે જરથોશતનાં પેદા થવા પછી તેણે જે જે દેવો, આગલ માણસનાં રૂપમાં આએ દુન્યામાં, ફરતા હતા તેઓને જમીનની અંદર ગાલી મેલ્યા હતા.[૨૧૭] આવાં યશતમાં જમશેદ દુવા ચાહે છે કે દેવોની આબાદી હું કોતાહ કરૂં,[૨૧૮] ત્યાં પણ દેવોથી બદકાર માણસો સમજવાં જોઇએ છે.

## ૨. દરદ લાવનારા દેવો.

જે જે સબબો યા વસ્તુઓથી દરદ તથા મોતનો વધારો થતો હતો તેનેબી દેવ કેહેવામાં આવતા હતા. કાંએ જે નાશ કર-

---

૨૧૫. જુવો સફે ૧૬૮ મો નોટ ૧૪૬ મી.

૨૧૬. દાદાર ! કોણ છે દેવ ? કોણ છે દેવને પુજનાર ? કોણ છે દેવોને ચાહનાર સ્ત્રી ? કોણ છે દેવોનો ખુમ્બ ( મરદ આશેક )? કોણ છે દેવોની કુનારી ? કોણ છે દેવને મલતો ( બરોબરીઓ ) ? કોણ છે તમામ ( પુરતો, તદન ) દેવ ? કોણ છે મુવા આગમજ દેવ ? અને કોણ છે મુવા પછી મીનોઇ દેવ થાએછે તે ? ત્યારે કહયું હોરમજદે કે અએ સ્પિતમાન જરથોશ્ત ! તે મરદ જે ગુલામબારગી કરવાના કામમાં પોતાતું તન આપેચ તે, અને ( બીજો ) તે મરદ કે જે ગુલામબારગીતુ કામ કરેચ તે ( એ બંધે મરદ, હસ્તી ભોગવનારાઓની ઓલાદના વધારાનો અટકાવ કરનારા થાએ છે તેથી ) તેજ છે દેવ, તેજ છે દેવને પુજનાર, તેજ છે દેવોનો ચાહનાર સ્ત્રી, તેજ છે દેવોનો ખુમ્બ ( મરદ આશેક ), તેજ છે દેવોની કુનારી, તેજ છે દેવને મલતો, તેજ છે તમામ ( પુરતી ) રીતનો દેવ, તેજછે મુવા આગમજ દેવ, તેજ છે મુવા પછી મીનોઇ દેવ થાએ છે તે, ( એટલે કે ) જે મરદ ( બીજા ) મરદમાં (કુદરતી કાએદાથી ઉલટી રીતે ) મની બરબાદ કરે છે, અથવા જે મરદ ( બીજા ) મરદોની મની (કુદરતી કાએદાથી ઉલટી રીતે) પોતે લીએ છે. ( વંદી. પરગરદ ૮ મી ૫. ૩૧-૩૨ ).

૨૧૭. અએ જરથોશ્ત ! તુંએ તમામ તે દેવોને જમીનમાં છુપા થનારા કીધા જેઓ ( તારા વખતની ) આગમજ માનસની સુરતે આએ જમીન ઉપર દોડતા હતા. ( યજશ્ને હા. ૧૯ મો ૫. ૧૫ મો ).

૨૧૮. જુવો સફે ૧૬૯ મો નોટ ૧૫૦ મી.

વાનો એક ઉપાય દરદનો ફેલાવો કરવામાં ગણાતો હતો. જેમકે વંદીદાદની ૧૭ મી પરગરદમાં કેહ છે કે બાલની ઘટતી રીતે સંભાલ નહી કરવાથી તે બાલની જગોમાં દેવ એકઠા થાએ છે.[૨૧૯] હયાં દેવથી દરદની મતલબ સમજવી. બાલ સાફ નહી રાખવાથી તથા બાલ કાતર્યા પછી ઘટતી રીતે તેને પરહેજ નહી કીધાથી તે મધેથી દરદનો સબબ ઉત્પન્ન થાએ છે, એટલુંજ નહી પણ તે મધે જૂ પડે છે, તેબી એજ પરગરદમાં આગલ ચાલતાં જણાવયું છે.[૨૨૦] અરદીબેહશ્ત યશ્તમાં તો અનેક જાતના દરદોને દેવને નામે ઓલખવામાં આવ્યાં છે [૨૨૧]. એ યશ્ત બીમાર શખ-

૨૧૯. દાદાર ! તે કયું કામ છે કે જેથી માનસો ઘણીજ સખત મરકીનો ફેલાવો કરે છે અને તેથી દેવોને ( જેમ દેવોની આરાધના કરવાથી મજબુતી મલે તેમ તેઓને જીવન શકતી આપે છે? ત્યારે કહ્યું અહુરમજદે કે ખચીત ઓ અશો જરથોસ્ત ! તે કે જે આએ હાડમંદ દુન્યામાં (પોતાના માંથાના ) બાલોને હોરેચ અથવા બાલોને કાતરેચ અને ( હાથ તથા પગના ) નખ ઉતારેચ અને તે ( બાલ તથા નખ ) ખાલી જગાઓ ( સુરાખો )માં અથવા દાહડીના ભાગમાં વીખરાઇ જઈને ભરાઇ રેહચ.—તે ( બાલો તથા નખો ) **બેદાદીથી** નાખવામાં ( જે જગાઓમાં પડેચ ) તે જમીન ઉપર દેવો ( દરદો ) ભેગાં થાએ છે. ( વંદી. પરગરદ ૧૭ મી ૫. ૧–૩ ).

૨૨૦. તે ( બાલો તથા નખો)ને **બેદાદીથી** નાખવામાં જમીન ઉપર ખરપ્સ્તરો ભેગા થાએ છે જેને માનસો **સ્પિશ** ( જૂ તથા કીલ્લાંને) નામે ઓલખેછે, જે માનસોના અનાજના જથ્થામાં ( અથવા કોઠારમાં ) અનાજ ખાઇ જાએ છે, અને કપરાઓના જથ્થામાં કપરાને ખાઇ જાએ છે ( અથવા ખરાબ કરે છે ). ( વંદીદાદ પરગરદ ૧૭ મી ૫. ૩ જો ).

૨૨૧. જે મારો ( બંદો ) આએ સાંપની ખાસ્યતનાઓ મધેના તથા આએ દેવો મધેનાઓને હજારવાર હજાર ( દશ લાખ ) તથા દશ હજારવાર દશ હજાર ( દશ કરોડ ) મારેચ તે આજારને મારે છે, તે મોતને મારે છે, તે દેવો ( દરદો)ને મારે છે, તે ઘાટને મારે છે, તે નાપાક આશમોઘને મારે છે તથા તે માનસો ઉપર જુલમ ગુજારનારાઓને મારે છે. ( અરદીબેહસ્ત યસ્ત ફ. ૧૦ મો )—જે મારો ( બંદો ) આએ બેપગા બદકાર બુરી ખસલતનાઓ મધેના તથા આએ દેવો (દરદો) મધેનાઓને હજારવાર હજાર તથા દશ હજારવાર દશ હજાર મારેછે તે વખતે **ધએશ** (દેવ) જે દેવો મધેનો ઘણોજ જુઠો તથા પુરમોત ભરેલો અંગ્રમીનો તે પુર્વદીશા તરફથી નાહશી જાએછે ( દફે થઇ જાએછે ). અરદીબેહસ્ત યસ્ત, ફ. ૧૩ ).

સોની ઉપર ભણવામાં આવે છે તેનું કારણ પણ એજ છે કે તે મધે ઘણા ખરાં દરદોને દફે કરવાની બંદગી આવે છે, અને એ યશ્ત ભણવા સાથે જે ઝાડોપીછી કરવામાં આવે છે તે માત્ર દરદી માણસને એક જાતનું 'મેસમેરીજમ' કરી તેના દરદનું દુખ વીસરાવાની મતલબે છે. જેઓ પીશાબ એવી રીતે કરે છે કે તેનો રેલો લાંબો ઉતરે તેઓને વંદીદાદની ૧૮ મી પરગરદમાં દેવી દરૂજના મરદો લખ્યા છે[૨૨૨]. પીશાબ ખાંનાઓ જુદાં કીધાં હોએ ત્યાં નહી અને બીજી જગોએ પીશાબ કીધાથી ગંધારો વધતો હોએ અને ગંધારો વધ્યાથી દરદનો ઉપદ્રવ થતો હોએ એ બીના સમજમાં ઉતરી શકે છે. જે લોકો દરદથી મરતાં હતાં તેઓ દેવોથી માર્યાં જતાં હતાં એમ બોલવામાં આવતું હતું. એવો સાર વંદીદાદની ૧૯ મી પરગરદમાંથી[૨૨૩] કાહડવામાં આવે છે. વંદીદાદની ૭ મી પરગરદમાં કબરસ્તાનોમાં રેહેનારા કેટલાએક દેવોની બીનાં આવી છે.[૨૨૪] તેની મતલબ એજ સમજવી કે

---

૨૨૨. અશો સરોશે, ઉઠાવીને ટાકેલા ગુરૂજથી (દેવી દરૂજને) પુછયું કે ઓ તંગીવાલી કંઈ નહી કરી શકે એવી દરૂજ! કોણ છે આએ મરદોમાનો બીજો તારો મરદ? ત્યારે તે જે દેવી દરૂજ તેણીએ જવાબ આપયો કે ઓ અશો અને ખુબસુરત સરોશ! આએ મરદોમાંનો ખચીત તે મારો બીજો મરદ છે કે જે મરદ પગના આગલા ભાગ ઉપર પગની દરાજી જેટલો રેલો ઉતરે તેમ પીશાબ કરેચ; તે શખસ મને એવી રીતે હમેલદાર કરેચ (પુષ્ટી આપેચ) કે જેમ બીજા મરદો ઓરતોને (પોતાની)મનીયા હમેલદાર કરેચ. (વંદી. પરગરદ ૧૮ મી ફ. ૩૯-૪૧).

૨૨૩....આએ તનથી કે જે દેવ (દરદ)થી મરાએલું છે. (વંદી. પરગરદ ૧૯ મી ફ. ૨૦.)

૨૨૪. દાદાર! કયાં છે દેવ? કયાં છે દેવોને પુજનાર? કયાં છે દેવોને ભેગા થઇ દોડવાની જગો? કયાં છે દેવોને ભેગા થઇને પડવાની જગો? કયાં દેવો ભેગા થાએ છે—પચાશ વાર શો ગણા, શો વાર હજાર ગણા, હજારવાર દશ હજાર ગણા અને દશ હજારવાર લાખ ગણા? ત્યારે હોરમજદે કહ્યું કે ઓ સ્પિતમાન જરથોસ્ત! આએ દખમાઓ (કબરો)માં કે જે આએ જમીનની ઉપર ઉંચી બાંધણીએ કરી બાંધેલાં છે, જેમાં ગુજરેલાં માનસોને મુકવામાં આવે છે; તેજ (અથવા ત્યાંજ) છે (રેહછે) દેવો (દરદો), ત્યાંજ (રહે) છે દેવોને પુજનારાઓ, ત્યાંજ છે દેવોને ભેગા થઈને દોડવાની જગા, ત્યાંજ છે દેવોને ભેગા થઇને પડવાની જગા

કબરસ્તાનોમાંથી દરદ થાએ એવી હવા બહાર ફેલાએ છે વાસતે કબરસ્તાન કેટલાએક દેવોનું રેહેઠાણ હોએ એમ લખ્યું છે અને તેઓનાં જે નામો આપેલા છે તે કેટલાંએક જાણીતાં દરદોનાં માલુમ પડેછે. નસાને યાને હેવાન અથવા માણુસનાં કોહતા શરીરને યા કોહતા શરીરનાં કોઇબી ભાગને દેવની રાહનો, વંદીદાદની ૧૯ મી પરગરદમાં લખ્યો છે[૨૨૫]. નજીસાઈથી અને ફુવરાઇથી દરદ જોર પકડે છે વાસતે મેહેર યશ્તમાં[૨૨૬] નજીસાઇને દેવની રાહની લખીછે.

---

અને ત્યાંજ દેવો ભેગા થાએ છે–પચાશવાર શો ગણા, શોવાર હજાર ગણા, હજારવાર દશ હજાર ગણા, અને દશ હજારવાર લાખ ગણા. તેની મીસાલ એ છે, ઓ સ્પિતમાન જરથોસ્ત ! તેઓ જેઓ દેવો છે તેઓ આએ દખમાઓ ( કબરો ) માં ( પોતાનો ખોરાક ) ખાએ છે અને પાછો (તેનો ) હગાર કરે છે, જેમ આએ હાડમંદ દુન્યામાં તમો જેઓ માનસો છેઓ તેઓ સ્વાદિષ્ટ ખોરાક તૈયાર કરોછો અને સ્વાદિષ્ટ ગોસ્તનો ખોરાક ખાવો છો અને જેમ આએ જેઓ માનસો તેઓ ખાએછે અને જીવે છે.— ખચીત આએ તે દેવોની મોટી ખુશાલી છે, જ્યાંસુધી કે આએ ( દખમામાંથી નીકળતી ) ગંદગી ચાલુ રહે છે. આએ દખમાઓ ( કબરો )માં પુશકલ હાડકાં તથા બાલો ભેગાં થવાથી ત્યાં ભેગાં થાએ છે અખ્તી (ફેલાતા અથવા ઉડના રોગો ), ગરેતુ ( ગરમી અથવા ખુજલીનો રોગ ), તમુ ( તાપ ), નેજસ ( નેંજારી દુબલાપણું ? ) સારસ્તી (માંથાતું દરદ અથવા સરદીથી ઉત્પન્ન થતી તાપ ), અઘોસ્તી ( સંધીંવા ). અને આએ દખમાંઓમાં માનસોનો ઘણોજ નાશ કરનારાં દરદો ભેગાં થાએ છે સૂર્યના દૃષ્ટિ મર્યાદાની નીચે જવા પછી. ( વંદી. પરગરદ ૭ ફ. ૫૫—૫૮).

૨૨૫. અફસોસ ! કે અશો જરથોસ્ત પોરૂશસ્પના ઘરમાં જનમ્યો; તેનું મોત અમો કયાંથી મેલવ્યે ! તે ( અમો ) દેવોનું હથ્યાર છે; તે દેવોની સાંબે થનારો છે; તે દરૂજ ( જુદાઇ ) ને તોરી પાડનારો છે; તે દેવોની પુજા કરનારને, **દેવની રાહના નસુશને**, જુઠું બોલનારને અને ખોટા બોલાએલા સખુનને ઉંધા વારનારો છે.
(વંદી. પરગરદ ૧૯ ફ. ૪૬ મો ).

૨૨૬. જે ( મેહર )ને માટે પેદા કરનાર હોરમજદે ઘણો વખત સુધી રોશનીવાલા ( જેની ઉપર સુરજનો પ્રકાશ લાંબો વખતસુધી રહેચ એવા ) અલબુરૂજ પાહડની ઉપર મકાન બનાવ્યું છે, જ્યાં નથી (પડતી) રાત કે નથી અંધારૂં, નથી ખરાબ પવન કે નથી ગરમ પવન, નથી પુર મોતવાલી બીમારી કે નથી **દેવની ઉત્પન્ન કરેલી ગલીચી,** અને ત્યાં અલબુરૂજ પાહાડની ઉપર વાંદલાં ઉંચે નહી ચહડી શકતાં.
( મેહરયસ્ત ફ. ૫૦ મો ).

વંદીદાદની ૨૨ મી પરગરદમાં લખેછે કે ઘાટકી અંગ્રમીનોએ ૯૯,૯૯૯ જાતનાં દરદો આએ દુન્યામાં પેદા કીધાં છે [૨૨૭]. એ દરદો માહેલાં કેટલાંએકનાં નામો વંદીદાદની ૨૦ મી [૨૨૮] તથા ૨૧ મી પરગરદ[૨૨૯] મધે આવેલાં છે. એ દરદો ગોયા એહરેમને પેદા કીધેલા એટલા બધા દેવો છે.

### ૩. નીતી ભંગ કરનારા દેવો.

જે અસર આપણા દીલ ઉપર થવાથી આપણને બદીની રાહે ચાલવાને સુજ પડે તેને પણ દેવ કેહેતા હતા. જેમકે વંદીદાદની ૧૯ મી પરગરદમાં જરથોશ્તને સાચી દીન ઉપરથી પાછો વાલવાને 'બુઈતિ' દેવે કોશેશ કીધી હતી. અરદીબેહેશ્ત[૨૩૦] યશત-

૨૨૭. ત્યારે (મારી પેદાએશ તરફ) મને પેલો ઘાટકી (કોતાહી કરનાર એહરેમન) દેખાયો; ત્યારે તે ઘાટકી પુર મોતભરેલા અંગ્રમીનોએ મારી પેદાએશમાં ૯૯૯૯૯ જાતના દરદો પેદા કીધાં.
(વંદીદાદ, પરગરદ ૨૨ મી ફ. ૨ જો).

૨૨૮. વિશ્ચિશ્ર* તેણે શોધી કાહડયું, ધાતુનું હથ્યાર તેણે મેલવ્યું–દુઃખની સાંબે થવાને, મોતની, દાજીની, તફનું, **સારન** (માંથાંનાં દરદ)ની, **સારસ્ત્ય** (સરદીના દરદ)ની, **અજનની**, **અજહુવની**, **કુરૂઘની**, **અજીવાકની**, **કુરૂકની**, **અસ્તઇર્યની**, અઘષી, પુઇતી અને આહીતીની સાંબે થવાને (દફે કરવાને) જે (ઉપલાં દરદો) અંગ્રમીનોએ માનસોના તન ઉપર મુકયાં છે.

* એ વિશચિશ્ર **વને જવીદબેશ** જેને **હર્વસ્પ-તોખ્મી** કહે છે, તે હોવું જોઇએ. (બીજીવાર પ્રગટ કરનાર). (વંદી૦, પરગ. ૨૦ મી ફ. ૩ જો.

**ઇશીરને** હું નાશ કરશ, અઘૂઈરને હું નાશ કરશ, **અઘ્નને** હું નાશ કરશ, **ઉઘ્નને** હું નાશ કરશ. (વંદીદાદ, પરગરદ ૨૦ મી ૫. ૯ મો).

૨૨૯. ઓ વાદલાંઓ! તમો (હિયાં) પોંહચો; તમો પોહચો આગલ ચાલતાં પાની સાથે નીચે આવતાં પાની સાથે, નજદીક આવતાં પાની સાથે—હજાર ગણો વરસાદ વરશાવતાં વાદલાંઓ! દશ હજાર ગણો વરશાદ વરશાવતાં વાદળાંઓ! ઓ અશો જરથોસ્ત! તું કહેકે (આએ વરશાદ આવેચ તે) દુઃખનો નાશ કરવાને વાસતે છે, મોતનો નાશ કરવાને વાસતે છે, **જઇનોથી** ઉપજતાં દુઃખનો નાશ કરવાને, **જઈનીથી** ઉપજતાં મોતનો નાશ કરવાને, **ગધ** અને **અપગધથી** ઉપજતાં દુઃખનો નાશ કરવાને વાસતે છે. (વંદીદાદ, પરગરદ ૨૧ મી ફ. ૨ જો).

૨૩૦. જુવો સફો ૧૨૦ મો નોટ ૭૪ મી; તથા સફો ૧૯૯ મો નોટ ૨૨૧ મી.

માં નીતી ભંગ કરનારા કેટલાએક દેવોનાં નામો આપેલાં છે. જેઓ બખીલ હોએછે તે ગોયા દેવીદરૂજનાં મરદો હોએ એમ વંદીદાદની ૧૮ મી પરગરદમાં તેઓને ગણ્યા છે[૨૩૧]. વંદીદાદની ૧૯ મી પરગરદમાં[૨૩૨] તેમજ વલી ૨ ૭ પરગરદમાં કેટલાએક

---

૨૩૧. ત્યારે તે (સરોશ)ને દેવી દરૂજે જવાબ દીધો કે ઓ સરોશ ! ખચીત તે છે મારા મરદોમાંનો પેહેલો જે હલકામાં હલકી કીમત ધરાવનાર કપરાં મધેની (અથવા વસ્તું મધેની) કંઈબી અશો નરને, માંગવા છતાં ભલી અશોઇના મારગમાં (એટલે અશોદાદ તરીકે) નથી આપતો. (વંદીદાદ પરગરદ ૧૮ ફ. ૩૪).

૨૩૨. ધભરાતમાં પડી બોલવા લાગો તથા ગુચવાડા ભરેલાં મનથી વીચારવા લાગો પુરમોતવાલો દેવોનો દેવ અંગ્રમીનો, તેમજ ઇંદ્રિ દેવ, સાઉરૂ દેવ, નાઓંડહઈથ્ય દેવ, તઉર્વ, જઈરિચિ, ધાટકી હથ્યાર ધરાવનાર એષમ, અકતશ દેવ, દેવના તરીકાવાલો જિમ (=જમેસ્તાન), પીડા કરનાર ઇથ્યજંગ, નબલાઇ તથા જલદો બુધાપોલાવનાર જઉર્વ (જરમાન દેવ), બુઈતી દેવ, દ્રવિ દેવ, દઇવિ દેવ, કસ્વિ દેવ, પઇતિષ દેવ, ( જે ) દેવો મધે ઘણોજ ખરાબી કરનાર દેવ છે (તેઓ સઘલા ધભરાતમાં પડયા તથા આકુલ વ્યાકુલ થઇ ગયા)* (વંદી. પરગરદ ૧૯ ફ. ૪૩ મો).

* પેહલવી પુસ્તકોમાં ઉપલા અને એ સિવાએ બીજા નીતિભંગ કરનારા, આએ દુન્યામાં દુ;ખ દરદના ઉપદ્રવ કરનારા સબબો તથા તમામ જાતના દુઃખ દરદોને દેવના નામથી ઓલખવામાં આવેલા છે અને તેઓને ગનામીનોએ આએ દુન્યામાં હલાકી કરવાને માટે પેદા કીધેલા જણાવ્યા છે તથા તેઓ ગનામીનોના હમકાર એટલે સાથી તરીકે જણાએલા છે. તેઓ મધેના કેટલાએકના નામો નીચે પ્રમાણે છેઃ—

**૧ જમસ્તાન** (થંડીનો દેવ),—૨ અકોમન દેવ (એનુ કામ દુન્યાના લોકોમાં બુરો વિચાર દાખલ કરવાનું તથા અહુરમજદની તરફ દુશમની કરાવવાનું છે),—૩ **અંદર** દેવ (એતું કામ ભલા લોકોમાં બદદીનીનો વિચાર ફેલાવવાનું તથા તેઓને નેકીના તરીકાથી પાછા ફેરવવાનું છે),—૪ **સાવુર** દેવ (દેવોનો સરદાર, એનું કામ લોકોને રાજની સાંબે ઉસકેરવાનું, દેશમાં જુલમ અને તંગી પોહચાડવાનું છે),—૫ **નાઓડહઇથ** દેવ (લોકોને નાસેપાસ કરવાનું તથા નેક તરીકાથી પાછા ફેરવવાનું એનું કામ છે),—૬ **તવરીચ** દેવ (એનું કામ વનસ્પતીમાં જેહર દાખલ કરવાનું છે),—૭ **જઇરીચ** દેવ (ઉપલાનો સાથી અને સઘલી વસ્તુઓને જેહરી કરનાર),—૮ તરોમત દેવ (માનસોમાં અભિમાન તથા બુરો વિચાર ઉત્પન્ન કરનાર),—૯ મીતોખ્ત દેવ (જુઠાઇનો દેવ),—૧૦ અરશક દેવ (કીનો તથા અદેખીનો દેવ),—૧૧ **એશમ** દેવ (ગુસ્સાનો દેવ, એનુ કામ દુન્યાનો નાશ કરવાતું છે),—૧૨ વીજરેશ દેવ (ભલા

નીતી ભંગ કરનારા તથા દુઃખ દરદ લાવનારા સબબોને અને દુઃખ દરદોને દેવોનાં[૨૩૩] નામો આપેલાં છે. અદેખાઇને દેવની રાહે ચાલનારી યજશનેનાં ૮ માં હામાં[૨૩૪] લખી છે.

ગુજરેલાઓના રવાનને ઇજા પોહચાડનાર),—૧૩ ખુતક દેવ (માનસોને ચોકાવનાર, તેઓના કામમાં ખલલ કરી, નેક રીતે ચાલતાં, અટકાવનાર), —૧૪ **અકતશ** દેવ, (માનસોને દીનદાર દસ્તુરોના ફરમાનથી પાછા ફેરવી એશમ દેવને રાજી કરાવનાર),—૧૫ **જરમાન** દેવ (દુશપત એટલે નબલાઈ અથવા—બુઢાપો જલદી લાવનાર),—૧૬ ચેશમક (ધરતીકંપ તથા પવનના વંટોલીઆ ઉત્પન્ન કરીને દુન્યામાં ધાટ લાવનાર),— ૧૭ વરૂન દેવ (માનસોને કુદરતી કાનુનથી ઉલટી રીતનો સંબંધ કરવા ઉશકેરી તેઓને ગુનાહમાં આલુદે કરી દોજખી બનાવનાર), —૧૮ બુશાસ્પ દેવ (આલસાઇનો દેવ),—૧૯ **સીજ** દેવ (કોતાહી કરનાર, નાશ કરનાર),—૨૦ ન્યાજ દેવ (તંગી—હાજત મંદી લાવનાર),—૨૧ આજ દેવ (હદ બાહેરનો લોભ),—૨૨ **ખપૂશ** દેવ (બખીલાઈનો દેવ),— ૨૩ નસ દેવ (નસા એટલે મુવેલી લાશમાં કોહવાત થવાથી તેમાંથી ઉત્પન્ન થતાં દરદો),—૨૪ ફરેફતાર દેવ (માનસોને એક બીજા સાથે અથરાવી મારનાર),—૨૫ સ્પજગ દેવ (ચુગલીખોર),—૨૬ અનારત દેવ (જુઠાઇ),—૨૭ અઇધશ દેવ (કીનાખોર આંખથી માનસોને મારનાર),— ૨૮ **બુત** દેવ (મુરતી પુજાનો દેવ),—૨૯ અસ્તવહાદ દેવ (માનસોનો જીવ લેનાર),—૩૦ વાએવતર (ઉપલા દેવનો મદદગાર સાથી),—૩૧ સુર ચશમી દેવ (સારી ચીજોને ખરાબ તરીકે જાહેર કરવાનું પસંદ કરનાર),— ૩૨ અપઓશ દેવ (વરશાદથી દુન્યાની આબાદી થાએ તે કામમાં અટકાવ નાખનાર),—૩૩ અસ્પચરૂશ દેવ (ઉપલાનો મદદગાર સાથી),—૩૪ કુંદક દેવ (જાદુગરો તથા બદકારોના ઘોડા તરીકે મદદગાર),—૩૪ ગવ (૨૯ માંનો મદદગાર, એ મરતી વખતે માનસની આંખના દોરા ફેરવી નાખી તેને બેહોશ કરે છે),—૩૬ તપ દેવ (માનસને મરતી વખતે તેના હોશને અપરાતફરીમાં નાંખનાર),—૩૭ તપશન (તાવ ઉત્પન્ન કરનાર),—૩૮ અફસાર (જાનને કુમલાવી નાખનાર, ૨૯ માંનો મદદગાર),—૩૯ ખુદદોશક (આપ મતલબી), ૪૦ નંગરોબશની (શરમીઓ ગુનાહ કરનાર),—૪૧ દુશનામ આરજુઈ (ખરાબ સખુનો બોલનાર). (બીજીવાર પ્રગટ કરનાર).

૨૩૩ જુવો સફો ૧૨૧ મો નોટ ૭૫ મી.

૨૩૪ બાહાદુર જમશેદની પાદશાહીના વખતમાં નહી હતો **સરદ પવન**, નહી હતો **ગરમ પવન**, નહી હતી **જરમાન** (જલદી બુઢાપો લાવે એવી નબલાઇ), નહી હતું મોત કે નહી હતી દેવના તરીકાવાલી **અદેખાઇ**,—પિતા અને પુત્ર, બંધે દેખાવમાં, પંદર વરશનાં જેવા ચાલતા હતા—જ્યાંસુધી વીવંઘાનના પુત્ર નેક ટોલાંવાલા જમશેદે રાજ કીધું ત્યાંસુધી- (યજશ્ને હા ૯ મો ફ. ૫ મો).

## ૪. આબાદી ઘટાડનારા દેવો.

જે સબબોથી આબાદીનો વધારો થવામાં હરકત પડે તેબી દેવ કેહેવાતા હતા. જેમકે તીર યશ્તમાં જણાવ્યા પ્રમાણે તીર યજદથી વરસાદનું વરશવું થાએ છે તો 'અપઓશ' નામનો દેવ વરસાદનો અટકાવ કરવા વચે આવે છે[૨૩૫]. યાને જે કારણથી વરસાદનો ઘેરાવો સુકાઈ જતો હતો તે કારણને 'અપઓશ' દેવને નામે ઓલખવામાં આવતું હતું. ઉત્તરનો પવન નુકસાંન કરનારો છે વાસતે તેબી અરદીબેહેશત યશ્ત પ્રમાંણે એક જાતનો દેવ કેહેવાતો હતો [૨૩૬]. નબલાઈથી રાતના ખુઆબમાં ધાત જાએ છે તેપણ આબાદી ઘટાડનારો સબબ ગણાએ છે, કારણકે ધાત ગયાથી નબલાઇનો વધારો થાએ છે, અને તેવા માંનસોને વંદી-

---

૨૩૫. ઓ સ્પિતમાન જરથોસ્ત ! જ્યારે તિશ્તર (જે) તેજસ્વી, ખુરેહમંદ (તે) સફેદ, સોહામના સુનેરી કાનવાલા તથા સુનેરીસાજ (પાખર) વાલા ઘોડાના રૂપમાં **વોરૂકશ** દર્યા તરફ આવે છે—૨૧ ત્યારે તેની સાંમે ધશારો લાવતો દોડી આવે છે દેવ જે **અપઓશ**, તે કાલા, બેદોલ, (બોડકો) બેદોલ કાનવાલા, કાલા અને બેદોલ પીઠવાલા, કાલા અને બેદોલ પુછડીવાલા, દાઘેલ તથા બીહામણી નીશાનવાલા ઘોડાના કાલબુદમાં (ધસારો લાવે છે),—૨૨ તેઓ (પોતાની) બંધે બાજુઓ સાથે મેલવે છે (એટલે એક બીજાના હમનબરદ થાએ છે). ઓ સ્પિતમાન જરથોસ્ત ! તીર જે તેજસ્વી અને ખુરેહમંદ તથા દેવ જે અપઓશઃ—તેઓ બંધે લડાઇ કરે છે, ઓ સ્પિતમાન જરથોસ્ત ! ત્રણ દીવસ અને ત્રણ રાત સુધી;—ત્યારે ગાલેબ થાએ છે અને ફતેહમંદ નિવડે છે દેવ જે અપઓશ, તેજસ્વી અને ખુરેહમંદ તિશ્તરની ઉપર—૨૩ તે (અપઓશ), તે તિશ્તર)ને વોરૂકશ દરયાથી હાસરની લંબાઇ જેટલા રસ્તા સુધી હાંકી કાહાડે છે; (ત્યારે) તિશ્તર (જે) તેજસ્વી અને ખુરેહમંદ તે અફસોસ કરે છે અને દુઃખી થઇને નિરાશીનાં સખુનો બોલે છે;—અફસોસ મને ! ઓ અહુરમજદ ! આફત (આવી પડીચ તમારી ઉપર) ઓ પાણીઓ અને ઊરવરો ! ઓ નસીબ ! ઓ માજદયસની દીન ! (અફસોસ કે) મને હમણાં માનસો (મારાં) જાહેર નામ સાથની યજશ્નેએ કરીને આરાધતા નથી જેમ બીજા યજદોને (તેઓનાં) જાહેર નામ સાથની યજશ્નએ કરીને આરાધે છે તેમ (તીર યશ્ત ફ. ૨૦-૨૩).

૨૩૬ જુવો સફો ૧૨૦ નોટ ૭૪ મી.

દાદની ૧૮ મી પરગરદમાં દેવીદરૂજના મરદો ગણેલા છે[૨૩૭]. જે મરદે પંદર વરસની ઉમરે પોહચ્યા પછીબી પોતે ઘટતી વાકેફ્ગારી મેલવી નહી હોએ તે દુન્યાની આબાદી કરવામાં, શામેલ થવામાં નાલાયક ગણાએ છે અને ઓર તેનો બીગાડો કરવામાં વધારે ગુતાએછે, વાસતે તેનેબી વંદીદાદની ૧૮ મીપરગરદમાં દેવીદરૂજના મરદ તરીકે ગણ્યો છે[૨૩૮]. આતશની ઉપર કાઠી નહી મેલ્યે તો આતશ બુજાઈ જાએ છે અને આતશના બુજાઇ જવાથી આબાદાંનીનો ઘટાડો થાએ છે, વાસતે આતશને ઠંડો કરી નાખનારી અસરને વંદીદાદની ૧૮ મી પરગરદમાં[૨૩૯] 'આઝીશ' દેવ કહેલો છે. ઠંડીનાં મુલકમાં ગરમીથી આબાદાંની વધે છે પણ ત્યાં અતીશે ઠંડી પડયાથી ઘણું નુકસાન થાએ છે અને ઇરાંનવેજમાં ૧૦ મહીનાં સુધી સખત ઠંડી પડતી હતી વાસતે વંદીદાદની પેહેલી પરગરદમાં[૨૪૦] ઠંડીને દેવની રાહની લખી છે. જયાંબી

---

૨૩૭ આએ મરદો મધે મારો ત્રીજો તે નર છે કે જે ઊંઘમાં પોતાની મનીને બાહેર જવા દીએ છે (બરબાદ કરે છે). (વંદીદાદ પરગરદ ૧૮ ૫. ૪૬).

૨૩૮ આએ મરદો મધે મારો ચોઠો નર તે છે કે જે જહિક (જેહકાર, બદકાર) પંદર વરશની ઉમરે પુગવા પછીબી અભ્યાસ કીધા વગર અને દીનની વાકેફી મેલવ્યા વગર ખરાબ હાલતમાં ફરતો ફરે છે.—(તેવી હાલતમાં ફરતાં તેનાં) ચોઠાં કદમ પછી તુરતજ અમો જેઓ દેવો છઇએ તેઓ એકદંમ શકિત મેલવેલા થઇ (તેની) જબાન તથા (તેની સઘલી) તાકાત નિષ્ફલ હાલતમાં લાવી મેલ્યેચ; તે પછી તે માનસ અશોઇના તરીકા પ્રમાણે ચાલનારી હાડમંદ જીવતી પેદાએશનો નાશ કરે છે,—જે પ્રમાણે કે જંદીક જાદુગરો અશોઇની રાહે (ધર્મીપણે) ચાલનારી પેદાએશનો નાશ કરે છે તેમ (વંદી૦ પરગરદ ૧૮, ફ. ૫૪–૫૫).

૨૩૯ ત્યારે રાતના પેહલા ત્રિજા ભાગમાં હું અહુરમજદનો આતશ ઘરના ઘર ધણીથી (નીચે પ્રમાણે) માગણી કરૂં છું;—(મારી) મદદને વાસ્તે ઓ ઘરનાં ઘર ધણી! તું ઉઠ, તું કપડાં પેહર, બંધે હાથ ધોઇ નાંખ, લાકડાં મેલવ, મારી પાસે લાવ, અને પાક અને શુકા લાકડાંઓમાંના લાકડાંઓથી, તારા બંધે ધોએલા હાથોએ કરી તું મને રોશન કર, દેવના તરીકાવાલો આઝી (દેવ) મારી તરફ આવે અને મારો જીવ લેવાની (મને બુજાવી નાંખવાની) કોશેશ ચાલુ કરે તે આગમજ (તું મને રોશન કર). (વંદી૦ પરગરદ ૧૮ ફ. ૧૮ તથા ૧૯).

૨૪૦. જુવો સફે ૧૧૯ મો નોટ ૭૨ મી.

દેવની રાહની કોઇ ચીજ લખી છે ત્યાં તે લખાંનથી મતલબ નુક-સાંન કરનારી ચીજની સમજવી જોઇએ છે. વંદીદાદની ૭ મી પરગરદમાંબી [૨૪૧] જમેસ્તાનને દેવની રાહનો લખ્યો છે.

નોટ—યજશનેનાં ૧૨ માં હામાં લખે છે કે [૨૪૨] જેટલીબી મોલાકાતો જરતોશ્ત તથા હોરમજદ વચે થઈ હતી તથા જેટલીબી પુરસેશ પાસુખો તેઓ વચે થઇ હતી તે દરેક મુલાકાત તથા દરેક પુરસેશ પાસુખમાં મજદએ જરતોસ્તને એવી મીસાલે શીખવ્યું હતું કે જેથી કરીને જેટલીબી મોલાકાતો તથા જેટલીબી પુરસેશ પાસુખો જરતોસ્ત તથા હોરમજદ વચે થઈ હતી તે દરેક મોલાકાત તથા દરેક પુરસેશ પાસુખનાં વખતે જરતોસ્તે દેવોની તાબેદારી તજવાની કબુલાત આપી હતી.

## ૪. જરથોશ્તી દીન બીજી સઘલી દીનોમાં શ્રેષ્ટ છે.

વંદીદાદની પાંચમી પરગરદમાં[૨૪૩] સવાલ કરવામાં આવે છે

---

૨૪૧. (નસા એટલે કોહતી લાશને પાણી તથા આતશમાં નાંખેચ) તેઓ દેવના તરીકાવાલા, ઉપયોગી ચોપગાં જાનવરોનો નાશ કરનારા, ઉંડાં બરફવાલા, ઉભાઇજતા, ધાટકી, ખરાબી કરનારા, બદીનું ડાહપણવાલા જમેસ્તાનને ઘણીજ મજબુતી આપનારા થાએ છે—જેઓ નસાની ખરાબી ફેલાવનારા દરવંદો છે; તેઓના નખની મારફતે આએ દરૂજ જે નસુશ તે તેઓ ઉપર ધસારો કરેચ અને તેથી તેઓ હમેશાં સુધી અપવિત્ર હાલતના થાએ છે. (વંદી. પરગરદ ૭ મી ૫. ૨૬ મો).

૨૪૨. એ પ્રમાણે જરથોસ્તે સઘલી વખતની વાતચીતમાં અને સઘલી વખતના મેલાપોમાં દેવોની સરદારીને ધિક્કારી નાખી હતી—જે અહુરમજદ અને જરથોસ્ત વચે થઈ હતી;...... (યજસ્ને હા ૧૨ મો ફ. ૬ ઠો).

૨૪૩. દાદાર! આએ **દાદ** (દીન-તરીકો) જે દેવથી જુદો તથા જરથોસ્તી છે તે બીજા સઘલા સખુનો (ધર્મો) ઉપર મોટાઇમાં, ખુબીમાં અને શોભામાં કેવી રીતે વધારે મોટો, વધારે ખુબીવાલો અને વધારે શોભાવાલો છે. અહુરમજદએ જવાબ આપયો કે ખચીત એની મીસાલ એ છે ઓ સ્પિતમાન જરથોસ્ત! આએ તરીકો (દીન) જે દેવથી જુદો અને જરથોસ્તી છે તે બીજા સખુનોની ઉપર મોટાઇમાં, ખુબીમાં અને શોભામાં ચહડતો છે જેમ વોરૂકશ દર્યા બીજાં સઘલાં પાણીઓ ઉપર ચહડતો છે;..................જેમ વધારે મોટું પાણી (મોટી નદી) નાહની નદીઓ કરતાં વધારે ઝડપથી આગલ દોરેચ;........જેમ વધારે મોટું ઝાડ નાહના ઝાડો મધેનાઓને સઘલી તરફથી ધાંકી નાખેચ;..... જેમ આએ જમીન (પૃથ્વી)ને આશપાશ આસમાન ફરી વલેલો છે.— (વંદી. પરગરદ ૫ ૫. ૨૨–૨૫).

કે જરથોશ્તી દીન કે જે દેવથી જુદી છે તે બીજી તમામ દીનો કરતાં કેટલી સરસ છે? તેનો ઉત્તર એવો મલ્યો છે કે જે મીસાલે 'વોરૂકશ' દરીઆવ બીજા બધા દરીઆવો કરતાં મોટો છે, તેટલે દરજ્જે અને તે મીસાલે જરથોશ્તી દીન બીજી તમામ દીનો કરતાં મોટી છે, તથા જે મીસાલે એક મોટું ઝાડ બીજા સઘલા ઝાડોને પોતાનાં છાયામાં ઢાંકી નાખે છે તે મીસાલે જરથોશ્તી દીન જે દેવોથી જુદી છે તે બીજી સરવે દીનોને ઢાંકી નાખે છે. યજશનેનાં ૧૨ માં હા પ્રમાણે[૨૪૪] હોરમજદી જરથોશ્તી દીન જેટલી દીનો હાલમાં મોજુદ છે તથા જેટલી હવે પછી થશે તે સઘલી દીનોમાં સરસ ગણેલી છે.

## ૫. જરથોશ્તી દીનનો કલમો.

જરથોશ્તી દીન ઉપર એતેકાદ લાવનારાઓને, દીનમાં દાખલ થતી વખતે કેટલીએક કબુલાતો આપવી પડતી હતી. તે કબુલાતો સઘલી યજશનેનાં

૧૨ મા હામાં નીચે પ્રમાણે આવેલી છે:—

૧ દેવોને હું વગોવી કાહડું છું; હું ઇકરાર કરૂ છું માજદયસ્ની જરથોશ્તી, દેવથી જુદા તરીકાવાલો, અહુરમજદી ત્કએશ (બોધ)વાલો (થવાને અને તે મુજબ જીંદગી ગુજારવાને); (હું ઇકરાર કરૂ છું) અમેશાસ્પંદો (એટલે અહુર મજદના અમર તથા આબાદી કરનારા ગુણો) ની સ્તુતિ કરનાર તથા અમેશા સ્પંદોની આરાધના કરનાર (થવાને); અહુર મજદને (જે છે) ખુબીવાલો, ખુબી ભરેલું ડાહપણ ધરાવનારો, તેનેજ તમામ નેક પેદાયશનો પેદા કરનાર હું કબુલ રાખુ છું,—(જે છે) અશોઈવાલો, તેજસ્વી અને ખુરેહમંદ,—ખચીત જેબી કંઇ ઉત્તમ ખુબો ધરાવનારૂં છે (તેનો પેદા કરનાર તેજ છે એમ હું, જે અહુરમજદી જરથોશ્તી છું તે કબુલ રાખુ છું);—જેની (પેદા કીધેલી છે) ગાવ (તમામ પેદાયશ), જેની છે અશોઇ (તમામ

---

૨૪૪. જુવો સફો ૧૯૫ મો નોટ ૨૦૭ મી.

પેદાયશને નેક રાહે ચલાવવાનો કાનુન), જેની છે તમામ રોશ-નીઓ અને જેના છે રોશનીઓ સાથે મલેલા રોશન આકાશી ગોલાઓ.

૨ આબાદી કરનારી **આરમઈતિ** (ભલી તાબેદારીનું ડા-હપણ) જે ખુબીવાલી છે તે હું પસંદ કરૂં છું;—તે મારી થાઓ! (હું ઇચ્છુંચ કે તે આરમઇતિ સદા મારી સાથે રહે!); હું જા-હેર રીતે કબુલ કરૂંચ કે (માજદયસનાનોની) **ગાવ** (માલ મી-લકત) ને ચોરોથી તથા રાહજન લુટારાઓથી (હું બંચાવશ), માજદયસ્નાનોના મોહલ્લાને (અથવા મકાનને) જીઆનથી તથા આફતથી (અથવા વેરાન થવાથી) હું બંચાવશ.

૩ મારે લગતાઓ (જેઓ મારા હમદીન છે તેઓ)ને હું અર્પણ કરશ (તેઓની) ખાહેશ મુજબનું રેહવું તથા ખાહેશ મુજબનું મકાન, જેઓ આએ જમીન (પૃથ્વી) ઉપર ગો-સ્પંદો સાથે (માલ મીલકત ધરાવવા સાથે) રહે છે; (અ-ને તેઓ તરફ) નમ્રતા સાથે અશોઇને માટેની મજબુતી (મક-મપણું) હું જાહેર કરશ (અથવા સાચવી રાખશ), કે તેથી (હવે પછી) હુ નહી ઉભું રેહવા દેઉ જીઆન, નહી ઉભુ રેહવા દેઉ આફત (અથવા વેરાની) માજદયસનાનોને લગતા મોહલ્લાઓમાં (અથવા મકાનોમાં), (અને તેમ કરવામાં મારા) બદનને તથા જાનને હું નહી ચાહવશ.—

૪. હું ધિક્કારી કારશ તંગી લાવનાર, ભલાઈથી ઉલટા ખવા-સના, ખરાબ તરીકાવાલા અને બુરી વાકેફી ધરાવનારા દેવોની સર-દારીને, જેઓ છે હસ્તી ધરાવનારાઓમાં ઘણાજ જુઠા, હસ્તી ધરાવનારાઓમાં ઘણાજ બગડેલા અને હસ્તી ધરાવનારાઓમાં ઘણાજ ભલાઇથી ઉલટા ખવાસના;—હું ધિક્કારી કારશ દેવોને, દેવને લગતાઓ (દેવની પુજા કરનારાઓ)ને, હું ધિક્કારી કારશ જાદુગરોને, જાદુગરને લગતાઓને અને ધિક્કારી કારશ કોઇબી હસ્તી ધરાવનારાઓ મધેના બદકારોને;—ધિક્કારી કારશ તેઓના વિચા-રોને, ધિક્કારી કારશ તેઓના વચનોને, ધિક્કારી કારશ તેઓના

કામોને, ધિક્કારી કારશ તેઓની તોખમોને—અને તેમજ ખચીત ધિકકારી કારશ રંજ પોહચાડનારા જુઠાઓની સરદારીને;—

૫ તે આએ પ્રમાણે કે જેમ અહુરમજદએ જરથોશ્તને એ વીશે ફરમાવેલું છે, ( તે બંધેની ) સઘલી વાતચીતમાં અને સઘલા મેલાપો વખતે કે જે વખતે મજદ અને જરથોશ્તે પુછપરછ કોધીછે.

૬. તેમ અને તેજ પ્રમાણે ખચીત જરથોશ્તે દેવોની સરદારીને ધિકકારીછે, ( તે બધેની ) સઘલી વાતચીતમાં અને સઘલા મેલાપોમાં કે જે વખતે મજદ અને જરથોશ્તે પુછપરછ કીધીછે;— તેજ પ્રમાણે હું પણ જે માજદયસની જરથોશ્તી છુ, તે દેવોની સરદારીને ધિક્કારી કારૂંચ, જેમ એઓને (દેવોને અને દેવોની સરદારીને ) ધિક્કારી કારી હતી અશો જરથોશ્તે.

૭. જે તરીકાના ( કુદરતી કાનુન પ્રમાણેના ) પાનીઓ છે, જે તરીકાના ઉરવરો ( વનસ્પતિ ) છે, જે તરીકાની નેક પેદાયશવાલી ગાવ છે, જે તરીકાનો અહુરમજદ છે—જેણે ગાવને અને અશો નર ( ગયોમરદ )ને પેદા કીધાંછે, જે તરીકાનો હતો જરથોશ્ત, જે તરીકાનો ( હતો ) કએગુશ્તાસ્પ, જે તરીકાના (હતા) ફરશોશ્ત્ર અને જામાસ્પ અને જે તરીકાના (હતા અને થશે) નેક કામ કરનારા અને અશોઈના મારગ ઉપર ચલાવનારા સોશ્યંતો મધેનો કોઇબી,—તે તરીકાનો અને તે કેશ ( મજહબ )નો હું છું.

૮. હું માજદયસ્નીછું, હું માજદયસ્ની જરથોશ્તીછું, હું ઇકરાર કરૂંચ ( માજદયસ્ની અને જરથોશ્તી દીન ઉપર ) ઇમાન લાવેલો અને ઇકરાર કીધેલો થવાને. હું ઇમાન લાવુંચ નેક વિચરાએલા વિચાર ઉપર, હું ઇમાન લાવુંચ નેક બોલાએલા વચન ઉપર, અને હું ઇમાન લાવુંચ નેક રીતે કરાએલાં કામ ઉપર.

૯. ઇમાન લાવુંચ દીન ( જે ) માજદયસ્ની, લડાઈને દુર કરનારી, હથ્યારને છોડવનારી, ખેશી આપનારી (ઘરીતા બારીતા થઇને રેહવાનું શિખવનારી=ગ્રહસ્થપણાવાલી) અને અશો છે—જે દીન હાલ સુધીમાં જાહેર થઈ ચુકેલીઓમાં અને હવે પછી જાહેર થનારીઓમાં અતિ મોટી, અતિ ખુબી ધરાવનારી અને શ્રેષ્ઠ છે, જે અહુરમજદી

અને જરથોશતીછે. અહુરમજદને તમામ ભલી પેદાએશનો પેદા કરનાર તરીકે હું કબુલ રાખુછું;—આએ (ઉપર કહી તે) માજદયસ્ની દીનની ઉપર ઈમાન રાખવાનું (મારૂં) ઇકરાર નામું છે.[૨૪૫]

## ૪૪. માજદયસની દીન તથા હોરમજદી જરથોશતી દીન વચે ફરક.

આગલી જુની દીન માજદયસની કેહવાતી હતી તે વીશે ૫ માં બાબ મધે જોઇ લીધું, તથા જરથોશતી નવી દીન હોરમજદી જરથોશતી દીન કેહવાતી હતી તે આએ બાબનાં ઉપલા ભાગમાં જોઇ લીધું. જુની માજદયસની દીનનો કેટલોએક ભાગ જરથોશતે બહાલ રાખ્યો હતો તથા કેટલોએક નવો ભાગ તેણે નવી હોરમજદી જરથોશતી દીનમાં દાખેલ કીધો હતો. વાસતે માજદયસની તથા હોરમજદી જરથોશતી દીન વચે ફરક રાખવો જોયે છે. માજદયસની દીન તે જરથોશતી નહી, પણ જરથોશતી દીન તે માજદયસની કેહવાઇ શકાએ. એ મીસાલે અવસ્તામાં કેટલેક ઠેકાંણે બનયું છે. ત્યાં સવાલ કરે છે કે માજદયસનોના ઘરમાં એવો બનાવ બને તો તેનો એલાજ શી રવેસે કરવો ? આએ સવાલ જરથોશત પુછેછે ત્યારે મતલબ જરથોશતી ધરમના સવાલની સહમજવી જોઈએ છે, પણ કદાચ એવુંબી હોએ, કે જે બાબત ઉપર જરથોશતી દીનમાં સવાલ કરવામાં આવે છે તે બાબત ઉપર આગલી માજદયસની દીનવાલાઓનોબી કાંઇ પ્રકારનો બંદોબસ્ત હોએ અને તેજ બહાલ રાખવામાં આવ્યો હોએ. તેથી એ જગોએ જરથોશતી તથા માજદયસની વચે ફરક રાખ્યો નહી હોએ. પેગમબરો કદીબી તેઓની આગમચનાં ચાલુ રેવાજો, જો તે નુકસાનકારક નહી હોય તો બદલી નાખતા નથી, પણ જો તે ફાયદા કારક હોએ છે તો સાંબા તે રેવાજો પાલવા ભલામણ કરે છે, તે મીસાલે-જરથોશતેબી કીધેલું લાગે છે. આજે પણ આપણા ઘણાખરા લોકો જરથોશતી દીનને માજદયસની દીનને નામે ઓલખે છે, અને છેક હમણા હમણાજ આપણા લોકોએ માજદયસની દીનની જગોએ હોરમજદી જરથોશતી દીન બોલવા તથા લખવાને શરૂ કીધું છે. વધારે તેહકીક રેહવું હોએ તો આપણને તો આપણી દીનને હોરમજદી જરથોશતી દીનને નામે ઓલખવી જોઈએ છે તેમાં કશો શક નથી.

---

૨૪૫. જુવો યજસ્નેનો હા ૧૨ મો આખો.

# બાબ ૭ મો.

## જરથોશ્તનાં પોતાનાં લખાણો.

જરથોશ્તનાં પોતાનાં કોલો કેવા હતા તે તેના પુસ્તકો ઉપરથી માલુમ પડી આવે છે. એ પુસ્તકો કયાં હતાં, તે વીશે ખાત્રી ભરેલી રીતે આપણને વાકેફ થવું જોઈએ છે.

### ૪૫. આગલા જમાનામાં યાદદાશ્ત ઉપર નોધ રાખવામાં આવતી હતી.

આગલા જુનાં જમાનામાં લખવાનો માહવેરો ઝાઝો નહી હતો. તેથીબી આગલા વખત ઉપર લખવાનો હુનર મુતલકજ જાણીતો નહી હતો. એ વખતે લોકો કોઇબી અગત જોગ બાબત કાગજ ઉપર લખવા કરતાં યાદદાશ્ત ઉપર રાખતા હતા. તેઓની યાદદાશ્ત, માહવેરો જારી રાખ્યાથી ઘણી સારી રીતે ખીલી ગઈ હતી. તેઓ લાંબી લાંબી બંદગીઓ મોહોડે યાદ રાખતા હતા. યાદદાશ્તમાં જલદીથી આવી શકે એ સબબથી તે વખતે બએતબાજીમાં એબારત જોડવામાં આવતી હતી. બએતમાં વજન તથા તાલ સંભાલવાથી એક બોલની પુઠે બીજો કયો બોલ આવવો જોઈએ તેનો રાગ કાંનમાં રહી ગયો તો પછી યાદદાશ્તને તે ઘણી મદદે લાગતો હતો, અને તેથી લાંબી બીનાઓને, યાદદાશ્તના કોઠારમાંથી જેમ ચાતરડા ઉપરથી દોરો સેહેલાઈથી ખેંચી કાહાડી શકીએ તેટલીજ સેહેલાઈથી તાંણી કાહાડવામાં આવતી હતી. એવી રીતે જુના ધર્મોનાં ફરમાનો તથા તરીકા જલવાઇ રહયા હતા. બાપ પોતાના દીકરાને મોહોડે કરાવતો, અને તે તેના દીકરાને, એમ પેહેડી દર પેહેડી ધર્મનું જ્ઞાન ઉતરતું આવતું હતું. જેટલાબી જુનાં ધર્મો છે તેઓનાં અસલ લખાણો બએતબાજીમાં છે. આપણા ગાથા, હીંદુઓનો વેદ તથા આઇસલાંડનાં ઇદા બએતમાં છે. ગાથાનો અર્થ ગાયણનો થાએ છે અને ગાથાને વાંચવા, ભણવા યા બોલવાનો ક્રિયાપદ લાગતો નથી; પણ ગાવાનો ક્રિયાપદ લાગેછે. જેમકે 'ગેહ સારવી' એટલે ગાથા ગાવા.

### ૪૬. એબારત બએતબાજીમાં રચવામાં આવતી હતી ગાથા બનાવવામાં આવતા હતા.

ગાથા પછી નસરમાં એબારતની જોડણી થઈ છે, વાસતે આપણા ધર્મ પુસ્તકોમાં જેટલાં લખાંણો ગાથાની એબારતમાં હોએ તેટલાં નસરની એબારતમાં આવેલા લખાંણો કરતાં વધારે અસલી વખતનાં જુનાં ગણવાં જોઈએ, અને તે લખાએલાં નહી પણ યાદદાશતમાં રાખેલાં ધારવાં જોઇએ. એ ગાથાની ભાશા તથા અવસ્તાની સાધારણ ભાશાની રચના તથા જોડણીમાં તફાવત રેહ છે તે અસલબી આપણા લોકોને માલુમ નહી હતું એમ નથી, કાંએજે "એયુમ અયોક" વાલી જંદ પેહેલવી ફરહંગમાં ચાલુ ભાશા તથા ગાથાની ભાશાનો તફાવત દેખાડવામાં આવ્યો છે. ગાથાની ભાશા વેદની સંસ્કૃત ભાશાને નજદીક મલતી આવે છે, અને વેદની ભાશા પુરાણની ભાશાથી જુની છે તે સરવેને રોશન છે. ગાથા બએતમાં જોડાએલા છે એ વીચાર આપણામાં હમણાં હમણાં વેસટરગારડ તથા સપીગલનાં દફતરો ઉપરથી શીખવા લાગા છે, બાકી હાલનાં આપણા લોકોને એ બીનાં આગલ માલુમ નહી હતી. પેહેલવી તરજુમો કરનારાઓને એ બીનાં માલુમ હશે કાંએજે તેઓએ લીટીએ લીટીનો એહલાએદા અર્થ કરી પોતાની એ બીનાની વાકેફીની આપણને ખાતરી કરી આપી છે.

### ૪૭. અસલમાં ગાથા ઘણા હશે.

આપણામાં અસલમાં ઘણા ગાથા હશે, કેમકે યજશ્નેનાં ૧૯ માં હામાં[૨૪૬] હોનવર વતરોગે બીજા ૧૦૦ ગાથાની બીના આવી છે. અત્રે જણાવવું જોઇએચ કે હોનવરબી ગાથા છે કારણ કે તેની સાથે ગાવાનો ક્રિયાપદ જેમ ગાથાઓની સાથે આવે છે તેમ

---

૨૪૬. તે મારા અહુનવરનો ભાગ, ઓ સ્પિતમાન જરથોસ્ત! વચે કંઇ બીજું બોલ્યા વગર અને કંઇબી વધઘટ કીધા વગર, ગાવામાં આવે તો તે બીજા લાયક, વચે બોલ્યા વગરના અને વચમાંથી કંઇબી વધઘટ કીધા વગરના ગાવામાં આવેલા શો ગાથાઓની બરાબર છે. (યજશ્ને હા ૧૯ ફ. ૫ મો).

આવે છે. એ દેખાડી આપે છે કે આપણામાં ઘણા ગાથા હતા. વલી હોમ પેગમબરેબી ગાથાઓ બનાવ્યા હતા, તે યજશ્નેનાં ૧૦ માં હા ઉપરથી જણાએ છે[૨૪૭]. જરથોશ્ત પોતે, યજશ્નેના ૯ માં હા પ્રમાંણે[૨૪૮], જ્યારે હોમ તેની નજદીક આવી પોંહચ્યો હતો ત્યારે, આતશની સનમુખ ઉભો રહીને, ગાથા ગાતો હતો. એ ગાથા કદાચને "યથા અહુ વઈર્યો" હશે.

નોટ. જરથોસ્ત આતશને સંભાલતો હતો એટલે આતશને રોશન કરતો હતો, અને ગાથા ગાતો હતો. એ લખાંણ ઉપરથી જણાએ છે કે આતશની સનમુખ ઉભો રહીને તે બંદગી કરતો હતો. આએ દુન્યાની હસ્તીનો તમામ આધાર ગરમી ઉપર રેહે છે. ગરમીની ગેરહાજરી થઇ કે દુન્યાનો નાશ થઇ જાએ. આપણાંમાં જે જીવ છે જેને અવસ્તામાં 'ઉસ્તાન' કેહ છે તે ગરમીને લીધે છે. તેમાંથી ગરમી નીકલી ગઇ એટલે જીવ ખતમ થયો. વલી તમામ જીસમાની ચીજોમાં ઘણીજ નુરમંદ, ખાલેસ તથા પવિત્ર ચીજ આતશ ગણાએ છે. હોરમજદની સીફતમાં આપણે બોલીએ છઇએ કે તે એક નીરાકાર નુર છે. સેમેટીક ધર્મો પ્રમાણે જ્યારેબી માણસના દીઠામાં હોરમજદ આવ્યો હતો ત્યારે તેણે આતશનો આકાર લીધો હતો. એ મીસાલે આએ દુન્યા ઉપર હોરમજદનો આકાર તથા તેના તનનો કાંઇબી ખ્યાલ કરવો હોએ તો આતશને જોવાથી તેનો ખ્યાલ મનમાં ઉતારી શકાએ છે. કદાચ એજ કારણસર બીજી કોઈબી ચીજને મેલી દેઈને આતશને હોરમજદનો પુત્ર તરીકે અવસ્તામાં જાબજા લખ્યો છે. બલકે યજશનેના ૫૮ માં હામાં તો ખુલ્લે ખુલ્લું લખ્યું છે કે[૨૪૯] હોરમજદનું તન બીજા સરવે તનો કરતાં સરેષ્ટ છે. એ તન તે કયું તેની નીશાનમાં કેહે છે કે આએ રોશનાઇ કે જે સરવે બાલાતર રોશનાઇઓમાં ઘણીજ બાલાતર છે, તે હોરમજદનું તન છે, અને પછી નામ દેઇને કેહ છે કે એ હોરમજદના તનવાલી રોશનાઇને આપણ ખુરશેદ કહીએ છઈએ. એ લખાંણ પ્રમાણે તો ખુરશેદ ગોયા હોરમજદનું તન છે.

---

૨૪૭. જુવો સફે ૧૭૫ મો નોટ ૧૬૫ મી.

૨૪૮. જુવો સફે ૧૭૨ નોટ ૧૫૬ મી.

૨૪૯. કાલબુદો મધેના આએ તારાં શ્રેષ્ઠ કાલબુદને અમો આરાધ્યેચ ઓ અહુરમજદ ! આએ ઉંચાઈમાં ઘણીજ રોશનીઓ ( સેતારાઓ ) અને વલી આએ જે ખુરશેદ કેહવાએ છે તે. (યજશ્ને હા ૫૮ ફ. ૮ મો).

અને ખુરશેદ રોશનાઇ તથા ગરમી આપનારો છે. વાસતે આતશ પણ હોરમજદના તનને ઠેકાણે ગણાવા લાગો હોએ. બંદગી કરતાં હોરમજદને જોવો હોએ તો ખુરશેદને જોવો, પણ ખુરશેદ દાહાડાનો અરધો વખત જ્યારે રાત હોએ છે ત્યારે દીશતો નથી, ત્યારે આપણુને માહઓખતાર આસમાન ઉપર આવેલો દીશતો હોએ તો તેની સંમુખ ઉભા રહીને બંદગી કરવાનો ચાલ છે, પણ કોઇ રાતરે માહતાબબી દીશતો નહી હોએ ત્યારે ચેરાગની સાંમે બંદગી કરીએ છઈએ. પણ આફતાબ તથા માહતાબની મીસાલે આતશ ચોકસ વખતેજ મલી શકે છે એમ નથી પણ દાહાડાના ૨૪ એ કલાકે જ્યારે અને જ્યાં જરૂર પડે ત્યાં આતશ મલી આવે છે, વાસતે આતશ, ખુરશેદ તથા માહતાબની જગોએ રાત તથા દીવસ હરજગોએ ગરજ સારી શકે છે, વાસતે હોરમજદની સાંમે ઉભા રહીને બંદગી કરવી હોએ તો હોરમજદનું તન જે ખુરશેદ છે તથા તેની જગો રાખનાર જે આતશ છે તેની સાંમે ઉભા રહેવાથી આપણી મતલબ હાંસેલ થાએ છે. વલી ખુરશેદને યજશનેના પેહેલા હા પ્રમાણે[૨૫૦] હોરમજદની આંખ તરીકે ગણેલો છે. વાસતે હરેક રીતે જોતાં જો હોરમજદની સુરતનો કાંઈબી ખ્યાલ મનમાં ઉતારવા ચાહીએ તો ખુરશેદ યા તેની જગો રાખનાર રોશન આતશ સીવાએ બીજી કોઇબી વસતુથી તે ખ્યાલ સરસ રીતે આપણા મનમાં ઉતરી શકે નહી, વાસતે હોરમજદની બંદગી કરતાં હોરમજદને જોવા ઇછતા હોએ તો આતશની સનમુખ ઉભુ રહેવાની આપણી ફરજ છે કે તે જોવાથી હોરમજદનો કાંઇબી ખ્યાલ બીજી કોઇબી જીસમાંની ચીજ ઉપર નજર કરવા કરતાં સરસ રીતે આપણા મનમાં આવી શકે છે. એ વીચાર માત્ર જરથોશ્તી ધર્મમાંજ નહી પણ બીજા ધર્મોમાં પણ છે.

## ૪૮. જરથોશ્તનાં પોતાના પાંચ ગાથા.

હવે જરથોશ્તે પોતે પણ ગાથા બનાવ્યા હતા અને તે ગાથાઓને બીજા ગાથાઓથી પારખી કાહાડવા અવસ્તામાં જાબજા જરથોશ્તનાં ગાથા કરીને કેહ છે. એ ગાથાઓ પાંચ હતા. સરોશ યશ્તમાં કેહે છે કે[૨૫૧] અશો સ્પેંતમાન જરથોશ્તનાં પાંચ ગા-

---

૨૫૦......માહાતાબને અને તેજ ઘોડાવાલો ખુરશેદ જે અહુરમજદની **આંખ** છે તેને........(યજશ્ને હા ૧ લો ૫. ૧૧ મો).

૨૫૧. જે (સરોશ) પેહલાએ પાંચ ગાથાઓ ગાયા જે સ્પિતમાન અશો જરથોસ્તના છે—તેઓના વજન સાથે, શબ્દોની ગુઠણી સાથે, સહમજણ સાથે અને તેઓની વાકેફી મેલવવા સાથે (યજશ્ને હા ૫૭ .૫ ૭ મો).

થાઓ તેની તમામ શરેહો સાથે પેહેલાં સરોશ યજદ ગાયા. આએ ફકરો ઘણો અગતનો છે. તેમાંથી પેહેલાં એ માલુમ પડે છે કે અશો સ્પેંતમાન જરથોશતનાં પાંચ ગાથા હતા અને તે ગવાતા હતા, અને બીજું એ માલુમ પડે છે કે સરોશ યજદે તે ગાથા ગાયા હતા. હાવન ગેહમાં[૨૫૨], તેમજ યજશનેનાં ૭૧ માં હામાં[૨૫૩] એ પાંચે ગાથાઓને યાદ કીધા છે.

નોટ.—સરોશ યસ્તમાં સરોશ યજદની બાબત આવે છે અને સરોશ યજદનો અર્થ શાંભલનારનો થાએ છે[૨૫૪] અને જે સાંભલનાર થયો તે તાબે થનાર ગણાએ છે અને તાબે થઇને પાછો તે બીજાને સાંભલનાર અને તાબે થનાર કરે છે. એ પ્રમાણે સરોશ યજદ હસતકથી હોરમજદી વાકેફગારી પેગમબરોને મલતી હતી. પણ તે વાકેફગારી પેગમબરોનાં કાંનમાં સરોશ યજદ બશારત કરી કહી સંભલાવે તેની આગમચ સરોશ યજદે પોતે હોરમજદથી સાંભલીને જાણી લેવા જોઇએ છે અને તેમ તે બીજાઓની આગમચ જાણતો હતો. એટલા સબબથી અશો જરથોસ્તે જે ખોદાઇ બશારત (Inspiration) થી હોરમજદની તરફથી વાકેફગારી મેલવી હતી અને તેના પાચ ગાથા બનાવ્યા હતા તે વાકેફગારી જરથોસ્તને મલી તેની આગમચ સરોશ યજદને મલી હતી, વાસતે હયાં એમ કેહવામાં આવે છે કે અશો સ્પેતમાન જરથોસ્તના પાંચ ગાથાઓ તેની શરેહો સાથ સરોશ યજદે પેહેલાં ગાયા હતા. એજ મીસાલે જરથોસ્તની આગમચ કોઈ પેગમબરે બરસમ બાંધવાની કીરીઆ જારી કીધી હશે અને તેની વાકેફગારી સરોશ યજદ હસતકથી તેણે મેલવી હશે વાસતે સરોશ યસ્તમાં કેહ છે કે સરોશ યજદે પેહેલાં બરસમની કીરીઆ[૨૫૫]

---

૨૫૨. **અઇર્યમ ઇષ્યને** હમો આરાધ્યેચ.........જે છે સઉથી ઉપરનો, વચલો અને સઉથી આગલો (ભાગ), ચહડતું **માંથ્ર** જે **પાંચ ગાથા** તેના વારંવાર પઢવાને માટે છે. (હાવંનગેહ ફ. ૬ ઠો).

૨૫૩. સઘલા પાંચ ગાથાઓ (જે) અશોઇવાલા છે તેઓને અમો આરાધ્યેચ (યજશ્ને હા ૭૧ ફ. ૬ ઠો).

૨૫૪ સ્રોશ (ધર્મના પવિત્ર ફરમાનો શાંભલવાની તાબેદારી) હિયાં (આએ મકાનમાં) કાયમ થાએ! અહુરમજદ જે ઘણોજ ફાયદેમંદ અને અશો છે તેની આરાધના કરવાનેસારૂં,—જે (અહુરમજદ) આપરો ચહવાએલો છે—જેમ પેહલાં તેમ સેવટે બી. (યજશ્ને હા ૫૬ ફ. ૧ લો).

૨૫૫. જુવો સફો ૧૮૭ નોટ ૧૮૬.

વાપડીને હોરમજદની બંદગી કીધી[૨૫૬] હતી. સરોશને દીનનો શીખવનાર (દસતુર) કહેલો છે[૨૫૬] અને જે દીન સરોશ યજદ બીજાઓને શીખવી જતો હતો, એટલે કે તેઓને બશારત કરી જતો હતો તે દીન હોરમજદની, બહમનની તથા બીજા અમશાસંદોની પસંદગીની હતી.

**૧. જરથોશતનાં પાંચ ગાથાઓની ઉપર વધારેલો દીબાચો.**

વલી એ પાંચ ગાથાનાં જેટલાબી ભાગ હાલમાં રહેલા છે તે યજશનેનાં દફતરનાં ૨૮ માં હાથી શરૂ થાએ છે. તેની શરૂઆતમાં પાછલા વખતમાં, પાછલી એબારતમાં નીચે પ્રમાણે એક નાનો દીબાચો કરવામાં આવેલો છે:—

અખ્ત્યાર કરવા જોગ (મેલવવા જોગ) છે મન, અખ્ત્યાર કરવા જોગ છે વચન, અને અખ્ત્યાર કરવા જોગ છે કામ અશો જરથોશતના; અમેશાસ્પદો આએ ગાથાઓને સ્વીકારે! નમાજ તમો અશો ગાથાઓને!

આએ પ્રમાણે પેહેલા ગાથાનો પેહેલો હા શરૂ કરતાં દીબાચો કરવામાં આવેલો છે. તેમાં લખે છે કે (આએ) જરથોશતના વચનો, સખુનો તથા કામો છે. અને પઢનાર અમેશાસપંદોની મદદથી તે સમજવાને ઈચ્છે છે, એટલુંજ નહી પણ અમેશાસ્પંદોએ વટીક ગાથાઓ તરફ પસંદગી જણાવેલી છે. આએ દીબા-

---

૨૫.૬ જે (સરોશ) દીનદારોને દીન શિખવનાર આએ હાડમંદ દુન્યાંમાં ફરે છે; આએ દીન વીશે પસંદગી બતાવી છે અશો અહુરમજદએ, પસંદગી બતાવી છે બહમને (ભલામને), પસંદગી બતાવી છે અરદી બેહસ્તે (ઉત્તમ ખુબીવાલી સચ્ચાઇએ), પસંદગી બતાવી છે શેહરેવરે (સ્વતંત્રપણે રાજ ચલાવવાની શક્તિએ), પસંદગી બતાવી છે અસ્પંદારમદે (આબાદી કરનાર ભલી ધર્મની તાબેદારીએ), પસંદગી બતાવી છે ખોરદાદે (પુરતાપણાએ), પસંદગી બતાવી છે અમેરદાદે (અમરગીએ), પસંદગી બતાવી છે અહુરમજદી પુરસેશ પાસુખે, અને પસંદગી બતાવી છે અહુરમજદી કેશે (મજહબે),—આએ બંધે દુન્યા (જીંદગી) ને માટે; બંધે જીંદગીનો અમારો રક્ષણ કરનાર તું થા, ઓ ખુબસુરત અશો સરોશ! આએ જીંદગી જે હાડમંદ હાલતની છે અને (બીજી) જે મીનોઇ હાલતની છે. (યજશ્ને હા ૫૭ ફ. ૨૪–૨૫).

જે (સરોશ) દીનદારોને દીન શિખવનાર છે, તે (સરોશ)ને દીન શિખવી છે અશો અહુરમજદએ. (યસ્ત સરોશ હાધોખ્ત ફ. ૧૪).

ચાની એબારત ગાથાની એબારતથી જુદી છે અને દેખાઇતી રીતે તે એવા જમાનામાં કીધેલો લાગે છે કે જ્યારે આટલું લખીને જણાવવાની ફરજ પડી છે કે આએ કલામો જરથોશતના પોતાનાં છે. ગોયા તે વખતના લોકો જરથોશતના પોતાના તથા બીજાઓના કલામો વચેનો સાધારણ તફાવત સહમજવામાં ભુલ નહી કરે વાસતે હિયાં ખુલાસાથી લખ્યું છે કે આએ સખુનો જરથોશતના છે.

### ૪૯. જરથોશતના પાંચ ગાથાઓના નામો.

ઉપર જણાવ્યું તેમ જરથોશતના પેહેલા ગાથાના પેહેલા હાની ઉપર એક દીબાચો કીધો છે. પછી પેહેલો હા શરૂ કરતાં ગાથાઓને નેમાજ કીધી છે. એ મીસાલે બીજી ચાર વેલા ચોકસ હાઓને મથાલે નેમાજો કીધી છે તે ઉપરથી ગાથાઓના પાંચ ભાગો કીધેલા જણાએ છે અને દરેકની શરૂઆત કયાંથી થાએ છે તે માલુમ પડી આવે છે, અને જે બોલોથી દરેક ગાથાના પેહેલા હાની શરૂઆત કરવામાં આવે છે તે બોલોને દરેક ગાથાના હાની પછવાડે પાછા યાદ કરવામાં આવે છે. તે બતાવી આપે છે કે દરેક ગાથામાં કયા કયા હા ગણેલા છે. વલી આપણામાં કેટલીએક બંદગીઓ કરી ચુકા પછી અંતે ભણવામાં આવે છે કે ફલાની બંદગીને અમે ઈજીએ છઇએ. તે ઉપરથીબી તે બંદગી ખલાસ થવાનો ઈશારો મલે છે. એ રીતે શરૂ તથા આખર થવાની નીશાનીઓ આપણને મલી આવે છે. આપણામાં સઘલી બંદગીઓના નામો જે બોલોથી તે બંદગીઓ શરૂ થાએ છે તે ઉપરથી પડેલાં છે. તેમજ પાંચે ગાથાઓનાં નામો પણ જે બોલોથી દરેક ગાથાનો પેહેલો હા શરૂ થાએ છે તે ઉપરથી પડયાં છે. માત્ર પેહેલા ગાથાનાં બાબમાં એમ બનતું નથી. તેનું નામ અહુનવઇતિ (હોનવદ) પડેલું છે પણ પેહેલા ગાથાની શરૂઆતમાં એ બોલ દીસતો નથી, પણ ત્યાં તો 'અહ્યા યાસા' બોલો મલે છે, ત્યારે શક જાએ છે કે હોનવદ ગાથાની શરૂના કેટલાએક બોલો ખોવાઇ ગયા હોએ. પણ દરેક ગાથાનાં હાઓની સેવટ તે ગાથાના પેહેલા

હાના પેહેલા શબ્દો, હા સમાપ્ત કરતાં લેવામાં, આવે છે. તેમ અહુનવદ ગાથાના સાતે હાઓમાં એ ગાથાનો પેહેલો બોલ 'અહુન' આવવો જોઇતો હતો તેમ આવતો નથી, પણ 'અહ્યા યાસા'નું નામ આવે છે. ત્યારે એ ગુચવાડાનો ખુલાસો કરવો મુશકેલ પડે છે. અહ્યા યાસાના ગાથાને અહુનવઈતિ ગાથા શા માટે કેહેવામાં આવ્યો છે તેનો ખુલાસો હું કરી શકતો નથી. પણ એમ હોએ કે પેહેલા ગાથાનું નામ તો અહુનવઈતિ હોએ પણ એ ગાથાનાં પેહેલા હાના પેહેલા બોલો ખોવાઇ ગયા હોએ અને જ્યારે ગાથાઓને હાલનાં આકારમાં અરદેશર બાબેગાનનાં વખતમાં ગોઠવ્યા હોએ ત્યારે એ ગાથાનાં પેહેલા હાનાં અસલ પેહેલા બોલો જે 'અહુન'થી શરૂ થતા હોવા જોઇએ તે નહી મલી આવ્યાને લીધે જે 'અહ્યા યાસા'વાલા બોલો મલી આવ્યા તે એ પેહેલા ગાથાનાં દરેક હાની પુઠે મેલ્યા હોએ. એમ હોએ તો 'અહ્યા યાસા' વાલો ગાથા કોઈ નથી પણ ખરેખર અહુનવઈતિ નામનો ગાથા છે. બીજા ચારે ગાથાઓના નામો દરેક ગાથાના પેહેલા હાના પેહેલા બોલો ઉપરથીજ પડેલા છે, તે નીચે જોવામાં આવશે. પેહેલા અને બીજા ગાથાની વચે બીજા સાત હા આવે છે (૩૫ થી ૪૧ માં હા સુધાંના) અને તેની પુઠે સાધન તરીકે એક ૪૨ મો હા આવે છે, જે સઘલાને યસ્ન હપ્તન્‌હાઇતિ (મોટી હપતન યશત) કહેચે છયે. એ હાની ભાશા જરથોશતના ગાથાની ભાશાને મલતી છે, પણ જેવા જરથોશતના ગાથા બેતમાં રચ્યા છે તેવા આએ હપતન યશ્તના સાત તથા સાંધણ સાથે આઠ હા રચેલા નથી. વલી એ હાઓને મથાલે 'નેમાજ હોજો ગાથાઓને' એવા આશીરવાદ પણ આવેલા નથી. તે બતાવી આપે છે કે એ હા જરથોશતના પોતાના ગણાએલા નથી. અને વલી એ હાઓને છેડે ગાથાના હાઓની મીસાલે તેઓના નામો દઇને યાદ કીધામાં આવ્યાં નથી. તેમજ ચોથા તથા પાંચમા ગાથાની વચે ૫૨ મો એક હા આવેલો છે તેબી જરથોશતના ગાથાને લગતો નથી. પાંચમા ગાથા પછી વલી ૫૪ મો 'અઈર્યેમા ઈશ્યો' નામનો એક હા ગાથાની ભાશા-

માં છે પણ તેબી જરથોશતના ગાથાથી અલગ છે, અને તેની પછી ૫૫ મો હા તમામ ગાથાઓની યાદમાં સાધારણ ભાશામાં રચેલો છે. એ સર્વે દલીલો બતલાવેછે કે આપણામા ગાથાઓ વધુ હતા પણ જરથોશતના પોતાના ગાથાઓ પાંચ હતા. એ પાંચ ગાથામાં અસલમાં ઘણાએક હાઓ હશે, પણ હાલમાં તો નીચે જણાવ્યા પ્રમાણેનાંજ સચવાએલા રહયા છે. જે ગાથાઓ જરથોશતના પોતાના કહયે છયે તેમાં પણ તમામ હાઓ તથા હાઓના ભાગો જરથોશતનાજ ચોખ્ખા હાઓ હોએ એવું લાગતું નથી, કાંએજે કેટલેક ઠેકાંણે કેટલોએક ભાગ જરથોશતના શાગેરદોનો બનાવેલો સમજાએછે. એ ઉપરથી ધારવું જોયે છે કે અસલમાં અશો જરથોશતે પાંચ ગાથા બનાવ્યા હશે, પણ એકેક ગાથામાં ઘણાએક હાઓ હશે તેમાનો મોટો ભાગ કેટલા જમાના થયા ગુમ થઇ ગયો છે અને જયારે આપણી દીન તાજી કરવાની મતલબથી સાસાની તબકાના અરદેશર બાબેગાને તમામ ઇરાંન મધે ઢંઢેરો ફેરવી તમામ દસતુર દાવરો તથા દાનાઓની એક મીજલસ ભરી ત્યાં આપણી દીનના દફતર જમાવ કરી સમારીને સાચવ્યાં તે વખતે જેટલા જરથોશતના હાઓ જલવાઇ શકયા હતા તેટલા એકઠા કરી તેની સાથે તેનાં શાગેરદોના બનાવેલા હાઓબી ભેલી નાખ્યા હતા. તે સાથે એક હામાં એક ભાગ જરથોશતનો તો બીજો ભાગ કોઈ શાગેરદનો એવી રીતે ભેલસેલ થઈ ગયો હતો. એવી અસંપુરણ હાલતે આજે આપણી પાસે જરથોશતને નામે ઓલખાતા પાંચ ગાથાઓ રહેલા છે. અફસોસ કે આપણી દીનના મોતેબર દફતરો જમાનાના હાદેસાથી બરબાદ અને બીસમાર થઈ ગયાં. હવે તો જે છે તેની ઉપર શુકરગુજારી કરવી જોયે છે.

### ૧. અહુનવઇતિ (હોનવદ) ગાથા.

ઉપલે કાયદે યજશ્નેના ૨૮ માં હાને મથાલે ગાથાઓની નેમાજ કરવાના બોલો આવે છે, તે દેખાડેછે કે પેહેલો ગાથા ૨૮ માં હાથી શરૂ થાએછે, અને ૩૪ માં હાને છેડે અહુનવઇતિ (હોનવદ) ગાથાને યાદ કરે છે. તે દેખાડેછે કે પેહેલો ગાથા ૨૮

મા હાથી શરૂ થઇને ૩૪ મા હાએ આખર થાએછે. પેહેલા હાની શરૂઆતમાં 'અહયા યાસા' બોલો છે. તે સાતે હાઓની પછવાડે યાદ કીધામાં આવેછે. તે ઉપરથીબી જણાએછે કે એ સાતે હાઓ પેહેલા એક ગાથામાં ગણાએલા છે. એ ૨૮ માં હાથી ૩૪ માં હા સુધીના ૭ હાઓના દરેકના પોતાના જુદાં નામો બી છે. એ નામો દરેક હા જે બોલોથી શરૂ થાએછે તે ઉપરથી પડેલાં છે; જેમકેઃ—

૨૮ મો પેહલો હા 'અહ્યા યાસા' નાંમે ઓલખાએ છે.
૨૯ મો બીજો હા 'ક્ષ્મઇબ્યા ગેઉશ ઉર્વાને' નામે ઓલખાએછે.
૩૦ મો ત્રીજો હા 'અત્–તા–વક્ષ્યાને' નામે ઓલખાયછે.
૩૧ મો ચોથોં હા 'તા–વેં–ઉર્વાતા ને' નામે ઓલખાએ છે.
૩૨ મો પાંચમો હા 'અખ્યાચા ખએતુશ્'ને નામે ઓલખાએ છે.
૩૩ મો છઠો હા 'યથા–આઇશ્–ઇથા'ને નામે ઓલખાય છે.
૩૪ મો સાતમો હા 'યા–ષ્યઓથના'ને નામે ઓલખાય છે.

## ૨. ઉશ્તવઇતી (ઓશતવદ) ગાથા.

૩૪. માં હા પછી ૩૫ મો હા આવેછે તેની ઉપર 'નેમાજ હોજો ગાથાઓને' એવું લખાંણ આવતું નથી, તે છેક ૪૩ માં હા સુધી. એ ૮ હાઓ મોટી હપતન યશતને નામે ઓલખાએ છે. પછી ૪૩ માં હાની ઉપર 'નેમાજ હોજો ગાથાઓને' એવા શબદો પાછા આવે છે. વાસતે હયાંથી પાછા જરથોશતનાં ગાથા શરૂ થયા એવું જણાએ છે. એ બીજા ગાથાની આખેરી ૪૬ માં હામાં આવે છે ત્યાં ઉશ્તવઈતિ (ઉશતવદ) ગાથાને યાદ કરે છે, ત્યારે માલુમ પડે છે કે બીજો ગાથા ઉશતવદ છે અને તેનાં ૪૩ માંથી ૪૬ સુધીનાં ૪ હાઓ છે. એ દરેક હાની પછવાડે 'ઉશ્તા-અહ્માઇ' શબદો આવેછે જે પેહેલા ૪૩ માં હાનાં શરૂનાં બોલો છે. તે દેખાડેછે કે એ ચારે હાઓ ઉશ્તવઇતી ગાથામાં ગણાએલા છે. એ ચારે હાઓનાં નામો નીચે પ્રમાંણે છેઃ—

૪૩ મો પેહલો હા 'ઉશ્તાઅહ્માઇ' નામે ઓલખાએ છે.
૪૪ મો બીજો હા 'તત્–થ્વા–પેરેસાને' નામે ઓલખાએછે.

૪૫ મો ત્રીજો હા 'અત-ફ્રવક્ષ્યાને' નામે ઓલખાએ છે.

૪૬ મો ચોથો હા 'કાંમ્ નેમોઇ જાંમૂ' (કમ્નં'મએજા'મ) ને નામે ઓલખાએ છે.

### ૩ સ્પેન્તામઇન્યુ (સપેન્દોમદ) ગાથા.

૪૬ માં હા પછી ૪૭ માં હાની ઉપર ગાથાઓની નેમાજ લખી છે, તેથી એ હાથી ત્રીજો ગાથા શરૂ થતો જણાએછે. અને ૫૦ મા હામાં 'સ્પેન્તા મઇન્યુ' (સપેંદામદ) ગાથાને ઈજ્યા છે. તે ઉપરથી એ હાથીં તરીજા ગાથાની આખેરી સમજાએછે. ૪૬ માં હાના પેહેલા શબદો ' સપેનતામઇન્યુ ' ચારે હાઓની પુઠે આવેછે તે પુરવાર કરેછે કે એ ચારે હાઓ ત્રીજા ગાથાના છે. એ તરીજા ગાથાના ૪ હાઓના નામો નીચે મુજબના છે.

૪૭ મો પેહલો હા સ્પેન્તા–મઈન્યૂને નામે ઓલખાએછે.

૪૮ મો બીજો હા યેજિ અદાઈશ (યેજિ–અદા)ને નામે ઓલખાએછે.

૪૯ મો ત્રીજો હા અત–મા–યવાને નામે ઓલખાએછે.

૫૦ મો ચોથો હા કત્–મોઇ–ઉર્વાને નામે ઓલખાએ છે.

### ૪. વોહુ-ક્ષથ્ર (વોહુખશથર) ગાથા.

૫૦ માં હા પછી ૫૧ માં હાને મથાલે ગાથાઓની નેમાજ લખીછે તેથી એ હાથી ચોથો ગાથા શરૂ થએલો ગણાએછે અને એજ હાને સેવટે વોહુ–ક્ષથ્ર ગાથાને ઇજ્યા છે, તે ઉપરથી જણાએછે કે ચોથા ગાથા નો એકજ હા છે. જે બોલોથી તે શરૂ થાએછે તેજ બોલોથી તે આખેર થાએ છે.

### ૫. વહિશ્તોઇશ્તિ ગાથા.

૫૧ માં હા પછી ૫૨ માં હા ઉપર ગાથાની નેમાજ લખી નથી પણ ૫૩ માં હાને મથાલે લખી છે, વાસતે એ ૫૩ માં હાથી પાંચમો ગાથા શરૂ થતો જણાએ છે અને એજ હાને છેડે, ' વહિશ્તોઇશ્તિ ' ગાથાની યાદ કીધીંછે. તે બતલાવી આપેછે કે પાંચમાં ગાથાનો એકજ હા હતો. એવી રીતે આશો જરથોશતને નામે ઓલખાતા પાંચ ગાથાઓના ૧૭ હાઓ આજે આપણામાં

મોજુદ રહેલા ગણાએ છે. એ પાંચે ગાથાઓને નામ બ નામ વંદીદાદની ૧૯ મી પરગરદમાં (૨૫૭) યાદ કીધા છે.

## ૫૦. જરથોશતી ધર્મનાં અવસતાનાં બીજાં પુસ્તકો.

જરથોશતનાં પોતાના પાંચ ગાથા અને તે નામે જેટલા હાઓ હાલમાં ગણાએછે તેમાંનોબી કેટલોએક ભાગજ ખુદ અશો જરથોશતનો પોતાનો ગણાએ છે. ગાથાનો બાકીનો ભાગ જરથોશતના શાગેરદોનો જણાએછે. પણ ગાથા સીવાએ આપણી પાસે બીજાં લખાંણોબી આજે છે. આપણામાં એવું કેહેવામાં આવેછે કે અસલમાં ૨૧ નુશ્કો હતાં તેમાંનાં થોડાંજ આજે બાકી રહેલાં છે. તે થોડાં માંહેલાં પાંચ ગાથાઓ અને તે પાંચ ગાથાઓનોબી કેટલોએક ભાગજ ખુદ જરથોશતનો હોએ તો બાકીનો ભાગ તેની પછી થએલા તેના શાગેરદોનો તથા દસતુર દાવરોનો હોવો જાઇએ. હવે એક લખાણ બીજાં લખાંણ કરતાં પુરાણું છે કે નહી તે તપાસવાની એક સેહેલી રીત છે. જે એક લખાણમાં બીજાં કોઇ લખાંણનો એશારો આવેલો હોએ છે તો તે ઉપરથી એવોજ મત બાંન્ધવામાં આવેછે કે બીજું લખાંણ આગલા કરતાં જુનું હોવું જોઇએ. જો આજના અખબારમાં કોઇ થઇ ગયલા બનાવની નવી ખબર હોયતો તે ખબરવાલો બનાવ એ અખબાર છપાયા અગમચ બનવો જાઇએ એટલુંતો દરેકની સમજમાં ઉતરી શકશે. જો આએ જરથોશત નામામાં જરથોશતી અભ્યાસનાં ચોકસ અંકોમાંથી ઉતારો કરી લીધો છે તો તે બતાવી આપેછે કે જરથોશતી અભ્યાસનો તે ચોકસ અંક આએ જરથોશતનાંમુ

૨૫૭. હું હરદમ યાદ કરૂં છું ગાથાઓને જેઓ છે આબાદી કરનારા, રતુ (રદ )ની હકુમતને કબુલ રાખવું શિખવનારા, અને અશોઇનો તરીકો શિખવનારા છે. હું યાદ કરૂ છું અહુનવદ ગાથાને ( તે ગાથાઓમાં આવેલા ફરમાનો પ્રમાણે ચાલવાને હમેશાં તેઓનું **મનન** કરૂં છું) હું યાદ કરૂં છું ઉસ્તવદ ગાથાને, હું યાદ કરૂંછું, સ્પેન્તમઇન્યુ ગાથાને, હું યાદ કરૂં છું, વોહૂક્ષથ્ર ગાથાને અને હું યાદ કરૂં છું વહિસ્તોઇસ્ત ગાથાને ( કે તે પ્રમાણે ચાલવાને મારાં સઘલાં કામોમાં મને મદદ મલે.)

( વંદી૦ પ્રગરદ ૧૯ ફ. ૩૮ ).

લખાયું તેની આગમચનો લખાએલો હોવો જોઇએ. એ મીસાલે જો આપણા એક પુસતકમાં આપણા કોઈ બીજા પુસતકોમાંથી ઉતારો લીધો હોએ તો જે પુસતકનો ઉતારો કીધો હોએ તે આગલું અને જેમાં ઉતારો લીધો હોએ તે પાછલું ગણાવું જોઇએ. ત્યારે એ કાયદે અવસ્તાના જુદાં જુદાં પુસ્તકોનાં આગલ પાછલ બનવાનો કેટલોએક સાર જણાઈ આવે છે. એ કાયદે ગાથા પેહેલા, પછીનો વંદીદાદ, પછી યજશ્ને, વીસ્પરદ, યશ્તો ઇત્યાદીની રચના જણાઇ આવે છે.

### ૧. ગાથા સૌથી પુરાંણા.

જરથોશતનાં પાંચ ગાથાનો કેટલોક ભાગ અશો જરથોશતનો પોતાનો હતો. અશો જરથોશતની આગમચનાંબી ગાથા હતા જે હોમ પેગમબરે બનાવ્યા હતા તથા હાલની આપણી માન પાંમેલી ઉમદા બંદગીઓ (નામે) 'યથા અહુવઇર્યો' 'અશેમવોહુ' તથા 'યેડ.હે હાતામ' જરથોશતનીબી આગમચનાં ગાથા હતા, એવું અનુમાન થાએ છે. વાસતે કેટલાએક ગાથા અશો જરથોશતની આગમચનાં ગણાએછે તથા જે પાંચ ગાથાઓ જરથોશતનાં પોતાના કેહવાએ છે તેમાંનો કેટલોક ભાગ જરથોશતનાં પોતાનાં જમાનાનો પણ તેના શાગેરદોએ બનાવેલો ગણવામાં આવે છે. એ ગાથાઓની અંદર હાલમાં જાણીતા બીજા કોઇ પુસતકોનો ઇશારો આવતો નથી, વાસતે બીજાં પુસતકો બન્યાં તેની આગમચના ગાથા હોવા જોઈએ. પણ બીજાં તમામ પુસતકોમાં ગાથાનો ઇશારો આવે છે અને ગાથા ભણવાને તે પુસ્તકોમાં તાકીદ કરે છે. તે ખુલ્લી રીતે સાબેત કરી દેખાડે છે કે બીજાં પુસતકો બન્યાં ત્યારે ગાથા મોજુદ હતા વાસતે તેઓ ગાથાની પછીનાં બનેલાં છે. વલી ગાથાની ભાશા પુરવારી આપે છે કે બીજાં પુસતકોની અવસતાની ભાશા કરતાં તે પુરાની છે, એટલે કે બીજાં પુસતકો બન્યાં તેની આગમચનાં જમાનામાં ગાથા બનેલા હતા. વલી ગાથામાં કોઇ વખતે પ્રથમ એકવચન એબારત આવે છે તે બતાવેછે કે કોઇ વખતે જરતોશત યા તેનો કોઈ શાગેરદ એખલો

બોલે છે, અથવા તો પ્રથમ પુરૂષ દવી વચનમાં આવે છે તે બતલાવે છે કે જરથોશ્ત અને તેનો કોઇ શાગેરદ અથવા જરથોશ્તનાં બે શાગેરદો સાથે બોલે છે, અને વલી કોઇ વખતે પ્રથમ પુરૂષ અનેકવચનમાં આવે છે તે બતલાવે છે કે જરથોશ્ત પોતે તથા તેનાં બેથી વધારે શાગેરદો સાથે અથવા તેનાં બેથી વધારે શાગેરદો એખલા બોલે છે.

## ૨. ગાથા પછી વંદીદાદ.

ગાથા પછી વંદીદાદ જોડાએલા લાગે છે. વંદીદાદ મધે ગાથાનાં એશારા કેટલીએક જગોએ આવે છે તે દેખાડે છે કે વંદીદાદ ગાથા પછી બન્યા છે, પણ વંદીદાદમાં ગાથા સીવાએ બીજાં પુસતકોનાં એશારા આવતા નથી, તે પુરવાર કરે છે કે જોકે વંદીદાદ ગાથા પછીનાં છે તોપણ બીજાં પુસતકોની આગમચના છે. વંદીદાદની ૯ મી પરગરદમાં જણાવે છે કે[૨૫૮] જો કોઇ માણસ ગુજરી જાએ અને તેની લાસમાંથી બદ હવા અથવા રસી જીવતાં ઉપર દોડતી હોય તો તેને દફે કરવાનો શું ઇલાજ સોધવો ? તેનાં ઉત્તરમાં ગાથા ભણવા કેહ છે એટલે કે ગેહસારવાનું ફરમાન આપેલું છે. ત્યારે એ પરગરદ જોડાઇ ત્યારે ગાથાની ખબર તે વંદીદાદ જોડનારને હોવી જોઇએ અને તે સબબથી વંદીદાદ કરતાં ગાથા પુરાના ગણાએછે. વલી વંદીદાદની ૧૦ મી પરગરદમાં[૨૫૯] પુછવામાં

૨૫૮. કેમ હાંથી દરૂજને હું દફે કરૂં જે મુવેલાં ઉપરથી જીવતાં ઉપર ધસારો કરેચ ? કેમ હાંથી નસાને હું દફે કરૂં જે મુવેલાં ઉપરથી જીવતાં ઉપર પ્રસરે છે (એટલે તેને આલુદે કરે છે)? ત્યારે અહુરમજદએ જવાબ દીધો કે આએ વચનો તું પઢ જેઓ છે ગાથાઓમાં બે વાર પઢાતા,......ત્રણ વાર પઢાતા અને......ચાર વાર પઢાતા.
(વંદી૦ પરગરદ ૯ ફ. ૪૫-૪૬.)

૨૫૯. દાદાર ! કિયાં છે તે વચનો જેઓ છે ગાથાઓમાં બે વાર પઢાતા? જવાબ દીધો અહુરમજદએ કે આએ તે વચનો, જેઓ છે ગાથાઓમાં બે વાર પઢાતા ; એ વચનો બે વાર પઢવા :—

૧ અહ્યા યાસાથી ગેઉસ્ચા ઉર્વાનેમ સુધી. (યજશ્ને હા ૨૮ ફ. ૨).
૨ હુમતનામથી મહી સુધી, (યજશ્ને હા ૩૫ ફ. ૨),
૩ અષહ્યા આઅત્ સઇરે થી અહુઅ્યા સુધી, (યજશ્ને હા ૩૫ ફ. ૮);
૪ યથા તૂ ઇ થી અહુરા સુધી, (યજશ્ને હા ૩૯ ફ. ૪);

આવે છે કે ગેહસારનામાં શું શું ભણવું? ત્યારે ત્યાં જુદા જુદા ગાથાનાં જુદા જુદા ભાગોની નીશાન આપી જણાવ્યામાં આવે છે. એ નીશાનવાલા ગાથાઓ જરથોશ્તનાં પોતાનાં ગાથાઓ તરીકે ગણાએ છે; તેઓ મધે ઘણુાખરા ગાથા છે, પણ કોઇ કોઇ હપતન યશ્ત તથા અઇર્યમાઇશ્યો માંહેલા પણ છે. વલી વંદીદાદની ૧૧ મી પરગરદમાં ચોકસ વખતે મકાંનો વગેરે પરહેજવાની કીરીઆઓ[૨૯૦]

૫ હુંમાઇમ્ થ્વા થી હુદાસ્તેમા સુધી, (યજશ્ને હા ૪૧ ફ. ૩);
૬ થ્વોઇ સ્તોતરસ્ચ્યા થી અહુરા સુધી, (યજશ્ને હા ૪૧ ફ. ૫);
૭ ઉસ્તા અહ્માઇ થી મનડ્હો સુધી, (યજશ્ને હા ૫૩ ફ. ૧);
૮ સ્પેન્તા મઇન્યૂ થી અહુરો સુધી, (યજશ્ને હા ૪૭ ફ. ૧);
૯ વોહૂ-ક્ષથ્રેમ થી વરેષા સુધી, (યજશ્ને હા ૫૧ ફ. ૧);
૧૦ વહિસ્તા ઇસ્તિશ્ થી રકયઓથનાચા સુધી, (યજશ્ને હા ૫૩ ફ. ૧)

દાદાર! કિયા છે તે વચનો જેઓ છે ગાથાઓમાં **ત્રણ વાર** પઢાતા? જવાબ દીધો અહુરમજદએ કે આએ તે વચનો જેઓ છે ગાથાઓમાં ત્રણ વાર પઢાતા; એ વચનો ત્રણ વાર પઢવા:—

૧ અષેમ્ વોહૂ (યજશ્ને હા ૨૭ ફ. ૧૪);
૨ યે સેવિસ્તો થી પઇતી સુધી (યજશ્ને હા ૩૩ ફ. ૧૧);
૩ હુક્ષથ્રોતેમાઇ થી વહિસ્તાઇ સુધી (યજશ્ને હા ૩૫ ફ. ૫);
૪ દુઝ્વરેનાઇશ્ થી વણો સુધી (યજશ્ને હા ૫૩ ફ. ૯).

દાદાર! કિયા છે તે વચનો જેઓ છે ગાથાઓમાં **ચાર વાર** પઢાતા? જવાબ દીધો અહુરમજદએ કે આએ તે વચનો જેઓ છે ગાથાઓમાં ચાર વાર પઢાતા; એ વચનો ચાર વાર પઢવા:—

૧ યથા અહૂ વઇર્યો (યજશ્ને હા ૨૭ ફ. ૧૩);
૨ મઝ્દા અત્ મોઇ થી દાઓ અહૂમ્ સુધી (યજશ્ને હા ૩૪ ફ. ૧૫);
૩ આ અઇર્યેમા ઇષ્યો થી મસતા મઝ્દાઓ સુધી (યજશ્ને હા ૫૪ ફ. ૧). (વંદી૦ પરગરદ ૧૦ મી ફ. ૩–૪; ૭–૮; ૧૧–૧૨).

૨૯૦. (જુવો સફે ૧૧૩ મો નોટ ૬૩ મી, તે પછી જુવો નીચે):—
૧ આએ ઘરને પાક કરવાને આએ વચનો તારે પઢવા:—
અત્ મા યવા બેન્દ્વો પફ્રે મજિસ્તો (યજશ્ને હા ૪૯ ફ. ૧).
૨ આએ આતશને પાક કરવાને આએ વચનો તારે પઢવા:—
અહ્મા થ્વા આથ્રો વેરેજેના પઓઉરૂયે પઇરિજસામઇદે મઝ્દા અહુરા (યજશ્ને હા ૩૬ ફ. ૧).
૩ આએ પાનીને પવિત્ર કરવાને આએ વચનો તારે પઢવા:—
અપો અત્ યજ્મઇદે મએકઇન્તીશ્ચા હેબ્વઇન્તીશ્ચા ફ્રવજ્ડ્હો (યજશ્ને હા ૩૮ ફ. ૩).

(Consecration ceremonies) આવેલી છે. જેમકે નવાં ઘેરમાં દાખેલ થતાં તેને પાક કરવાને માટે ઈઆને વાસ મુહુરત કરવા શું ભણવું જોઈએ. તે સવાલનાં જવાબમાં ઘેર ઉપર દુઆ ચાહનારા ચોકસ ગાથા ભણવા લખેલા છે. આતશની જગો યા આતશખાનાને પાક કરવા એટલે કે તેનું મુહુરત કરવા, અથવા પરઠવા ગાથાનાં ભાગ જે આતશને લગતા છે તે ભણવા લખ્યા છે; તેમજ પાણી, જમીન, ગોસપંદ, ઝાડ, નર તથા નારી ઈત્યાદીને પાક કરવા અથવા તો તેઓને ઉપયોગમાં લાવવા આગમચ તેઓનું મુહુરત કરવા ગાથા મધે તેઓને બરના તેઓની ઉપર આફરીન કરનારા જે ફકરાઓ આવેલા છે તે ભણવાને કહેલું છે. એમાં પણ જરથોશ્તને પોતાને નામે ઓલખાતા ગાથા સાથે હપતન યશ્ત તથા અઈર્યમાઇશ્યોનાં ફકરાઓબી ઉપયોગમાં લીધા છે. એ બતાવી આપે છે કે વંદીદાદની ૧૧ મી પરગરદમાં જણાવ્યા પ્રમાણે નવી ચીજ ઉપયોગમાં લાવતાં તેની ઉપર સારી દુઆ ચાહાવાને માટે ગાથાના મોતેબર કલામો ભણવાને ફરમાવ્યું છે, ત્યારે તે વખતે ગાથાના કલામો અસલી અને જુના ગણાતા હોવા જોઈએ. તેમજ વંદીદાદની ૧૨ મી પરગરદમાં પુછે છે કે[૨૧૧]

૪ આએ જમીનને પાક કરવાને આએ વચનો તારે પઢવા :—
ઇમામ્ આઅત્ જામ્ ગેનાબીશ્ હથ્રા યજમઈદે (યજશ્ને હા ૩૮ ૫. ૧).
૫ આએ ગાવને પાક કરવાને આએ વચનો તારે પઢવા :—
ગવે અધાઇશ્ તાઈશ્ શ્કયોથ્નાઇશ્ યાઈશ્ વહિસ્તાઇશ્ ફ્રએષ્યામહી (યજશ્ને હા ૩૫ ફ. ૪).

૬ આએ ઉર્વર (વનસ્પતિ)ને પાક કરવાને આએ વચનો તારે પઢવા:—
અત્ અખ્યાઇ અષા મઝ્દાઓ ઉર્વરાઓ વક્ષત્ (યજશ્ને હા ૪૮ ફ. ૬).
૭ આએ નર અશોને તથા નારી અશોને પાક કરવાને આએ વચનો તારે પઢવા :—
આ અઈર્યમા ઇષ્યોથી મસતા મઝ્દાઓ (યજશ્ને હા ૫૪ ફ. ૧).

૨૬૧. દાદાર ! કેમ ઘરને પવિત્ર કરૂં ? કેમ થાએ (ઘર) પવિત્ર થએલું ? ત્યારે જવાબ દીધો અહુરમજદએ કે ત્રણ વાર તનના ધોવાએ, ત્રણ વાર વસ્ત્રોના ધોવાએ, ત્રણ વાર ગાથાઓના ગાવાએ.

(વંદીદાદ પરગરદ ૧૨ ફ. ૨)

જો કોઇ ઘેરમાં કોઇ ગુજરી ગયું હોય તો પછી તે ઘેરને કેમ પ્રાક કરવું ? તેના જવાબમાં બીજી બીનાઓ સાથે ગાથા પણ ભણવા લખેલું છે. એ દાખલાઓ બતાવે છે કે વંદીદાદની આગમચના ગાથા છે, પણ વંદીદાદમાં બીજાં કોઈ પુસતકોની હસતીની નીશાન જણાતી નથી, વાસતે એવું ઠેડવવામાં આવે છે કે જોકે વંદીદાદ ગાથાની પછીના છે તોપણ બીજાં પુસતકોની આગમચનાં છે.

### ૩. ગાથા તથા વંદીદાદ પછી યજશ્ને.

યજશ્નેમાં ગાથાના ઇશારાઓ આવે છે. હયાં યજશ્નેમાં ૧ લા હાથી ૨૮ માં હા સુધીનાં ૨૭ હા, તથા ૫૫ માં હાથી ૭૨ માં હા સુધીનાં ૧૮ હા, મલીને જુમલે ૪૫ હા સમાએલા છે. વચેનાં ૨૮ માં હાથી ૫૫ માં હા સુધીનાં ૨૭ હા, ગાથામાં ગણાએ છે, તેઓમાં વલી ૧૭ હા જરથોશતના પાંચ ગાથાને નામે ઓલખાએ છે. તેઓ કવીતામાં રચેલા ગાથા છે અને બીજા ૧૦ ચાલુ એબારતમાં રચેલા ગાથા છે.

હવે જો યજશ્ને વંદીદાદ પછીની હોએ તો યજશ્નેમાં વંદીદાદનું નામ મલી આવવું જોઇએ અને તેમ મલે છે. યજશ્નેનાં ૭૧ માં હામાં[૨૬૨] તેમજ ૨ જા હામાં[૨૬૩] તેમજ ૨૫ માં હામાં[૨૬૪] તથા ૧ લા હામાં[૨૬૫] વંદીદાદને યાદ કરવામાં આવેલો છે. હવે જો યજશ્નેમાં વંદીદાદને યાદ કીધો છે તો તે ઉપરથી જણાએ છે કે વંદીદાદ યજશ્નેની આગમચનો છે, પણ જયારે વંદીદાદની પોતા-

---

૨૬૨.......અને તમામ દાત વીદએવ (દેવથી જુદા તરીકા= વંદીદાદ)ને અમો યાદ કરીએચ. (યજશ્ને હા ૭૧ ફ. ૫).

૨૬૩. આએ જોરની ક્રિયામાં બરસમે કરીને માંથ્રસ્પેન્ત જે પુરતાં ખુરેહવાલું છે (તેને) યજશ્નએ કરીને હું મેલવવા ઇચ્છું છું; દાત વીદએવ (વંદીદાદ)ને યાદ કરવાથી યજશ્નએ કરી મેલવવા ઇચ્છું છું. (યજશ્ને હા ૨ ૫. ૧૩).

૨૬૪. જુવો સફો ૧૯૫ નોટ ૨૦૮.

૨૬૫. હું (લોકોમાં) જાહેર કરૂંચ... . દેવથી જુદા તરીકાને અને દાદે જરથુસ્ત્રી (જરથોસ્તી તરીકા)ને. (યજશ્ને હા ૧ લો ફ. ૧૩ મો).

નીબી આગમચનાં ગાથા છે, ત્યારે યજશ્ને મધે ગાથાનીબી યાદ આવવી જોઈએ અને તેમ મલે છે. જે સરોશ યશ્તનો દાખલો આગલ આપચો છે, કે સરોશ યજદે જરથોશ્તનાં પાંચ ગાથા પેહેલે ગાયા તે યશ્ત યજશ્નેનો ૫૭ મો હા છે. એ ૫૭ માં હામાં[૨૬૬] 'હપતડ·હાઇ તી' નાં હાઓને યાદ કીધા છે; યજશ્નેના ૭૧ માં હાંમાં[૨૬૭] પાંચ ગાથાને યાદ કીધા છે, તેમજ યજશ્નેના ૫૫ માં હામાં [૨૬૮] તેની આગમચના ૨૮ થી ૫૪ સુધીનાં ગાથાનાં ૨૭ હા પુરા થઈ ચુકા પછી, તમામ ગાથાઓને યાદ કીધા છે. યજશ્નેનાં ૯ માં હામાં[૨૬૯], ૧૦ માં[૨૭૦], ૩ જા[૨૭૧] તથા ૧૯ માં હામાં[૨૭૨] ગાથાને યાદ કીધા છે. ઉપલા દાખલાઓ ઉપરથી જણાએ છે કે યજશ્ને ગાથાની પછવાડેની છે, એટલુંજ નહી પણ વંદીદાદનીબી પછવાડેની છે.

## ૪. ગાથા, વંદીદાદ, યજશને તથા હાદોખ્ત પછી વીસપરદ.

વીસપરદમાં ગાથા, વંદીદાદ તથા યજશ્નેની યાદ આવે છે, તે ઉપરથી એ ત્રણડે પુસતકોની પછીનું પુસતક વીસપરદનું ઠડે છે. વીસપરદના પેહેલા[૨૭૩] તેમજ બીજા કરદામાં[૨૭૪] જરથોશ્તનાં પાંચે

૨૬૬. જેના (સરોશના) હથ્યાર તરીકે થઈ રહ્યાં છે અહુનવર, જે ફ્તેહમંદ અને યસ્ન હપ્તડ·હાઇતિ અને ફ્શુષોમાંથ્ર, જે (છે) ફ્તેહમંદ અને તમામ યસ્ન–કેરેતિ (યજશ્ને)ના ભાગો. (યજશ્ને હા ૫૭ ફ. ૨૨).

૨૬૭. જુવો સફ્રા ૨૧૬ નોટ ૨૫૩.

૨૬૮. જે ગાથાઓ આપરે સારૂં છે સંભાલ રાખનારા અને બંચાવનારા અને મીનોઇ ખોરાક (બેહસ્તને માટેના તોશા) જેવા, અને જેઓ છે આપરાં રવાનને માટે ખોરાક અને વસ્ત્ર એ બંધેના જેવા. (યજશ્ને હા ૫૫ ફ. ૨).

૨૬૯. જુવો સફ્રા ૨૧૪ નોટ ૨૪૮.

૨૭૦. જુવો સફ્રા ૨૧૪ નોટ ૨૪૭.

૨૭૧. ગાથાઆના ગાવાને, યજશ્નએ કરી (યાદ કરવાથી) હું મેલવવાને ઇચ્છું છું. (યજશ્ને હા ૩ ફ. ૪).

૨૭૨. જુવો સફ્રા ૨૧૩ નોટ ૨૪૬.

૨૭૩. જુવો વીસપરદ કરદો ૧ લો ફ. ૩–૯.

૨૭૪. જુવો વીસપરદ કરદો ૨ જો ફ. ૬–૧૧.

ગાથાઓને નામ બનામ યાદ કીધા છે. 'હપતડ-હાઈતી'ના હાઓને વીસપરદના ૨૦ માં[૨૭૫] તથા ૨ જા કરદામાં[૨૭૬] યાદ કીધા છે. હોનવરથી 'અઈર્યમાઇશ્યો'ની વચેના તમામ લખાંણોને ૨૩ માં કરદામાં[૨૭૭] યાદ કીધાં છે. એટલે કે તમામ ગાથાઓને યાદ કીધા છે કારણ કે યજશ્નેનાં ૨૭ માં હામાં યથા અહુ વઈર્યોની બંદગી છે ત્યાંથી ગાથા શરૂ થાએ છે, અને 'અઈર્યમા ઈશ્યો' છેલ્લો ગાથા છે ત્યાં તે ખતમ થાએ છે. એટલા ઉપરથી વીસપરદ ગાથાની પછીની ઠડેછે. ૨૩ માં કરદામાં[૨૭૮] 'સતોત યસ્ન્ય' ને યાદ કીધી છે. યજશ્નેના ૫૮—૫૯ વાલા ૨ હા એ યજશનેના કેહેવાએ છે. એ ઉપરથી યજશનેની પછવાડેની વીસપરદ ઠડેછે. ૧ લા કરદામાં[૨૭૯] હાદોખતને યાદ કીધીછે તે ઉપરથી હાદોખતની પછીની વીસપરદ ઠડેછે.

### ૫. વીસપરદ પછી યશત.

૨૨ મી યશ્ત જે હાદોખત નુસ્કને નાંમેબી ઓલખાએ છે તેમાં[૨૮૦] ગાથાને યાદ કીધા છે. ૧૧ મી સરોશ યશ્ત જે સરોશ

---

૨૭૫. પાછલી* યસ્ન હપ્તઙ-હાઇતિ જે અજમતી, અશોઇવાલી અશોઇનો સરદાર તેને હમો યાદ કરીએચ. (વીસ્પરદ કરદો ૨૦ ફ. ૩જો)

* યસ્ન હપ્તઙ-હાઇતિ તથા તેની પુરવની એ બે જુદાં લખાણ છે. પેહલા ૭ હા (યજશ્ને હા ૩૫ થી ૪૧ સુધીના), યસ્ન હપ્તઙ-હાઇતિના છે, અને એ ૭ પછીનો ૮ મો હા એટલે યજશ્નેનો હા ૪૨ મો ઉપલા ૭ હાની પુરવણી તરીકેનો છે.

૨૭૬. જુવો સફો ૨૨૯ નોટ ૨૭૪.

૨૭૭. આએ બદલાને અમો યાદ કરીએચ, આએ દરૂસ્તીને અમો યાદ કરીએચ, આએ તંદરૂસ્તીના ઈલાજને અમો યાદ કરીએચ, આએ ફ્રાખીને અમો યાદ કરીએચ, આએ આબાદીને અમો યાદ કરીએચ, ફતેહમંદીને અમો યાદ કરીએચ,—જે છે અહુનવર અને અઇર્યમનની વચે (જણાવેલી તે) હુમત હુખ્ત અને હુવર્શ્તના કામો કરવાનું સ્મરણ રાખવા સાથે. (વીસ્પરદ, કરદો ૨૩ મો ફ. ૨).

૨૭૮. જે સ્તઓત યસ્ન્ય છે. (વીસ્પરદ કરદો ૨૩ ૫. ૧).

૨૭૯. જુવો સફો ૨૨૯ મો નોટ ૨૭૪ મી તથા સફો ૨૩૧ મો.

૨૮૦. જ્યારે અશો (માનસ) ગુજરી જાએચ ત્યારે કયાં તેજ રાતે (તેનું) રવાન રહે છે? ત્યારે જવાબ દીધો અહુરમજદએ કે તેના માંથાની નજદીક બેસે છે—ઉશ્તવત ગાથા ગાતું (અને બેહસ્તનું સુખ માંગતું. (હાદોખ્ત યશ્ત ૫. ૧૨).

હાધોખ્ત યશ્ત કેહવાએ છે તેમાં[૨૮૧] વંદીદાદને યાદ કીધો છે. હોરમજદ યશ્તમાં[૨૮૨] યજશ્નેને યાદ કીધી છે. મેહેર યશ્તમાં[૨૮૩] સતોત યસ્ન તથા વીસપરદને યાદ કીધી છે.

**૬. વીસપરદ પ્રમાણે નીચલી નામીચી બંદગીઓનું પુરાતમપણું.**

વીસપરદના ૧ લા કરદામાં આપણી ઘણીખરી જાંણીતી બંદગીઓને યાદ કીધી છે, તેમાં જે દરજ્જો જાલવ્યો છે યાને એક બંદગીને બીજાની પછી યાદ કીધી છે તે ઉપરથી ધાર્યામાં આવે છે કે જે જુની બંદગી છે તેને પેહેલાં યાદ કીધી છે, અને તેની પછવાડેના વખતનીને તેની પછી. એ રીતે વખતના દરજ્જા પ્રમાણે બંદગીઓનાં નામો ઉપર નીચે ગોઠવેલાં ધારવામાં આવે છે. એ કરદા પ્રમાણે[૨૮૪]:—

૧ લી સ્તઓત યસ્ન્ય.
૨ જી હોનવર (યથા અહુ વઈર્યો.)
૩ જી અષવહિશ્ત (અશેમવોહુ.)
૪ થી યેડંહે હાતામ.
૫ મી હોનવદ ગાથા.
૬ ઠી યસ્ન હપતહ-હાઈતી.
૭ મી ઓશતવત ગાથા.
૮ મી સપેનદોમદ ગાથા.
૯ મી વોહુખશથર ગાથા.
૧૦ મી વહીશતોઇશતી ગાથા.
૧૧ મી દહમ આફરીતી (દહમની આફરીન.)
૧૨ મી અઇર્યમાઇશ્યો.
૧૩ મી ફશુશોમાંથર.
૧૪ મી હધ્ધઓખ્ત.
૧૫ મી આહુઈરી ફરશન (વંદીદાદ ?)

---

૨૮૧. (જે બે આક્ષત અને હામવનઇન્તિ) એ બે દોસ્તો છે **દાત વીદએવ** (વંદીદાદ)ના. (સરોશ યસ્ત હાદોખ્ત ફ. ૧૭).

૨૮૨. જે માનસ સઉથી મોટી યજસ્નેને યાદ કરે છે. (અહુરમજદ યસ્ત ફ. ૨૪).

૨૮૩. નહી કોઇબી મારા આએ જોરો મધેની (વસ્તુ) ખાએ જે નથી શિખેલો **સ્તઓત યસ્ન્યના** ભાગોને અને **વીસ્પરદને.** (મેહર યસ્ત ફ. ૧૨૨).

૨૮૪. જુવો વીસ્પરદ કરદો ૧ લો ફ. ૩—૯.

વીસપરદની ઉપલી ટીપમાં સતોત યસ્નને ગાથાની અગાઉ પેહેલાં મેલી છે, તેમજ આવાં અરદુઇસુરની ન્યાએશમાં[૨૮૫] પણ પેહેલાં મેલી છે, પણ યજશ્નેના ૭૧ મા હામાં તો[૨૮૬] ગાથાની પછી તેને મેલી છે તથા ગાથાઓ તમામ થયા પછી તેઓને યાદ કરનારો ૫૫ મો હા છે, તેમાં[૨૮૭] સતોત યસ્નને યાદ કીધી છે, અને વલી આપણી તપાસ પ્રમાણે બી યજશ્નેના ૫૮—૫૯ માં હાઓને સતોત યસ્ન કેહીએ છઈએ, તેથી તે અર્દીબેમાઇશીઓ પછી આવવી જોઇએ. કેટલાકો યજશ્નેના ૫૭ મા હાથી ૭૧ મા હા સુધીના ૧૫ હાઓને સતોત યસ્નના ગણે છે. એ પ્રમાંણે વીસપરદનું લખાણ શકભરેલું થઇ પડે છે વાસતે એ બાબે વધારે તલાશ કરવી જરૂર છે. સતોત યસ્નની પછી હોનવર, અશેમવોહુ, ઇએંઘ્હે હાતાંમ, હોનવદ ગાથા, હપતહ-હાઇતી, ઓશતવત, સપેનદોમદ, વોહુખશથર તથા વહીશતોઇશતી ગાથા આપણી ગોઠવણ પ્રમાણેજ વીસપરદમાં પણ મેલેલા જોવામાં આવે છે, તેથી જે તરેહની તપાસ કરીને આપણે એ બંદગીઓને એકની પછીની બીજી હેડવી છે તે તપાસ ઉપર સારો ભરૂશો રાખવાને આપણને હીમત થાય છે. દહમ આફરીતી તથા ફશુશોમાંથ્ર કેઈ બંદગીઓ છે તે હજુર સુધી માલુમ પડયું નથી. એરવદ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા દહમ આફરીતીથી યજ-

---

૨૮૫. હવે પછી **સ્તઓત** યસ્‌ન્યને હું ગાવશ અને અહુનવરને હું ગાવશ. (આવાં નિયાઅસ ફ. ૮).

૨૮૬. ધ્યાન આપવા જોગ (યાદદાસ્તમાં રાખવા જોગ) વચનોને અમો યાદ કરીએચ; ગાથાઓના નીચા ઉંચા સ્વરવાલાં ગાયનને અમો યાદ કરીએચ; ગાથાઓ જે આબાદી ધરાવનાર, રદ (પેગામબર)ની સરદારીવાલા અને અશોઇનો તરીકો શિખવનારા (છે તેઓને) અમો યાદ કરીએચ; સ્તઓત યસ્‌ન્યને અમો યાદ કરીએચ જે બનાવેલા છે આગલી દુન્યાના (આગલા લોકોના, પેહલી દીનવાલાઓના); સ્તઓત યસ્‌ન્યના તમામ ભાગને અમો યાદ કરીએચ. (યજશ્ને હા ૭૧ ફ. ૧૮).

૨૮૭. (તેઓ **ગાથાઓ અને**) જે **સ્તઓત યસ્‌ન્ય** (આપરી મદદ ઇત્યાદિને માટે) પોહચે, જે કારણસર અહુરમજદએ તેઓને બનાવ્યાં છે. (યજશ્ને હા ૫૫ ફ ૪).

શનેનો ૬૧ મો હા સમજે છે.* યજશનેના ૬૯ મા હામાં[૨૮૮] ફ્રશુશોમાંથ્રનેજ હાધોખત લખ્યો છે તેથી કદાચ એ બંધે બંદગીઓ એકજ હશે. કોઇ ધારે છે કે ૫૮ મો હા ફ્રશુશોમાથ્રનો છે. 'આહુઇરી ફ્રશન' ઘણુંકરીને વંદીદાદનેજ કેહેતા હશે. કાંએજે વંદીદાદની પરગરદો મધે જરથોશ્તે હોરમજદને પુછેલા સવાલો તથા તેના જવાબો આવેલા છે. વલી ગાથાને વીસપરદનાં ૨૩ માં કરદામાં એવી રીતે આરાધ્યા છે કે તે ઉપરથી જણાઇ આવે છે કે વીસપરદવાલાને ખબર હતી કે ગાથા એહલાએદા છે તેથી તેને બીજી બંદગીઓથી જુદા પઢવાની મતલબ રાખી છે, કાંએજે ત્યાં એમ લખે છે કે જે અહુન વઇર્ય તથા અઇરીએમા ઇશ્યોની વચે છે તેને યાદ કરીએ છઈએ. હવે યજશ્નેનાં ૨૭ માં હામાં યથા અહુ વઇર્યો છે ત્યાંથી ગાથા શરૂ થાય છે અને ૫૪ મો હા 'અઇરીએમા ઇશ્યોનો' છે જ્યાં ગાથા ખલાસ થાય છે. તેથી એ ભાગ ૨૭ થી ૬૪ માં સુધીનો વીસપરદવાલાએ ગાથાનો જુદો ગણેલો છે.

ઉપલી ટીપ વીસપરદ ઉપરથી ઉપજાવી છે વાસતે વીસપરદ પોતે એ સરવે બંદગીઓની પછીની જોઇએ, અને આપણ આગલ જોઇ ચુકા કે વીસપરદ યશતો સીવાએ બીજી સર્વેની પછીની છે. એ રીતે જરથોશ્તીઓમાં હાલ સુધી બચી રહેલા અવસતા માંહેલા પેહેલા કીયા અને પાછલા કીયા છે તેની બારીક તપાસ કરવાને બની આવેછે, તોપણ હજુર એ બાબત ઉપર પુરતી જુસતેજો થવી ઘટેછે.

### ૭. જુદાં જુદાં પુસતકોનો આગલ પાછલનો જમાનો બીજી દલીલોથી.

એક પુસતકમાં બીજાં પુસતકનું નાંમ આવેલું છે તે દલીલ ઉપરથી, તથા વીસપરદનાં પેહેલા કરદામાં એક પછી બીજી બંદગીના

* જરથોસ્તી અભ્યાસ સફો ૪૫૭ મો.

૨૮૮. ફ્રશુષો-માંથ્ર હધઓખ્તને અમો યાદ કરીએચ. (યજશ્ને હા ૫૯ ફ. ૩૨).

નામો લખ્યાં છે તે દલીલ ઉપરથી, આપણે ઉપર ધાર્યું છે કે ફ-લાનું લખાણ પેહેલું અને ફલાનું બીજું તથા ફલાનું છેલું હશે.

૧. પુસતકોનાં લખનારાઓ ઉપરથી.

હવે એ તપાસ બીજી તરેહથી કરીએ કે પુસતકોમાં લખ-નારાઓની લખવાની રીત ઉપરથી તેઓ આગલ પાછલના વખ-તનાં હોએ એવું પુરવાર કરી શકાએછે કે નહી. તે રીતે જોતાં પેહેલી નજરે વંદીદાદ પાછલી કેતાબ લાગે છે, કાંએજે તે મધે કોઇ ત્રીજો પુરૂશ જરથોશ્ત તથા હોરમજદ વચેનીં ગુફતેગો જાણી લેઇને બીજાઓને તે વીશે વાકેફ કરવા લખતો હોએ તેવું લખાંણ આવેલું છે, તેવુંજ યજશ્નેમાં પણ કેટલુંએક આવેલું છે. અને કેટલીએક યશ્તો તથા ન્યાએશો તો યજશ્ને મધેથી ચુટી કાહાડેલા ફકરાઓથી બનેલી છે, વાસતે તે યજશ્ને પછીનીજ હોવી જોઈએ. વંદીદાદમાં કોઇ ત્રીજો પુરૂશ જરથોશ્ત તથા હોરમજદ વચેની પુ-રસેશ પાસોખની હકીકત આપે છે, તો ગાથામાં તે પુરસેશ પાસોખ કરનાર જરથોશ્ત પોતે હોએ એવું લખાંણ મલે છે, ત્યારે પુરવાર થાએછે કે આગલા ગાથાની માફકના લખાંણો વાંચીને તે ઉપરથી પછવાડેથી કોઇએ વંદીદાદની બીનાં કહી સંભલાવી છે. ગાથામાં એક જણ, બે જણ કે વધારે જણા પોતે હોરમજદને પુછતા હોએ એમ લખેલું છે. તે ઉપરથી ગાથા વંદીદાદની આગમચના ઠડેછે. વલી ગાથામાં કોઈ પુછનારાઓ પોતે હોરમજદને પુછે છે તો તેની વીગત કોઈ ત્રીજો પુરૂશ વંદીદાદ મધે આપે છે. અને તે મધે આવેલાં ફરમાંનોને મલતા થઇને કોઇ વખતે અનજુમનની વચે દસતુર પોતે અનજુમનની તરફથી પણ પોતાને નામે તથા બીજી વખતે તેની સાથે શાંમેલ થઇને તમામ અનજુમનબી બં-દગી કરતા હોએ એવાં લખાંણો યજશ્નેના કોઇ કોઈ હાઓ મ-ધેથી મલે છે, તેથી યજશ્ને ગાથા તથા વંદીદાદની પછીની ઠડે છે. કેટલીએક યશ્તો તથા ન્યાએશો તથા કેટલાએક બીજા ખુરદેહ અવસતા તો યજશ્ને તથા ગાથામાંથી ચુંટી કાહડેલા ફકરાઓનો જમાવ કરીને બનાવેલા છે, ત્યારે ખુરદેહ અવસતાવાલા અવસતા,

કોઈ ગાથાના કે કોઇ યજશ્નેના હોવા છતાં તે ખુરદેહ અવસ્તાના આકારમાં ગોઠવેલા તો પાછલથી જણાએ છે. વલી ગાથાની ભાશા બીજા અવસતાની ભાશાથી પુરાંણી લાગે છે, તેથી સૌથી પેહેલાં તો ખચીત ગાથાજ સમજવા જોઇએ છે.

## ૨. વખતની વેંહેંચણી પ્રમાણે.

હવે બીજી તપાસ પુસતકોમાં આવેલી બાબતો ઉપરથી કરીએ. એ તપાસ ઘણીએક બાબતોમાં લંબાંણથી કરવી જોઈએચ, જે મેં પુરતી રીતે કીધી નથી, પણ એકજ બાબતોની સરખાંમણી જુદા જુદા પુસતકો પ્રમાણે બીજે ઠેકાંણે હું કરી ચુકો છેઉં તે વખતની વેંહેંચણી વીશે છે. એ સરખાંમણીનો સાર એવો કાહડયો છે કે ગાથા પેહેલા છે, પછી વંદીદાદ અને પછી યજશ્ને.




૧. હો આગલથી હોશન ગેહ થાએ છે અને તે ૨ વેર ચાલે છે.
૨. ૨ આગલથી રપીથવન ગેહ થાએ છે અને તે એ વેર ચાલે છે.
૩. એ આગલથી એવેસરૂથરેમ ગેહ થાએ છે તે હો વેર ચાલે છે.
ઊ તથા આ આગલ આફતાબ ઉગે છે તથા આઠમે છે.

### ૧. ગાથા પેહલા.

ગાથામાં દહાડાની વેંહેંચણી ત્રણ ભાગમાં કીધી છે. દાહાડાની વેંહેંચણીને આપણે ગેહ કહીએ છઇએ અને ગાથામાં ત્રણ ગેહોછે, નામે ૧ હોશન, ૨ રપીથવન, તથા ૩ એવેસરૂથરેમ.* ગાથામાં મહીનો માહતાબી ગણ્યો છે.†

* જરથોસ્તી અભ્યાસ સફે ૫૭૮-૫૮૫

† જરથોસ્તી અભ્યાસ સફે ૪૮૦-૪૮૧




૧. હો આગલથી હોશન ગેહે થાએ છે અને તે ઊ વેર ચાલે છે.
૨. ઊ આગલથી ઊજીરન ગેહ (હાવન+રપીથવન) થાએ છે અને તે આ વેર ચાલે છે.
૩. આ આગલથી અરેજ ગેહ (ઓજીરન) થાએ છે અને તે એ વેર ચાલે છે.
૪. એ આગલથી એવેસરૂથરેમ ગેહ થાએ છે અને તે હો વેર ચાલે છે.
ઊં તથા આ આગલ આફતાબ ઉગે છે તથા આઠમે છે.

## ૨. વંદીદાદ ગાથા પછીનાં.

ગાથામાં ત્રણ ગેહ છે તો વંદીદાદમાં વખત જતે ત્રણ ગેહોની ઉપર એક ગેહનો વધારો કરી ચાર ગેહ કીધીછે, નામે ૧ હોશન, ૨ ઉજીરન (હાવન તથા રપીથવન મલીને), ૩ અરેજ (ઓજીરન), ૪ એવેસરૂથરેમ* પણ તેમ કરતાં કેટલોએક ફેરફાર કીધો; ગાથામાં હોશનગેહ, હોશનથી રપીથવન સુધીની હતી તે ટુકી કરી હોશનથી આફતાબના ઉગવા સુધીનીજ કીધી, અને આફતાબના ઉગવાથી આફતાબના આઠમવા સુધીના તમામ વખતને એક નવી ઉજીરન ગેહમાં ગણીઓ, અને રપીથવન ગેહ કાહડી નાંખી.

હવે ગાથાની રપીથવન, રપીથવનથી એવેસરૂથરેમ સુધીની લાંબી હતી, તેમાંની રપીથવનથી આફતાબના આઠમવા સુધીનો વખત ઉજીરન ગેહમાં આવી ગયો, બાકી રહયો આફતાબના આઠમવાથી એવેસરૂથરેમ સુધીનો વખત તેની અરેજ (ઓજીરન) ગેહ કીધી. એ રીતે ગાથાની ત્રણ ગેહો ઉપર વંદીદાદમાં એક ગેહ વધારતાં હોશન ગેહ ટુકી કીધી, રપીથવનને તદન કાહાડી નાખી અને તેની જગે ઉજીરન તથા અરેજ વધારી. માત્ર એવેસરૂથરેમ ગેહ વંદીદાદના વખતમાં ગાથાના વખતના જેટલીજ દરાજીની રેહી.

* જરથોસ્તી અભ્યાસ સફે ૫૮૬–૬૧૩

વંદીદાદ મધે મહીનાં માહતાબી ૨૭ દાહાડાનાં* તથા ૩૦ દાહાડાનાં† કીધેલાછે અને વરસ ૩૬૦ દાહાડાનું ગણ્યું છે.‡




૧ હો આગલથી હોશન ગેહે થાએ છે અને તે ઊ વેર ચાલે છે.
૨ ઊ આગલથી હાવન ગેહે થાએ છે અને તે ૨ વેર ચાલે છે.
૩. ૨ આગલથી રપીથવન ગેહે થાએ છે અને તે આ વેર ચાલે છે.
૪. આ આગલથી ઓજીરન ગેહે થાએ છે અને તે એ વેર ચાલે છે.
૫. એ આગલથી એવેસરૂવરેમ ગેહે થાએ છે અને તે હો વેર ચાલે છે.
ઊ તથા આ આગલ આફ્તાબ ઊગે છે તથા અઠમે છે.

૩. યજશને વંદીદાદ પછીની.

યજશનેના વખતમાં વંદીદાદની ચાર ગેહ ઉપર વલી એક નવી ગેહનો ઉમેરો કરી પાંચ ગેહ કીધી; ૧ હોશન, ૨ હાવન, ૩ રપીથવન, ૪ ઓજીરન, ૫ એવેસરૂથરેમ. વંદીદાદની ચાર ગેહ ઉપર એક ગેહ વધારતાં એટલુંજ કીધું કે આફ્તાબ ઉગયાથી તે આઠમયા સુધીની જે ઉજીરન ગેહ વંદીદાદમાં હતી તેના બે ભાગ કીધા અને તેના બે ભાગ કરતાં ગાથાવાલી આગલી રપીથવન ગેહ પાછી તાજી કીધી, અને આફ્તાબના ઉગવાથી રપીથવન સુધીની ગેહને હાવન કેહવા લાગા તથા રપીથવનથી આફ્તાબના આઠમવા સુધીની ગેહને રપીથવન ગેહ કેહવા લાગા, બાકીની ત્રણ ગેહો હોશન, અરેજ ( ઓજીરન ), તથા એવેસરૂથરેમ વંદીદાદનીજ માફક રેહી.

આટલું જોવાથી માલુમ પડશે કે ગાથામાં, વંદીદાદમાં તથા યજશનેમાં એવેસરૂથરેમ ગેહનો વખત એકજ દરાજીનો અને એકજ

* જરથોરતી અભ્યાસ સફો ૪૭૪–૪૮૦
† „ „ „ ૪૮૩–૪૮૬
‡ „ „ „ ૪૯૯.

નાંકે શરૂ તથા આખર થતો જલવાઈ રહેલોછે. હોશન ગેહનો વખત ગાથા, વંદીદાદ તથા યજશ્ને મધે એકસરખી જગોએથી શરૂ થાએ છે, પણ તેની આખેરી ગાથાના વખતમાં બપોરના બાર વાગતે ગણાતી હતી અને વંદીદાદ તથા યજશ્નેના વખતમાં બપોરનાં બાર વાગતે નહી પણ આફતાબના તલું થવાસાથે હોશન ગેહ આખર થતી હતી. ગાથા તથા યજશ્નેમાં રપીથવન ગેહ વાપડી છે, પણ ગાથાની રપીથવન ગેહ, એવેસરૂથરેમ ગેહવેર ચાલતી હતી, અને યજશ્નેની રપીથવન ગેહ માત્ર ઉજીરન ગેહ સુધીજ. વંદીદાદ તથા યજશ્ને મધે ઉજીરન ગેહ એક સરખી રીતે શરૂ તથા આખેર થાએ છે.

વલી યજશ્નેમાં મહીનો વંદીદાદના પાછલા વખતને મલતો ૩૦ દાહાડાનો ગણ્યો છે,* પણ વરશ ૩૬૫ દાહાડાનું ગણ્યું છે,† એટલે કે ૩૦ દાહાડાના ૧૨ મહીનાના વરશના ૩૬૦ દાહાડા ઉપર બીજા ૫ દાહાડા વધારીને ૩૬૫ દાહાડાનું વરશ કીધું છે.

એ રીતે જોતાં વંદીદાદનો તથા યજશનેનો જમાનો જુદો ઠડે છે. જ્યારે ૩૬૦ દાહાડાનું વરશ ગણાતું હતું ત્યારે વંદીદાદ લખાયો હતો, પણ પછવાડેથી જ્યારે તે ઉપર ગાથાના ૫ દાહાડા વધારીને ૩૬૫ દાહાડાનું વરશ કીધું હતું ત્યારે યજશ્ને લખાઇ હતી એવું નજરે પડે છે. એ કાયદે વંદીદાદ યજશ્નેની આગમચનો ઠડે છે.

### ૩. વંદીદાદ સાદેની રચનાં પ્રમાણે.

વંદીદાદ, યજશને (ગાથા સુધાં) તથા વીસપરદ જ્યારે સાથે ભણવામાં આવે છે ત્યારે એક ભણી રેહીને બીજી શરૂ કરવાને બદલે એક પુરૂં નહી થાએ તેની વચમાં બીજું દાખલ કીધામાં આવે છે. એવી રીતે ત્રણડે દફતરોનું એક પુસ્તક કીધામાં આવેલુ છે અને તેને વંદીદાદ સાદે કેહે છે,યાને તરજુમા વગરની વંદીદાદ. કેટલાએકોના વીચાર પ્રમાણે હાલમાં જે યજશને તથા

* જરથોસ્તી અભ્યાસ સફો ૫૦૪– ૫૧૧.
† „ „ „ ૫૧૧– ૫૧૫.

વીસપરદ આપણી પાશે છે તે વંદીદાદ નુસ્કનો ભાગ છે, કાંએજે એકવીસે પુસતકોના આપણી પાશે જે નામો રહેલાં છે તેમાંનાં કોઈબી નુસ્કનું નામ યજશને કે વીસપરદ મલી આવતું નથી, પણ વંદીદાદ નામ મલી આવે છે,* વાસ્તે તેમાંજ એટલે કે વંદીદાદના નુસ્કમાં યજશને તથા વીસપરદ દાખલ ગણવામાં આવે છે.

૧. યજશનેનાં પેહેલા ૨૭ હા સાથે વીસપરદનાં પેહેલા ૧૨ કરદા ભેલ્યા છે.

વંદીદાદ સાદની યાને મોએદા કીરીઆ સાથે જે વંદીદાદ ભણે છે તેની રચનાં નીચે મુજબની કીધામાં આવી છે. નીચે જણાવ્યા પ્રમાણે એક પછી બીજું ભણવામાં આવે છે.

૧. યજશનેનો ૧ લો હા (અરધો.)
૨. વીસપરદનો ૧ લો કરદો.
૩. યજશનેનો ૧ લો હા (બાકીનો.)
૪. યજશનેનો ૨ જો હા (અરધો.)
૫. વીસપરદનો ૨ જો કરદો.
૬. યજશનેનો ૨ જો હા (બાકીનો.)
૭. યજ૦ ૩ જાથી ૧૧માં હા (શરૂઆત) સુધાના ૯ હા.
૮. વીસપરદનો ૩ જો કરદો (અરધો.)
૯. યજશનેનો ૧૧ મો હા (બીજો ભાગ.)
૧૦. વીસપરદનો ૩ જો કરદો (બાકીનો.)
૧૧. યજશનેનો ૧૧ મો હા (તરીજો ભાગ.)
૧૨. વીસપરદનો ૪ થો કરદો.
૧૩. યજશનેનો ૧૧ મો હા (બાકીનો ભાગ.)
૧૪. યજશનેનાં ૧૨ માં હાથી ૧૪ માં હા સુધાનાં ૪ હા.
૧૫. વીસપરદનો ૫ મો કરદો.
૧૬. યજશનેનો ૧૫ મો હા.
૧૭. વીસપરદનો ૬ ઠો કરદો.

---

* જરથોસ્તી અભ્યાસ, અંક ૧૦ મો સફો ૧૦૫.

૧૮. યજશનેનાં ૧૬ માં તથા ૧૭ માં મલીને ૨ હા.
૧૯. વીસપરદનાં ૭ માં તથા ૮ મા મલીને ૨ કરદા.
૨૦. યજશનેનાં ૧૮ થી ૨૧ માં સુધાનાં ૪ હા.
૨૧. વીસપરદનો ૯ મો કરદો.
૨૨. યજશનેનો ૨૨ મો હા.
૨૩. વીસપરદનાં ૧૦ માં તથા ૧૧ માં મલીને ૨ કરદા.
૨૪. યજશનેનાં ૨૩ માંથી ૨૭ માં સુધાનાં ૫ હા.
૨૫. વીસપરદનો ૧૨ મો કરદો.

૨. યજશનેનાં (ગાથાનાં) ૨૮ માં હાથી ૫૪ માં હા સુધાનાં ૨૭ હાઓની સાથે વંદીદાદની તમામ ૨૨ પરગરદો તથા વીસપરદના ૧૩માં કરદાથી તે ૨૪ મા કરદા સુધાનાં ૧૨ કરદા ભેલી નાખ્યા છે.

૨૬. વંદીદાદની ૧ લી થી ૪ થી પરગરદ સુધાંની૪ પરગરદ.
૨૭. યજશનેનાં ૨૮ માં હાથી ૩૦ માં હા સુધાનાં ૩ હા.
૨૮. વીસપરદનો ૧૩ મો કરદો.
૨૯. વંદીદાદની ૫ મી તથા ૬ ઠી મલીને ૨ પરગરદ.
૩૦. યજશનેનાં ૩૧ માં હાથી ૩૪ માં હા સુધાનાં ૪ હા.
૩૧. વીસપરદનો ૧૪ મો કરદો.
૩૨. વંદીદાદની ૭ મી તથા ૮ મી પરગરદ.
૩૩. વીસપરદનો ૧૫ મો કરદો.
૩૪. યજશનેનાં ૩૫ માં હાથી ૪૨ માં હા સુધાનાં ૮ હા.
૩૫. વીસપરદનાં ૧૬ માં તથા ૧૭ માં મલીને ૨ કરદા.
૩૬. વંદીદાદની ૯ મી તથા ૧૦ મી પરગરદ.
૩૭. યજશનેના ૪૩ માં હાથી ૪૬ માં હા સુધાનાં ૪ હા.
૩૮. વીસપરદનો ૧૮ મો કરદો.
૩૯. વંદીદાદની ૧૧ મી તથા ૧૨ મી પરગરદ.
૪૦. યજશનેનાં ૪૭ માં હાથી ૫૦ માં હા સુધાનાં ૪ હા.
૪૧. વીસપરદનો ૧૯ મો કરદો.
૪૨. વંદીદાદની ૧૩ મી તથા ૧૪ મી પરગરદ.
૪૩. યજશનેનો ૫૧ મો હા.

૪૪. વીસપરદનો ૨૦ મો કરદો.
૪૫. વંદીદાદની ૧૫ મી તથા ૧૬ મી પરગરદ.
૪૬. વીસપરદનાં ૨૧ માં તથા ૨૨ માં ૨ કરદા.
૪૭. વંદીદાદની ૧૭ મી તથા ૧૮ મી પરગરદ.
૪૮. યજશનેનાં ૫૨ માં તથા ૫૩ માં ૨ હા.
૪૯. વીસપરદનો ૨૩ મો કરદો.
૫૦. વંદીદાદની ૧૯ મી તથા ૨૦ મી પરગરદ.
૫૧. યજશનેનો ૫૪ મો હા.
૫૨. વીસપરદનો ૨૪ મો કરદો.
૫૩. વંદીદાદની ૨૧ મી તથા ૨૨ મી પરગરદ.

### ૩. યજશનેનાં પાછલા ૧૮ હા.

૫૪. યજશનેનાં ૫૫ માં હાથી ૭૨ માં હા સુધાનાં ૧૮ હા.

ઉપલી ટીપ ઉપરથી જોવામાં આવશે કે વંદીદાદ સાદેમાં વંદીદાદ, યજશને તથા વીસપરદ ત્રણ ભાગે ભેલી નાખવામાં કાંઇ કાયદો રાખેલો છે. તે કાયદો એવો દીસે છે કે એક ભાગમાં સૌથી જુનાં લખાણને વચોવચમાં મેલ્યાં છે અને પાછલનાં લખાણો આશપાશના ભાગોમાં મેલ્યાં છે.

### ૧. પેહેલા ભાગમાં ગાથા, વંદીદાદ તથા વીસપરદના પાછલા કરદાઓ.

જેમકે ગાથા જે યજશનેનાં ૨૮ માં હાથી ૫૪ માં હા સુધાનાં ૨૭ હાઓ ગાથાનાં ગણાએ છે, તેની સાથે, તમામ વંદીદાદ તથા વીસપરદનો પાછલો એક ભાગ ભેલ્યો છે. હવે ઉપર જોતાં માલુમ પડશે કે બીજી તકરારોથીબી આપણે એજ સાર કાહાડી શકયા છઇએ કે સૌથી પેહેલા ગાથા છે અને તે પછી વંદીદાદ છે. પણ ઉપલી ટીપ ઉપરથી એક નવી બીનાં જણાએ છે કે વીસપરદનાં પાછલા ભાગનેબી સાથે મેલ્યો છે તેથી તે યજશનેની આગમચનો જણાએ છે. હવે એ ઉપર ફરીને ધ્યાન આપીએ છઇએ તો માલુમ પડે છે કે વીસપરદમાં 'યસ્ન હપ્તડ-હાઇતી' તથા

ગાથાઓનાં નામો આવે છે, પણ યજશનેનાં બીજા ભાગોનું બયાન તે મધે આવતું નથી. તેનું કદાચ એ કારણ હોએ કે યજશનેના નવા ભાગ બન્યા તેની આગમચ વીસપરદ લખાઇ હોએ. એમ હોએ તો વીસપરદના પાછલા ભાગને વંદીદાદની પછી અને પાછલી યજશનેની આગમચ મેલી હોએ.

૨. બીજા ભાગમાં વીસપરદના તથા યજશનેના આગલા હાઓ.

જો વીસપરદનો એક ભાગ યજશનેની અગાઉનો છે તો પછી તેનો બાકીનો ભાગ તેની સાથનો છે વાસતે ગાથા, વંદીદાદ તથા વીસપરદના પાછલા ભાગ પછી યજશને તથા વીસપરદના પેહેલા ભાગ બનેલા સમજવા જોઇએ છે.

૩. ત્રીજા ભાગમાં યજશનેના છેલ્લા હાઓ.

અને છેલે યજશનેનો છેલો ભાગ બનેલો જણાએ છે.

૮. નાના તથા મોટા અવસતા.

ઉપર જણાવેલાં ત્રણ પુસતકો વંદીદાદ, યજશને તથા વીસપરદ મોટા અવસતા ગણાએ છે. પણ એ ત્રણ પુસતકોમાંથી જુદી જુદી બાબતોના ઉતારા કરી લઈને કેટલીએક બંદગીઓ બનાવી છે, તેને નાના આવસતા અથવા ખોરદેહ અવસતા કેહે છે. ખોરદેહ અવસતામાં ગાથામાંથી તેમજ બાકીની યજશનેમાંથી ફકરાઓ તાલવી કાહાડી ગોઠવેલા છે. ખોરદેહ અવસતાના બધાજ ફકરાઓ હાલમાં બચી રહેલા મોટા અવસતામાંથી મલી આવતા નથી, પણ જ્યારે મોટા અવસતા તમામ જલવાએલા આપણા હાથમાં હશે ત્યારે તેમાંના ફકરા લેઇ ખોરદેહ અવસતા બનાવ્યા હશે તેમાં શક નથી. તોપણ કેટલાએક ખોરદેહ અવસતાના ફકરાઓ મોટા અવસતા મધેથી મલી આવે છે તે જાણવા લાએક છે વાસતે નીચે ઉતારૂં છેઉં.

૧. અશેમ વોહુ, યજશનેના ૨૭ માં હામાંથી લીધી છે.

૨. યથા અહુ વઈર્યો, યજશનેના ૨૭ માં હામાંથી લીધી છે.

૩. મજદયસનો અહમી, યજશનેના ૧૨ માં હામાંથી લીધી છે.

૪. ફરવરાનેમજદયસનો, યજશનેના ૧ લા હામાંથી લીધી છે.
૫. સરોશહે અચ્યેહે, યજશનેના ૫૭ માં હામાંથી લીધી છે.
૬. યથાઅહુવઈર્યો જોતા, વીસપરદના ૩ જા કરદામાંથી.
૭. સરોશેમ અશીમ, યજશનેના ૫૭ માં હામાંથી લીધી છે.
૮. કેમનામજદા, યજશનેના ૪૬ માં હામાંથી લીધી છે.
૯. કેવેરેથરેમ જાંથવા, યજશનેના ૪૪ માં હામાંથી લીધી છે.
૧૦. પાત નો તબીશ્યન્તત, વંદીદાદની ૮ મી પરગરદમાંથી..
૧૧. નેમસચા, યજશનેના ૪૯ માં હામાંથી લીધી છે.
૧૨. યસનેમચ વહમેમચ, યજશનેના ૬૨ માં હામાંથી.
૧૩. અહમાઈરિએશચ, યજશનેના ૬૮ માં હામાંથી લીધી છે.
૧૪. અથજમીઆત, યજશનેના ૬૮ માં હામાંથી લીધી છે.
૧૫. હેજનગરેમ બએશજનામ, યજશનેના ૬૮ માં હામાંથી.
૧૬. અમહે હુતાશતહે, યજશનેના ૧ લા હામાંથી લીધી છે.
૧૭. રામનોખાસતરહે, યજશનેના ૧ લા હામાંથી લીધી છે.
૧૮. વયઓશ ઉપરો, યજશનેના ૨૨ માં હામાંથી લીધી છે.
૧૯. થવાશેમ ખધાતેમ, વંદીદાદની ૧૯ મી પરગરદમાંથી.
૨૦. અથ ઈમાં વચો, વંદીદાદની ૯ મી પરગરદમાંથી લીધીછે.
૨૧. અએતત દીમ વીસપનામ, યજશનેના ૨૭ માં હામાંથી.
૨૨. ફરદથાઇ અહુરહે મજદાઓ, યજશનેનાં ૨૭ માં હામાંથી.
૨૩. વડ·હુચ વડ·હુયાઓસચ, યજશનેનાં ૫૨ માં હામાંથી.
૨૪. વસ્સચ તુ, યજશનેનાં ૮ માં હામાંથી લીધીછે.
૨૫. યથ નો આઓઙ·હામ, યજશનેનાં ૬૦ માં હામાંથી.
૨૬. નેમો અહુરાઇ મજદાઇ, યજશનેનાં ૬૮ માં હામાંથી
૨૭. વોહુ ઉખશ્યા યજશનેનાં ૬૮ માં હામાંથી લીધી છે.
૨૮. ઈમાઓ રઓચાઓ, યજશનેનાં ૬૮ માં હામાંથી.
૨૯. યહમી સપેનતા, યજશનેનાં ૬૮ માં હામાંથી લીધી છે.
૩૦. હવરેખશએતેમ અમેશેમ, યજશનેનાં ૨૫ માં હામાંથી.
૩૧. યવાનેમ હુમનડ·હેમ, વીસપરદના ૩ જા કરદમાંથી.
૩૨. અહુરેમ મજદાંમ, યજશનેનાં ૭૧ માં હામાંથી.

૩૩. મિથરો વોઉરૂગઓયઓઈતીશ, યજશનેનાં ૩જા હામાંથી.
૩૪. અત આ થવહ્માઇ, યજશનેનાં ૪૩ માં હામાંથી.
૩૫. ઉસ મોઇ ઉજારેશવા, યજશનેનાં ૩૩ માં હામાંથી.
૩૬. અત તોઇ આતરેમ યજશ્નેના ૩૪ મા હામાંથી.
૩૭. હુમતનામ, યજશનેનાં ૩૫ માં હામાંથી.
૩૮. યે સેવીશતો, યજશનેનાં ૩૩ માં હામાંથી.
૩૯. યેડ.હેહાતામ.

એ સીવાએ બીજા ઘણા ફકરાઓ મલેછે તે લંબાણ નહી કરવા અત્રે દાખલ કીધા નથી. યજશનેનાં ૯ માં તથા ૧૦ માં આખા હા તો હોમ યશતમાં ગણાએછે. તેમજ મોટી સરોશ યશત યજશનેનો ૫૭ મો તમામ હા છે, અને મોટી સરોશ યશતનો કેટલોક ભાગ સરોશ હાદોખતમાં લીધો છે. ફરવરદીન યશતમાં યજશનેનાં ૨૬ માં હાનો કેટલોક ભાગ છે. મેહેર, આવાં, આતશ તથા ખોરશેદ ન્યાએશો ઈત્યાદી તો એવા એવા ફકરાઓનીજ બની છે. ગેહોબી એજ માફક બની છે. ઉપર દાખલાઓ આપ્યા છે તે ઉપરથી ખાતરી થયા વીનાં રેહશે નહી કે ખોરદેહ અવસ્તા માત્ર મોટા અવસ્તામાંથી ઉતારી લીધેલા ભાગોની બની છે.

આએ પ્રમાંણે અવસ્તાના જુદાં જુદાં પુસતકોનો જુદો જુદો જમાનો બતાવવાની તજવીજ કીધી છે તે ઉપર સારીપેઠે ધ્યાન પોંહચાડવું જોઈએછે.

---

# બાબ ૮ મો.

## જરથોશ્તની સાંમે દુશમનો ઉભા થયા.

અશો જરથોશ્તના આવ્યા આગમચ અસલી માજદયસની દીનમાં કેટલોએક બગાડો દાખલ થયો હતો, તે બગાડાની સાંમે જરથોશ્તે મોટી હીમતથી વાએજ્ઞ કરવા માડી. તેણે દેખાડયું કે તેઓમાં બુતપરસતી તથા જાદુગરી દાખલ થઈ હતી, તેને તેઓએ તદન છોડી દેવી જોઇએ છે. અસલી માજદયસની દીનમાં વખતે વખત સેતારાની પરસતેશ તથા કુદરતની પરસતેશ દાખલ થઇ હતી, તે તદન છોડી દેઇને માત્ર હોરમજદની પરસતેશ કરવી એવું તેણે શીખવ્યું. તેણે સમજાવ્યું કે તમામ વસતુઓનો પેદા કરનાર એખલો હોરમજદ છે, પણ આએ દુન્યાની રચના તેણે એવી બનાવી છે કે કોઇ બી ચીજ જાથુકની ટકે નહી એટલા વાસતે એક તરફથી પેદા કરવાનું, તો બીજી તરફથી નાશ કરવાનું કામ હરઘડી તેણે ( યાને હોરમજદે ) ચાલુજ રાખ્યું છે. તેણે હોરમજદની ખાહેશ એવી કેહી બતાવી કે પેદા કરવા તથા જાલવી રાખવાના કામમાં માણસોએ સાંમેલ થઇ મદદ કરવી, પણ હરેક ચીજનો નાશ થવાનો ઠેડવેલો હીગાંમ આવી પોંહચે નહી તેની આગમચ તેનો નાશ કરવામાં સાંમેલ થવું નહી અને નાશ થતો હોએ તો તેનો અટકાવ કરવામાં મશગુલ રેહવું. એવો જે નવો ધરમ અશો જરથોશ્તે જાહેર કીધો તે ધરમની મતલબ માણસોને તમામ દેવોની વીરૂધ કરવાની હતી. દેવો એટલે જે હરેક સબબો અથવા કારણોથી દુન્યાનો નાશ થાએ તે. આએ નવો ધરમ જાહેર થયાથી જેઓ આડે રસતે ચાલીને અસલમાં પોતાનું ગુજરાંણ ચલાવતા હતા તથા પાદશાહની હજુરમાં તથા અનજુમનની વચે માન પામતા હતા તેઓમાં ઘણો ગભરાટ પેદા થયો. તેઓએ આએ નવા ધરમ ફેલાવનારને પેહેલેથીજ દાબી નાખવાની જરૂર જોઇ. તેઓએ એકસંપ થઇને હર બાંહને અને કોઇબી ઉપાયથી આએ નવા પેગમબરની આડે જઇ તેની

ફતેહમાં ખલલ નાખવાનો ઠેહાવ કીધો. એ વીશેનો થોડોએક એહવાલ અવસતામાં સચવાઇ રહેલો છે.

વંદીદાદની ૧૯ મી પરગરદમાં એ વીશે સીલસીલાબંધે ખુલાસાથી લખેલું છે, વાસતે પેહેલાં અતરે તે તમામ દાખલ કરવાની જરૂર જોઉં છેઉં. તે સીવાએ પોતાની સાંએ ઉભા થએલા દુશમનોની જરથોશત પોતે ફરીઆદ કરે છે તે ગાથા મધેથી મલેછે તે પછવાડેથી જોઇશું.

### ૫૧. જરથોશતની સાંએ ઉભી થએલી દુશમનાઈ.

### ૧. વંદીદાદની ૧૯ મી પરગરદ પ્રમાંણે.

જરથોશતની ઉપર હાદસાઓ પડયા, તેની સાંએ જાદુગરોએ તોહમતો જોડયાં તથા થોડો વખત તેમાં તેઓ ફતેહ પાંમ્યા, અને તેથી જરથોશતને બંદીખાંને જવું પડયું; એવું પાછલાં જરથોશત નામાંઓમાં આવે છે, તેનો કાંઇબી આધાર આએ ૧૯ મી પરગરદ ઉપર રહેલો લાગે છે. તેથી એ પરગરદના અગતના ભાગનો તરજુમો તથા તેની શરેહ નીચે આપું છેઉં.

૧. ઉત્તર તરફના ભાગ તરફથી, ઉત્તર તરફના ભાગો તરફથી ધસી આવ્યો, ગનામીનો જે પુર મોત ભરેલો, દેવોનો દેવ (દેવોનો સરદાર છે તે); આએ પ્રમાણે બોલ્યો તે જે બુરૂ જાણનાર (અથવા બદકાર) પુર મોતભરેલો ગનામીનોઃ એ દરૂજ! તું દોડ, તું મારી નાંખ અશો જરથોશતને; તેની તરફ દોડયો તે દરૂજ બૂઈતિ દેવ, જે છુપી રીતે દુઃખી કરનાર, નાશ કરનાર અને બદકાર છે તે.[૨૮૯]

શરેહ.—અંગરોમઇનીઉશ દેવોનો સરદાર છે, વાસતે તેને દેવોનો દેવ હયાં કહેલો છે. તે નાશ કરવામાં સૌથી સરસ છે, વાસતે તેને પુર મોત ભરેલો કહેલો છે અને તેની તમામ નેમ બદી કરવાની છે, વાસતે તેને બદ જાણનાર કહેલો છે, તે હમેશાં ઉત્તર તરપથી આવે છે.

હવે દેવ એટલે નાશનું કારણ એવી જે મતલબ આપણે સમજ્યે છયે તે મનમાં યાદ રાખીએ છીયે તો દેવો ઉતર તરફથી આવે છે તેનું

૨૮૯. જુવો સફે ૧૯૭મો નોટ ૨૧૨, તથા વંદીદાદ પ્રગર્દ૧૯ ૫. ૧લો.

કારણ સમજમાં ઉતરી શકે છે. જ્યાં આફતાબ હોએ છે ત્યાં દેવો ટકી શકતા નથી, એમ ખુરશેદ યસ્તમાં[૨૯૦] લખે છે. ખુરશેદના ઉગવાથી તમામ બદી દફે થાએ છે, એમ એ યસ્તમાં કેહે છે. જો આફતાબ નહી ઉગે તો દેવો હફતે કેશવરને બીયાબાંન કરી નાંખે. હવે મેખ સંકરાંતના વખતથી વીશુવતની લીટીની ઉત્તર તરફ ૨૩ા દરજ્જા સુધી આફતાબ ઉતર તરફ ફરે છે. વાસતે વીશુવતથી તે છેક ૨૩ા દરજ્જે સુધીમાં જેટલાં મુલકો આવેલાં છે તેટલાં મુલકોમાં આફતાબ વરશના ચોકસ મહીનામાં એ વખત બરોબર માંથે આવે છે. દરજ્જાવાલા પણ વધારે ૩૨ા ઉતરના મુલકોમાં કોઈબી વખતે આફતાબ વચોવચમાં માંથે આ-વતો નથી પણ ઉગમણુ તરફથી ઉગી બરોબર માંથે આવ્યાને બદલે દ-ખણુ તરફ નમતો આસમાનનો ઘેરાવો પુરો કરી પશ્ચિમ તરફ અસ્ત પામે છે. એ સબબથી ૨૩ા થી ઉપરના દરજ્જામાં આવેલા કોઇ મુલકમાં જો એક મકાન હોએ તો તેના ઉત્તર તરફની દેવાલ તથા બારી ઉપર વરશનાં એક દાહાડેબી તડકું પડે નહી, અને તડકું પડે નહી તો ખુરશેદ યશતમાં લખવા મુજબ તે તરફની હવા સાફ થાએ નહી. આપણે ઘેર બાંધતી વખતે તનદરોસતી ધ્યાનમાં લેઇએ છઇએ તો તાકીદ રાખીએ છઇએ કે ઘેરમાં તડકું પડે એવી રીતે ચોતરફ બારીઓ મુકવી અને જે ઓરડામાં તડકું દાખલ થઇ શકતુ નહી હોએ તે ઓરડામાં બનતાં સુધી બારી મેલતા નથી, કાંએકે ઉત્તરની તરફ ખુલ્લી રાખવી એ તનદરોસ્તી-ના બાબમાં આપણ સારૂં ગણુતા નથી. એ મીસાલે ૨૩ા દરજ્જાની જેમ ઉત્તર તરફ જઇએ તેમ ત્યાં બપોરના બાર વાગતે આફતાબ બરોબર માંથે આવી તે જગે દખણુ દશાએ વધારે ને વધારે નમતો થતો જાએ, અને તેથી ઉતર તરફ, ખુરશેદ યસ્ત પ્રમાણે દેવોનું જોર વધારે રેહે. વલી ઈરાનની ઉતર તરફ તારતરીનો વેરાંન અને રોગથી ભરેલો મુલક આવે છે ત્યાંથી જ્યારે ઉતરનો શીતલ પવન ફુકે છે ત્યારે તે પવન પો-તાની સાથે તારતરીની બદ હવાના રોગો તાંણુતો લાવે છે. એ સબબથી ઇરાનમાં રોગનું આવવું જમેસતાનમાં ઉતર તરફથી થતું હતું અને તે કારણથી ઉતર દશા જેને પાજંદમાં અવાખતરની દશા કેહ છે તેને ગ-

---

૨૯૦. અગર જો ખુરશેદ નહી ઉગે તો હયાં (આએ દુન્યામાં) **દેવો** તમામો (વસ્તુઓ તથા જાનવરો)નો નાશ કરી નાખે, જેઓ છે હફતે કેશ્વરોમાં; અને કોઇબી મીનોઇ **યજત** આએ હાડમંદ જીંદગીમાં (દેવોને) હાંકી કાહાડવાનું તથા તેઓની સાંબે થવાનું (કુવત) મેલવી શકે નહી. (ખુરશેદ યસ્ત ફ. ૩)

નામીનોની દશા આપણે કહીએ છઇએ. આએ રીતે ઉતર દશાની ધાસતી યુરોપના મુલકોમાં પણ રાખવામાં આવે છે. જે ઘેરનું આંગનું ઉત્તર તરફનું હોએ છે તેના કરતાં જેનું દખણ યા બીજી દશાએ હોએ છે તે વધારે પસંદ કરવામાં આવે છે. બની શકે તો ઘણુંકરીને તો ઉત્તર દશા તરફ બારીઓ રાખતાજ નથી પણ તે તરફથી સલંગ દેવાલ બાંધી લીએ છે. હવે જે મુલકોની ઉત્તર તરફ આવેલા દેશો વેરાંન હોએ તથા જયાં જેહરી હવા ફેલાવનારાં નુકસાનકારક જંગલો પણ ઘણાં હોએ તે મુલકોમાં ઉતર દશાને ઘણી નાપસંદ કરવામાં આવે છે. એવો એક મુલક ઈરાન છે. શીઆલામાં ઉતર તરફથી રોગ ઇરાંનમાં તણાઇ આવતો હતો, વાસતે ગરમીની મોસમ થતાં દખણ તરફનો ખુશબોદાર પવન ફુકવા માંડવાની શરૂઆત થવા આવતી હતી તે વખતે તેને ખુશી ખુરમી સાથે તથા જશનો કરીને એસતેકબાલ લેવા જતા હતા, અને એ મતલબથી રપીથવન ઇજવાનું જશન કરવામાં આવતું હતું. તે રપીથવનના આફ્રીનગાન ઉપરથી સમજાએ છે[૨૯૧]. તનના દરદો તથા રોગોને જેમ દેવ કહીએ છઇએ તેમ મનના દરદો તથા નીતી બગાડનારા ખવાસોને બી દેવો કહીએ છઈએ, જેમ નુકસાનકારક વસતુઓને દેવો કહીએ છઇએ તેમ નુકસાનકારક માણસોને બી દેવ કહીએ છઇએ. વાસતે આએ જગોએ જરથોસ્તની સાંબે થનારા દેવોથી મતલબ નુકસાનકારક બદ સમજના માણસો સમજવાં જોઇએ. અને જેમ દરદ લાવનારા દેવો ઉતર ત-

---

૨૯૧. પુછયું જરથોસ્તે અહુરમજદને :—અહુરમજદ, મીનો, વૃદ્ધિકરનાર, હાડમંદ દુન્યાઓના એ પેદા કરનાર એ અશો ! કેમ તે નર આએ જીંદગીને લગતું સુખ મેલવેચ ? કેમ તે નર આશિર્વાદ મેલવેચ ? કેમ તે નરને બદલો મલેચ ? જે રાપથવનની રતુ–ક્રિતિ ( રપિથવનના રદની મુકરર કીધેલી આરાધના, દુઆ )ને તથા રપિથવનના વખતને યાદ કરેચ, રપિથવનના વખતને આરાધેચ–બંધે ધોએલા હાથોએ, બંધે ધોએલી હાવનીમે, બીછાવેલી બરસમે, તઈઆર કીધેલા હોમે, રોશન કીધેલા આતશે, ગવાતા અહુનવરે, હોમ પીધેલી જબાને અને માંથ્રના બંધનમાં રહેલાં તને ? તેને જવાબ દીધો અહુરમજદએ કે જેમ દક્ષિણ દિશા તરફથી આવતો પવન, એ સ્પિતમાન જરથોસ્ત ! તમામ હાડમંદ દુન્યાને ફરાખી, આબાદી, ફાએદો તેમજ ખુશાલી બખશવા સાથે, આગલ વધેચ તેમ તે નર નવી જીંદગી મેલવેચ—જે રપિથવનની રતુ ફ્રિતિને, રપિથવનના વખતને યાદ કરેચ અને રપિથવનના વખતને આરાધેચ..............

( આફ્રગાન રપિથવનનું ફ. ૪–૭ ).

૨૫થી આવે છે તેમ રેગોબી તેજ દશાથી આવે છે એમ હયાં લખ્યું છે. તારતારીના લોકો જેઓને શાહનામામાં તુરકીને નાંમે ઓલખવામાં આવ્યા છે તેઓ સાથે હમેશાં ઈરાંનીઓને જધડો ચાલતો હતો એવું આપણે જાણીએ છઇએ, વાસતે જરથોસ્તની સાંમે થવા ત્યાંના લોકોબી આવ્યા હોએ તો પછી દેવો ઉત્તર તરફથી આવ્યા, એ લખાંણ બોલેબોલ લાગુ પડે છે.

અંગરેમઈનીઉશ જે દેવોનો સરદાર છે તેણે પોતાના હાથ તલેના બુઇતી નામના દેવને હોકમ ફરમાવ્યો કે જા અને જરથોસ્તને માર. એથી સમજવું કે જરથોસ્તે બુતપરસતીની સાંમે પોતાની કંમર બાંધી હતી, વાસતે જેની વીરૂધ જેને જરએખથી ઉખેડી કાહાડવા જરથોસ્ત થયો હતો તેનેજ જરથોસ્તની સાંમે થવાને એહરેમનનો હોકમ થયો. એ બુઈતી દેવને દરૂજ કહેલો છે યાને જુઠો. બુતપરસતી કરનારાઓને પોતાનો ખોટો ધરમ ટકાવી રાખવા અનેક પ્રકારનું જુઠું બોલવું પડે છે. એહરેમનના એવા હોકમને તાબે થઇને જુઠો બુઈતી દેવ જરથોસ્તની તરફ જઈને તેને ઘેરી લેઈ તેની આશપાશ ફરી વલ્યો યાને તેણે જરથોસ્તને નુકસાન કરવાને આસપાસથી તરેહવાર તજવીજો કીધી.

૨. જરથોશ્તે અહુનવર ગાયો. યથા અહુ વઈર્યોથી વાસ્તારેમ સુધી; ખુબી ધરાવનારાં વેહદાઇતીનાં પાણીઓને આરાધ્યાં, માજદયસ્નની દીન ઉપર એતેકાદ લાવ્યો. તેથી દરૂજ જે બૂઇત દેવ જે છુપી રીતે દુઃખ લાવનાર, નાશ કરનાર અને બદકાર છે તે ઘભરાતમાં પડીને તેનાથી પાછો નાહઠો.[૨૯૨].

શરેહ.—જરથોસ્તે હોનવર ગાયો. જરથોસ્તની ઉપર જ્યારે ગલબો થયો ત્યારે તેણે પેહેલાં હોરમજદને યાદ કીધો. હરેક મુશકેલ્યતને વખતે હોરમજદનું નામ લીધાથી આફ્ત દફે થાએ છે. હોરમજદે પોતે દુન્યા પેદા કરતી વખતે જે સખુનો બોચરીઆ હતા તે આએ હોનવરનાં હતા, એમ યજશનેના ૧૯ માં હામાં લખે છે[૨૯૩]. એ નેક કલાંમો[૨૯૪] ઘણા

---

૨૯૨. જુવો વંદીદાદ પરગરદ ૧૯ ફ. ૨.

૨૯૩. સફે ૧૧૩ નોટ ૬૨ મી. સફે ૧૮૬ નોટ ૧૮૨.

૨૯૪. જે મારો (બંદો) આએ હાડમંદ દુન્યામાં, ઓ સ્પિતમાન જરથોસ્ત! અહુનવરના ભાગને યાદ કરે અથવા સ્મરણ કરતો ધીમે આવાજે ભણે અથવા ધીમે આવાજે પઢતાં ગાએ અથવા ગાતાં તેને ઈજે

એજમતી છે વાસતે તે જરથોસ્ત ભણ્યો. હોનવર તનને પુસતી આપનાર છે[૨૯૫] એટલે કે એ કલાંમો ઉપર પુરતો વીશ્વાસ રાખીને તે ભણવાથી માણસના દીલમાં મોટી હીમત આવે છે અને તનમાં નવું જોર આવેલું માલુમ પડે છે. આફ્તની વખતે હીમત રાખવી એ તે આફ્તમાંથી બચી જવાને વાસતે પેહેલી અગતની ચીજ છે; અને જેવી હીમત હોરમજદનું નામ લીધાથી આવે છે તેવી બીજા કોઈ સબબે આવતી નથી. આપણે હર કોઈ મુશકેલ્યતને વખતે 'અથા તારી મદદ' બોલીએ છઇએ તો આપણા મનમાં એવું લાગે છે કે અથા હોરમજદનું નામ હશે, પણ એ અથા તો 'યથા અહુ વઇર્યોનો પેહેલો બોલ 'યથા' છે અને આખો 'યથા અહુવઇરીઓ' ભણવો જોઇએ તેની જગોએ અથા તારી મદદ એમ ટુકમાં આપણે બોલીએ છઇએ. લડાઇઓમાં જો એક સરદાર ઉપર લશકરનો વીશ્વાવાસ હોએ છે તો તેની હાજરીથી તે લશકરમાં પચાસ હજાર નવાં માણસ ઉમેરાયાં હોએ એવી તે લશકરને નવી હીમત આવે છે, તો પછી હોરમજદ ઉપર આપણો વીશ્વાસ હોએ તો તેની ફરમાવેલી બંદગી કીધાથી કેટલા લાખ માણસની આપણી પુઠે આપણને મદદ હોએ, એવી હીમત આપણને કાંએ નહી આવવી જોઇએ? એવી હીમત જરથોસ્તને એ કલામ પડવાથી આવી હતી.

તે વેહદાઇતી નદીને ઇજવા લાગો. એ ઉપરથી જણાએ છે કે ર-એથી બલખ તરફ જવાના રસતાની વચે તેને વેહદાઇતી નદી મલી હતી ત્યાંથી પસાર થતી વખતે તેની ઉપર તેનાં દુશમનોએ નદી આગલ ગલબો કીધો હતો. એ વેહદાઇતી નદી પાર ઉતરી જવું તેને મુશકેલ લાગું હશે.

તેણે હોનવર ભણ્યાથી એટલી બધી હીમત આવી કે તેણે એવોજ મુકરર ઠડાવ કીધો કે માજદયસની દીનને વલગી રેહવું. માજદયસની

---

તો તેના **રવાનને** ચીનવદ પુલ (જે) બેહસ્તમાં જવાનો મારગ છે તે, હું જે અહુરમજદ છું તે, ત્રણ મરતબે પસાર કરાવશ, સઉથી ઉત્તમ મકાન સુધી, સઉથી ઉત્તમ અશોઈ સુધી અને સઉથી ઉત્તમ રોશનીઓ સુધી (તેને હું પોહચાડશ); જે મારો (બંદો) આએ હાડમંદ દુન્યામાં ઓ સ્પિતમાન જરથોસ્ત! અહુનવરના ભાગને ધીમે આવાજે પઢતો—તેના અર્ધા ભાગને અથવા તો ત્રીજા ભાગને અથવા ચોઠા ભાગને અથવા તો પાંચમાં ભાગને છોડી દીએ છે (ઓછો પઢે છે) તેના **રવાનને** હું જે અહુરમજદ છું તે ઉત્તમ મકાન (બેહસ્ત)માંથી બાહેર ખેંચી કાહડશ. (યજશ્ને હા ૧૯ ફ. ૬–૭). તથા જુવો સફો ૨૧૩ મો નોટ ૨૪૬ મી.

૨૯૫. અહુનવર તનની પાસબાની કરેછે. (વંદીદાદ પરગરદ ૧૧ ૫. ૩).

દીનની ખુબી તેનાં ધ્યાનમાં નવેસરથી ઉતરેલી લાગે છે. જ્યારે આપણી સાંએ કોઈ થાએ છે ત્યારે આપણને આપણી રાહ નવેસરથી તપાસવી પડે છે. આપણને જોવું પડે છે કે સાંએવાલા આપણા રાહ વીશે જે બદ બોલે છે તે બોલવું ખરૂં છે કે નહી. એ તપાસ કીધાથી જ્યારે આપણી રાહ ખોટી દીસતી નથી ત્યારે તે ઉપર વધારે ચુશત રેહવાને દીલ થઇ આવે છે. એ મીસાલે જરથોસ્તે ભલી માજદયસની દીન ઉપર મજબુત એતેકાદ બાંધ્યો.

જરથોસ્તની એવી હાલત જોઈ પેલો દરૂજ તો ઘભરાયો. જે માણસનો હોરમજદ ઉપર વીશ્વાસ છે અને જેનો નેક દીન ઉપર પકો એતેકાદ છે તે માણુસ પોતાના દુશમનોની સાંએ એવી હીમત તથા ખાતરીથી ઉભો રેહે છે કે તેનો ઠરાવ ભરેલો મકમ દેખાવજ જોઈને સાંએનો દુશમન ઘભરાટમાં પડે છે. બુઈતી દેવે જોયું કે જરથોસ્ત તો પોતાના વીચારમાં ચોકસજ છે તેથી તે હઠયો અને પોતાની મુરાદમાં નીશફલ થઈને નાહસતો ભાગતો પાછો દોડી ગયો. એથી સમજવું કે જરથોસ્તના દુશમનોએ તકરારના મેદાનમાં હરેક બાંહને જરથોસ્તને હરાવાનો એલાજ શોધ્યો હશે, પણ જરથોસ્તે પોતાનો પાયો હોરમજદની પીછાણ ઉપર અને ભલી માજદયસની દીનના બરહક ફરમાનો ઉપર બાંધ્યો હતો, તેથી ચોતરફથી તેની ઉપર હુમલા થવા છતાં જરથોસ્ત પોતાની તકરારમાં પોતાની જગોથી જરાકબી હીલ્યો નહી, પણ મકમ પોતાની દલીલને વલગી રહયો. જરથોસ્ત જરાક આડો ગયો હતે તો તેના દુશમનો ફાવતે પણ જેમ લોહચુંબક ઉપર લોહડું વલગી રેહ છે તેમ તે માજદયસની દીન ઉપર વલગી રહયો તેથી તેઓ નીરાશ તથા નીસફલ થયા.

૩. દરૂજે (બૂઇતિ દેવે) તેને જવાબ દીધો કે ઓ બુરા ગનામીનો! તે સ્પિતમાન જરથોશતનું મોત હું જોઈ શકતો નથી, (કારણ) અશો જરથોશત પુરતાં ખુરેહવાલો છે, (અને તે ખુરેહની મદદથી) જરથોશત પોતાનાં મનમાં પાંમી ગયોચ કે દરવંદ બુરૂ જાણનારા દેવો મારાં મોતને સારૂં ભેગા થઇને મશવરત કરે છે[૨૯૬].

શરેહ.—પેલા દેવે એહરેમન પાસે જઈને પોતાની નાચારી બતલાવી. તેણે કહયું કે જરથોસ્તને કેમ મારી નાખ્યે તે મને સમજ પડતી નથી.

---

૨૯૬. વંદીદાદ પરગરદ ૧૯ ફ. ૩.

મેં જેટલા એલાજો વાપડયા તે કારગર નહી લાગ્યા. જરથોસ્તની આસ-પાસ નુર ચલકે છે એટલી હોરમજદની તેની ઉપર મેહેરબાંની છે. દેવો પશ્ચિમ બુધ્યા હોએ છે વાસતે તેઓ જે કાંઈ કરવા જાએ છે તેની આ-ગમચથી ખબર રાખતા નથી, તેઓ વગર વીચારે હરેક કામ કરવા નીકલે છે, પણ આગમચથી જોતા નથી કે તે કામ કરવાની તેઓની શકતી છે કે નહી વાસતે તેઓ આંધલા કેહવાએ છે.

પણ જરથોસ્ત આગાહીવાલો હતો, તે પોતાને મલેલાં ખુરેહની મ-દદથી અને આસપાસની હીલચાલ ઉપરથી ચેતી ગયો કે દેવોના આએ બધા ચેનચારા મારો જીવ લેવાના છે. તેઓ તરેહવાર ઉપાયો સોધતા ફરે છે કે જ્યાં ત્યાંથી મારો છેડો લાવી મેલે.

એ દેવોને હયાં દરવંદ લખ્યા છે. દરવંદ એટલે બદ રાહ ઉપર ચા-લનારા અને બદ રાહા ઉપર ચાલનારા લોકો હમેશાં જુઠા હોએ છે, વાસતે દરવંદથી ઉલટો બોલ અશો છે જેનો અર્થ સાચો કરીને થાએ છે. જેઓ જરથોસ્તી ધરમ પ્રમાંણે બોલેબોલ અને મકસદે મકસદ ચાલે છે તેઓ અલબતે સાચા હોયા વીનાં તેમ કરી શકે નહી, પણ જેઓ સચાઇથી દુર રેહ છે તેઓ જરથોસ્તી ધરમથી વેગલા થાએ છે, વાસતે જેઓ જર-થોસ્તી ધર્મ પાલતા નહી હોએ તેઓ દરવંદ ગણાએ છે. પછી ગમે તો તેઓ નામને ખાતર બાહારના દેખાવમાં જરથોસ્તી હોએ તોબી તેઓ દરવંદ ગણાવાની હદમાંથી છુટી શકતા નથી.

જરથોસ્તને જ્યારે એવી આગાહી થઈ કે દરવંદો તેને મારી નાખ-વાની મશવરત કરવામાં મશગુલ થએલા છે ત્યારે તેઓની બદ મુરાદમાં તેઓને નીશફલ કરવાનાં ઉપાય લેવાની આગમચથી જરથોસ્તને જોગ-વાઇ મલી. અંગ્રેજીમાં કેહેવત છે કે Forewarned is forearmed તેમ જેઓને આગમચથી આવતી આફતોની આગાહી થાએ છે તેઓ તે આફતો વટાવી દેવાની આગમચથી પેરવી કરી રાખે છે.

૪. ઉભો થયો જરથોશત, આગલ વધ્યો જરથોશત,—(બૂ-ઇતિ દેવે ) બદમનશનીથી પુછેલા કીનાખોર સવાલો મધેનાં ઘણાં સખત ( સવાલોથી ) ગુચવાયા વગર અથવા મજબુત રહીને[૨૯૭].

શરેહ.—જરથોસ્તે જોયું કે હયાં તો તમામ દેવો મારી સાંમે ઉ-લત્યા છે તોબી કાંઈબી દર તેણે ખાધો નહી પણ ઓર હીમત પકડીને

૨૯૭. વંદીદાદ પરગરદ ૧૯ ફ. ૪.

હોનવરનો કલામ મોહડામાં લેઇ તે ઉભો થયો અને વગર ધાસતીએ તે આગલ ચાલવા લાગો. હીમતવાલાં માણુસો દુશમનની સાંમે થવાને આંચકો ખાતા નથી. તેઓ હીચકારાઓની માફક દુશમનને પીઠ બતલાવતા નથી, એટલુંજ નહી પણ સાંમના તેની નજદીક જઈ તેની પાસે કુશતી માંગે છે.

૫. ખબર આપી જરથોશ્તે ગનામીનોને કે અએ બદકાર ગનામીનો! હું મારશ દેવના તરીકાવાલી પૈદાયશને, હું મારશ દેવના તરીકાવાલા નસુશને, હું મારશ પરી જે ખ્નાંથઈતી તેને, જ્યાંસુધી કે ઉગમણ દિશા તરફથી, ઉગમણ દિશાના ભાગો તરફથી—કાંસ્વી નદીમાંથી ફતેહમંદ સોશ્યોસ જનમશે ત્યાંસુધી[૨૯૮].

શરેહ.—જરથોસ્તે હીમત ચલાવીને દુશમનની સાંમે દગલાં ભર્યાં. તેણે જોયું કે બુઈતી દેવ તો માત્ર અંગરેમીનોનો ફરમાનબરદાર છે. તેની સાથે જઘડો કીધાથી ટંટાનું સેવટ આવવાનું નથી; કાંએજે જો તેને હરાવ્યો તો વલી અંગરેમીનો કોઈ બીજા દેવને ઉભો કરશે વાસતે ઠેઠ ઠરની સાંમે જવું જોઇએ છે. તેથી જરથોસ્ત અંગરેમીનોની સાંમે જઇને ઉભો રહ્યો. અંગરેમીનો તથા બીજા દેવોને આગલની વાત ખબર નહી હતી કાંએજે તેઓ આગાહી ધરાવતા નહી હતા, વાસતે જરથોસ્તે પોતાની આગાહીથી અંગરેમીનોને તેને ઘણી અનગમતી એક ખબર આપી કે દેવની રાહને તારાજ કરનાર હું પેદા પડયો છેઉં, વાસતે હવેથી તમોએ તમારી હકુમતનો છેડો આવેલો સમજવો. સીંહનાં ખોહમાં જઇને સીંહને પકડવાની રીત પ્રમાણે ખુદ અંગરેમીનોની નજદીક જઈને જરથોસ્તે તેને ઉપર પ્રમાંણે કવડું કહી દીધું.

જરથોસ્તે કહયું કે મારો અમલ સોશીઓશ આવશે ત્યાંસુધી છે. ઉગમન તરફનાં એક મુલકમાં કાંસે રૂદ નામની એક નદી છે, ત્યાંથી સોશીઓશ નીકલશે. જ્યારે રશતાખેજ થશે ત્યારે સોશીઓશ આવશે અથવા તો સોશીઓશ આવીને, રશતાખેજ કરશે એવું ફરવરદીન[૨૯૯] તથા જમી-

---

૨૯૮. વંદીદાદ પરગરદ ૧૯ ૫. ૫.

૨૯૯. કન્યા **એરેદત્** ફેદ્રી (જે) અશોઈવાલી (તેણીનાં) ફરોહરને અમો યાદ કરીએચ જે **વીસ્પ તઉર્‌વઇરી** નામેબી (ઓરખાએ છે); એટલા વાસતે તે વીસ્પ–તઉર્‌વઇરી (તમામ બદ અને બદીને તોરનારી કેહવાએચ) કે તેણી તેને (સોસ્યોશને) જનમ આપશે કે જે તમામોને તારશે, દેવોથી અને દેવની રાહે ચાલનારા માનસોથી ઉપજતા તમામ દ્વેષોને (તોરવાને) તથા જહી (બદકાર)ના વાવેલા દ્વેષની સાંમે થવાને (તે જનમશે.) (ફરવરદીન યસ્ત ક. ૧૪૨; તથા જુવો સફે ૧૬૪ મો નોટ ૧૪૧ મી).

આદ યશતોમાં[300] લખેલું છે. હવે જો જરથોસ્તે અંગરેમીનોને કહયું કે સોશીઓશ આવશે ત્યાંસુધી યાને રસતાખેજ થશે ત્યાંસુધી હું દેવની

૩૦૦. જે ખુરેહ મદદ કરશે સોસ્યોસોમધેનાં ફતેહમંદ (રિસ્તાખેજ કરનાર અસ્તવત્ એરેત)ને, અને તેમજ બીજા તેના મદદગારોને, જેથી તેઓ કરશે નવી દુન્યાને (જીંદગીને) બુઢાપા વગરની, અમર્ગ, નજીસાઇ વગરની, કોહવાત વગરની, સદા જીવતી, સદા ફાયદો મેલવનારી અને સ્વતંત્રપણે જીંદગી ગુજારનારી, અને જે (ખુરેહની મદદ) થી ગુજરેલાંઓ પાછા ઉઠશે અને જીવતાંઓને અમર્ગી પોહચશે, અને દુન્યા મરજી મુજબ તરોતાજગી મેલવશે..........જે વખતે અસ્તવત્એરેત ઉઠશે **કાંસુ** નદીમાંથી; (જે છે) પેગમબર અહુરમજદનો, **વીસ્પતઉર્વી**નો પુત્ર અને ફતેહમંદ વિદ્યાને પીછાનનારો;............... તે જોશે અકલની બંધે આંખોએ તમામ પેદાયશોને, ધિક્કારથી જોશે બદ તોખમવાલી **પએશીશ**ની (પેદાયશને ?), તે તમામ હાડમંદ દુન્યાને આબાદીની બંધે આંખોથી જોશે, અને તેનો દેખાવ બખશશે અમર્ગી તમામ હાડમદ દુન્યાને. તે ફતેહમંદ **અસ્તુવત્ એરેતના** દોસ્તો (મદદગારો) જાહેર થશે, નેક વિચારવાલા, નેક વચનવાલા, નેક કરણીવાલા, નેક દીનના અને કંઇબી જુઠું નહી બોલનારા, તેઓની પોતાની જબાને કરી; તેઓ પાસે નમશે એષ્મ (દેવ) જે ઘાટકી હથયારવાલો તથા બદ ખુરેહવાલો; તે મારશે પુર–બદ ઈચ્છાવાલી દરૂજને જે બદ તોખમની અને અંધકારને લગતી છે; તે મારશે અકોમનને; બહમન તેને (અકોમનને) મારશે; તે મારશે જુઠા બોલાએલા વચનને; સાચો બોલાએલો વચન તેને (મિથોખ્તને) મારશે; મારશે **ખોરદાદ** અને **અમેરદાદ** બંધેને–ભુખને અને તરશને; મારશે ખોરદાદ અને અમેરદાદ બુરી ભુખ અને તરસને; નમતો થશે બુરાં કામો કરનારો **ગનામીનો** અશક્ત થઈને.* (જમ્યાદ યસ્ત ફ. ૮૯, ૯૨, ૯૪, ૯૫, ૯૬).

* ઉપલા ફકરામાં સોસ્યોસના મદદગારો અથવા દોસ્તો લખ્યા છે તેઓ ફરવરદીન યસ્તના ૧૨૮ મા ફકરામાં જણાવ્યા મુજબ રઓચસ્ ચએષ્મન (રોશનચસ્મ), હ્વરે–ચએષ્મન્ (ખુરચસ્મ્) ફ્રાદત્–ખરેનડ‌ંહ્ (ફ્રાદત્ ગદમન) વરેદત્–ખરેનડંહ્ (વન્દત્ ગદમન), વોઉરૂ–નેમડંહ્ (કામન્યાયસ્ત) અને વોઉરૂ–સવડંહ્ (કામ સુદ્) એવા ૬ શખસો છે. દાદસ્તાને દીની નામની પેહલવી કેતાબમાં પણ ઉપલા રોશન ચશમ, ખુરચશમ, ફ્રાદત ખુરેહ, વન્દત ખુરેહ, કામેન્યાએશને અને કામે–સુદ એ ૬ ને સોસ્યોસની સાથે રીસ્તાખેજના કામની કીરતી મેલવનારા કહેલા છે. એઓ ઉપરાંત ગયોમરદ, જમશેદ સ્પેંતમાન જરથોસ્ત, સામના ખાન્દાનનો કેરેશાસ્પ, કએખુસરૂ અને નોદરના ખાન્દાનનો તુસ તથા બીજાઓને, રીસ્તાખેજના કામનેમાટે, આગમજથી સગવડ કરી આપનારા દાખલ ગણેલા છે. (બીજી વાર પ્રગટ કરનાર).

રાહનો નાશ કરતો રેહવશ, તો તેથી સમજવું કે જરથોસ્તે પોતાની પુર આગાહીથી એવું જાણ્યું હતું કે તેને બતલાવેલી દીન રસતાખેજ સુધી આએ જમીન ઉપર કાએમ રેહશે.

પણ રસતાખેજ સુધી જરથોસ્ત શું કરતો રેહશે, તે જ્યારે તેના પોતાનાં બોલોમાં આપણે સાંભલીએ છઇએ ત્યારે જરથોસ્તી ધર્મની મુલ મતલબ તેમાંથી કાહાડવાને આપણે શકતીવાન થઇએ છઇએ. તે એકે હમેશ દેવની રાહને તોડતા રેહવું. દેવની રાહ આબાદાની ઘટાડવાની છે તેને તોડવી, એટલે તેનો અર્થ આબાદાની સંભાલવાનો તથા વધારવાનો થાએ છે. વાસતે જરથોસ્તી ધર્મની મુલ મતલબ આબાદાની વધારવાની ઠરે છે. સચાઇ રાખવી, ખેતી કરવી અને બચાંની વરધી કરવી એ આબાદાની વધારવાનાં ઉપાયો છે. સચાઇ રાખવામાં તમામ નીતી આવી ગેઇ, ખેતી કરવામાં તમામ ઉદયોગ આવી ગયો, બચાંની વરધી કરવામાં તમામ પ્યાર આવી ગયો.

૬. તેને જવાબ દીધો બદ જાણનાર ગનામીનોએ, મારી પેદાયશને તું ના માર ઓ અશો જરથોશ્ત ! તું છે પોરૂશસ્પનો છોકરો, તારી માએથી જનમેલો, તું છોડી દે ભલી માજદયસ્નની દીનને, તેથી તું મેલવશે તે ફાયદો જે મેલવ્યો હતો **વધઘન** પાદશાહે.[૩૦૧]

શરેહ.– અંગરેમઇનીઉશે જોયું કે જરથોસ્ત એવી હીમત પકડીને મારી રૂબરૂ આવ્યો છે તો અલબતે તે પોતાની રાહા ઉપર ઘણોજ મુસતાક હશે વાસતે એ ઘણીની સાંમને ખરી મરદાંનગીભરેલી લડાઇ કરશ તો તેમાં હું પોહચી શકશ નહી, વાસતે તેમ કરવાને બદલે તેની આગલ ચાપલુસી કરી તેને લાલચ દેખાડવી બેહતર છે, વાસતે પેહલાં તો જરથોસ્તને યાદ આપી કે આખેરે અએ જરથોસ્ત! તું ઓરતને પેટે અવતરેલો છે. અંગરેમીનોની કેહવાની મતલબ કે ખાકી માણસ જાતને રાહે રાસત ઉપર તદન મકમ રેહવાની પુરતી તાકાત નથી. અને તેમ રેહવાનો તેને ફાંકો રાખવો નહી. જરથોસ્તને યાદ આપી કે તું ભુલચુક કરતો પાપી માણસ છે, વાસતે તુંએ એટલી બધી હીમતથી સતનો કાંટો ધરવો નહી. કેટલીએક વખતે કેટલાએક લોકો બાહેરથી પ્રજાનું ભલું કરવાનું દોલ ઘાલે છે પણ બાતેનથી કોઇ પોતાની ખાંનગી મતલબ સોધવાની નેમ ધરાવતા હોએ છે, તેવાઓને બીજે રસતે બીજી હાંસલ દેખાડી તો તરત

૩૦૧. વંદીદાદ પરગરદ ૧૯ પ. ૬. જુવો સફે ૧૮૯ મો નોટ ૧૮૯ મી, તથા સફે ૭૩ મો નોટ ૧૦ મી.

તેઓએ જે પ્રજાનું ભલું કરવાનું દોલ રાખીને કાંમ માંથે લીધું હોએ છે, તે સેહેજ બાંહાંને પોતાને માંથેથી ઉતારી નાખેછે. એવી કીસમનો જરથોસ્ત હોએ અને તેણે જે દીનની રાહતુમાઈ કરવાની કાલજી દેખાડી હતી તે માત્ર પોતાનાં ખાંનગી ફાએદાને વાસતે દેખાડી હોએ, એવું ધારીને અંગરેમીનોએ જરથોસ્તને કહી બતાવ્યું કે એ કામ તું છોડી દીએ તો હું બીજે ઠેકાંણેથી તુંને ઘણો ફાએદો કરાવી આપશ. આગલબી એક જણ એવો દાવો લઇ બેઠો હતો તેને મેં સમજાવ્યો તેમ તે વલ્યો તેથી તેને મેં ઘણીએક ન્યામત પોહચતી કીધી હતી. તેનો દાખલો પકડી તુંબી ચાલ અને માજદયસની ધર્મ ફેલાવાની વાત મેલી દે અને એ ધર્મ તું તદન તરક કરી છોડી બેસ. એવી રીતે અંગરેમીનોએ જરથોસ્તને મોટી લાલચ દેખાડી; અને તેથી પુરતી ઉમેદ રાખતો ગનામીનો તેનાં જવાબની રાહા જોવા લાગ્યો. તેના મનમાં તો એમજ હતું કે આએ લાલચથી જરથોસ્તનું દીલ પિગલશે અને તે પોતાની પેગમબરી વીસરી જશે અને આપણી સાથે મલી જવા વીના રેહેવાનો નથી.

૭. તેને જવાબ દીધો સ્પિતમાન જરથોશ્તે કે હું છોડી નહી દેવશ ભલી માજદયસની દીનને, નહી છોડશ મારાં હાડકાં છુટાં થઇ જાએ તોબી, નહી મારો જાન છુટો પડે તોબી કે મારી બોધ છુટી પડે તોબી[૩૦૨].

શરેહ.—એહરેમન ઉમેદમાંજ હતો કે આએ ફરેબ ભરેલી લાલચથી જરથોસ્તનું દીલ પિગલશે, પણ જરથોસ્તે દુન્યાની લાલચને ખાતર પેગંમબરી ચલાવાનો ઢોંગ કીધો નહી હતો, પણ તેને તો દાદાર હોરમજદની તરફથી ખરી બશારત સરોશ હસતક થઇ હતી અને તેનાં મનમાં હોરમજદનેજ રાજી રાખવાનો પકો ઠેરાવ હતો અને તે દુન્યાઈ લોભ લાલચને કમીના કીમતની સમજતો હતો, તેથી તેના દીલ ઉપર એહરેમનની લાલચે કસી અસર કીધી નહી. તે બોલી ઉઠયો કે નહી કદી નહી, ગમે તે બક્ષેશો મારી ઉપર કરો, મારી આગલ દુન્યાના ખજાનાનો ઢગ કરો પણ મારો એકજ ઠેડાવ અને એકજ વીચાર છે. જે આંખે આએ માજદયસની ધર્મ મને સાચો લાગ્યો છે તે આંખની સાંમે કોઈબી દુન્યાઈ લાલચ આડો પડદો કરી શકનાર નથી. હું એ ધર્મ કદી છોડનાર નથી.

૩૦૨. વંદીદાદ પગરદ ૧૯ ફ. ૭ મો તથા જુવો સફો ૧૮૯ મો નોટ ૧૮૯ મી.

જો તારી મરજી પ્રમાણે નહી ચાલવાથી તું મારી ઉપર રૂઠે અને એક વખત તારાથી ઘણામાં ઘણી ખરાબી મારે વાસતે થઇ શકે તેબી તું કરવાની મને ધમકી આપે તો તેની મને થોડીબી દરકાર નથી. તું ચાહે તો મારા તનમાંનો જાન તેમાંથી બાહેર કાહાડ પણ હું મારા નેક ઠેરાવથી પાછો હઠનાર નથી. આએ દુન્યાઇ ખાકી તનનાં મોતની મને કસીબી પરવા નથી, મગર પેલી દુન્યાઈ ખાકી તનનાં મોતની મને ફીકર છે, વાસ્તે મારા તનને મોતમાંથી બંચાવા મારા રવાનને હું હરગેજ થઇને મરવા દેવશ નહી. જાની લે ઓ 'અંગરેમીનો !' આએ મારો પકો ઠેરાવ અને મારી ઉપર ફરેબનો અમલ ચલાવવાથી હાથ ઉઠાવ.

૮. તે (જરથોશ્ત)ને ફરીથી પુછયું બુરી પેદાયશવાલા ગનામીનોએ કે કોણનાં વચને તું મારશે, કોણના વચને તું ધિક્કારી કાહડશે અને કયાં નેક બનાવેલાં હઠયારે—હું ગનામીનોની પેદાયશને ?[૩૦૩]

શરેહ—એહરેમને જ્યારે આએ નેક મરદનાં મોહડેનો એવો જવાબ સાંભલ્યો ત્યારે તેણે જોયું કે હ્યાં લોભ લાલચ દેખાડવાથી આપણી મુરાદ બર આવે એવું દીસતું નથી, વાસતે તેની સાથે લડાઇજ કરવા વીના છુટકો નથી, પણ જરથોસ્ત પોતાનાં કૌવત ઉપર એટલો બધો મુસતાક છે તો એક બારગી હું તેને પુછી તો લેઉં કે તે કયાં હઠયારો મારી સાંમે વાપડશે. એ પુછવાની મતલબ એકે જો તેનાં હઠયારોની અંગરેમીનોને ખબર પડે તો તે ઉપરથી તે દરીઆફ્ત કરી શકે કે તેની સાથની હરીફાઈમાં તે ફાવી શકશે કે નહી·

૯. તેને જવાબ દીધો સ્પિતમાન જરથોશ્તે કે હાવને કરી અને તશ્તાએ કરી અને હોમે કરી અને મજદનાં કહેલા વચને કરી; એ મારૂં હઠયાર છે ઘણુંજ ઉત્તમ ખુબી ધેરાવનાર; એ વચને કરીને (તારી પેદાયશને) હું મારશ, એ વચને કરીને હું ધિક્કારી કાહરશ, અને આએ નેક બનાવેલાં હઠયારે કરી ઓ બદ દાનેશ ગનામીનો ! (તે વચન) સ્પેનામીનોએ આપ્યો છે, તે બનાવ્યો છે બેકેનાર જમાનામાં અને (તે વચનને) ફેલાવ્યો છે (લોકોમાં જાહેર કીધો છે) અમશાસ્પંદાએ (જેઓ છે) નેક હકુમતવાલા અને નેક દાનેશવાલા.[૩૦૪]

---

૩૦૩. વંદીદાદ પરગરદ ૧૯ ફ. ૮ મો.

૩૦૪. વંદીદાદ પરગરદ ૧૯ ૫. ૯ મો, તથા જુવો સફે ૧૨૧ નોટ ૭૭ મી·

શરેહ.—જ્યારે અંગરેમઇનીઉશે જરથોસ્તને પુછયું કે મારી રાહે ચાલનારી પેદાએશની સાંમે તું કયાં અને કેવાં હઠયાર વાપડશે, ત્યારે જરથોસ્તે સાચે સાચી વાત કહી દીધી કે હઠયારમાં તો તીર કમાન કે ગુરૂજ કે ઢાલ તલવાર નથી વાપડવાની, પણ મારા તીર કમાનમાં તો હોમ સલી તથા ગુરજમાં તો તેને કુટવાની હાવની તથા ઢાલમાં હોમ ગાલવાનો તશતો છે. પણ સૌથી કારીગર મારૂં હઠયાર સૌથી તેજ મારી તલવાર તો હોરમજદે શીખવેલો સખુન છે, જે સખુન સપેનતોમીનોએ આગલ બે કેનારે જમાના ઉપર કહયો હતો અને તે અમશાસપંદોએ ફેલાવ્યો હતો, તેજ સખુન બસ છે.

જરથોસ્તે જે હઠયારનાં નામ દીધાં છે તે ઉપરથી દીસે છે કે હોમની ક્રીઆ ઘણી પુરાણી હશે. તે ક્રીઆ કરી હોમનું પાણી પીવાથી માણસોનાં તનમાં પુશતી અને કૌવત આવતું હશે અને માણસોની તનદરોસતી વધી તો પછી તેઓનું મગજ મજબુત થાએછે, અને મગજ મજબુત હોવાથી બદીની રાહથી પરહેજ રેહવાની તાકાત વધારે રેહેછે. હયાં અંગરેમીનોની રાહે ચાલનારી પેદાએશથી દરદ લાવનારા દેવો ગણવા જોઇએ છે, કાંયજે હોમનો અખત્યાર તનદરોસતી આપવાનો છે અને તનદરોસતી આપનાર હકીમનો ખપ દરદી માણસને વાસતેજ પડેછે. હોમને તબીબ કરીને અવસતામાં કેહે છે.

પણ એ કરતાંબી સરસ હઠયાર હોરમજદનાં એક ચોકસ સખુનવાલું છે, જે સખુન બેકેનારે જમાના ઉપર હોરમજદે કહયો હતો. હવે એ સખુન કીયો? યજશનેનાં ૧૯ માં હામાં કેહે છે કે[૩૦૫]. આસમાન, પાણી, જમીન, ઉરવર, ગોસપંદ, માણસો તથા આપ્તાબ પેદા કીધાં તેની આગમચ યથા અહુ વઈરીઓનો સખુન હતો, વાસ્તે જે સખુનવડે જરથોસ્ત એહરેમનની રાહે ચાલનારાઓને મારવા માંગતો હતો તે હોનવરનો હતો. આપણે આગલ જોઈ લીધું કે[૩૦૬]. જયારે બુઈતી દેવ જરથોસ્તને મારવા આવ્યો ત્યારે તે એક હોનવર ભણ્યો અને બુઇતી દેવ તેથી નાહસી ગયો, વાસતે હોનવર ભણીને જરથોસ્ત ઉમેદ રાખતો હતો કે એહરેમનની રાહે ચાલનારી પેદાએશને તે મારી શકશે. હયાં એહરેમનની રાહે ચાલનારી પેદાએશથી અનીતીવાલાં માણસો સમજવાં જોઇએ છે. જેઓ

---

૩૦૫. જુવો સફો ૧૧૩ મો નોટ ૬૨ મી, તથા સફો ૧૮૬ મો નોટ ૧૮૨ મી.

૩૦૬. જુવો સફો ૨૪૯ મો ૫. ૨ જો.

બુતપરસતી કરતા હોએ, જેઓ હોરમજદની શીખાડેલી ખરી રાહ ઉપરથી ગરદન ફેરવતા હોએ તેઓને રાહે રાસત ઉપર લાવવાને યથા અહુ વઈ-રીઓનાં સખુન ઘણાજ એજમતી ગણવામાં આવ્યા છે. આએ ઉપરથી દીસે છે કે જરથોસ્તે હઠયારમાં હઠયાર સમજાવતનાં રાખ્યાં હતાં. માણસોને હોમની કીરીઆ બતલાવી તથા યથા અહુ વઈરીઓ શીખાડી તેઓને પોતાના આડે મારગેથી ફેરવી નેક રાહા ઉપર લાવવાની ઉમેદ જરથોસ્તે રાખી હતી, પણ કોઇની ઉપર જબરદસતી કરી કોઇની ખાતરીની ઉપરાંત થઈ તેઓને જરથોસ્તી કરવાની તેની મતલબ નહી હતી. જો એવી મતલબ હતે તો સમજાવતનાં હઠયારોને બદલે જુલમ જાસતી ચલાવી શકાએ એવાં તીખાં હઠયારો વાપડવાને તે પોતાની મરજી બતલાવતે.

૧૦ જરથોશ્તે અહુનવર ગાયો; યથા અહુવઈર્યોથી વાસ્તારેમ સુધી; (તે પછી વલી) બોલ્યો અશો જરથોશ્ત કે તત્ થ્વા પેરેસા એરેશ મોઇ વઓચા અહુરા! (એટલે કે જે તુંને હું પુછુંચ તે સચાઇ તું મને કહે ઓ અહુર!)[307]

શરેહ.—એહરેમનને જરથોસ્તે જવાબ વાલ્યો કે મારાં હઠયારોમાં સૌથી સરસ એક સખુન છે તે સપેનતોમઈનીઉશે અવલ જમાનામાં કહયો હતો. એ સખુન જે બેકેનારે જમાંનામાં અપાએલો હતો તે યજશનેના ૧૯ માં હા પ્રમાણે હોનવર ઠડે છે. હવે હંઇ લખે છે કે આએ પ્રમાણે બોલીને જરથોસ્ત હોનવર ભણવા લાગ્યો. ત્યારે એ સખુન ખચીત હોન-વરજ ઠડી ચુકે છે. એ રીતે હોનવર ભણવાથી આફતને વતાવી શકાએ છે અને દુશમનની સાંબે હોનવરનાં જેવું બીજું કોઇબી હઠયાર વધારે કા-રગર હોવું નહીં જોઇએ. એ હોનવર ભણવા પછી જરથોસ્તે હોરમજદને કેટલાએક સવાલો કીધા તે સવાલોનો એક આખો હા ગાથા મધે આવેલો છે.[308] જેને 'તત થ્વા પેરેસા' નો હા કેહેવામાં આવે છે.

૪૩. ઘભરાતમાં પડી બોલવા લાગો તથા ગુચવાડા ભરેલાં મનથી વીચારવા લાગો પુરમોતવાલો દેવોનો દેવ અંગ્રમીનો, તેમજ ઇંદ્ર દેવ, સાઉરૂ દેવ, નાઓડ.હઇથ્ય દેવ, તઉર્વિ, જઇરિચિ, ઘાટકી હથ્યાર ધરાવનાર એષમ, અકતશ દેવ, દેવના તરીકાવાલો જિમ (=જમેસ્તાન), પીડા કરનાર ઇથ્યજંગ, નબલાઇ

૩૦૭. વંદીદાદ પરગરદ ૧૯ મી ફ. ૧૦ મો.
૩૦૮. જુવો સફે ૧૦૯ મો.

તથા જલદી બુધાપોલાવનાર જઉર્વે (જરમાન દેવ), બુઇતી દેવ, દ્રવિ દેવ, દઇવિ દેવ, કસ્વિ દેવ, પઇતિષ દેવ, (જે) દેવો મધે ઘણોજ ખરાબી કરનાર દેવ છે (તેઓ સઘલા ઘભરાતમાં પડયા તથા આકુલ વ્યાકુલ થઇ ગયા).[૩૦૯]

શરેહ.—એહરેમનને એવી કોઈ ઉમેદ હશે કે જો જરથોસ્ત આપણી સાંખે ઢાલ તલવાર લાવશે તો આપણે તેની સાથે પુરા પડશું, પણ જયારે તેણે જોયું કે હોરમજદનો એજમતી કલાંમ તેની સાંખે ફેકવામાં આવશે જેની એજમતી કરાંમતની સાંખે કોઇથીબી તકાઇ શકાએ નહી ત્યારે તે ઘણો ઘભરાટમાં પડયો અને ઘભરાટમાં પડેલું માણસ કેમ એક વીચાર કરીને તે છોડી દેઇ બીજો પકડે, એક બોલીને વલી ફેરવીને બીજું બોલે, એક કામ અધુરૂં મેલીને વલી બીજું કરવા જાએ, તેમ એહરમન નાહસભાગમાં પડયો હોએ તેમ ઘેલું ગાંડું બકવા લાગો, અને તેની સાથે તેનાં હાથ તલેનાં બીજા દેવોબી ઘભરાટમાં પડયા. તેઓને કોઇ એલાજ સુઝયો નહી. તેઓનું ચીત ઠેકાંણે રહયું નહી. તેઓ આકરા ઘાભરા થઇ બેહોશ થવા લાગા.

૪૪. દેવ આએ પ્રમાણે બોલ્યો, તે જે બદ દાનેશ અને પુરમોત ભરેલો ગનામીનો કે તમો (દેવો)એ શું કીધું ? (જો એ કામ તમારેથી નહી બનતું હોએ તો હવે સઘલા) દેવો જેઓ દરવંદ બદદાનેશ છે તેઓ અરેજુર પાહડના મઠાલા ઉપર ભેગા થાએ[૩૧૦].

શરેહ.—જયારે એહરેમન ઘભરાટમાં પડયો ત્યારે દેવોનાં પોતાનાં લશકર સાથે મરાવા લાગો. તેઓથી જરથોસ્તનું મોત લાવવાને બન્યું નહી અને પોતેબી જરથોસ્ત સાથની તકરારમા ફાવ્યો નહી ત્યારે ચીરનો મારેલો પોતાનાં દેવોનો વાંક કાહાડવા લાગો અને તેઓને શરમમાં નાખવાની તજવીજ કીધી કે જે તે વાતે તેઓને ખેજાલત લાગે તો જરથોસ્તને મારવાની ફરીને તેઓ તજવીજ કરે. એહરેમને ધીકાર નાખી તેઓને કહેઉં કે ઓ દેવો ! તમો એવા દરવંદ છેઓ, એવા તમો ઠગાઇમાં અને બદ વાકેફીમાં માહેતગાર છેઓ તો તમો શું કાંમના ? જરથોસ્તને બાંધીને આપણા મકાંન ઉપર તમો લાવી નહી શકતા, ત્યારે તમો બીજા શું કામના તમો ત્યારે કોણને પકડી લાવશો; યાને જરથોસ્ત જેવાને પકડી લાવો નહીતો બીજા કોઈને લા-

૩૦૯. જુવો વંદીદાદ પરગરદ ૧૯ મી પ. ૪૩ મો તથા સફો ૨૦૩ જો નોટ ૨૩૨ મી.

૩૧૦. જુવો વંદીદાદ પરગરદ ૧૯ મી પ. ૪૪ મો.

વવામાં શું નામદારી. એવી રીતે તેઓને શરમમાં નાખીને તેઓને નવેસરથી ઉસકેર્યો.

૪૫. (નિષ્ફલ થએલા ગનામીનોનો ઉપરનો ઠપકો તથા હોકમ સાંભળીને) ઘભરાટમાં પડી દોડયા અને બોલ્યા દેવો, જેઓ દરવંદ અને બદ દાનેશવાલા છે; રડવા અને બોલવા લાગા દેવો જેઓ દરવંદ અને બદ દાનેશવાલા છે તેઓ કે (તેઓ જે કરી શકયા તે કંઈજ નહી પણ જરથોશ્તની સાંખે) બદ અથવા અદેખાઈ ભરેલી નજર; ઘભરાટમાં બોલી ઉઠયા દેવો જેઓ દરવંદ તથા બદ દાનેશવાલા છે તેઓ, કે આએજ (અધામ દોઈથીમ=અદેખી અથવા કીનાની નજર અથવા કીનાનો ઇરાદો) હમારાથી બજાવી શકાયું, (અને હવે તારા યાને ગનામીનોના હોકમ મુજબ) અમે ભેગા થઈએચ અરેજુર પાહડના મઠાલા ઉપર[૩૧૧].

શરેહ. એહરેમનનાં એવા સખુનો સાંભલીને દેવો હયાં ત્યાં નાહશાભાગ કરવા લાગા, તેઓથી પોતાનાં સરદારનો હોકમ બજાવી નહી શકાયો તેથી તેઓ શરમીનદા થઈને રડવા લાગા. તેઓને જરથોસ્ત ઉપર કીનો ચહડી આવ્યો કે એ કયાંથી આવ્યો કે એને લીધે આપણો મરતબો અને બોજ આપણા સરદારની નજરમાં કોતાહ થઇ પડયો છે.

૪૬. અફસોસ કે જનમ્યો જે અશો જરથોશ્ત તે પોરૂશસ્પનાં ઘરમાં! કયાં તેનું મોત અમો મેલવ્યે? તે દેવોનું હઠયાર છે, તે દેવોની સાંખે થનાર છે, તે દરૂજને તેની દરૂજી હાલતમાંથી ફેરવનાર છે, તે ઉંધો પાડનાર છે દેવ પરસ્તને, દેવની ઉત્પત્તિના નસાને, જુઠાને અને જુઠા બોલાએલા સુખનને[૩૧૨].

શરેહ.—એવી રીતે શરમમાં નાખ્યા છતાં દેવોથી પોતાનાં સરદાર અંગરેમીનોનું ફરમાન બજાવાને બની શકયું નહી, ત્યારે તેઓ બોલ્યા કે અમો અરેજુર પાહાડ ઉપર જરથોસ્તને તો લાવી શકયા નથી, પણ આએ અમારી અજમાયશનાં સુખનો લાબ્યા છઈએ, તે એકે તેતો દેવોને જેર કરનારૂં એક હઠયાર થઇ પડયો છે. અમે જે જે ઉપાયો લાગુ કરીએ છઇએ તેને તે બેઅસર તથા નીશફ્લ કરતો જાએછે અને અમારી સાંખે

૩૧૧. વંદીદાદ પરગરદ ૧૯ મી ફ. ૪૫ મો.
૩૧૨. વંદીદાદ પરગરદ ૧૯ મી ફ. ૪૬ મો.

થવાને તેને કંમર બાધી છે. તે એજ ધંધો લેઇ બેઠો છે કે આપણી સાંબે થતું. હરેક તદબીર ચલાવી જુઠાઇને બો કાંમે લગાડી અમો પેરવી કરીએ છઈએ તોબી અમારૂં તેની આગલ કશું ચાલતું નથી. તે અમારાં જુઠાંનો અસર થવા દેતો નથી. અમારૂ જુઠું અમારીજ ઉપર તે પાછું ફેકે છે. આપણી ઉપર એકીન લાવનારને તે હલકા પાડી નાખે છે. આપણા નસાને અને આપણા જુઠા લોકોને તે તોડી પાડે છે. કશી રીતે તે આપણને વધવા દેતો નથી. તે તો કોઇ જનમનો વેરી થઇ લાગેલોછે, તેની આગલ અમારૂં કસું ચાલતું નથી. વાસતે કેઇ રીતે અમો તેને મારી નાખ્યે ? અમારેથી એ કાંમ સરંજાંમ ઉતરવું મહાલ છે અને અમો કબુલ કરીએ છઈએ કે અમો તો તેની આગલ નાચાર છઈએ. હવે અમારે એટલુંજ કેહવું છે કે તે જનમ પાંમ્યો તેજ નઠારૂં થયું છે. તે જનમયોજ નહી હતે તો એટલી આપણી ફજેતી અને હાર થતે નહી, વાસતે હવે તો અફસોસ ખાવા વગર બીજો કશો ચારો નજર આવતો નથી. ખચીત અફસોસ કે અશો જરથોસ્ત પોરૂશસપનાં ઘેરમાં જનમ પાંમયો.

૪૭. ઘભરાતમાં પડી બોલ્યા અને દોડી ગયા દેવો જેઓ દરવંદ બદ દાનેશવાલા છે તેઓ અંધકારવાલાં મકાનના તલીઆમાં જે છે ગંધાતું દોજખ[૩૧૩].

શરેહ.—જયારે જરથોસ્તની સાંબે એહરેમનનો કશો ટકાવ થયો નહી ત્યારે તેનો એલાજ તેનાં પોતાનાં દરમાં ધુસ્યા સીવાએનો બીજો રહયો નહી. એહરેમનનો દર દોજખમાં છે, જે દોજખમાં હમેશાં હમેશની તારીકી તથા હમેશા હમેશની ગંધગી હોય છે અને તે દોજખમાં જેમ નીચે જઈએ તેમ તેની તારીકી તથા ગંધગી વધુ હોએછે વાસતે પેલા તમામ દેવો અંતે થાકીને દોજખમાં નાહસી ગયા.

## સાર.

જરથોશત તથા એહરેમન વચેની આએ ગોફતેગોનો સાર એ છે કે જરથોશતની સાંબે ઘણાએક દુશમનો ઉભા થયા, તેઓ ઠગાઈ, બદી તથા જુઠાઈમાં ચુનનદા હતા, વાસતે હરેક તદબીરથી જરથોશતને તેના મકમ ઠરાવ ઉપરથી ખીસાડવાની તેઓએ તજવીજ કીધી. તેઓએ જરથોશતને પેહલાં લાલચ દેખાડી જોઇ,

---

૩૧૩. વંદીદાદ પરગરદ ૧૯ મી ફ. ૪૭ મો.

પણ જરથોશ્ત એક પાહાડની મીસાલે વગર હીલવે મકમ પોતાના એતેકાદ ઉપર મુશતકીમ રહયો. તેણે લાલચની કસી પરવા કીધી નહી અને હોરમજદને ખાતર, સચાઇને ખાતર, ભલી માજદયસની દીનને ખાતર, પોતાના રવાનની સલામતીને ખાતર પોતાનો જાન ખોઇ દેવાને વધારે પસંદ કીધું, પણ માજદયસની દીન તરક કરવાને પસંદ નહી કીધું. સારાં કાંમ ઉપર મકમ એરાદાથી તકી રેહવાથી અંતે ફતેહ મલેછે, તેમ જરથોશ્તની ફતેહ થઇ, તેના દુશમનો ધુજવા લાગા. તેઓએ જોયું કે જરથોશ્તનો એતેકાદ મજબુત છે, તેઓએ જોયું કે જરથોશ્તનું હઠયાર હોરમજદનો એજમતી કલામ છે તેથી તેઓ પોતપોતાનામાં મશવરત કરવા લાગા, પણ કોઈ બાંહને જરથોશ્તનું મોત તેઓને હાથે આવ્યું નહી. તેઓ એક બીજાને તાંના મારવા લાગા અને પોતપોતામાં એક બીજાને ફજેત કરવા લાગા કે જેની ચાનકથી કદાચને કોઇનું લોહી ઉછલી આવે અને તે જરથોશ્તની સાંમે થવાને કંમર બાંધે, પણ કોઈનું જરથોશ્તની આગલ ચાલ્યું નહી. જરથોશ્તની તકરાર એવી મજબુત હતી કે પૃથવીના દરેક મુલકોના વાકેફગાર લોકો તેને હરાવી શકયા નહી. ઓર જરથોશ્ત તેઓના ધરમોનું ખોટારૂં દેખાડવામાં ફતેહ પાંમ્યો, તેથી તેઓ નાચાર થઈ પોતપોતાને મકાંને શરમીંદગીનો ખજાનો મેલવીને ભરાઈ બેઠા. જરથોશ્તની નવી દીન ઉપર અમલ કીધાથી દુન્યામાંથી હર તરેહની બદી ગુમ થઈ ગઈ. ઉપર જે દેવોના નામો* જણાવ્યાંછે તે જાત જાતની બદી તથા દરદોનાં નાંમો છે, તે તમાંમ જમીનના સર ઉપરથી દફે થઇ ગયાં, દેવો દોજખમાં પડીયા, એથી એજ મતલબ સમજવી કે જે જે માણસોની સાંમે તથા જે જે બદીઓની સાંમે તથા જે જે દરદોની સાંમે જરથોશ્તે નવી દીન બતલાવી હતી તેની ખુબીથી તે તમાંમ દેવો તથા બદી વગેરે નાબુદ થઇ ગયાં.

---

* જુવો સફો ૨૫૯, ફ. ૪૩ મો. તથા સફો ૨૦૩ નો નોટ ૨૩૨ મી.

## ૨. ગાથા પ્રમાણે.

જરથોશ્તને પોતાની દીન ફેલાવતાં કેટલી દુશમનાઈની સાંએ થોબવું પડયું હતું તેનો સાંભલેલો એહવાલ, વંદીદાદ લખનારાઓએ વંદીદાદની ૧૯ મી પરગરદમાં લખેલો છે તે આપણે ઉપર જોઈ ચુકા. હવે પોતાની સાંએ ઉભી થએલી મુશકેલીઓ વીશે જરથોશ્ત પોતે શું બોલ્યો તે ગાથા ઉપરથી આપણને માલુમ પડે છે. ગાથાના ૪૬ માં હામાં તમામ જરથોશ્તની ફરીઆદ છે, તેમાં થોડુંએક સમજ પડે એવું છે ત્યાં જરથોશ્ત પોકારે છે કે[૩૧૪] હું કોઇ જમીન તરફ જાંઉ કે કેઇ તરફ હું મારાં દગલાં ભરૂં, અમારી સાથે મદદગારો ઘણાજ થોડા છે.[૩૧૫] જ્યારે અદેખાઈથી જુઠા લોકો મારી તરફ જોએ ત્યારે મારી કુમક કોણ કરનાર છે[૩૧૬]. એ હા તમામ સમજ પડે તો માલુમ પડે કે જરથોશ્ત ઉપર કેવી પ્રકારની આફત આવી પડી હતી.

---

૩૧૪. કેઇ જમીન તરફ હું વલણ લેવું, કેઇ તરફ હું જાંઉ ?
(યજશ્ને હા ૪૬ ૫. ૧ ).

૩૧૫. હું છું થોડીજ મીલકતવાલો અને થોડાં માણસવાલો હું છું.
(યજશ્ને હા ૪૬ મો ૫. ૨ જો).

૩૧૬. કિયો નર ઓ મજદ ! મને અને મારી પુઠે ચાલનારને મદદ આપશે જ્યારે મને દરવંદ કીનો લેવાને પકડે ત્યારે ?
(યજશ્ને હા ૪૬ મો ૫. ૭ મો ).

# બાબ ૯ મો.

## પોતાના દુશમનોની સાંમે થવા જરથોશ્તે તનદરોસતી તથા કૌવત ઇછિયું અને તેઓને હરાવ્યા.

આગલ આવી ગયું કે જયારે જરથોશ્તની સાંમે બુઇતી દેવ આવ્યો ત્યારે જરથોશ્ત એક યથા અહુ વઈર્યો ભણ્યો જેની એજમતી ખુબીથી બુઈતી દેવ નાહશી ગયો. વલી જયારે અંગરેમીન્યોએ જરથોશ્તને પુછ્યું કે તું કયાં હઠયાર મારી સાંમે વાપડશે, ત્યારે જરથોસ્તે જવાબ દીધો કે મારૂં સઉથી સરસ હઠયાર તો હોરમજદે શીખાડેલા સખુન છે, અને એમ કહીને જરથોશ્ત યથા અહુ વઈર્યો ભણવા લાગો. જે સાંભલ્યાથી એહરેમન પોતાની મુરાદમાં નાસીપાશ થયો. બુરા માણુસોની સાંમેનું મોટું કારગર હઠયાર જરથોશ્તના હાથમાં આએ યથા અહુ વઈર્યોની બંદગી હતી. એ બંદગી ભણ્યાથી જરથોશ્તને જોઈતી હીમત આવતી હતી. હોરમજદની તરફની મદદ તેને એ બંદગી કીધાથી પોંહચતી હતી, પણ હોરમજદ હમેશાં તેને મદદ કરેછે કે જે પોતાની તરફથીબી કોશેશ જારી રાખેછે. જરથોશ્તે હોરમજદની પનાહ વારંવાર ચાહતી વખતે પોતાની તરફનો કોશેશ બંધ રાખી હતી નહી. એ કોશેશ ચલાવા જે શકતીઓની જરૂર હતી તે શકતીઓની બક્ષેશો તે હોરમજદ પાસેથી વારેવાર ઇછતો હતો. એ બાબેની કેટલીએક હકીકતો અવસતા મધેથી મલેછે.

### ૫૨. કુદરતનો ઘટતો ઉપયોગ કરવો.

જરથોશ્તના ધ્યાનમાં એવું આવેલું હતું કે આએ દુન્યા જે હોરમજદે બનાવી છે તે માણુસના ફાએદાને વાસતે છે. આએ દુન્યાની નેઆમતોનો ઘટતો ઉપયોગ કરીને સુખ તથા આબાદાનીમાં રેહવું એ માણુસની ફરજ છે, એમ તે સમજ્યો હતો. કુદરતનો ઉપયોગ કરવાની તેની હમેશા ભલાંમણ હતી, પણ એવી રીતનો તેનો ઉપયોગ કરવો કે જે કરતાં કોઇબી ભાગ વ્યર્થ

જાએ નહી. દુન્યાને વાસતે માણસ પેદા થયું નથી, પણ માણસને વાસતે દુન્યા પેદા થઇ હતી એવો તેનો કોલ હતો. કોઇબી રીતે માણસે પોતાના તન તથા રૂહ ઉપર તંગી ખેચવાની તથા તેની ઉપર અજાબ પાડવાની નેમથી ઉલટીજ નેમ તેની હતી. જરથોશતના મત પ્રમાણે ઘટતી રીતનો ખોરાક લેવો અને શકતીવાન થવું કે જે મતલબસર આપણી હયાતી થઈ છે તે મતલબ પાર પાડવાને બની શકે. એ મતલબ માણસે પોતાના પેદા કરનારને પીછાણવાની અને તેનાં બનાવેલા પ્રાણીઓ તથા વસતુઓની સાથે પ્યાર તથા મોહબત રાખવાની તથા પોતાની મેહનતથી રોજગાર મેલવવાની તથા નેક કાંમો કરવાની તથા વસતીનો વરૂધી કરવાની તેને જણાઈ હતી. માણસના ફાએદાને વાસતે તમામ ચીજો બનીછે, વાસતે તે ચીજોને નુકસાન થવા દેવાથી બચાવવી એવાં ફરમાનો જરથોશતે આપ્યાં હતાં. જમીનને ખેડવી, તેની ઉપર નસો પડેલો રેહવા દેવો નહી, તેની અંદર ખાડા તથા દરો હોએ તે પુરી નાખવા, પાણીને સાફ રાખવું અને તેની અંદર કોઈબી નજીસાઇ નાખવાથી પરહેજ રેહવું. આતશને પાક રાખવો અને દુરગંધ વસતુઓ તેની ઉપર નાખવી નહી, અને જાણી જોઈને નીતરાં પાણીને રદ નહી કરવું તથા આતશને બુજાવી નહી નાખવો. ઉરવર તથા ગોસપંદાની માવજત કરવી અને તેઓનો વ્યર્થ નાશ નહી કરવો, પણ જમીન, પાણી, આતશ, ઉરવર તથા ગોસપંદાનો ઘટતો ઉપયોગ કરવો. ઘટતો ઉપયોગ એટલે એ વસતુઓ તથા પ્રાણીઓ માણસના ખપમાં લીધાથી માણસની આબાદાંની વધે તેમ કરવું. પણ જરૂર કરતાં વધારે જમીન નહી વાપરવી, જરૂર કરતાં વધારે પાણી નહી ખપાવવું, વધારે આતશ નહી સલગાવવો, વધારે ઝાડ નહી કાપવાં, વધારે ગોસપંદ નહી જબે કરવાં. વંદીદાદની ૫ મી પરગરદમાં કેહે છે કે[૩૧૭] હોરમજદે

---

૩૧૭. ખચીત અહુરમજદએ હલકામાં હલકી કીમત ધરાવનાર કપડાં મધેની અથવા વસ્તુ મધેની કંઈબી બીગાડવાને અથવા નાખી દેવાને નથી બનાવી; નહી **અસ્પેરેન** જેટલી મોટી કે નહી **અવચિન** જેટલી મોટી, જેટલી આએ નારી ( કુમારીકા ) કાંટતી વખતે રેહટીઆ ઉપર ખેંચેલો તાર તેની ચાતરડી ઉપર નાંખે.—અગરજો આએ મજદયસ્નાનો આએ ગુજરેલાની ઉપર એટલાં માપનું કપડું બી નકામું નાખે કે જેટલું આએ કુમારીકા જેટલાં માપનો સુતરનો તાર રેહટીઆ અથવા ચાતરડી ઉપર નાખેચ તો જીવતા જીવત તે અશો નથી અને મુવા પછી તે બેહસ્તનો બેહરો નહી મેલવશે. (વંદીદાદ પરગરદ ૫ ફ. ૬૦–૬૧ ).

કસીબી વસતુ વગર કારણુની વ્યર્થ બનાવી નથી, વાસતે ગુજરેલાં માણસની ઉપર જોઈએ તે કરતાં વધારે કપડું નાખવું નહી. એ ટલું વટીક કે આપણામાં એવી રીત છે કે ગુજરેલાંની ઉપર જુતું-જ કપડું હોરાડવું અને તેમાં એક તાર જેટલો બી અગત કરતાં વધારે ભાગ રાખવો નહી. એ સબબથી આપણા લોકો કુદરતને ઘણી કરકસરથી વાપડેછે, અને કોઇબી ચીજનો બીગાડો કરવો યાને અંદાજા કરતાં વધારે વાપરવી તેને ગુનાહભરેલું સમજે છે. એ સબબથી આપણ કુદરતની ઘણી માવજત રાખીએ છઇએ, તેથી પરકોમવાલાઓ કેટલીક વખતે આપણને કુદરતની પરસ્તેશ કરનારા સમજેછે.

### ૫૩. તનદરોસ્તીની જાલવણી.

એવી રીતે બાહેરની કુદરતની જતન કરવાનો હોકમ છે. એવી રીતે નીરજીવ વસતુઓની તથા પશુ જાનવરોની સંભાલ રાખવાની તાકીદ છે તો પછી માણસ જેવી ઉત્તમ કુદરતી બનાવતનું સુખ વધારવાની કેટલી વધારે અગત જરથોશતના ધ્યાનમાં હશે અને આપણી અંદરની કુદરતની પુરતી સંભાલ કરવાને તેણે કેટલી વધારે કાલજી રાખી હશે. જો તમામ દુન્યાની વસતુઓ માણસના ખપને માટે છે અને તેટલા વાસતે તે વસતુઓને આબાદ-રાખવાનો ફરજ છે તો પછી ખુદ તમાંમ વસતુઓનો સરદાર જે માણસ છે તેની પોતાની સંભાલ રાખવાની કેટલી બધી વધારે ફરજ જોઇયે. એ ફીલસુફી પ્રમાણે અવસ્તામાં માણસની તનદરોસતી જાલવવાની ઘણીજ તાકીદ ફરમાવીછે. કેટલાએકો એવો વીચાર લઈ બેઠા છે કે તનને પુશતી આપ્યાથી મન લાઠકું તથા નબલું થાએ છે અને વધારે અગત તો મનને પુશતી તથા દરૂસતીમાં રાખવા-નીછે, વાસતે તેઓ બનતી કોશેશ કરીને તનને દુબલું તથા ના કૌ-વત કરે છે, એવી ઉલટી સમજથી કે તેમ કીધાથી તેઓ મનને મજબુત કરેછે. તેઓ ખાવા પીવાનું કમ કરે છે, તેઓ વખતે વખત અપવાસ કરે છે અને તેથી પોતાના તનને દુબલુ કરે છે. જો કોઇ એજ કારણુસર આએ દુનન્યામાં જીવવાને ઇછતા હોએ

કે જ્યાંસુધી તેઓ જીવે ત્યાંસુધી તેઓને સારૂ સારૂં ખાવાનું મલશે તો તે ખોટું ગણાએ, પણ કોઇ દુન્યામાં ભલાં કાંમ કરવાને વાસતેજ જીવવાને ઇછતો હોએ અને તેટલા વાસતે જીવવા થકી તે ઘટતો ખોરાક લીએ તો તેમાં તેની સમજ નાપસંદ કરવા જોગ નહી ગણાએ.

**૧ ઘટતો ખોરાક લીધાથી તનદરોસતી જલવાએછે.**

જરથોસ્તી ફીલસુફી એ છે કે માણસે સારીપઠે ઘટતો ખોરાક ખાવો કે તેનાથી જીવાએ અને તે સારી તનદરોસતી સાથે લાંબી જીંદગી સુધી જીવે કે જેથી તેઓ ઘણા ઘણા સારાં કાંમો કરી શકે. વંદીદાદની ૩ જી પરગરદમાં સાફ લખેછે કે[૩૧૮] માણસો નહી ખાએ તો તેઓ મરી જાએ તથા ખાધા વગર કોઇથીબી નેક કાંમો મુતલક કરી શકાએ નહી. એ સબબથી આપણામાં જશનો કરી જમનના મેલાવડા કરવાના તેહવારો પડેછે, પણ કોઇબી વખતે હીંદુઓ તથા બીજી કોમોની માફક અપવાસ કરવાના દાહડાઓ આપણામાં ગણતા નથી. જો ખાધાથી તન મજબુત થાએ તોજ મનબી મજબુત થાએ, પણ જો દેહ નબલી હોએ તો મનબી નબલું રહે. લાટીનમાં એક કેહવતછે કે, Mens sana in corpore sano એટલે કે દરૂસત તનની અંદર દરૂસત મન રેહે છે, વાસતે મન મજબુત કરવું હોએ તો ઘટતો માફકસર ખોરાક ખાવાની જરૂરછે. જરથોશ્તી વીચાર પ્રમાણે ખાવાની ઘણીજ માવજત તથા પરહેજી રાખવામાં આવેછે. જરૂર કરતાં વધારે ખાઇ હેદી થવાની મનાઇ છે. અસલી ઇરાનીઓ વીશે યુનાની ગ્રંથકારો લખી જાએ છે કે તેઓ એવી ઉત્તમ તાલીમ લેતા હતા કે કોઇબી માણસ જરૂર કરતાં વધારે ખાઇ મીજલસમાં બેહોરમત થવાને પસંદ કરતો નહી હતો.* આગલી તવારીખ બતાવે છે કે જે લોકો તને મજબુત હતા તેઓ દેલાવર તથા સાચા પણ હતા અને જેઓ તને નબલા હતા તેઓ હીચકારા તથા જુઠા હતા. જેના તનમાં બલ નહી તે સાંબા

૩૧૮. જુવો સફો ૧૯૨ મો નોટ ૧૯૮ મી.
* જરથોસ્તી અભ્યાસ, આંક ૧૦ મો સફો ૧૨૪ મો.

દુશમનથી ડરે છે અને તેના પંજામાંથી બચી જવા તરેહવાર હીલા તથા ફંદફાંદા વાપડે છે અને તેમ કરતાં તેને જુઠું બોલવું પડે છે. પણ જેના આંગમાં કૌવત છે તે દુશમનથી ડરતો નથી અને તે નીરભયથી દલેરી બતાવે છે, એટલા વાસતે ખાવાની તાકીદ છે.

**૨. માણસના ગુજરવા પછી ખાધાથી પરહેજ રેહેવું અનધટારત છે.**

કોઈ માણસ ગુજરી જાએ તો તેની પછવાડે તેનાં સગાંવાહલાંઓએ કેટલોએક વખત સુધી શોક રાખવાનું ફરમાન વંદીદાદની ૧૨ મી પરગરદમાં છે, પણ તે શોક ખાવા પીવાનો નથી કાંએજે વંદીદાદની ૮ મી પરગરદમાં સાફ લખે છે કે[૩૧૯] લાસને ઘેરમાંથી બાહાર કાહાડી કે પછી આગલની માફક ગોશત તથા દારૂં સાથનું ખાણું માણસોએ ખાવાનું શરૂ કરવું. હયાં મતલબ એવી લાગે છે કે કોઇએ શોક રાખીને ખાવાથી દુર થવું નહી, તેથી ગોયા તાકીદ કરતા હોએ તેમ ફરમાવે છે કે લાસને બાહાર કાહાડી કે ખાણું ખાવાનું ચાલુ કરવું.

નોટ.—એ પ્રમાણે વંદીદાદની ૮ મી પરગરદમાં લખેલુંછે પણ પછવાડેથી મરણને દીને અને ત્યાર પછી બીજા બે દીન સુધી તાજા ગોશતનું ખાનું નહી ખાવાનો રવૈયો પડયો હશે ત્યાંસુધી પેહલવી શરેહ કરનારાઓએ એ બાબત ઉપર એશારો કીધો નહી હોએ. તેઓના વખતમાં તરણ

૩૧૯. આથ્રવનો પેહલાં આએ રસ્તાઓ (જેની ઉપરથી ગુજરેલાઓની લાશ લઇ જવમાં આવી હોએ તેની) ઉપર ચાલી જાએ ફતેહમંદ (નીચલા) વચનો પઢતાં :—

**યથા અહૂ વઇર્યો૦ કે મે ના મઝ્દાથી અષહે** સુધી. તે પછી મરજી મુજબ માજદયસ્નાનો આએ રસ્તાઓ ઉપર હાલચાલ કરે; મરજી મુજબ પશુઓ મધેના અથવા ઢોરો મધેના, અથવા નરો મધેના અથવા નારીઓ મધેના (તે રસ્તાઓ ઉપર આવજાવ કરી શકે), અથવા આતશને જે અહુરમજદનો પુત્ર અથવા બરસમને જે પવિત્રાઇથી બીછાવેલી તેને (લાવ લઈજાવ કરી શકાએ), તે પછી મરજી મુજબ તે ઘરના માજદયસ્નાનો ખોરાક, ગોશતને લગતો કે શરાબને લગતો બનાવે અને વાપરે તો તે પાક તથા વગર આલુદગીભરેલું ગણાએ—(ગુજરવાની) આગમજની માફક. (વંદીદાદ પગ્ગરદ ૮, ફ. ૧૯–૨૦).

દાહડા સુધી તાજાં ગોશતનું ખાવાનું મના કીધેલું લાગેછે પણ તે જરથોસ્તનાં ખાસ ફરમાનથી ઉલટું કીધેલું લાગેછે. જેઓથી ગમગીનીને લીધે ગોશતનું ખાતું ગલે ઉતરે નહી તેઓની ઉપર જુલમ કરી ગોશત ખવાડવાની જાસતી કરવાની મતલબ જરથોસ્તની નહી હતી, પણ ગમગીનીનાં વખતમાં ભુખા નહી રેહવું અને જે ખોરાક ખાવાનો હમેશનો માહવેરો હોએ તે ખોરાક ખાવાનું તરત ચાલુ કરવું એ મતલબ તેની લાગે છે, વાસતે જોઈતા ખોરાકથી કોઈને અટકાવવા તે જરથોસ્તનાં વીચારથી ઉલટું લાગેછે. હાલમાં પાછલી રાતનાં દહમની કીરીઆમાં ચાશની કરવામાં આવેછે અને તેમાં દારૂ રાખવામાં આવેછે અને તે દારૂ હોઠે લગાડવાની ગોયા જરૂર હોએ એમ સમજવામાં આવેછે, તેમાં ૮ મી પરગરદના અવસતાની મતલબ થોડી ઘણી જલવાઈ રહેલી માલુમ પડેછે.

### ૩. તનદરોસતીનો ઉપયોગ ભલાં કાંમ કરવાને વાસતે.

માવજતથી ખાધાથી અંગમાં કોવત આવે છે અને તેથી હાથ પગ વધારે ચપલ રીતે ચાલે છે જેથી મન બી હુશયાર થાએ છે. એવી રીતે શકતી મેલવવાનું કારણ એવું નહી હતું કે તેથી ગરીબ માણસોને હેરાંન કરવાં અને તેઓ ઉપર જુલમ જાસતી ચલાવવી, પણ ખાઈ પીઈને હાથ પગે તથા મગજે મજબુત થવાનું કારણ જરથોશતી ધરમમાં ઘણું નેક અને તારીફ લાએક છે. વીસપરદના ૧૫માં કરદામાં લખે છે કે[૩૨૦]. ઓ માજદયસની જરથોશતીઓ તમો તમારા હાથ, પગ અને હોશ ઠેકાંણે રાખો, લાએક તથા ઘટારત ભલાં કાંમો કરવાને વાસતે, તથા નાલાએક અને અઘટારત બદ કાંમો કરવાથી દુર રેહવાને વાસતે. હયાં મજબુત થવાનું કારણ એ બતલાવ્યું છે કે મજબુત થયાથી સારાં કામો થઈશકે અને બદ કાંમોથી દુર રેહવાને બની શકે.

---

૩૨૦. ( તમારા ) પગોને, બંધે હાથોને અને હોશને તમો કાબુમાં રાખો,– ઓ માજદયસ્ની જરથોસ્તીઓ ! લાયક, વખતસરના અને નેક રીતે થએલાં કામો કરવાને અને બેકાએદેના (અથવા નાલાયક ) વખતને નહી છાજતાં બુરી રીતે થએલાં કામો તજવાને; અને કરો હયાં નેક ખેતી ઉપયોગનાં કામો ; પુરી પાડો મોહતાજમંદોની હાજતો.
( વીસ્પરદ કરદો ૧૫ મો ફ. ૧ લો).

આએ સઘલા ઉપરથી જણાશે કે કોઇ જરથોશતીએ તનદરોસતી ઇછવી તે ખાઈ પીઇ ખુલીઆ થવાનેજ વાસતે નહી, પણ વીસપરદના ૧૫ માં કરદામાં લખ્યું છે તેમ સારાં કામો કરી શકવાને વાસતે તથા બદ કામોથી પરહેજ રેહવાને વાસતે હોવી જોઈએ. જરથોશતી ધરમમાં તનદરોસતી જાલવવાની ઘણીજ તાકીદ છે અને તે ઉપલે કારણે છે કે તનદરોસતી રાખ્યાથી માણસો નેકી કરવાની શકતી ધરાવી શકે. દરરોજની ચાલુ બંદગી કરી રહયા પછી તનદરોસતી ઇછિવાની બંદગી ભણવાનો આપણો ધારો છે, પણ એ તનદરોસતી પાજંદ ભાશામાં પછવાડેથી આપણા દસતુરોએ જોડેલી છે. જે તનદરોસતી અવસતામાં ઇછિવાની છે તે 'અહ્માઇ રએશ્ચ' વાલી બંદગી છે જેમાં તનની દરોસતી, લાંબી જીંદગી અને છેલે સરવાલે બેહશતનો હંમબેહરો ઇછવામાં આવેછે.[૩૨૧]

## ૫૪. જરથોશ્તે તનદરોસતી કાંય ચાહી હતી ?

ઉપર જોયું કે કોઇએ તનદરોસતી ચાહી તો તે તેણે દુન્યાઈ મજાહનેજ વાસતે ચાહી એમ ધારવું જોઇએ નહી. એવાબી લોકો હશે કે જેઓ ખાવા પીવાને વાસતેજ જીવે છે, પણ ખરા જરથોશતીઓ આપણે ઉપર જોઈ ચુકા કે ખાવાને વાસતે જીવતા નથી, પણ જીવવાને વાસતે ખાએ છે અને નેક કામો કરવાને વાસતે જીવે છે. જરથોશતીઓને જશનો કરી ખાવા પીવાની છુટ છે, તે ઉપરથી તેઓ ઉપર હવસોને તરૂપત કરવાનો ઠપકો મેલાઈ શકાતો નહી, કાંએજે તેઓની ખાવા પીવાની નેમ હવસોને છુટ આપી તેઓને લાડ લડાવાની નથી પણ તેને અંદાજમાં રાખી ભલાં કામ કરવાની શકતી મેલવવાની છે. જરથોશતે પોતે પોતાના તનને મ-

૩૨૧. (જે ખુબી ભરેલાં પાણીઓને આરાધેચ) તેને (હોજો) તેજસ્વીપણું અને ખુદેહ, તેને તનદરૂસ્તી, તેને તનનું સુખ, તેને તનની ફતેહ, તેને પુર આસાનીવાલી સુખાકારી, તેને જાતી અકલના ફરજંદો, તેને લાંબામાં લાંબી જીંદગી અને તેનેજ ઉત્તમ અશો લોકોનું મકાન (બેહસ્ત) જે રોશનીવાલું અને તમામ સુખવાલું છે!

(યજશ્ને હા ૬૮ મો ફ. ૧૧ મો).

જબુત કરવાને ઇછ્યું હતું, જરથોશ્તે પોતે પોતાની તનદરોસતીમાં વધારો ઇછ્યો હતો, જરથોશ્તે પોતે લાંબી જીંદગી પોતાને વાસતે માંગી હતી, પણ તે શું કારણસર ? તેનો ઘટતો, હોરમજદને પસંદ પડતો, હોરમજદે ઇછેલો, હોરમજદે ફરમાવેલો ઉપયોગ કરવાને વાસતે.

### ૧. જરથોશ્તે ઇછેલી છ બક્ષેશો.

જરથોશ્તે છ જુદી જુદી બક્ષેશો ચાહી છે તેની વીગત યજશનેના ૯ માં હામાં આવે છે. ત્યાં સઉથી ઉમદા બક્ષેશ પેહેલાં માંગીછે પણ આપણને વધારે સેહેલથી સમજ પડવા ઉતરતી બક્ષેશોનું બયાન પેહેલાં અતરે લેઉ છેઉં અને સૌથી ઉમદા બક્ષેશ સાથી છેલી લીધામાં આવશે. જરથોશ્તે દુઆ ચાહી છે અને માંગ્યું છે કેઃ—

૬. પેહેલાં ચોરને, લશકરને તથા વરૂને અમો (હું તથા મારા સાથીઓ) પારખી લીજીએ. કોઇ અમોને નહી પેહેલાં પારખે. સૌને અમો પેહેલાં પારખી શકયે[૩૨૨].

શરેહ.—જરથોસ્તનો ધરમ આબાદાની ફેલાવવાનો અને રાજમાં સલાહ સંપજ તથા સમાધાંની દાખલ કરવાનો હતો. જરથોસ્ત આવ્યો તે વેલા માણસોનાં જાન માલની સલાંમતી ઉપર ભરૂશો રેહતો નહી હતો. ચોરની ધાસતી ઘણી હતી, લુટારાઓનાં હુમલાઓ વારંવાર અચબુચા થઇ આવતા હતા. તે જગો ઉપર વરૂનો દર ઘણો હતો, જેઓ રાતનાં વાડાઓમાં આવીને મેઢાં, બકરાં તથા ગાય ઢોરોને ઘસડી લેઈ જતા હતા. એ ત્રણ મોટાં દુઃખો તે વખતે હતાં. તેઓ ત્રણે ચોરી છુપી રીતે એકદમ અચબુચ આવી પોંહચી જાન તથા માલને નુંકસાંન કરતા હતા, તેથી જરથોસ્તે ઈછ્યું કે મને તથા મારી સાથનાં મલતીઆઓને આગાહી મલે કે અમો ચોર, લુટારા તથા વરૂઓ આવી પોંહચવાનાં હોએ તે આગમચથી જાણી લેઇએ અને અમો તેઓને પકડવાની તજવીજ કરીએ,

---

૩૨૨. તારી પાસેથી આએ છઠી બક્ષેશ હું ચાહુચ ઓ મોતને દુર કરનાર હોમ ! કે આગમચથી ચોરને, પેહેલાં ખુનીને, પેહલાં વરૂને અમો જાણીએ, નહી એઓમાંનો કોઇ પેહલાં અમોને જાણે, એ તમામોને અમો જાણીએ. (યજશ્ને હા ૯ મો ફ. ૨૧ મો).

તેની ખબર તેઓને પડે નહી. અચબુચ ઉતરી પડનારાઓ અરધી રાતના લોકોને ધભરાટમાં નાખીને તરત પાછા નાહશી જાએ તેઓની પુઠે દોડી તેઓને પકડવું ઘણું મુશકેલ થઇ પડે છે, વાસતે એવાઓ નજદીક આવ્યા હોએ ત્યારે તેઓને ઘેરો નાખી પકડવાનો એખલો ઉપાય રેહેછે, તે ઉપાય અમલમાં લાવી શકાએ વાસતે જરથોસ્તે તેઓ આવતા હોએ તેની ખબરની આગાહી ઈછી છે.

૫. વેરીઓને મારતો, લડાઈમાં જીહતતો, દવેશીઓને તોરતો, જુઠાને જીહતતો આએ દુન્યામાં હું આગલ વધું ૩૨૩.

શરેહ.—ચોર, લુટારાઓ તથા વરૂઓને દફે કરી તેઓનાં જુલમમાંથી દેશને છોડવ્યા બાદ જરથોસ્ત ઇછે છે કે જેઓ બદકાર છે, જેઓ તોબા બોલાવે એવી ચાલના છે, જેઓ જુઠાઈ વાપડનારાઓ છે તેવા વેરીઓને હું મારી શકું, તેઓની સાથે લડાઇ કરવી પડે તો તેમાં હું જીહતું. દેશને ઉપલા લુટારાઓથી છોડવ્યા પછી જરથોસ્તે લોકોની નીતી સુધારવાને શરૂ કીધું. લોકો ચોર તથા વરૂની ફીકરમાંથી છુટે તો પછી તેઓ વાએજી તથા ભાશાંનો ઉપર ધ્યાંન આપે. જયારે મુલકમાં જાન તથા તનની સલાંમતી હોએ ત્યારે લોકો ધાસતીમાંથી નીરાંત થાએ અને ત્યારે તેઓને બીજી બાબતો ઉપર ધ્યાન આપવાને ફુરસદ મલે. પણ જુઠાઓની સાથે તકરાર કરવી પડે તો તેમાં જરથોસ્ત ફતેહમંદ થઇ શકે એવી દુઆ તે ઇછે છે. જરથોસ્ત જે ફતેહ ઇછેછે તે બદી તથા બદી ચલાવનારા પુરૂશો ઉપરની ફતેહ છે.

૪. દવેશીઓને તોડતો, જુઠાંને જીહતતો, હીમત રાખતો અને મુરાદ હાંસેલકરતો આએ જમીન ઉપર હું આગલ વધું ૩૨૪.

શરેહ.—જુઠાને હરાવાની જરથોસ્તે ખાહેશ કીધી તેમાં પુરેપુરી એટલે મન સંતોશ પાંમે એટલી ફતેહ મેલવે, એવી દુઆ હિયાં જરથોસ્ત ઇછે છે.

૩. મારા જાનની લાંબા વખતની જીંદગી ૩૨૫.

શરેહ—જરથોસ્તે જે કામ માંથે લીધું હતું કે આએ જમીનની ઉપર જેટલી જુઠાઈ છે તેને હું તોડું, તે કામમાં જરથોસ્તનું મન ધરાએ એટલી ફતેહ મેલવવા લાંબી મુદત સુધી તેને કોશેશ જારી રાખવી જોઈએ એવું તેને લાગું. લાંબા વખતની બદ તબે છોડાવવી એ સેહલ કામ

૩૨૩. યજશ્ને હા ૯ મો ફ. ૨૦ મો.
૩૨૪. યજશ્ને હા ૯ મો ફ. ૨૦ મો.
૩૨૫. યજશ્ને હા ૯ મો ફ. ૧૯ મો.

નથી વાસતે જરથોસ્તે ઇછયું કે જો મને લાંબી જીંદગીની બખશેશ થાએ તો મનમાં જે ભલું કામ મેં ધાર્યું છે તે હુંજ મારી જીંદગીની આખેરી આવે તેની આગમચ સરંજામ પોંહચાડું. એ નેક મુરાદથી જરથોસ્તે લાંબી જીંદગી ઇછી.

૨. આએ તનની દરૂસતી[326].

શરેહ.—જરથોસ્તે પોતાની મુરાદ બર લાવવામાં ફતેહમંદ થવા લાંબી જીંદગીની જરૂર જોઈ, પણ લાંબી જીંદગી તનદરોસતી વગરની હોએ તો તેથી તેણે ધારેલું કામ તેનાથી કેમ પાર પાડી શકાએ, વાસતે જરથોસ્ત માત્ર લાંબી જીંદગીથી ધરાતો નથી. પણ તેની સાથે તનની દરૂસતી પણ ઇછેછે કે તનદરોસત હાલતમાં તે લાંબી જીંદગી ભોગવે તો તમામ જીંદગી તે નેક કામો કરવામાં વાપડે. એ નેક કામો તે એ કે જે તેણે ઉપલા ૬ ઠા ૫ માં તથા ૪ થા ફકરાઓમાં ઈછયાં હતાં.

૧. તમામ રોશનાઇવાલું ચલકતું બેહશત જે સાચાઓને વાસતે છે.[327]

શરેહ.—આએ દુન્યામાં લાંબી જીંદગી તનદરોસત હાલતમાં ભોગવી દુન્યાની સપાટી ઉપરથી જુઠાઇને નાબુદ કરવાનો જે એરાદો જરથોસ્તે પોતાનાં દીલમાં બાંધ્યો તે એરાદો પાર પાડયાથી જરથોસ્તે તેની આગમચ થઈ ગએલા અશો, સાચા માણસોની સાથે પેલી દુન્યામાં શરીક થવાની ઉમેદ રાખી, જે દુન્યા તમામ રોશનાઇથી ભરપુર છે.

આએ ૭ ઉમેદો જે જરથોસ્તે ચાહી, તે ઉપરથી આએ દુન્યામાં જરથોસ્ત શા સારૂં જીવતો હતો, શા સારૂં તેણે તનદરોસતી માંગી, શા સારૂં તેણે લાંબી જીંદગી ઇછી તે માલુમ પડી આવેછે. તેણે એમ નહી ઇછયું હતું કે મને તનદરોસતી મલે કે હું ફલાનાને આજાર દેઉં અથવા ફલાની મજાહમાં મારો વખત ખુશ ખુશાલીથી ગુજારૂં, પણ તેની મકસદ અને ઉમેદ એજ હતી કે તનદરોતીભરેલી લાંબી જીંદગી ભોગવ્યાથી તેનાથી જુઠાઈનો નાશ કરવાને બની આવશે અને તેનાં બદલામાં તેણે દુન્યાની હોરમત તથા મરતબા તથા ખેતાબોની કસી ઉમેદ રાખી નહી, પણ એકજ ઉત્તમ ઉમેદ રાખી કે હોરમજદની ખાહેશ મુજબ ચાલી તેને પસંદ પડતું કામ આએ દુન્યામાં કરી તે હોરમજદને રાજી રાખે અને

---

૩૨૬. યજશ્ને હા ૯ મો ફ. ૧૯ મો.
૩૨૭. જુવો સફો ૧૭૬ મો નોટ ૧૭૫ મી.

જયારે તેની જીંદગીનો છેડો આવે, જયારે તેના મરણથી આએ દુન્યામાં ઉપયોગી થવાનું તેનાંથી બંધ પડે ત્યારે પેલી દુન્યામાં હોરમજદનાં તખતનાં પગ આગલ તેની સેવા બજાવતો ત્યાં હમેશા હમેશ સુધી જીવતો રેહે.

આએ પ્રમાણે જોવામાં આવશે કે જરથોશ્તે તનદરોસતી ઇછી તે પોતાનાં હવસોને તૃપત કરવાને વાસતે નહી હતી, પણ હોરમજદને રાજી કરવાને વાસતે અને તેને રાજી કરવાથી પેલી દુન્યામાં જે બદલો તેણે આપણુને આપવાની ઉમેદ આપી છે તેમાં સાંમેલ થઇને ત્યાં સદાનું સુખ ભોગવવાને વાસતે હતું. વાસતે જો હોરમજદનું કોઇબી ફરમાન બજા લાવવું હોએ તો આપણુને તનદરોસતી મેલવવી જોઇએ અને કોઇબી સારાં કાંમ હિયાં કરીએ તેનો બદલો પેલી જેહાનનો ઇછિવા સીવાએ આએ દુન્યાની ખોટી તારીફ તથા જુઠા દબદબા ઉપર કશું દીલ લગાડવું નહી જોઇએ.

## ૫૫. તનદરોસતી—હાથપગનું કૌવત, આંખ કાંનની તેજી.

આખાં તનની દરોસતી તનનાં જુદા જુદા સાંધા તથા ભાગોની દરૂસતીથી મેલવાઇ શકાએ છે. તનના અગતનાં ભાગોમાં, કામ કરવાને વાસતે હાથ, ચાલવાને વાસતે પગ, સાંભલવાને વાસ્તે કાંન તથા જોવાને વાસતે આંખ ગણાએ છે. એ ચાહારે ભાગોની મજબુતાઇ જે ધણી ધરાવે તે તનદરોસત હાલતવાલો ગણાએ. જરથોશ્તે બેહેરાંમ યશ્ત પ્રમાણે મન તથા તનની દરૂસતી નીચે મુજબ ઇછી હતી [૩૨૮]. મનની દરૂસતીમાં સચાઇ તરફની વલાન ઇછી હતી અને તનની દરૂસતીમાં બાજુનું કૌવત તથા આંખની તેજી માંગી હતી. આંખની તેજી તે વખતનાં વીચાર પ્રમાણે ખુશકી ઉપર રેહે-

---

૩૨૮. તેને (બેહેરામને) આરાધ્યો જે અશો જરથોશ્ત તેણે, ફતેહમંદ વિચાર માટે, ફતેહમંદ વચન માટે, ફતેહમંદ કામ માટે, ફતેહમંદ સવાલ માટે, અને ફતેહમંદ જવાબ માટે.—તેને બખશી, અહુરના પેદા કીધેલા, બેહેરામે (તે મુરાદ) રાસ્તીનો ઝરો, બંધે બાજુનું કૌવત, તમામ તનની મજબુતી, તમામ તનનું સુખ અને તે જોવાની શકિત જે જરેનુમન કર્ગસ (સુનેરી ગરદનવાલું ગીધ) ધરાવેચ, જે દેશથી નવ ધણી ઉંચ્યાઇ ઉપરથી મુઠ્ઠીમાં માએ એટલું ગોસ્ત જોઇ શકેચ, એટલુંબી કે જેટલી ચલકતી સોએનો ચલકાતબી, એટલુંબી કે જેટલી સોએની અણી (વટીક જોઇ શકેચ). (બેહેરામ યશ્ત ૫. ૩૨—૩૩).

નારા જાનદારોમાં ઘોડાને, હવામાં વસનારા જાનદારોમાં ગરૂદ પ-ક્ષીને તથા પાણીમાં રેહેનારા જાનવરોમાં કરમાહીને ઘણી હતી. વાસતે આંખની તેજી માંગતાં જરથોશતે ઘોડાની આંખની, ગરૂદ પક્ષીની આંખની તથા કરમાહીની આંખની મીસાલની તેજ આંખ માંગી હતી. ઘોડાને વાસતે કહે છે કે[૩૨૯] તે અંધારી વાદલથી ઘેરાએલી રાતના જમીન ઉપર પડેલા બાલ વટીકને પારખી શકે છે કે તે બાલ પુછડીનો છે કે યાલનો છે. આંખની તેજીને વાસતે ખુશકીના જાનવરોમાં આજના જમાંનામાં લીનકસ (Lynx) નામનું જાનવર વખણાએલું છે અને તેથી જે ઘણી સારી આંખ ધરાવે છે તેને આપણ લીનકસના જેવી આંખવાલો (Lynx eyed) કહીએ છઇએ. ગરૂદપક્ષી જેને કહરકાસ કેહ છે તે ઉંચે હવામાં વસે છે અને ઘણુકરીને ઘણે ઉંચેજ આસમાન ઉપર ઉડયા કરે છે. તેની આંખ એવી તો તેજ ગણી છે કે[૩૩૦] છેક ઉચાં આસમાન ઉપરથી જમીન ઉપર પડેલી સોએ જોઈ તે જાણી શકે છે કે તેનું નાંકુ કયું છે અને તેની અની કેઈ છે. આજે પણ પંખીઓમાં ગરૂદની આંખ ઘણી તેજ કેહવાએ છે તેથી સારી આંખવાલાઓને આપણ ગરૂડના જેવી આંખવાલો (Eagle eyed), કહીએ છઇએ. કરમાહીને માછલીઓની સરદાર ગણેલી છે અને તેના વીશે લખે છે કે[૩૩૧] હજાર માણસ પુર ઉંડા પાંણીમાં ભોએતલીએ

---

૩૨૯. (એહેરામે જરથોસ્તને બખશી)...તે જોવાની શકિત કે જે એક નર ઘોડો ધરાવેચ, જે અંધારી મધ્ય અને વાદલાંથી ઘેરાએલી રાતમાં ઘોડાનો બાલ જમીન ઉપર પડેલો જોઇ શકેચ (અને તેનો) ઉપલો ભાગ અથવા નીચલો ભાગ કયો છે (તે પારખી શકેચ). (એહેરામ યશ્ત ફ. ૩૧ મો તથા જુવો દીન યશ્ત ફ. ૧૦ મો).

૩૩૦. જુવો સફો ૨૭૫ નોટ ૩૨૮ મી.

૩૩૧. (તે જરથોસ્તને એહેરામે બખશી)........... તે જોવાની શક્તિ, જે પાણીમાં રેહનાર **કર માહી** ધરાવેચ, જે મુશકેલીથી પાર થઇ શકે એવી, ઉંડી, અને હજાર મરદ જેટલી (હજાર મથોરા જેટલી) ઉંડી રંગા નદી માંહેલી બાલ જેટલી વસ્તુને જોઇ શકે છે તથા પાણીના છેડાનો (પાણીની ઉંડાઈનો) માપ કરી શકે છે. (એહેરામ યશ્ત ફ. ૨૯ મો, તથા જુવો દીન યશ્ત ફ. ૭ મો).

બાલ જેવી બારીક ચીજ પડેલી હોએ તે પાંણીની સપાટીની હેઠલથી તે જોઇ શકે છે. એ મીસાલે જરથોશ્તે પોતાની આંખ, ઘોડાના જેવી, ગરૂદ પક્ષીના જેવી તથા કરમાહીના જેવી, તેજ ઇછી હતી. જરથોશ્તે પોતાની આંખની તેજી ઇછી તે એટલા વાસતે કે ઠગારા, જુઠા, લુટારા અને બદકાર નાપાકોને તે દુરવેરથી સઉથી અગાઉ જોઈ શકે. આગલ આપણુ જોઈ ચુકા કે છઠી ઉમેદ જે તેણે ઇછી હતી તે લુટારાઓને આગમચથી જોઇ શકવાની હતી. દીન યશ્ત પ્રમાણે પણ જરથોશ્તે બાજુનું કૌવત તથા આંખની તેજી ઇછયા ઉપરાંત પગનું જોર અને કાંનનો ખુલાસો ઇછિયો હતો[૩૩૨]. હાથ પગે મજબુત હોએ તો દુશમનની સાંએ થવાને તથા તેનાં હુમલામાંથી બંચાવ કરવાને બની આવે. જરથોશ્તને પોતાના તનની દરૂસતી જોઈતી હતી, તે શું કારણસર અને કેવા દુશમનોની સાંએ થવા તે હોરમજદ યશતના એક ફકરા ઉપરના ખુલાસાથી દીસે છે.[૩૩૩] ત્યાં જરથોશ્ત હોરમજદ પાસે એવો એક એજમતી સખુન જાણવા માંગે છે કે તે ભણયાથી તેનાં દુશમનોને તે હરાવી શકે. તે દુશમનો કેવા હતા તે નીચે જોવામાં આવશે. ત્યાં જરથોશ્ત કેહ છે કે તે એજમતી સખુનથી હું દેવોને, બદ માણસોને, જાદુગરોને

---

૩૩૨. જેણીને ( દીનને ) ઇજી જરથોસ્તે,—નેક રીતે વિચરાએલા વિચારને માટે, નેક રીતે બોલાએલા વચનને માટે, નેક રીતે કરાએલાં કામને માટે અને તે બક્ષેશને માટે ; જે ઉપરથી તેને ( જરથોસ્તને ) બક્ષ્યું—ઘણીજ રાસ્ત, મજદની બનાવેલી અને અશોઇવાલી **ચિસ્તએ** ( દીને )– બંધે પગોંને માટેનું કુવત, બંધે કાનોને માટેની સાંભલવાની શક્તિ, બંધે બાજુઓને માટે કૌવત, તમામ તનની મજબુતી, તમામ તનની સુખાકારી...(દીન યસ્ત ફ. ૬-૭; તથા જુવો ઉપલી નોટ ૩૩૧ મી).

૩૩૩. ત્યારે કહ્યું જરથોસ્તે કે મને તે નામ તું કહે, ઓ અશો અહુરમજદ ! જે તારૂં છે—ઘણુંજ મોટું, અને ઘણુંજ ખુબીભરેલું, અને શ્રેષ્ટ અને ઘણુંજ અસરકારક અને ઘણુંજ ફતેહમંદ અને ઘણુંજ તંદરોસ્તી બખશનારૂં અને દેવોના તથા બદકાર માનસોના આજારોને ઘણુંજ તોડનારૂં, જેથી હું તોડું તમામ દેવોને અને બદકાર માનસોને અને જેથી હું તોડું, તમામ જાદુગરોને અને પરીઓને અને મને કોઇ નહી તોડે, નહી દેવ કે નહી બદકાર માનસ, નહી જાદુગરો કે નહી પરીઓ. (અહુરમજદ યસ્ત ફ. ૫-૬).

તથા પરીકોને મારી શકું. પછી હોરમજદ તેને કેહ છે કે[334] જો તું એટલે કે જરથોશ્ત, દેવોની, માણસોની, જાદુગરોની, પરીકોની, જુલમગારોની, કીક તથા કરપની, બે પગા સાંપની (સાંપના ખવાસના માણસોની), બે પગા આશમોગની (આશમોગના ખવાસના માણસોની), ચાર પગા વરૂઓની (ખરેખરા વરૂ જાનવરની), મોટા અને બોહલા દુશમનના લશકરની પીડાઓને તોરવા માંગતો હોએ તો આએ ફલાના સખુંનો તું ભણજે. આએ ઠેકાંણે માલુમ પડે છે કે જરથોશ્તના દુશમનો કેવી પ્રકારના હતા. એવા દુશમનોની સાંબે થઇ તેઓનો નાશ કરવાનો દાવો જરથોશ્તે કીધો હતો, તે પોતાનો દાવો પાર પાડવા તેને તનદરોસતી જોઇતી હતી, પણ સરવે તનદરોસતી સાથે હોરમજદની ફજલ ઉતરવી જોઇએ; વાસતે હિયાં હોરમજદ યશતમાં કેહ છે કે જો કોઈએ બદફેલના દુશમનોને હરાવવા હોએતો હોરમજદ ઉપર પુરતો એતેકાદ રાખી તેના ફરમાવેલા કેટલાએક એજમતી સખુનો ભણવા. વાસતે તનદરોસતી ધરાવીઆ સાથે હોરમજદ ઉપર પુરતો એતેકાદ રાખી ભલાં કાંમ ઉપર મંડયાથી તેમાં ફતેહની ખુશાલી હાંસેલ કરાઇ શકાએ છે.

### ૫૬. જરથોશ્તે તમામ દેવોને નાબુદ કીધા.

જરથોશ્તે તનદરોસતી મેલવીને તથા હોરમજદ ઉપર એતેકાદ રાખીને પોતાના દુશમનોને હરાવાની જે તજવીજ કીધી તેમાં તે પુરેપુરો ફતેહ પાંમયો. યજશ્નેના ૯ માં હામાં લખે છે કે[335]

૩૩૪. અગરજો તું ચાહતો હોએ ઓ જરથોસ્ત ! કે આજારોને તું તોડે—દેવોના અને બદકાર માનસોના, જાદુગરોના અને પરીઓના અને **સાતર** (જુલમગારો)ના અને **કવી** (દેખતી આંખે આંધલા રેહનારાઓ)ના અને **કરપન** ( સાંભલતા કાને બેહરા રેહનારાઓ )ના અને બે પગા સાંપોના અને બે પગા આશમોઘોના અને ચો પગાં વરૂઓના અને બોહલાં લશકરવાલી, બોહલા વાવતાવાલી અને બુલંદ કીધેલા વાવતાવાલી ઉંચે પકડેલા વાવતાવાલી અને ધાટકી વાવતા લઈ જનારી સેનાના, તો આએ નામો ભણ તમામ દીવસોએ અને રાતોએ. (અહુરમજદ યસ્ત ફ. ૧૧–૧૨; તથા જુવો સફો ૧૭૭ મો નોટ ૧૭૬ મી ).

૩૩૫. ત્યારે તે એક અહુનવર છે, જે ચોમેર ફેલાવો પામેલા ચારવાર પઢાતાને, તેના છેલ્લા ભાગને વધારે ને વધારે ઉંચે આવાજે ગાવા સાથે અશો જરથોસ્તે ગાયો ; જેના ગાવાથી, જમીનમાં છુપા થનાર, નહી આરાધના કરવા લાયકના અને નહી વખાણ કરવા લાયકના તમામ દેવોને હાંકી કાહડયા. (જમ્યાદ યસ્ત ૫. ૮૧ મો તથા સફો ૧૯૮ મો નોટ ૨૧૭મી).

જરથોશ્તના જનમવાથી જે દેવો માણસોની સુરતે આએ પૃથવી ઉપર ભમતા ફરતા હતા તેઓ જમીનમાં ગરક થઇ ગયા. એટલે કે જરથોશ્તે જે નવી હોરમજદી જરથોશ્તી દીન જાહેર કીધી તે ભલી દીનની અસરથી તમામ બદીઓ દફે થઇ ગેઈ. જમ્યાદ યશ્તમાં કેહ છે કે[૩૩૬] જરથોશ્તને જોતાંજ દેવો તથા જીનો નાહસી ગયા. એટલે કે જરથોશ્તનો દેખાવ તથા તેને દેખાડેલી દીનની ખુબી એવી તો પરકાશતી હતી કે તે ઉપર માત્ર નજર કીધાથીજ દીનદુશમનો હેરતમાં પડી પોતાના તાંટીઆ ધીલા કરતા હતા. હરેક સાધારણ માણસ પેહલાં બાહેર ઉગી નીકલે છે ત્યારે તેની સાંમે દુશમનો તપોતપ ઉભા થાએ છે તો પછી પેગમબર જેવા ઓહલો ફેરફાર કરી નાખનારની સાંમે કેટલા બધા દુશમનો ઉભા થઇ શકે તેનો ખ્યાલજ થઈ શકે છે. એ મોસાલે જરથોશ્તની આગમચના પેગમબરોની સાંમે દુશમનો થતા હતા અને તેઓ એ પેગમબરોને હાથે તદન મહાત થઈ જતા નહી હતા, પણ પોતાનું ચલન તથા દોર થોડો ઘણોબી બચાવી શકતા હતા. એ સબબથી દેવો એમ બોલે કે અમોને કોઇએ જડમુલથી હરાવી નેસત નાબુદ નથી કીધા તો તે વાજબી ઠડે. પણ જરથોશ્ત જે પેગમબરોનો પેગમબર હતો તેની સાંમે એક ઘડીબી દુશમનો ટકી શકયા નહી. અશીશંગ યશ્તમાં દેવોના દેવ અંગરેમીનોના મોહડાંમાં નીચે પ્રમાણેના સુખનો મેલ્યા છે[૩૩૭] કે જરથોશ્ત મને મારે છે તે

૩૩૬. નજર પડતાંજ તે (જરથોસ્ત)ની પાસેથી દેવો નાહસી ગયા, નજર પડતાંજ **માયા** (ઠગાઇ, જાદુગરી) ઉડી ગઈ, નજર પડતાંજ માનસોમાંથી **જીનો** દુર ફેંકાઈ ગયા અને તેઓ જીનો વિલાપ કરતા અને રડતા દેવો તરફ ધસારો કરીને ગયા. (જમ્યાદ યસ્ત ક. ૮૦ મો).

૩૩૭. તે (જરથોસ્ત) મને અહુનવર (ભણવા)થી મારે છે, તે જેમ એવાં એક હઠયાર વટે કે જે એક ઘરના જેટલા મોટા પથ્થર વટે (કોઇ મને મારતો હોએ તેમ). તે મને બાલી નાખેચ તેની ઉત્તમ સચાઈની મારફતે, મીસલ તેની એકે જેમ એક ધાતુ ગાલનાર ધાતુને (તપાવીને પીગલાવેચ તેમ). તે મારે સારૂ વધારે સારૂ કરેચ કે આએ જમીન ઉપરથી તે મને દુર કરેચ અને જે એખલોજ મને હફાવી શકેચ જે સ્પિતમાન જરથોસ્ત છે તે. (અશિસ્વંઘ યસ્ત ક. ૨૦ મો).

અહોનવરના હઠયાર વડે, જે હઠયાર આસમાનના જેવું મારી ઉપર પડે છે. જરથોશ્ત મને બાલી નાખે છે તે સઉથી ઉંચી સચાઇના આતશે કરીને. તાપ દીધાથી ધાતુ પીગલીને જેમ વેહતી થાએ તેના કરતાં બી વધારે જરથોશ્ત મને સચાઇના આતશે પીગલાવી નાખી આએ જમીન ઉપરથી મને ધોરી નાખે છે (એટલે કે મને નેસત નાબુદ કરે છે). સપેતમાન જરથોશ્ત મારી સાથે એખલો લડે છે. એવી રીતે અંગરેમીનો પોતાનો એકરાર કરે છે. અંગરેમીનો જાંણે છે કે જરથોશ્ત જે હઠયાર વાપડે છે તે હોરમજદ ઉપરનો એતેકાદ સચાઇનો અમલ છે. એ બે હઠયારે એહરેમન જરથોશ્તથી આજેજ થયો. એ સીવાએ એહરેમન પોતાની આગલી અજમાએશની કેફીએત આપણને કહી સંભલાવે છે. એજ અશીશંગ યશ્ત પ્રમાણે અંગરેમીનો બોલી ઉઠયો કે[338] મારી મરજીની વીરૂધ ઉપરવારા થઇને તમામ યજદોએબી મારી ઉપર ફતેહ મેલવી નથી, પણ એખલો એક જરથોશ્ત મારી તમાંમ કોશેશ, તેની સાંબે કીધા છતાં મારી ઉપર પુરેપુરી રીતે ફતેહ પાંમયો છે. હિયાં અંગરેમીનો જરથોશ્તની ફતેહ પોતે કબુલ રાખે છે અને એકરાર કરે છે કે જે કામ તમામ યજદોથી નહી બન્યું તે એખલા જરથોશ્તે એખલે હાથે કીધું. એવો એકરાર અંગરેમીનોને મોહડે થયો તો પછી જરથોશ્તની ફતેહ અને અંગરેમીનોની હારનો એ કરતાં બીજો મોતેબર દાખલો કેવો જોઇએ.

---

૩૩૮. જે (જરથોસ્ત)ના જનમવાથી અને વધવાથી દુર નાહસી ગયો ગનામીનો આએ જમીન ઉપરથી જે પોહલી ગોલ અને પાર કરવાને દુર છે; આએ પ્રમાણે બોલ્યો તે જે બુરૂ જાણનાર અને પુર મોત ભરેલો ગનામીનો કે નહી તમામ યજદો મારી મરજી વીરૂધ થઇને મને ચીરી શકયા પણ ફકત એખલો જરથોસ્ત મારી મરજી વીરૂધ મને પોહેચી શકેચ. (અશિસ્વંઘ યસ્ત ક. ૧૯ મો).

## બાબ ૧૦ મો.

### જરથોશ્તના શાગેરદો વીશે.

જરથોશ્તે જયારે પોતાના દુશમનો ઉપર પુર ફતેહ મેલવી ત્યારે લોકોને તેની ઉપર પુરો એતેકાદ બેસતો ગીઓ અને તેઓ જે અત્યાર સુધી દાહયા પુરૂશોની માફક રાહ જોતા હતા કે જરથોશ્ત પોતાનો દાવો સાબેત કરી શકે છે કે નહી તે જોઇને દગલાં ભરવાં, અને દાનાવો અને ફાજેલોની તકરારમાં તે ટકી શકે છે કે નહી તેનો સાર જોઇ તપાશીને પછી ખાતરી થાએ તો આગલી દીન તજીને જરથોશ્તની નવી હોરમજદી જરથોશ્તી દીન કબુલ રાખવી તેઓએ જોયું કે જરથોશ્તનો પાયો મજબુત છે, તેનો તમામ ભરૂશો હોરમજદની ઉપર છે, તેની તમામ મતલબ દુન્યાને ભલું કરવાની છે, તેની તમામ હીકમત સચાઈ પાલવામાં છે, વાસતે તેઓએ રફતે રફતે જરથોશ્તની બોરદ્દ પકડવા માંડી. જરથોશ્તે તેઓને હોરમજદી રાહ બતાવ્યો, જેવો હોરમજદે તેને શીખાડયો હતો, તેવો તેણે લોકોને શીખાડયો. અને યજશ્નેના ૪૬ માં હા મુજબ તેણે બતલાવ્યું કે જેઓ તેના કહયા સર ચાલશે તેઓને પેલી દુન્યામાં ઘટતો બદલો મલશે[૩૩૯]. જેઓ શીઆંના પુરૂશો હતા જેઓ પોતાની સમજ વાપડી ખરૂં ખોટું સમજી શકે તેઓને પોતાની બોરદ્દ ઉપર ખેંચવાની જરથોશ્તે ખાસ મતલબ રાખી. એજ ઉપરથી જણાએ છે કે જરથોશ્તે પોતાની લાવેલી દીન ફેલાવા કોઇબી પ્રકારની જબરી જાસતી ચલાવી નહી હતી પણ લો-

---

૩૩૯. જે સ્પિતામાન જરથોસ્તને મોટા મનથી માનસોમાં ખુશી સાથે જાહેર કરશે તે શખસ પોતે (માનસોમાં) વખાણ પાંમવાને લાયક થશે; અને તેનેજ અહુરમજદ જીંદગી (નું સુખ) બખશશે; અને તેનેજ (અહુરમજ) બખશશે ગએથા (જીંદગી ગુજારવાની જોઈતી ચીજો, માલ મીલકત ગાએ ઢોર વગેરે) તેના ભલા મનને લીધે;—તેને (ગુશ્તાસ્પને ?) તમારી (અહુરમજદની) અશોઇ (રાસ્તીથી ચાલવાનો કાનુન લોકોમાં શિખવવા)ને લીધે (તમારા) નેક દોસ્ત તરીકે અમો (જરથોસ્ત અને તેના સાથીઓ) માનીએચ. (યજશ્ને હા ૪૬ ફ. ૧૩).

કોને નેક રાહ બતલાવી તેઓની ખાતરી કરી આપી તેઓને પોતાની તરફ ખેંચવાની તેની તમામ તજવીજ હતી. એ સબબથી તેની કાલજી સમજું માણસોની સાંજે પોતાની વાએજીઓ કરી સંભલાવાની વધારે હતી.

જરથોશતનું ખાંનદાંન 'હએચતઅસપ'નું બી કેહવાએ છે. તે ખાંનદાંનવાલાઓ ખરૂં ખોટું પીછાણનારાઓ હતા, વાસતે તેઓની ઉપર તેની નજર વધારે હતી, એ યજશ્નેના ૪૬ માં હા ઉપરથી જણાએ છે.[૩૪૦] ઘણાજ અશો માનસની દોસતી કરવાને વાસતે, જરથોશતને, યજશનેના ૭૧ માં હામાં લખ્યા મુજબ[૩૪૧], મજબુત ભલાંમણો કરવામાં આવેલી છે. યજશનેના ૪૫ માં હા મુજબ[૩૪૨] તેણે દેખાડેલી દીન પ્રમાંણે ચાલવાને જેઓ નાપસંદ કરશે તેઓએ તેના બદલાને વાસતે તયાર રેહવું. એ પ્રમાંણે તેની વાએજીઓની અસર પેહલાં 'હએચતઅસપ' ના ખાંનદાંનવાલાઓ ઉપર થઈ.

**૫૭. ફ્રરવરદીન યશતમાં જરથોશતના શાગેરદોના નામો છે.**

ફ્રરવરદીન યશતમાં નામીચા પુરૂશોના ફ્રરોહરોને યાદ કીધાં છે. અને તેઓના નામો કેટલાએક કરદાઓમાં આવે છે. કોઈ કરદામાં જરથોશતના શાગેરદોના નામો છે, કોઈમાં આગલા પેશદાદયાન તથા કેઆની પાદશાહોના નામો છે તથા કોઈમાં નામીચી બાંનુઓના નામો છે. કરદો ૨૫ મો, ૨૬ મો તથા ૨૭ મો. એ ત્રણે કરદાઓ જરથોશતના શાગેરદોના નામોના લાગે છે. તે નામોનો જુમલો આસરે ૨૦૦ નો છે. એ મધે ત્રણ ત્રણ, ચાર ચાર,

૩૪૦. ઓ હએચતૂઅસ્પના ખાંદાનવાલાઓ! તમો સ્પિતમાનને લગતાઓને હું જાહેર કરૂંચ, કારણ કરવા લાયક અને નહી કરવા લાયક (શું છે તે) તમો પસંદ કરી શકો છો...( યજશ્ને હા ૪૬ મો ૫. ૧૫ મો).

૩૪૧. અશો જરથોસ્ત પોતે એક દોસ્ત (જે) રક્ષણ કરનાર (હોએ તે) મેલવે, અશોમાંથી અશોની ઉપર અને ચાહાવા લાયકમાંથી ચાહવા લાયકનાની ઉપર પ્યાર રાખવાને (ઓ જરથોસ્ત!) તુંને હું ભલામણ કરૂં છું—કારણ કે તેજ ખુબી ભરેલું છે; કારણ કે તે પોતે **દરવંદ** છે જે **દરવંદને માટે** ઘણોજ ખુબી ભરેલી રીતે ચાલનારો છે, અને તે પોતે અશો છે જેને અશો પ્યારો છે. (યજશ્ને હા ૭૧. ફ. ૧૩).

૩૪૨. જુવો સફો ૧૩૫ મો નોટ ૧૦૩ જી.

પેહડીઓના નામો છે. તે ઉપરથી લાગે છે કે જરથોશ્ત પછી જયારે ફ્રવરદીન યશ્ત લખાઇ ત્યાં સુધીના જરથોશ્તી દસ્તુરોનાં નામો તેમાં લીધાં છે, અથવા તો એ ઉપરથી એવો એક સાર કાહાડી શકાએ છે કે જરથોશ્તના ચેલાઓમાં કેટલાએક મોટી ઉમરના બુઢાઓ હતા, જેઓની સાથે અથવા તરતજ તેઓના છોકરાઓ તથા છોકરાના છોકરાઓએ બી જરથોશ્તી દીન કબુલ રાખી હતી. એ ટીપ મધે નીચે જણાવેલાં નામીચાં ખાનદાનનાં નામો જોવામાં આવે છે.

**૧. હએચતઅસ્પ અથવા સ્પીતામનું ખાનદાંન.***

એ ખાનદાનવાલાઓ સારૂં નરસું સમજનારા હતા. તેઓમાંના આરાસતનો છોકરો મેદયોમાહ જરથોશ્તનો સઉથી પેહેલો શાગેરદ થયો એમ ફ્રવરદીન યશ્તમાં ખુલ્લું લખેલું[૩૪૩] છે. એ મેદયોમાહ સપેતમાનના ખાનદાનનો હતો તે[૩૪૪] યજશ્નેના ૫૧ માં હા ઉપરથી જણાએ છે. પાછલી કેતાબો પ્રમાણે આરાસત[૩૪૫] પોરૂશસ્પનો ભાઇ હતો, ત્યારે મેદયોમાહ જરથોશ્તના કાકાનો છોકરો.

---

* જુવો સફે ૩૦, ૩૧ તથા ૩૨ મા, નોટ ૩–૭; સ્યાવખશનામુ, સફે ૨૪૨ મો નોટ ૪૦ મી.

૩૪૩. આરાસ્તના અશો મેદયોમાહની અશોઇ અને ફ્રરોહરને અમો હિયાં યાદ કરીએચ જે પેહલો જરથોસ્તના માંથ્ર અને સુખન અથવા શિખામણને સાંભલનાર થયો હતો. (ફ્રવરદીન યસ્ત ક. ૯૫ મો).

૩૪૪. તે નર સ્પિતમાનના ખાંદાનનો મેદયોમાહછે, જે દીનની મારફતે વાકેફી મેલવનારો, અને (સુખી) જીંદગી ઇચ્છનારો છે; મજદએ જીંદગી ગુજારવાના કામોમાં જે ખુબીભરેલું (તે કરવાને તથા તે મુજબ જીંદગી ગુજારવાને) કાએદાઓ જાહેર કીધા છે. (યજશ્ને હા ૫૧ ક. ૧૯)

૩૪૫. પેતેરસ્પના બે છોકરા હતા; એક **પોરૂશસ્પ** એક **આરાસ્તિ;** પોરૂશસ્પથી જરથોસ્ત **દરગા હિદઇનીશમાં** (?) જનમ્યો, આરાસ્તિથી મેદયોમાહ જનમ્યો.† (યુસ્તી બુનદહેશ સફે ૭૯ મો).

† યુસ્તીવાલી બુન્દહેશ્નમાં એ વાકય [illegible] ...[illegible] છે. તે મારી પાસેની એક પુરાણી બુન્દહેશ્નમાં ......[illegible] એ રીતે છે. એ પેહલવી હુરૂફે લખેલાં નામોને પાછલથી પાજંદ હુરૂફે વાંચતાં ભુલ થઈ છે. પેહલી નકલનાં વાકયને હાલ સુધીના વાંચનારાઓએ મિન પોરૂશસ્પ જરથોસ્ત વલ્ દરગા હિદઇનીશ વાંચયો છે. મારી પાસેની નકલમાં મિન પોરૂશસ્પ જરથોસ્ત એ વદરીગાહ અનૂદઇનિશ લખેલો છે. એ બેહુ

થયો. જરથોશતનો બાપ પોરૂશસપ તથા તેનો કાકો આરાસત કોઈ દીને જરથોશતી થયા હોએ એવું લખાંણ અવસતા મધેથી મલતું નથી. કદાચ જરથોશતની પેગમબરીના વખતમાં તેઓ હે-યાત નહી હોએ અથવા તો (જે માનવું મુશકેલ લાગે છે કે) તેઓ જરથોશતી દીનથી એહેલાએદા રહેલા હોએ. જરથોશતના (પોતાના ?) તરણ છોકરાઓ નામે ઇસતવાસત્ર ઉર્વતતનર તથા હવ-રેચીથ્ર (ખુરશેદચેહર) તેની દીન ઉપર એતેકાદ લાવ્યા હતા. જો મેદયોમાહ પેહલો શાગેરદ હતો તો એ ત્રણે છોકરાઓ ૧૪ માં, ૧૫ માં તથા ૧૬ માં હતા. સપેતમાન ખાનદાનનો કોઇ થ્રિમી-થવત ૧૮ મો શાગેરદ હતો. એ થ્રિમીથવત કોણ હતો તે જણાતું નથી. મેદયોમાહનો એક છોકરો નામે અશસ્તુ જરથોશતનો ૬૦ મો શાગેરદ થયો હતો.

## ૨. નોદરનુ ખાનદાન.*

જરથોશતના ઘણા કુવતમંદ શાગેરદો નોદરના ખાનદાનમાંથી નીકલ્યા હતા. તેમાંનો મુખ્ય પાદશાહ કએ ગુશતાસ્પ હતો. કએ ગુ-

નકલોમાં ભુલ થએલી લાગે છે. એને **જરથોશત એ નોદરગા** હુદીનીહ (=જરથોસ્ત જે નોદરના ખાંદાનનો અને નેક દીનવાલો) વાંચવો જોઇએ. જરથોસ્તને ફરેદુનના ખાંદાનનો ગણેલો છે તેને બદલે હિયાં નોદરના ખાં-દાનનો કહેલો છે. અને નોદર પોતે પણ ફરેદુનનો પ્રપૌત્ર હતો. જુવો સફો ૩૧ મો નોટ ૬ ઠી; સ્યાવક્ષનામું સફો ૨૪૮ મો નોટ ૪૫ મી. (બીજી વાર પ્રગટ કરનાર).

* કેયાની વંશના સઘલા પાદશાહો સુધીના, અરજાસ્પ સિવાયનાં, સઘલા ઇરાની કે તુરાની પાદશાહોને બુન્દહેશ્ને કેતાબમાં એ નોદરના ખાંદાનનાં ગણેલા છે. જરથોશત પેગામબરની પેહડી પણ જેમ આપરા દસ્તુરો એજ ખાન્દાનથી ગણતા આવેલા છે તેમ એ કેતાબમાં ગણી છે. કોઇ પાદશાહો પોતાને ફરેદુનની ઓલાદના, કોઈ મીનોચેહરની ઓલાદનાં તો કોઈ એરચની ઓલાદના ગણે છે તો કોઇ નોદરથી પોતાની પેહડી ગણાવે છે. તો પણ તેઓનું મુલ એકજ છે. ગુશતાસ્પને અવસ્તામાં નોદરના ખા-ન્દાનનો કહયો છે તેમ જરથોશતને પણ પેહલવી બુન્દહેશ્નમાં નોદરના ખાન્દાનનો કહેલો છે (સફો ૨૮૩ મો નોટ ૩૪૫). બુન્દહેશ્નેમાં આગલા ના-માકીત થએલા દસ્તુરોની વંશાવલી આવેલી છે. તેમાંથી તે સઘલા દસ્તુરોને મીનોચેહરની ઓલાદથી ઉતરેલા જણાવ્યા છે. આફ્રરંગાનના દીબાચામાં જરથોશતની વંશાવલી આપેલી છે તે ફરેદુન આથવયાન સુધીની છે, તેમજ દીનકરદ કેતાબમાં બી છે. સફે ૩૧ મે ની નોટ ૬ ઠીમાં જરથોશતની પેહડી આપી છે તે દીનકરદ કેતાબને આધારે છે. (બીજીવાર પ્રગટ કરનાર).

શતાસ્પ નામનો કેઆની પાદશાહ જરથોશતના જમાનામાં બલખ ઉપર પાદશાહી ચલાવતો હતો. આવાં યશ્ત પ્રમાણે[૩૪૬] કએ ગુશતાસ્પ નોદરના ખાંનદાંનનો હતો. જરથોશતનો મદદગાર કએ ગુશતાસ્પ થયો હતો તે યજશનેના ૪૬ માં હા [૩૪૭] ઉપરથી દીસે છે. આવાં યશ્ત ઉપરથી ચોકસ દીસે છે કે[૩૪૮] જરથોશ્તે કએ ગુશતાસ્પને હોરમજદી જરથોશ્તી દીન ઉપર એતેબાર લાવતો કીધો હતો. ફરવરદીન યશ્ત ઉપરથી જણાએ છે કે કએ ગુશતાસ્પ જરથોશ્તનો ૨૦ મો શાગેરદ હતો. કએ ગુશતાસ્પે જરથોશ્તી દીનને વાસતે શું કીધું હતું તે વીશે એ ફરવરદીન યશ્તમાં કેહ છે કે [૩૪૯] તેણે (કએગુશતાસ્પે) હોરમજદી જરથોશ્તી દીનને પોતાની બાજુ અને પોતાની મદદથી કબુલ કીધી હતી યાને તે દીનને કારણે પોતાની

૩૪૬. તેણીને (અર્દ્વીસૂરને) હબુબના ખાંનદાનવાલાઓએ અને નોજરના ખાંનદાનવાલાઓએ યાદ કીધી; હબુબ્યાનોએ ઈષ્ટી (યાને દોલત) ચાહી અને નોજરયાનોએ ઘોડાને લગતી ઝડફ ચાહી; તે માંગવા પછી જલદીથી હબુબ્યાનો દોલતવાલા થયા, અને નોજરયાનોએ પોતે ચાહેલો ફાયદો મેલવ્યો; અને તેઓમાં ગુસ્તાસ્પ આએ દેશો મધેનો સઉથી સરસ ઘોડાને લગતી ઝડફવાલો (ઝડફવાલા ઘોડા ઉપર સ્વાર થઇ અચ્છો લડાયક) થયો. (આવાં યસ્ત ફ. ૯૮ મો)

૩૪૭. ઓ જરથોસ્ત! કોણ છે તારો અશો દોસ્ત, (તારાં આએ દીન ફેલાવવાના) મહાભારત કામમાં મદદ કરવાને? અથવા તે કોણ છે (જે તારી દીન) જાહેર કરવાને ઇચ્છેચ? (જવાબ) ખરેખર તે મદદગાર અથવા કામને સરંજામ પોહચાડનાર કએગુસ્તાસ્પ છે!
(યજશ્ને હા ૪૬ ફ. ૧૪ મો).

૩૪૮. તેથી તેણે (જરથોસ્તે) આએ મુરાદ માંગી કે ઓ ખુબીવાલી, ઘણીજ ફાયદેમંદ અને ખાલેસ અર્દ્વીસૂર! આએ મુરાદ તું મને બખશ કે હું લોહરાસ્પના જોરાવર પુત્ર કએ ગુસ્તાસ્પને દીનના મત પ્રમાણે, દીનના વચન પ્રમાણે અને દીનના કામ પ્રમાણે ચલાવું.
(આવાં યસ્ત ફ. ૧૦૪).

૩૪૯. જુવો સફો ૧૯૪ મો નોટ ૨૦૫ મી.—જે (કએ ગુસ્તાસ્પે) તે મજબુતી પામેલી પવિત્ર અને હસ્તી ધરાવનારી (દીનને) હુનુઓના તાબામાંથી છોડવી અને તેને વચે બેશનારી, બુલંદ રોશનીવાલી, બદીથી દુર રેહનારી, અશોઇવાલી, ગોસ્પંદથી તથા વનસ્પતીથી તૃપ્તિ પામેલી (આબાદીવાલી) અને ગોસ્પંદ તથા વનસ્પતીથી ખશનુદી પામેલી કીધી.
(ફરવરદીન યશ્ત ફ. ૧૦૦ મો).

બાજુ તથા મદદ વાપડવાનો તેણે ઠેડાવ કીધો હતો. એ ઠેડાવ પ્રમાણે કએ ગુશતાસ્પને ગોશ યશતમાં લખ્યા મુજબ[૩૫૦] કેટલાએક દેવપરસ્ત પાદશાહો સાથે લડાઈ કરવી પડી હતી. જેવો કે અશતી, જેવો કે અરજાસ્પ, જેવો કે દરશીનીક, જેવો કે તાંથ્રવદ, જેવો કે સ્પિનજઉરૂશ્ક. એ સરવે હાકેમો વરેધક તથા ખ્યઓન્ય નામના મુલકોના હતા. એ મુલકો માંહેલો છેલ્લો ખ્યઓન્ય કદાચને ચીનાઇ તારતરી હશે એવું લાગે છે. આપણ શાહનામાં ઉપરથી જાણ્યે છઇએ કે ગુશતાસ્પે અરજાસ્પની* સાંએ લડાઇ કીધી હતી જે અ-

૩૫૦. ( કએ ગુસ્તાસ્પે **દ્રવાસ્પ**ની આરાધના કીધી અને ચાહ્યું ) કે હું લડાઇમાં હાંકી કાહડું ( ભેગા થઈ લડવા આવેલા ) આઠ હરીફોને ( તેઓમાં ) (૧.) વીસ્પથઉર્વ–અસ્તીનો છોકરો વીસ્પથઉર્વ જે પોહલી ટોપ વાલો મોટી ધાલવાલો અને મોટી ગરદનવાલો છે જેના સાતસો ઉઠો તેની પાછલ લશકર ગેરદીમાં આવેલાં છે; તેમજ હું લડાઈમાં હાંકી કાહડું ધાટકી ખ્યોન ( ચીનાઈ તારતરી )ના (૨) **અરજાસ્પને;** તેમજ લડાઇમાં હાંકી કાહડું દેવોને પુજનાર (૩) **દરિનેકને** તેમજ હું મારી કાહડું બદદીન (૪) **તાંથ્રવંતને;** તેમજ હું દેવોને પુજનાર (૫) **સ્પિન્જ ઉરૂશ્કને;** તેમજ હું પોહચાડું નેક તરીકામાં. (૬) **વેધરેક** અને (૭) ખ્યઓન્યના દેશોના લોકોને; તેમજ હું ફતેહ મેલવું (૮) ખ્યઓન્યના દેશો ઉપર.

( ગોશ યસ્ત ફ. ૩૦–૩૧ ).

* ગુશતાસ્પ તથા અરજાસ્પ વચેની, એ લડાઈનું બયાન, એક પેહલવી કેતાબમાં આવેલુ છે. ડાકટર દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી દસ્તુર જામાસ્પ આસાનાની પાશે, સંવત ૧૩૭૭ તથા યજદજરદી સને ૬૯૦ માં નકલ કરાએલી એક પુરાણી પેહલવી કેતાબ છે, જે અઇબાદગારે જરીરાનને નામે ઓલખાએ છે. એ કેતાબ અસલ ઇરાનમાં લખાએલી કોઇ કેતાબ ઉપરથી નકલ થએલી છે. તે અસલ કેતાબ ઇરાનમાં કયા વખતમાં લખાઈ હશે તે ખાતરી પુર્વક જણાયું નથી. પણ એ કેતાબ મધેની બાબત જોતાં એટલુ તો ચોકસ દીશે છે કે મરહુમ ફીરદોશી તુસી વાલુ શાહનામુ લખાયું તે વખત આગમજની એ ચોપડી લખાએલી છે. સબબ ગુશ્તાસ્પ તથા અરજાસ્પ વચેની એ લડાઇનો જે એહવાલ અઇબાદગારે જરીરાનમાં આવ્યો છે તેવોજ એહવાલ શાહનામા મધેથી મલે છે, બલકે એ લાડાઇને લગતો એહવાલશાહનામામાં એજ ચોપડી ઉપરથી લખાએલો લાગે છે. એ પેહલવી ચોપડીનો સાર નીચે પ્રામાણે છે અને તે શાહનામાને તદન મલતો છેઃ—ગુશતાસ્પે પોતાના છોકરાઓ તથા ભાઇઓ અમીર ઉમરાઓ સાથે આએ ખાલેસ માજદયસની દીન કબુલ કીધી તે વીરોની ખબર જયારે, ખ્યોનાનના રાજકર્તા અરજાસ્પને પડી ત્યારે

રજાસ્પ ચીનનો ખાકાંન હતો. હિયાં ચીન તે ચીનાઇ તારતરીનો મુલક સમજવો જોઇએ છે. પણ અરજાસ્પ સીવાએ બીજા પાદશાહો સાથે પણ કએ ગુશતાસ્પને લડાઇ કરવી પડી હતી જેઓના નામો ઉપર જણાવ્યા પ્રમાંણે અવસતા મધે આવેલાં છે. કએ ગુશતાસ્પને મોટી લડાઈ ઉપલા સરવે હાકેમો કરતાં અરજાસ્પ સાથે વધારે કરવી પડી હતી અને તેમાં એક ગુશતાસ્પ ફતેહ પાંમીઓ હતો તે આવાં

તેથી તે ઘણોજ ના ખુશ થયો અને પોતાના બે સરદાર વીદરફશ જાદુ અને નામખાસ્તે હજારાનને એક પરવરતે (નામુ) આપીને ગુશતાસ્પ પાશે મોકલ્યા કે તેણે આએ નવો ધરમ પાછો તજી દઇને પોતાના બાપીકા અસલી ધરમને પાછું વલગવું. જો તે ગુશ્તાસ્પ પાછો પોતાના અસલી ધરમને પકડે તો તેને બેહદ ખજાનો ભેટ કરવાની લાલચ અરજાસ્પે આપી હતી અને અગર જો નવો ધરમ નહી તજેતો મોટાં લશકર સાથે બલખ ઉપર ચહડાઈ લાવવાની ધમકી આપી હતી. આએ નામુ વાંચી ગુશ્તાસ્પે અરજાસ્પને, ઉપલા બંધે અમલદારો વીદરફશ તથા નામખાસ્ત મારફતે પાછો એવો જવાબ વાલ્યોકે તેની એવી લાલચ તથા ધમકીથી તે તથા તેને લગતાઓ આએ જરથોશ્તી દીન કદીબી પાછા તજનાર નથી. અને તેઓ અરજાસ્પની સાથે લડવાને તયાર છે.

બધે તરફથી લશકરની તયારી ચાલી. અરજાસ્પ મોટી ફોજ સાથે ચહડી આવ્યો. ગુસ્તાસપે પોતાના રાહનુમા દસ્તુર જામાસ્પ બીતાશને પોતાની નજદીક બોલાવ્યો અને તે લડાઈનું સેવટ પરીણામ શું આવશે, કયાનીઓ મધેથી કોણ અને કેટલા માર્યા જશે તે વીશેનો ખુલાસો જણાવા માંગ્યો. જામાસ્પ બીતાશે, ઘણી આણા કાણી અને ના ખુશીથી તે લડાઈનું પરીણામ ગુસ્તાસ્પની આગલ જાહેર કીધું. તેમાં તેણે એવું જણાવ્યું કે એ લડાઈમાં ગુસ્તાસ્પના ભાઈઓ જેવા કે જરીર, પાતખુ સરો વગેરે અને ગુશ્તાસ્પના ફરશાવર્ત વગેરે છોકરાઓ મલીને ૨૩ ગુશ્તાસ્પના કુટુંબીઓ તથા ખેશીઓ માર્યા જશે. આએ જામાસ્પ બીતાશની નાખુશ આગાહીથી ગુશ્તાસ્પ ઘણો ગમગીન થઇ ગયો. જામાસ્પ, જરીર, પાતખુસરોએ, ફરશાવર્ત અને તેહમતન અસ્પંદયારે તેને ઘણી હીમત આપી. ગુશ્તાસ્પે પોતાના ભાઇ જરીરને લશકર આરાસ્તે કરવા ફરમાવ્યું. અને એ લડાઇ ચાલી તેમાં બંધે બોરદુના હજારો માનસો માર્યા ગયા. સેવટે અસ્પંદયાર તથા જરીરના છોકરા બસ્તુરને હાથે ગુશ્તાસ્પની પુરી ફતેહ થઇ. એ તમામ એહવાલ લગભગ શાહનામાને મલતો છે. (બીજી વાર પ્રગટ કરનાર.)

યશ્ત ઉપરથી નજર આવે છે[૩૫૧]. યજશ્નેના ૧૨ માં હામાં[૩૫૨] જયાં જરથોશ્તના નામીચા શાગેરદોના નામો લેવાનું કારણ આવે છે ત્યાં ફરશોસ્તર તથા જામાસ્પની સાથે કએગુશ્તાસ્પનું નામ પેહેલાં લીધામાં આવે છે. જરથોશ્તે કએગુશ્તાસ્પને હોરમજદી જરથોશ્તી દીન ઉપર ફેરવતાં જે તકરારો કીધી હશે તે વિશ્તાસ્પ નામાં મધે નોંધાએલું હશે એવું જણાએ છે, કાંએજે ૨૧ નુશ્કોના નામો આપણી પાસે રહેલાં છે તેમાંનો, કોઈના લખવા પ્રમાંણે ૧૦ મો, બીજાના લખવા પ્રમાંણે ૧૧ મો તથા તરીજાના લખવા પ્રમાંણે ૧૪ મો નુશ્ક વીશ્તાસ્પ વીશેનો હતો. એ નુશ્કમાંનો કેટલોએક ભાગ હાલમાં મોજુદ રહેલો છે, તેને આજે આપણ વીશ્તાસ્પ યશત કહીએ છઇએ અને તેના ૮ કરદા છે. તે મધે વીશ્તાસ્પના બેટા ઉપર જરથોશ્તે જે આફરીન કીધી છે તેની બીના આવેલી છે અને તેની એબારત ઘણી ગુચવણભરેલી છે.

---

૩૫૧. તેણીને (અર્દ્વીસૂરને) યાદ કીધી બુલંદ દરજ્જાના (અથવા બુલંદ દાનેશ ધરાવનાર) કએ ગુશ્તાસ્પે ફરજદાનુ નદીના કીનારા ઉપર; ......તેથી તેણે તેણીની પાસેથી આએ મુરાદ ચાહી કે ઓ ખુબીવાલી ઘણીજ ફાયદેમંદ અને ખાલેસ અર્દ્વીસૂર ! મને તું આએ મુરાદ બખશ કે હું, બદદીન **તાંથ્રવંત**ને, દેવપરસ્ત **પેશન**ને અને દરવંદ **અરજાસ્પ**ને આએ લડાઇના મેદાનમાં લશકરોની વચ્ચે મારનાર થાવું.

(આવાં યસ્ત ફ. ૧૦૮ મો).

તેણીને (અર્દ્વીસૂરને) ઈછ **વન્દરેમન** (ઈન્દરીમાન*) ને લગતા અરજાસ્પે, વોરૂકશ દર્યાની નજદીક......તેથી તેણે તેણીની પાસે આએ મુરાદ ચાહી કે ઓ ખુબીવાલી ઘણીજ ફાયદેમંદ અને ખાલેસ અર્દ્વીસૂર ! મને આએ મુરાદ બખશ કે હું જોરાવર કએ ગુશ્તાસ્પ અને ઘોડાની પીઠ ઉપર બેસી લડનાર જઈરિવઇરિ (જરીર)ને મારનારો થાવું, અને તેમજ હું ઇરાની દેશોમાંના પચાશ-શો ઘણાં, શો-હજાર ઘણાં, હજાર-દશ હજાર ઘણા અને દશ હજાર અસંખ્ય ઘણાં માનસોનો નાશ કરૂં. પણ તે ખાલેસ અર્દ્વીસૂરે તેને તે મુરાદ નહી બખશી.

(આવાં યસ્ત ૬. ૧૧૬-૧૧૮).

૩૫૨. જુવો સફે ૧૬૪ મો નોટ ૧૪૨ મી.

* શાહનામામાં **ઇન્દરીમાન** નામે અરજાસ્પનો છોકરો જણાવેલો છે. અસ્પંદયારે તેને, તેનાભાઈ કેહરમ સાથે રોઈનદેજ઼માં માર્યો હતો. આએ જગોએ એ **વન્દરેમઇનિશ** (ઈન્દરીમાન) અરજાસ્પના બાપ અથવા વડીલનું નામ હોએ. (બીજીવાર પ્રગટ કરનાર)

ગુશ્તાસ્પ પછી તેનો ભાઈ જરેવર (જરીર), જરથોશ્તનો ૨૧ મો શાગેરદ થયો હતો, તે ફરવરદીન યશ્ત ઉપરથી[૩૫૩] જણાએ છે. કએ ગુશ્તાસ્પે અરજાસ્પની સાંગે લડાઈ ચલાવી હતી તે લડાઇમાં ગુશ્તાસ્પની ઓરફથી તેના ભાઇ જરેવરે મુખ્ય ભાગ લીધો હતો, તે આવાં યશ્ત[૩૫૪] ઉપરથી જણાએ છે. કએ ગુશ્તાસ્પનો છોકરો તેહમતન અસ્પંદયાર જરથોશ્તનો ૪૮ મો શાગેરદ થયો હતો. કએ ગુશ્તાસ્પની રાણી હુતઓસ નામની હતી તે રાંમ યશ્ત ઉપરથી[૩૫૫] પુરવાર થાએ છે.* તે રાણીનો એતેકાદ પોતાની હોરમજદી જરથોશ્તી દીન ઉપર જરથોશ્ત લાવી શકયો હતો તે ગોશ[૩૫૬] તથા અશીશંગ યશ્ત[૩૫૭] ઉપરથી જણાએ છે. જરથોશ્તે કએ ગુશ્તાસ્પની રાણીને જરથોશ્તી દીન પોતે કબુલ કરાવાની ઘણી

---

૩૫૩. અશો જઈરિવઇરિ (જરીર)ના ફરોહરને અમો યાદ કરીએચ. (ફરવરદીન યસ્ત ક. ૧૦૧).

૩૫૪. તેણીને ઘોડાની પીઠ ઉપર એસીને લડાઈ કરનાર જઇરિવઈરિએ (જરીરે) વેહદાઇતી નદીના કીનારા ઉપર......આરાધી તેથી તેણે તેણીની પાસે આએ મુરાદ ચાહી કે એ ખુબીવાલી, ઘણીજ ફાયદેમંદ અને ખાલેસ અર્દ્વીસૂર! મને તું આએ મુરાદ બખશ કે હું આઠ મોએરાંવાલા **પેશોચડ**-હુને, દેવપરસ્ત **હુમયાક**ને અને દરવંદ **અરજાસ્પ**ને લડાઇના મેદાનમાં લશકરો વચે મારૂં (આવાં યસ્ત ક. ૧૧૨–૧૧૩).

૩૫૫. તેને (રામને) આરાધ્યો, **હુતઓસ**એ, જે ઘણા ભાઇઓવાલી અને નોજરયાનના ખાંનદાનની,.........અને તેથી તેની પાસે તેણીએ ચાહ્યું કે હું થાઉં ચહવાએલી અને માન પામેલી ધણ્યાણી કએ ગુસ્તાસ્પના ઘરમાં. (રામ યસ્ત ક. ૩૫–૩૬).

* આફરંગાનના દીબાચામાં ગુશ્તાસ્પની રાણી તરીકે કતાયુનનું, નામ આવેલું છે, તે શાહનામા ઉપરથી લીઘેલુ લાગે છે. શાહનામામાં જણાવ્યા પ્રમાણે એ કતાયુન રૂમના કએસરની છોકરી હતી. (બીજી વાર પ્રગટ કરનાર).

૩૫૬. (ગોશ પાસે જરથોસ્તે ચાહ્યું) કે હું, ભલી અને આજાદે (મોટાં ખાંનદાનની) હુતઓસને દીનના મત પ્રમાણે, દીનના વચન પ્રમાણે અને દીનના કામ પ્રમાણે ચલાવું, અને જે (હુતઓસ) મારી માજદયસની દીન ઉપર દીલ આપે અને તે દીનનો અભ્યાસ કરે અને તે મારાં કામની ભલી વખાણ કરે. (ગોશ યસ્ત ક. ૨૬ મો).

૩૫૭. જુવો ઉપલી નોટ ૩૫૬ મી તથા અશિસ્વંઘ યસ્ત ક. ૪૫–૪૬.

ઇંતેજારી રાખી હશે, કાંએજે પાછલા જરથોશતનામાં પ્રમાણે પેલા અસ્પેસીહાનો બીજો પગ જે તેના પેટમાં ઘુસી ગયો હતો તે બાહાર કાહાડવાની એ શરત જરથોશતે કીધી હતી કે જો કએગુશતાસ્પ પાદશાહી જનાનખાનામાં તેને જવા દેઇ, તેની રાણી હુતઓસને, જરથોશતી દીન બહાલ રખાવાની પરવાનગી આપે તોજ તે પગ તે બાહેર કાહાડી આપે. એ ઉપરથી જણાએ છે કે જરથોશતને પકી રીતે માલુમ હતું કે ઓરતો ધરમની વાકેફી મેલવે તો પછી મરદોમાં તે વાકેફી ફેલાવાની ઘણી મેહેનત પડે નહી, કાંએજે મરદો પેહેલાં બચાં હોએ છે અને બચાંઓ પોતાની માએની ગોદમાં જે શીખે છે તે પ્રમાંણે તેઓ મોટા માટીડા થઇને ચાલે છે, વાસતે મરદોને પછવાડેથી શીખાડવાની મેહનત ઓછી કરવી હોએ તો તેઓની માએઓને પેહલેથી શીખાડી મેલવી. છેલે નોદરના ખાંનદાંનનો વીસ્તઉરૂ નામનો જરથોશતનો ૩૫ મો શાગેરદ થયો હતો.†

### ૩. હવોગવનું ખાંનદાંન

ત્રીજું નામીચું ખાંનદાંન હવોગવનું હતું. તે ખાંનદાંનવાલાઓ જરથોશતના સઉથી સરસ ચેલા હતા. મેદયોમાહ જરથોશતનો પેહલો ચેલો હતો, પણ તે હવોગવના ખાંનદાંનવાલા બે નામીચા શાગેરદોના જેટલો જરથોશતને ઉપયોગી નહી હતો. કએગુશતાસ્પે જરથોશતને ઘણી કુમક તથા મદદ કીધી હતી પણ લોકોને ધરમ સમજાવાના કામમાં તે ઘણો ઉપયોગી નહી હતો. એ કાંમને સારૂં હવોગવ ખાંનદાંનના બે ભાઇઓ, જરથોશતને બીજા ચાર હાથ જેવા ઉપયોગી થઇ પડયા હતા. એ ખાંનદાંનવાલાઓને નોદરના ખાનદાન વાલાઓ કરતાંબી સરસ ગણયા છે, એવો સાર આવાં યશત ઉપરથી[૩૫૮] કાહાડવા માંગીએ તો સેહલથી કાહાડી શકાએ છે. યજશનેના ૫૧ માં હામાં જ્યાં મેદયોમાહ તથા કએ ગુશ્તાસ્પની દોસતી

---

† જુવો સ્પાવશ નામુ, સફે ૨૪૮ મો નોટ ૪૬ મી.
૩૫૮. જુવો સફે ૨૮૫ મો નોટ ૩૪૬ મી.

તથા મદદની કેફીએત જણાવી છે ત્યાંજ[૩૫૯] ફરશોસ્તર તથા જામાસ્પ નામના હવોગવ ખાનદાનના બે ભાઇઓ વીશે બેયાન આવે છે. યજશ્નેના ૧૨ માં હામાં[૩૬૦] જ્યાં જરથોસ્તના નામીચા દોસતો તથા શાગેરદોના નામ જણાવ્યાં છે ત્યાં કએ ગુશતાસ્પની સાથે આએ બે ભાઇઓ નામે ફરશોસ્તર તથા જામાસ્પના નામો પણ જણાવેલાં છે. એ લોકોએ પછવાડેથી જરથોશ્તી દીન કબુલ કીધેલી લાગે છે. મેદયોમાહ પેહલો, જરથોશ્તના ત્રણ છોકરાઓ ૧૪ માં, ૧૫ માં તથા ૧૬ માં, કએ ગુશતાસ્પ ૨૦ મો, જરેવર ૨૧ મો, અને અસ્પનદયાર ૪૮ મો શાગેરદ હતો, તથા ફરશોસ્તર ૫૧ મો તથા જામાસ્પ ૫૨ મો શાગેરદ હતો. એઓના ખાંનદાનનું નામ અવસ્તામાં હવોગવ તેમજ હવોવ લખાએ છે, તે ઉપરથી ફારસીમાં એઓને ફરશોસ્તર હબુબ, તથા જામાસ્પ હબુબ એવે એલકાબે ઓલખે છે. એ બે ધણીઓ જરથોશ્તની સફમાં

---

૩૫૯. હબુબના ફરશોસ્તરે મને ભાગ્યશાલી સુંદર તન (હબુબ્યાનની છોકરી **હવોવી**) દેખાડયું (નજર કીધું), જેણીને ભલી દીનને માટેની તેણીની ઇચ્છા સર્વ શક્તિવાન અહુરમજદ બખશે, અને તમો (મને સાંભલનારાઓ તેણીની) અશોઇની ઉપરની ખાહેશ મેલવવાને માટે તેણીને (આએ નવી દીનમાં) સ્વીકારો.

ઓ હબુબના જામાસ્પ! તે ડાહપણ અને આબાદીતું સુખ, અશોઇની મારફતે તેઓ પસંદ કરેચ કે જેઓ બહમન (ભલા મન)નાં રાજને (શક્તિને) જાણનારા છે; ઓ અહુરમજદ! તે (બહમનનું રાજ) તું મને બખશ કે જેથી (હું અને મને સાંભલનારાઓ) તુંને ખુશાલ કરી શકીએ.*

(યજશ્ને હા ૫૧ ફ. ૧૭–૧૮).

* એ ફકરામાં જામાસ્પને [illegible] તથા [illegible] [illegible] મેલવવાની ભલામણ જરથોસ્તે કીધી છે. આવાં યસ્તના ૯૮ મા ફકરામાં હબુબ્યાનોએ (ફરશોસ્તર તથા જામાસ્પે), [illegible] મેલવવાને ચાહ્યું છે. ત્યાં પણ એ [illegible] નો અર્થ ([illegible] થી ઉલટો)–ફરાખી, આબાદીતુ સુખ–લેવો, હું દુરસ્ત ધારૂ છું—સફે ૨૮૫ મે, નોટ ૩૪૫ મીમાં, એ [illegible] (ઈષ્ટી) નો અર્થ **દોલત** કીધો છે, તેને બદલે, ઉપલો અર્થ વધારે બંધ બેશતો લાગે છે. એ હબુબ્યાનો દેવયસ્નો સાથે, તંગીને નાશ કરીને, ફરાખીના વધારાને માટેજ, લડયા હતા (બીજી વાર પ્રગટ કરનાર).

૩૬૦. જુવો સફે ૧૬૪ મો નોટ ૧૪૨ મી.

દાખલ થયા તેના એશારા યજશનેના ૪૬ માં હામાં[361] પણ મલે છે. આવાં યશત પ્રમાંણે[362] જામાસ્પે કેટલીએક લડાઈઓમાં દેવોને માર્યા હતા. જામાસ્પ ઘણો દુર આગાહ હતો અને પોતાની દાનાઈથી ઘણીએક બાબતોનો ખુબ અંદેશો કરીને આવતી બીનાઓને વાસતે આગમચથી ધારણા કરતો હતો, અને તેમાં તે ફાવતો હતો, તેથી એવી કેહવત આપણામાં રહી છે કે જામાસ્પ હકીમ પોતાની જાંમમાં જોઇને તમાંમ ચીજોની અગમચેતી કરતો હતો, અને તે સરવે અગમચેતીઓની તેણે એક કેતાબ બનાવી હતી જે આજે જામાસ્પીને નામે ઓલખાએ છે. જામાસ્પ દુરથી જોનારો હતો, તે આવાં યશતના ઉપલા ફકરા ઉપરથી પુરવાર થાએ છે. અવસ્તામાં તેને દે-જામાસ્પ કહેલો છે, એટલે કે દાંના જામાસ્પ, અને તે ઉપરથી આપણે તેને હકીમ કહીએ છઈએ. ફરશોસ્તરે જરથોશ્ત પાસેથી તાલીંમ લીધી હતી અને તેઓ વચે સવાલ જવાબો થયા હતા. તેનો થોડો એક ભાગ આજદીન સુધી આપણી પાશે જલવાઈ રહેલો છે. યજશ્નેના ૭૧ માં હામાં ફરશોસ્તરે જરથોશ્તને જે સવાલો કીધા હતા તેનું બેયાન આવેલું છે. ફરશોસ્તરના છોકરા હુશ્યઓથ્ન તથા ખાદએન જરથોશ્તના ૫૪ માં તથા ૫૫ માં શાગેરદો થયા હતા, અને જામાસ્પનો છોકરો હડ-હઉર્વદ-હ ૫૬ મો તથા તેનો છોકરો વરેશ્ન ૫૭ મો શાગેરદ થયો હતો.

---

૩૬૧. ઓ હબુબના ફરશોસ્તર! ત્યાં તું ઉદાર દીલના મદદગારો સાથે જા; તેઓ સાથે (તું જા કે) જેઓને આપરે દુન્યાના સુખ તરીકે પસંદ કરીએચ, (ત્યાં તું જા કે) જ્યાં અશોઈ સાથે આરમઇતિ (દીન ઉપર ભલાં મન સાથની તાબેદારી) વસે છે, અને જ્યાં બહમનની ખાહેશ સાથનું રાજ છે, જ્યાં અહુરમજદ પોતાની મરજી મુજબના મકાનમાં રહે છે, જ્યાં તમારે સારૂં અપ્‌ષ્માન્ (વજન સાથેના ગાથાઓ) હું ગાવશ, નહી અનપ્‌ષ્માન્ (વગર વજનના ગાથાઓ), ઓ હબુબના જામાસ્પ! (યજશ્ને હા ૪૬ ફ. ૧૬-૧૭).

૩૬૨. તે (અર્દ્વીસૂર)ને જામાસ્પે, જ્યારે લશકરની સફમાં દુરથી આવતાં બુરા અને દેવયસ્નોનાં લશકરને જોયું ત્યારે......આરાધી તેથી તેણે આએ મુરાદ ચાહી કે ઓ ખુબીવાલી અને ઘણીજ ફાયદેમંદ અને ખાલેસ અર્દ્વીસૂર! તું મને આએ મુરાદ બખશ કે જેમ બીજા તમામ ઇરાનીઓએ ફતેહ મેલવી તેમ હું (આએ દેવયસ્નો ઉપર) ફતેહ મેલવું. (આવાં યશ્ત ૫. ૧૮-૧૯ મો.)

## ૪. બીજા નામીચા શાગેર્દો.

ઉપર જણાવેલા ત્રણ નામીચા ખાંનદાંનવાલાઓ સીવાએ બીજાઓએ બી જરથોશતની બોરદ્દુ થઈને તેને કીમતી મદદ આપી હતી. ઈરાનના પાદશાહ કએગુશતાસ્પે દીન કબુલ કીધી અને તેની રાણી હુતઓસે દીન કબુલ કીધી તથા તેના બેટા અસ્પંદયારે દીન કબુલ કીધી અને એ તરણુડે જણાએ દીન કબુલ કરવાની શરતે, પાછલાં જરથોશતનામાં પ્રમાણે અસપે સીહાના ગરક થઇ ગએલા ચાહારે પગો માહેલા ત્રણ પગ જરથોશતે બાહાર કાહાડયા હતા. એવો બનાવ બન્યા પછી ધારવુંજ જોઇએ કે ઇરાનની ઘણી-ખરી રૈઅતે બી જરથોશતી દીન કબુલ કીધી હતી, વાસતે ફરવરદીન યશતમાં જે શુમારે ૨૦૦ નામો આવેલાં છે, તે એવા જરથોશતીઓનાં હોવાં જોઇએ કે જેઓએ જરથોશ્તી થઈને તેને ખાસ કીમતી મદદ કીધી હોએ. એવા મદદગારો માહેલા, ત્રણ નામીચા ખાંનદાંનવાલા શખસોના નામો ઉપર જણાવ્યામાં આવ્યાં છે. તે સીવાએ બીજા કેટલાએકોની તારીફ ફરવરદીન યશતમાં નોંધાએલી છે.

૮ માં સએન વીશે કહે છે કે તેણે ૧૦૦ શાગેરદોને શીખાડયા હતા[૩૬૩].
૫૮ માં વોહુનેમંગને વીશે કેહ છે કે તેણે ઘણી ઉંઘ લેવાની મનાઇ કીધી હતી તથા પરીકોની સાંબે તે થયો હતો[૩૬૪].
૫૯ માં માંથ્રવાકને વીશે કેહ છે કે તેણે કેટલીએક બદી તાલવાની કોશેશ કીધી હતી[૩૬૫].

---

૩૬૩. અહુમ્સ્તૂત્ના અશો **સએનના** ફ્રોહરને અમો યાદ કરીએચ જે આએ જમીન ઉપર પેહલો ૧૦૦ શાગેરદોવાલો થયો હતો. ( ફ્રવરદીન યશ્ત ફ્. ૯૭ મો).

૩૬૪. અવારઓશ્ત્રીના અશો વોહુનેમઙ્હના ફ્રોહરને અમો યાદ કરીએચ—ખરાબ ઉંઘની, ખરાબ ઉપદેશોની, ખરાબ **અઓઇથ્ર** (કામો ) ની અને ખરાબ પરીઓની સાંબે થઈને ( તેમનો નાશ કરવાને લીધે ). (ફ્રવરદીન યશ્ત ફ્. ૧૦૪).

૩૬૫. સીમએજીના અશો **માંથ્રવાકનાં** ફ્રોહરને અમો યાદ કરીએચ જે એરવદ (ઉસ્તાદ) અને હમિધ્પત (આતશની પાસબાની કરનાર અથવા આતર વખશી ) હતો, જેણે સઉથી પેહલાં, હોશ (બુધી)ને ખરાબ કરનારાઓ, ગાથાઓને બગાડનારાઓ, આશમોઘો, અપવિત્ર લોકો, અહુ તથા રતુની સરદારીને નહી માનનારાઓ, ભયંકાર લોકો અને ફ્રોહરોને ખરાબ કરનારા ( ? ) એ મઘેનાઓને માર્યા હતા—અશોમાં ખપનારાઓએ ફેલાવેલા આજાર અથવા નુકસાનની સાંબે થવાને. (ફ્રવરદીન યશ્ત ફ્. ૧૦૫ ).

૬૪ મો કરસનને વીશે કેહ છે કે તે તેહમતન તથા દેલાવર હતો, જેનાં ઘરમાં અશીસ્વંગ યજદની બરકત હતી[૩૬૬].

૧૬૮ મા ઉસમાનર વીશે કેહ છે કે તે કેટલીએક બદીઓની સાંબે થયો હતો[૩૬૭].

## ૫. જરથોશ્તના શાગેરદોના નામો.

ફરવરદીન યશ્તમાં જે પ્રમાણે, એક પછી બીજાના નામો આવેલાં છે, તે પ્રમાણેના જરથોશ્તના શાગેરદોના નામો અતરે દાખલ કરવામાં આવ્યાં છે કે તે ઉપર વધારે તપાસ કરવાને બની આવે અને પેહલવી કેતાબોમાં તેઓ વીશે કાંઇ મલી આવે તો તે અજવાલાંમાં લાવવાને બીજાઓને જોગવાઇ મલે. એકજ ખાંનદાંનના વધારે પુરૂશોના નામો દરેક ખાંનદાંનના મુખ્ય પુરૂશના નામના પેટામાં, અથવા એકજ નામના એકથી વધારે પુરૂશોના નામો એક સરખા નામના શખસના પેટમાં, પણ અતરે જણાવેલાં છે.

### કરદો ૨૪ મો.

૧ લો મઈધ્યો-માઓઙ્હ ( મેદીઓમાહ ) આરાસ્તયનો. (ફ. ૯૫) †
૬૦ મો અપસ્તુ, મઇધ્યો-માઓઙ્હિ (મેદયો માહિનો)(ફ. ૧૦૬).
૨૧૫ મો મઇધ્યો-માઓઙ્હ, અપરજાતનો. (ફ. ૧૨૭).

---

૩૬૬. જબઉર્વન્તના છોકરા અશો જોરાવર, માંથ્રમાં જણાવેલા કાનુન પ્રમાણે ચાલનારા, મજબુત હથ્યારવાલા અહુર મજદી કરસ્નનાં ફરોહરને યાદ કરીએચ, જેનાં ઘરમાં ભાગ્ય શાલી હકુમત ચલાવનારી અશિસ્વંઘ દાખલ થઈ હતી. (ફરવરદીન યશ્ત ફ. ૧૦૬—૧૦૭).

૩૬૭. પએષતઙ્હના અશો અને ખુબ સુરત ઉસ્માનરના ફરોહરને, સગાંઓમાં ફેલાએલા દવેશોની સાંબે થવાને વાસ્તે-યાદ કરીએચ. ( ફરવરદીન યશ્ત ફ. ૧૨૦ મો ).

† એ ફકરા, ફરવરદીન યશ્તનાં, જે ફકરામાં એ નામો આવેલાં છે તેના સમજવા.

**ફરદો ૨૫ મો.**

૨ જો અસ્મો ખન્‌વત્ * (ફ. ૯૬).
૩ જો અષ્નો ખન્‌વત્ } ( આરાસ્તયનાં છોકરા ? )
૪ થો ગવયાન્ }
૫ મો પર્ષત્-ગાઓ, ફ્રાતનો છોકરો.
૬ ઠો વોહ્વસ્તિ ( વોહુ-અસ્તિ ), સ્નઓયનો.
    ૯૭ મો વોહ્વસ્તિ, પોઉરૂધાક્ષતયનનો. ( ફ. ૧૧૨).
૭ મો ઇસ્વત્, વરાજનો છોકરો.
    ૨૬ મો વરાજ. (ફ. ૧૦૧ ).
૮ મો સએન, અહૂમ્-સ્તુત્‌નો છોકરો. † (ફ. ૯૭ ).

---

* જરથોશ્તનો પેહલો શાગેરદ મેદયોમાહ હતો, તે ફ્રરવરદીન યશ્તના ૯૫ માં ફકરા ઉપરથી તેમજ પેહલવી બુન્દહેશને ઉપરથી ખુલ્લું જણાએ છે. મેદયોમાહ પછી તરતજ આએ અસ્મો-ખન્વતૂનું નામ આવે છે. એ શખસ કોણનો છોકરો અથવા કયા ખાન્દાનનો હતો, તે વિશે કશું લખાણ હાલ સુધીમાં કેઠેથી મલ્યું નથી, પણ હોરમજદ યશ્તના છેલ્લા એક ફકરા ઉપરથી, તથા વિશ્તાસ્પ અથવા હાદોખ્ત યશ્તમાં આવેલા એજ ફકરા ( વેસ્તરગારડમાં ૨૨ મી યશ્તના ૩૭ મા ફકરા ) ઉપરથી જણાએ છે કે એ શખસ પણ જરથોસ્તનાં કામમાં મોટો મદદગાર તથા તેના શાગેરદોમાંનો એક હશે, અને તેટલાજ વાસતે હોરમજદ યશ્તમાં:—અહેનશં અષઓનો ફ્રવષીમ્ યજમઇદે યો અસ્મો ખન્વાઓ નામ......વાલો ફકરો લીધો હોય. એ ફકરા ઉપરથી જણાએચ કે એ અશો નરનાં ફરોહરને પેહલાં યાદ કીધા પછી બીજા અશો તથા જરથોશ્તી દીન ઉપર ઈમાન લાવેલાઓના ફ્રરોહરોને યાદ કરવામાં આવ્યાં છે, અને તેમ કરવાનું કારણ, એજ ફકરા ઉપરથી, એવું જણાએચ કે એ અસ્મો ખન્વતૂ પવિત્ર માંથ્ર જાણવામાં તેનો શુમાર કરવામાં તથા લોકોમાં તેમને જાહેર કરવામાં ઘણા ચહડતા દરજ્જાનો હોવો જોઇયે (બીજી વાર પ્રગટ કરનાર).

† આફ્રરીને રપીથવનમાં એ શખસને ૧. જરથોસ્તેપિતમાન, ૨. કએ વીસ્તાસ્પ, ૩. જામાસ્પ, ૪. ફ્રરશોશ્તર—એ ચાર નામો પછી, ૫ મો, સએન-અહુમ સ્તૂદાન કરી લખેલો છે. ફ્રરવરદીન યશ્તના ૯૭ માં ફકરામાં એને ૧૦૦ શગેરદોનો ઉશ્તાદ જણાવેલો છે. ઉપલી આફ્રરીનમાં પણ એને એરવદો, હાવેશ્તો, દીન ચાશીદારો અને દીન આસુખ્‌તારો, માનપદો, વીસપદો, જંદપદો, દેહપદો, અને જરથુસ્તરોતુમોની સાથે યાદ કીધો છે. એની પછી ૬. યલે અસ્પંદયાર, ૭. કએ અન્તસ્તર (અરદેશર=વેહમને અસ્પંદયાર), ૮. મેદયો માહે આરાસ્તાન, ૯. વરસ્ન હંગ ઉરૂશાન, ૧૦ અરદેશર બાબકાન, ૧૧. આદરબાદ મારસ્પંદાન, ૧૨. આદરબાદ જરથુસ્તરાન, અને ૧૩. અનોશેરવાન (નોશેરવાન) ખુસરોએ કવાદાન, એટલા શખસોના ફ્રરોહરોને યાદ કીધાં છે. ( બીજી વાર પ્રગટ કરનાર. )

૯ મો ફ્રધિદય, ( અહૂમ્-સ્તુત્નો ? ).
૧૦ મો ઉસ્માનર, પએષતનો છોકરો.
૧૬૮ મો ઉસ્માનર, પએષતઙ્ન્હ્નો. (ફ. ૧૨૦ ).
૧૧ મો વોહુ-રઓચઙ્ન્હ્ ( બેહરોજ ), ફ્રાન્યનો.
૧૦૭ મો વોહુ-રઓચઙ્ન્હ્, વરકસાનનો. ( ફ. ૧૧૩ ).
૧૨ મો અષો-રઓચઙ્ન્હ્ ફ્રાન્યનો.
૧૩ મો વરેસ્મો-રઓચઙ્ન્હ્ "
૨૦૯ મો વરેસ્મો-રઓચાઓ, પેરેથુ-અફ્રસ્મનો. (ફ. ૧૨૬).
૧૪ મો ઇસત્-વાસ્ત્ર, જરથુસ્ત્રિ * ( જરથુસ્તીનો ). (ફ. ૯૮ ).
૧૫ મો ઉર્વતત્-નર. " "
૨૧૬ મો ઉર્વતત્-નર, અપરજ્ાતનો. ( ફ. ૧૨૭ ).
૧૬ મો હ્વૅરે-ચિથ્ર ( ખુરશેદચેહ્રર ) જરથુશત્રીનો.
૧૭ મો દએવો-ત્બિ, તખ્મ ( તેહ્મ ) નો.
૧૮ મો થ્રિમિથ્વત્, સ્પિતામ ( સપેનતમાન ) નો છોકરો.
૧૯ મો દાઓઙ્ન્હ, જઇરિતનો છોકરો.
૨૦ મો કવિ વીસ્તાસ્પ ( કએ ગુસ્તાસ્પ.† ) (ફ. ૯૯ ).
૨૧ જઈરિવઇરિ ( જરેવર, જરીર ‡ ) (ફ. ૧૦૧ ).
૨૨ મો યુખ્ત વઇરિ.

---

* જુવો સફે ૧૬૦ નોટ †

† જુવો સ્યાવક્ષનામું સફે ૨૪૫ મો નોટ ૫૩ મી. શાહનામામાં જણાવ્યા મુજબ ગુશ્તાસ્પના ૩૮ છોકરાઓ અને અઈબાદગારે જરીરાનમાં લખવા પ્રમાણે ગુશ્તાસ્પના છોકરાઓ તથા ભાઇઓ મલીને ૨૩ જણ, જરથોસ્તી દીનને લગતી અરજાસ્પ સાથની લડાઇમાં માર્યા ગયા હતા. તેઓ મધેથી ફકત એના સાત છોકરાઓના નામો શાહનામા મધે નીચે પ્રમાણે મલે છે:—અરદેશર, શીદસ્પ, નીવજાર, પેશુતન, નોશાદ, ફરશીદવરદ અને અસ્પંદયાર. ( બીજી વાર પ્રગટ કરનાર ).

‡ જરીર, એ કએ લોહરાસ્પનો છોકરો અને કએ ગુશ્તાસ્પનો ભાઇ. અઈબાદગારે જરીરાન તથા શાહનામા મધે જણાવ્યા પ્રમાણે એ જરીર, જરથોશ્તી દીનને લગતી તુરાની અરજાસ્પ સાથની પેહલી લડાઇમાં કએ ગુશ્તાસ્પના લશકરનો વડો સિપેહસાલાર હતો. એ લડાઇમાં મુખ્ય ભાગ એણે લીધેલો તેથી ઉપલી પેહલવી કેતાબ અઇબાદગારે જરીરાન એટલે જરીર નામાનું નામ એના નામ ઉપરથી રાખવામાં આવેલું જણાએ છે. એ લડાઈમાં જરીર અરજાસ્પના લશકરના સરદાર બીદરફશને હાથે માર્યો ગયો હતો. ( બીજી વાર પ્રગટ કરનાર ).

૨૩ મો સ્રીરઓક્ષન્.
૨૪ મો કેરેસઓક્ષન્
૨૫ મો વનાર.
૨૬ મો વરાજ્.
૭ મો ઇસ્વત્, વરાજ્નો છોકરો. (ફ. ૯૬ ).
૨૭ મો બૂજિસ્ત્રવઙ્હ્.
૨૮ મો બેરેજ્યસ્ર્તિ=બેરેજ્િ-અસ્ર્તિ
૨૯ મો તીજ્યસ્ર્તિ=તીજ્િ-અસ્ર્તિ
૩૦ મો પેરેથ્વ્રસ્ર્તિ =પેરેથુ-અસ્ર્તિ
૩૧ મો વીજ્યસ્ર્તિ =વીજ્િ-અસ્ર્તિ * } ચારે ભાઇઓ ?
૩૨ મો નપ્તૢ. (ફ. ૧૦૨ ).
૩૩ મો વજાસ્પ=વજ્- અસ્પ
૩૪ મો હબાસ્પ—હબ-અસ્પ } બંધે ભાઇઓ.
૩૫ મો વિસ્તવરૂ નઓતઇર્યાન ( ગસ્તહમ, નોદરનો.† )
૩૬ મો ફ્રશ્-હાંમ્-વરેત ( ફ્રશીદવર્દ.‡ )
૩૭ મો ફ્રષો-કરેત.
૩૮ મો આતરેવતુ ( આદરવન )
૩૯ મો આતરે-પાત ( આદરબાદ )
૪૦ મો આતરે-દાત ( આદરદાદ )
૪૧ મો આતરે-ચિથ્ર ( આદરચેહર )
૪૨ મો આતરે-ખરેનઙ્હ (આદરખુરેહ.)
૪૩ મો આતરે-સવઙ્હ ( આદરસુદ )
૪૪ મો આતરે-જન્તુ (આદરજન્દ)
૪૫ મો આતરે-દઙ્હુ (આદરદેહ)
૪૬ મો હુષ્યઓથ્ન. (ફ. ૧૦૩) } આઠે ભાઈઓ ? ગુસ્તાસ્પના છોકરા ?
૫૪ મો હુષ્યઓથ્ન, ફ્રષઓસ્ત્રયનનો. (ફ. ૧૦૪).

* ૨૨ થી ૩૧ સુધીના નામવાલા શખસો પ્રખ્યાત કયાની ગુશ્તાસ્પ શાહ તથા જરીરના ભાઈઓ હોવા જોઇએ. પેહલવી બુન્દહેશ્નેમાં કયાની ખાન્દાનની વંસાવલી આપેલી મલે છે. તેમાં જણાવ્યા પ્રમાણે કએ લોહરાસ્પથી વિસ્તાસ્પ, જરીર તથા બીજા ભાઇઓ જનમ્યા હતા; પણ તે કેટલા અને કયા તે તેમાં ખુલ્લું જણાવેલું નથી. અઇબાદગારે જરીરાનમાં પાતખુસરૂએ અર્તા એટલે બહાદુર પાતખુસરો કરીને એક નામ આવેલુ છે—તેને ગુશ્તાસ્પનો ભાઇ જણાવેલો છે. (બીજી વાર પ્રગટ કરનાર ).

† એ નોદરના છોકરા ગસ્તહમનું નામ છે. જુવો સ્યાવક્ષનામું, સફો ૨૪૮ મો નોટ ૪૬ મી. (બીજી વાર પ્રગટ કરનાર).

‡ અઇબાદગારે જરીરાનમાં એ નામ પ્રરશાવર્ત અથવા ફ્રરશહન્વર્ત કરીને મલે છે. તે શાહનામાવાલો ફ્રરશીદવરદ ગુશ્તાસ્પનો છોકરો છે.

૪૭ મો પિષ્યઓથ્ન.
૪૮ મો તખ્મ-સ્પેન્તો-દાત ( તેહમતન અસપંદીઆર. )
૪૯ મો બસ્તવઇરિ ( બસ્તુર, વસ્તુર.* )
૫૦ મો કવારજ્મ્. ( ગુરજ્મ્ ? કએ અર્જાન ? )

નોટ.—૨૦ માં કએ ગુશતાસ્પથી છેક ૫૦ માં કવરજમ સુધીનાં ૩૧ નામોવાલા શખસોનાં બાપનાં નાંમ જણાવેલાં નથી, માત્ર ૩૫ માં વિસ્તવરૂને વાસતે કેહ છે કે તે નોદરનાં ખાનદાનનો હતો અને બીજાં સરવે નાંમો ઘણુંકરીને બાપનાં નામ સાથે આવે છે તેથી કેટલાએકો ધારે છે કે કએ ગુસ્તાસ્પથી કવરજ્મ સુધી ૩૧ એ પુરૂશો નોદરના ખાનદાનનાં હશે જે ખાનદાનનો કએ ગુસ્તાસ્પ હતો. વલી ૨૧ માં જ-ઇરિવઈરિને વાસતે આપણે જાણીએ છઈએ કે તે કએ ગુશતાસપનો ભાઇ જરેવર છે, અને વલી ૪૮ માં તખ્મ સ્પેન્તો-દાતને વાસતે બી આપણે જાણીએ છઇએ કે તે કએ ગુસ્તાસપનો બેટો તેહમતન અથવા રૂ-ઇનતન અસપંદયાર છે, વાસતે એવું ગુમાન જાએ છે કે એ ૩૧ એ શખસો સરવે નોદરનાં ખાનદાનનાં હશે. એ ઉપરથી ધારવામાં આવે છે કે કએ ગુસ્તાસ્પનાં ભાઇઓ, બેટાઓ, ભત્રીજાઓ ઈત્યાદી જેઓએ જર-થોશ્તી દીન કબુલ કરી તેનો ફેલાવો કરવામાં શાંમેલગીરી કીધી હોએ તેઓનાં આએ ૩૧ નાંમો હશે.

---

* બસ્તવઇરિ, જરીરનો છોકરો. અઈબાદગારે જરીરાનમાં એનું નામ બસ્તુર તથા વસ્તુર કરી મલે છે, જે બસ્તવર તથા વસ્તવર બી વાંચી શકાએ. ઘણા આગલા વખતમાં બી પેહલવીના ઘણા શબ્દો, પેહલવી વાં-ચણ કઠણ હોવાને લીધે, ખોટી રીતે વંચાએલા જોવામાં આવે છે, તેમ આએ શખસના નામના વાંચણમાં થએલું છે. પેહલવી બોલ બસ્તુરનો વસ્તુર થાએ તો તે કાયદાસર ગણી શકાએ, પણ વસ્તુરમાનો **વ** પેહલ-વીમાં **ન** બી વાંચી શકાએચ, તેથી અને ફીરદોસીએ શાહનામું લખ્યું તે વખતે બી એ ખરૂં નામ શું છે, તેની વાકેફી નહી હોવાને લીધે, એ ખોટી રીતે **નસ્તુર** વાંચેલું શાહનામામાં મલે છે. અઇબાદગારે જરીરાન તથા શાહનામા પ્રમાણે એ જરીરનો છોકરો હતો. એ બેહુ કેતાબમાં જણાવ્યા પ્રમાણે એ બસ્તુરે ( શાહનામાના નસ્તુરે ) પોતાના પિત્રાઇ ભાઇ અસ્પંદયારની સાથે મલીને પોતાના બાપ જરીરનાકીનામાં, અરજાસ્પના ભાઇ બીદરફ્શને માર્યો હતો; એ બેઉ ચોપડીઓમાં આવેલા ઇશારા ઉ-પરથી એવું બી જણાએચ કે ગુસ્તાસ્પે પોતાની છોકરી હુમાએ સાથે એના નેકાહ કીધા હતા. (બીજી વાર પ્રગટ કરનાર).

૫૧ મો ફ્રષઓશ્ત્ર હવોવ (હયુબનો છોકરો.)
  ૫૪ મો હુષ્યઓથ્ન }
  ૫૫ મો ખાદએન } ફ્રષઓશ્ત્રયનનો. (ફ. ૧૦૪).
૫૨ મો જામાસપ હવોવ.
  ૫૬ મો હદ્-હઉર્વદ્-હ, જામાસપનનો.
  ૫૭ મો વરેષ્ન, હદ્-હઉરૂવિનો.
૫૩ મો અવારઓશિત્ર (હવોવ=હયુબનો છોકરો ?)
  ૫૮ મો વોહુ-નેમદ્-હ, અવારઓશિત્રનો.
૫૪ મો હુષ્યઓથ્ન, ફ્રષઓશ્ત્રયનનો, (ફ. ૧૦૪)
  ૪૬ મો હુષ્યઓથ્ન. ( ફ. ૧૦૩ )
૫૫ મો ખાદએન, ફ્રષઓશ્ત્રયનનો
૫૬ મો હદ્-હઉર્વદ્-હ, જામાસપનનો.
૫૭ મો વરેષ્ન હદ્-હઉરૂવિનો.*
  ૧૨૫ વર્શિ, વાગેરેજ્નો ૧૩૭ મો વર્ષ્ન.
૫૮ મો વોહુ-નેમદ્-હ, અવારઓશિત્રનો.
  ૧૨૨ મો ગએવનિ, વોહુ-નેમદ્-હનો (ફ. ૧૧૫).
  ૧૧૨ મો વોહુ-નેમદ્-હ્ કતુનો (ફ. ૧૧૪).
૫૯ મો માંથ્રવાક, સીમએજ્નિો. † (ફ. ૧૦૫).
  ૧૨૭ વહ્મએ-દાત, માંથ્રવાકનો. (ફ. ૧૧૫).
૬૦ મો અષસ્તુ, મઇધ્યો-માઓડિ્-હ, (મેદીઓમાહીનો.) (ફ. ૧૦૬)
૬૧ મો અવરેથ્રબદ્હ, રાશ્તરે-વધેન્તિનો.
૬૨ મો બૂધ્ર, દાજગરાસ્પિનો.
૬૩ જ્બઉર્વત્ (દાજ્ગરાસ્પિનો ?)
  ૬૪ કરસ્ન જ્બઉર્વધ્થિનનો.
૬૪ મો કરસ્ન જ્બઉર્વઈથિનનો.
  ૬૫ મો વીરાસ્પ, ૬૬ મો આજ્ઞત, ૬૭ મો. ફ્રાયોધ.
૬૫ મો વીરાસ્પ, કરેસ્નયનનો. (ફ. ૧૦૮).
૬૬ મો આજ્ઞત, કરેસ્નયનનો.
૬૭ મો ફ્રાયોધ, કરેસ્નયનનો.

---

* એ નામ આફ્રીને રપીવનના ૯ મા ફકરામાં વર્શ્ન હંગઉરૂશાન કરીને આવેલું છે. જુવો સફ્રો ૨૯૫, નોટ † (બીજી વાર પ્રગટ કરનાર).
† જુવો સફ્રો ૨૯૩ નોટ ૩૬૫.

૬૮ મો વહ્.હુ, અર્ષ્યનો.

૯૨ મો હામ-અરેશ્ર', વહ્.હુએનો.

૬૯ મો અર્ષ્ય, વ્યાખનનો.

૭૦ મો દારયત્-રથ.

૭૧ મો ફ્રાયત્-રથ.

૭૨ મો સ્કારયત્-રથ.

૭૩ મો અશ્વૅત્ (ફ્. ૧૦૯ ).
૭૪ મો વ્યશ્વૅત્=વિ-અશ્વૅત્
૭૫ મો પઇતિ-અર્શવત્ } ત્રણ ભાઇઓ ?

૭૬ મો અશ્રુ
૭૭ મો ચશ્રુ } બંધે ભાઇઓ. ?

૭૮ મો દ્રાથ
૭૯ મો પઇતિ-દ્રાથ } બંધે ભાઇઓ.

૮૦ મો પઇતિ-વહ્.હ.

૮૧ મો ફ્રષાવક્ષ.

નોટ.—૭૦ માંથી ૮૧ સુધાંનાં ૧૨ નાંમો બાપના નાંમ વગરનાં છે. ૭૦ થી ૭૨ સુધાંનાં તરણ શખસો ભાઇઓ હશે. તેમજ ૭૫ સુધાંનાં તરણ જનાઓબી ભાઇઓ હશે. ૬૯ માં અર્ષ્યને માટે કેહ છે કે તે માજદયસ્નાનોમાં ઘણોજ કોશેશ કરનારો હતો, વાસતે તેની પછીનાં નામ દીધેલા ૭૦ થી ૮૧ શુધાંનાં તેના ભાઈ, બેટા ઇઆ ભતરીજા હોએ.

૮૨ મો નેમો-વહ્.હુ, વએધયહ્.હનો.

૮૩ મો વીસધ (કોણનો ?) (ફ્. ૧૧૦)

૮૪ મો અષાવહ્.હુ, બિવન્દહ્.હનો.*

---

* (૧) એ અષાવંહ.હુ બીવન્દહ.હ, (૨) નંબર ૮૫ વાલો જરોદહ.હુ પઇરિશ્તી, (૩) નંબર ૧૬૯ મો સ્પિતિ ઉસ્પાસ્તુ, (૪) નંબર ૧૭૦ વાલો એરેજ્રાસ્પ ઉસ્પાંસ્તુ, (૫) નંબર ૧૭૯ વાલો હ્વસ્પ, (૬) નંબર ૧૮૦ વાલો ચથ્વરસ્પ, (૭) વીશ્તાસ્પ યશ્તના ૪ ઠા ફકરામાં આવેલો પેષોતનુશ, (૮) ફ્રવરદીન યશ્તના ૧૩૧ મા ફકરામાં આવેલો અઘ્રએરથ નરવ, (૯) ફરવરદીન યશ્તના ૧૩૮ મા ફકરામાં આવેલો, ફ્રધાક્તિ ખુન્બ્ય, (૧૦) નંબર ૧૬૬ મો અષેમ્ યહ્માઇ ઉશ્ત, (૧૧) નંબર ૯૯ મા વાલો અપવજ્દહ.હ પોઉરૂધાક્તયન, અને (૧૨) નંબર ૧૬૭ માવાલો યોઇશ્ત ફ્ર્યાન, એ શખશોના નામ બે પેહલવી કેતાબોમાં નીચે પ્રમાણે મલે છે:—

૮૫ મો જરો-દઽ્હુ, પઇરિશ્તીરનો.
૮૬ મો નેરેમ્યજૂદન, આથ્વ્યોનિનો.

બુનદહેશ્નેમાં, અવસ્તામાં જણાએલા ૭ કેશવરો (ખંડો)ના રદો (વડા ધર્મ ગુરૂઓ)નું બયાન આવેલું છે. તે બાબમાં તેઓના નામો ભુલ ભરેલી રીતે વાંચેલાં મલે છે. એ નામો, ઉપર જણાવેલા શખસોના છે, અને તે નીચે મુજબ છે:—

૧ અરઝેહનો રદ, [illegible] ખરી રીતે એ નામ અશશવંગહ—એ—વેવંદાન (=વેવંદનો છોકરો અશશવંગહ) વંચાવું જોઇએ.

૨. સવેહનો રદ [illegible] એ નામ હવાજર દંગહર–એ–પરીશ્તીરો અથવા હુજરદેહ–એ–પરીશ્તીરો (પરીશ્તીરનો છોકરો હુ–જર–દેહ) વાંચી શકાએ.

૩. ફ્રદદફ્શનો રદ, પેહલવી હુઝ્ક્રે [illegible] સેપીતોઇત ઉસ્પોસ્નાન લખેલો છે, તે અવસ્તાના સ્પિતિ ઉસ્પાસ્નુનો છે.

૪. વીદદફ્શ નો રદ, [illegible]=અઇરીજરાસ્પ ઉસ્પોસ્નાન, એ પણ ઝંદ એરેજ્રાસ્પ ઉસ્પાંસ્નુને બરોબર મલતો છે.

૫. વોરૂ બરેશ્તનો રદ, [illegible]=હુ–અસ્પ અથવા હ્વસ્પ; એ પણ ઝંદ હ્વસ્પને મલતોજ ખરી રીતે વાંચેલો છે.

૬. વોરૂજરશ્તનો રદ, પાઝંદ હુઝ્ક્રે, એક જુની નકલમાં [illegible] (=ચથ્રા-વાઇન), અને બીજી એક જુની નકલમાં [illegible](=ચખ્રવાકે), કરીને લખેલો મલે છે. ઝંદ [illegible] ને પેહલવીમાં એકે,=[illegible] ચત્વર–વાઇન (ચાર ઘોડાવાલો) તો બીજાએ [illegible] (=ચેહાર વાઇન) અથવા [illegible] (=ચેહાર વાક), વાંચયો તથા લખ્યો હોએ; વલી વખત જતાં કોઇએ પેહલાને ઝંદ અક્ષરે [illegible] ને બદલે ખોટી રીતે [illegible] અને બીજા બોલને [illegible] અથવા [illegible] ને બદલે ખોટી રીતે [illegible] વાંચવા તથા લખવાની ભુલ કીધી છે. અસ્પને બદલે તેનો બીજો બોલ વાઇન અથવા વાક, વાગ કે વાજ કોઇએ પેહલાંથીજ વાંચેલો લાગે છે અને તેનો અર્થ, અસ્પની માફક, ઘોડાનો થઈ શકે છે.

ખુનીરસ અને બીજી તમામ અશોઇની પેદાયશનો રદ જરથોશ્ત ને કહેલો છે. ખુનીરસ કેશ્વર મધે આવેલી બીજી જગાઓના રદ તરીકે, બુન્દહેશ્નમાં નીચલા શખસોને જણાવેલા છે.

૭. કંગદેજ બામીનો રદ, પેશોતન વિશ્તાસ્પાન છે જેને વીશ્તાસ્પ યશ્તના ૪ ઠા ફકરામાં, કેખશરૂની માફક બેઆજાર તથા અમર્ગ, જણાવેલો છે. એ ધની ચતરૂમીનોને નામે બી ઓલખાએ છે.

૮૭ મો એરેજીસ્તુ, અરનો.

૮૮ મો કસુપતુ, અરનો.

૮૯ મો ફ્ર્યં·
 ૧૬૩ ફ્ર્યં (પ. ૧૧૯)

૯૦ મો અસ્ત્વત્-એરેત.
 ૧૪૯ મો અસ્ત્વત્-એરેત, ૨૨૫ મો અસ્ત્વત્-એરેત.

---

૮. સૌકવસ્તાન અથવા સેગસ્તાનનો રદ અગ્રેરથે પશંગ છે. વલી એજ ઠેકાણે એને ગોપત–મલકા અથવા ગોપતશાહ કરીને બી કેહયો છે. એજ કેતાબના બીજા એક બાબમાં **ગોપતશાહને** અગરેરસનો છોકરો જણાવેલો છે. ફરવરદીન યશ્તના ૧૩૧ મા ફકરામાં તથા બીજી જગોએ એને નરવનો અગ્રએરથ કરીને કહેલો છે. જુવો સ્યાવક્ષનામું, સફો ૨૫૧ મો નોટ ૫૧ મી, સફો ૨૫૯ મો નોટ ૬૧ મી.

૯. દશ્તે પેસાનસીહ (=પીસીન)નો રદ, ફરતાશ્તે ખુમ્બીકાન છે. એ ઉપર જનાવેલો ફરધાક્ત ખુન્બ્ય છે. ફરવરદીન યશ્તમાં એને એશમ દેવની સાંથે લડતો જણાવેલો છે, તેજ મુજબ બુન્દહેશ્નેમાં પણ મલે છે.

૧૦. રોદે નાવતાકનો રદ [illegible] [illegible] [illegible] અએશ્મે યામા હુશ્ત છે. એ નામ અવસ્તામાં [illegible] [illegible] [illegible] કરી મરે છે. એ પેહલવી હુરૂફે [illegible] [illegible] લખેલો હોવો જોઇએ, તેને પાછલથી પાજંદ હુરૂફે પાછો લખતાં બગાડીને ઉપર જણાવ્યા પ્રમાણે અએશ્મે યામા હુશ્ત લખેલો છે. એ હકીકત લખ્યા પછી,

બુન્દહેશ્નેમાં જણાવેચ કે,—વને જવીતબેશ ઇરાનવેજમાં, આવેલું છે, અને ઉર્વતદનરે જરથોશ્ત વરેજમ કર્દનો રદ હતો. અને

વીવંગહાનનો નરસી, નોદરનો તુસ, ગોદરજનો ગેવ, બઇરજદ અને પોઉરૂધાક્તનો છોકરો અશવજદ અને સામ, ફરશકન્તને વખતે સોશ્યોશનાં મદદગાર થશે.

દાદસ્તાને દીનીની ૮૯ મી પુરસેશમાં ખુનીરસ ખંડનાં ૭ રદોનું બયાન આવેલું છે. તેઓના નામો ઉપલાં સાથે સરખાવતાં કંઇક હેરફેર છે, અને તે નીચે મુજબ છે :—

૧. ગોશ્તે ફ્ર્યાન્યાન; ૨. અવસ્તામાં જણાએલો ખમાયુશત, ઉપલાજ ફ્ર્યાનનો છોકરો ; ૩. ફ્રધાક્ત ખુમ્બીકનો છોકરો ; ૪. અશવજંગ પુરધક્તીનો છોકરો ; ૫. વનેજવીદબેશ ; ૬. ગોપતશાહ ; ૭. પતશહુતન (વીશ્તાસ્પનો છોકરો), જેને ચતરૂમ્યાન બી કેહ છે.

એઓ ૭ મધેથી છેલ્લા બેનીજ હકીકત, એ કેતાબ લખનાર મરહુમ માનુશચેહરે ગોશ્ને જમે આપી છે, અને પેહલા પાંચને વાસ્તે, એ મરહુમ ખુલ્લા દીલથી લખે છે કે "એઓ વિશે મેં કંઈ હકીકત આપી નથી, સબબકે તેઓ વિશેની કસી હકીકત હું જાણતો નથી."

નોટ—૯૦ માં અસ્ત્વત્-એરેતથી ૨૫ મો કરદો તમામ થાએ છે, અને ૨૬ મો શરૂ થાએ છે, આગલ ચાલતાં જોઇશું કે અસ્ત્વત્-એરેત નામનો એક શખસ રસતાખેજ કરવાને આવનાર છે, તે શખસથી ૨૫ મો કરદો ખતમ કીધો ત્યારે તો એમ ધારવું જોઈએ કે મેદયોમાહથી શરૂ થતી અને અસ્ત્વવત્ એરેતથી આખર થતી ટીપમાં જરથોસ્તના તમામ મદદગારોના નામો આવી ગએલાં હોવાં જોઈએ. પણ ત્યારે ૨૬

---

એઓ મધેનો ૧ લો શખસ ગોસ્તે ફ્રર્યાન છે. એ નંબર ૬૭ મા વાલો યોઇસ્ત ફ્રર્યાન છે ૨ જાને વાસ્તે **અવસ્તાવાલો** એવી નીશાની આપીને લખેચ કે એ એજ ફ્રર્યાનનો છોકરો ખમાયુશત છે. એ પરથી જણાએચ કે એ ગોસ્તેફ્રર્યાનનો ભાઈ હોવો જોઇએ. એ ધનીને જ્યારે અવસ્તાવાલો ખમાયુશત લખ્યો છે ત્યારે તો અવસ્તામાંથી એ નામ મલવું જોઈએ, એવી ઉમેદથી કોઈબી બારીક બીન અભ્યાસી અવસ્તામાંથી એ નામ શોધવા મંડી જાએ; પણ તેને એજ નામ અવસ્તામાંથી મલવાનું નથી, સબબ એ નામના પેહલવી ઇમલાને ખોટી રીતે વાંચવાથી તેના વાંચણમાં ભુલ થએલી છે. મારી પાસેની એક ઘણી પુરાણી દાદસ્તાને દીનીની કેતાબમાં એ નામ પાજંદ હુરૂફે [illegible] કરી લખેલું મલે છે. અત્રેના સઘલા દસ્તુરો પાસેની દાદસ્તાને દીનીમાંથી, ૮૮, ૮૯ તથા ૯૦ મી પુસ્સેશો ગુમ થએલી હોવાથી, તેઓમાં એ નામ કેમ વાંચ્યું હશે તે જાણી શકાતું નથી. ડાકટર વેસ્ત પાસેની નકલમાં એ બોલ [illegible] વાંચેલો છે, એ નામ પણ અવસ્તામાં મલતું નથી. મારી પાસેની ઘણી પુરાણી બુન્દહેસ્નેની બે નકલોમાં એ શબ્દ, ઉપર નંબર ૧૧ મા મધે જણાવેલો રોદે નાવતાકનો રદ, અવસ્તાવાલો **અષેમ્ યહ્માઇ ઉશ્ત** છે. બુન્દહેસ્નેમાં પેહલો બોલ **અશેમ્** રહી ગએલો મલી આવે છે અને દાદસ્તાને દીનીમાંથી એ નામનો પેહલો ભાગ **અશેમ** નીકલી જવા સાથે, જંદ બોલને પેહલવી હુરૂફે લખેલા **યહ્માઇ ઉશ્તને** એકે ખમાયૂશત અને બીજાએ યખ્માયૂશત વાંચ્યો–તેથી ભુલ થઇ છે. ડાકતર વેસ્તે, તેને એ બોલ દાદસ્તાનમાં યખમાયૂશત મલયા છતાં, બુન્દહેસ્નેમાં આવેલા એ નામને આધારે, મારી માફકજ એ બોલને ઉપલા અષેમ્ યહ્માઇ ઉશ્ત સાથેજ મેલવ્યો છે.— ૩ જો ખુમબીકનો છોકરો ફ્રધાક્ષ્ત ઉપર આવી ગયો છે.—૪ થો અશવજંગ, પોરૂધાખ્શ્તીનો છોકરો એ નંબર ૭૯ વાલો શખસ છે. ૬ ઠો ગોપતશા એ ઉપર આવેલા અધ્રરથને બદલે છે. બુન્દહેસ્નેમાં એને સોકવસ્તાન અથવા સેજસ્તાનનો રદ કહેલો છે. દાદસ્તાનમાં એને વાસ્તે જણાવે છે કે એ ગોપતની જમીનનો સરદાર છે અને તે વેહદાઇતી નદીના કીનારા પાસે આવેલી છે; ઇરાનવેજમાં બી એજ સરદારનો અમલ છે અને હવ-

માં કરદાથી વલી બીજાં નામો શરૂ થાએ છે અને તે ખલાસ થયા પછી ૨૭ મો કરદો શરૂ થાએ છે, તે ઉપરથી એવું લાગે છે કે જરથોસ્તના મદદગારોના તરણ તબકાઓ કીધેલા હશે, તેમાંના પેહલામાં તો જરથોસ્તના નામીચા શાગેરદોનાં નામો આવી ચુકાં તેથી એ ટીપમાં જરથોસ્તનાં પોતાનાં વખતનાં શાગેરદોનાં નામો હોએ એવું અટકલી શકાએ છે અને ત્યાર પછી થનારા શાગેરદોનાં નામો ૨૬ માં કરદામાં અને વલી તેઓની પછી થનારા નામો ૨૭ માં કરદામાં આવ્યાં હોએ એવી ધારણા થઇ શકે છે.

## ૨૬ મો કરદો.

૯૧ મો ગઓપિવડંહુ. ( ફ. ૧૧૧ ).
૯૨ મો હાંમ્-બરેતર વઙ્-હ્વામ્, તખ્મનો.
૯૩ મો સ્તઓતર, વહિશ્ત અષ્ય.
૯૪ મો પોઉરૂધાક્ષિત, ક્ષતાવએન્યનો.
૯૬ મો અયો-અરિત, પોઉરૂધાક્ષતયનનો.
૯૭ મો વોહ્વસ્તિ, ”
૬ ઠો વોહ્વસ્તિ, સ્નઓયનો.

---

યાંશ ગાવની સંભાલ રાખવાનું કામ એના સ્વાધીનમાં છે. ૭ મો પતશહુતન કંગદેજનો સરદાર છે. તે કંગદેજ, આજાદે સ્યાવક્ષે બનાવેલો છે અને તેને બામીએ કાઉસાન કરીનેબી કેહ છે. એ ૭ ઉપરાંત કેખસરોને માટે લખે છે કે તે ઈરાન અને તુરાનના દેશોમાં, પાહડો મધેના બુરજે બાલેસ્ત ઉપર સરદાર છે.

ઉપલા ચોકસ દાખલાઓ ઉપરથી જણાશે કે આજથી આશરે ૪૦૦ થી ૫૦૦ વરસ ઉપર નકલ થએલી પેહલવી કેતાબોમાં પણ અવસ્તામાં આવેલા શખશોના વીશેશ નામો ખરી રીતે લખાએલાં જોવામાં આવતાં નથી. જ્યારે પેહલવી બોલાતી તથા લખાતી ભાષા તરીકે ચાલુ હશે તે વખતે અવસ્તામાં આવેલાં ઉપલાં તેમજ બીજા નામો, અવસ્તાના હુરૂફને બદલે પેહલવી હુરૂફે કદાચ ખરી રીતે લખાએલાં હશે, પણ પાછલા વખતમાં જે વખતે અવસ્તાની વાકેફી તદન નહી હશે, તેમજ પેહલવી ભાશાની વાકેફી બી ઘણી ઓછી થઇ ગઈ હશે, તે વખતના નકલ નવેસોએ, પેહલવી હુરૂફે લખાએલાં, અવસ્તા મધેના પુરૂશોના તથા શેહરોના કે બીજી ચીજોના વિશેશ નામોને પાછાં જંદ અથવા પાજંદ હુરૂફે લખવાની કોશેશ કીધેલી છે. તેમ કરવામાં તે નકલ નવેસોએ, પોતાના વખતનાઓને તેમજ પોતાની પછીનાઓને, તેવાં નામો ઉકલાવવાની સેહલાઇ તથા સગવડ કરી આપવાની નેમ રાખી હોએ; પણ વગર સહમજવે તેમ કરતાં, તેઓએ હાલના વખતના એ ભાષાના અભ્યાસીઓને સેહલાઇ તથા સગવડને બદલે, ફકત પોતાના અંજાણપણાથી, સાંબા મુશકેલીમાં મુકયા છે. ( બીજી વાર પ્રગટ કરનાર ).

૯૮ મો ગયધાસ્તિ પોઉરૂધાક્ષ્તયનનો (ફ. ૧૧૨).
૯૯ મો અષવજ્દદ્ંહ્ " (")
૧૦૦ મો ઉરૂધુ " (")

૯૫ મો ક્ષોઈવ્રાસ્પ, ક્ષ્તાવએન્યનો (ફ. ૧૧૧)
૧૦૧ મો ક્ષ્રઓ-ચિનદ્ંહ્, ક્ષોઈવ્રાસ્પનનો (ફ. ૧૧૨)

૯૬ મો અયો-અસ્તિ, પોઉરૂધાક્ષ્તયનનો (ફ. ૧૧૨).

૯૭ મો વોહ્વસ્તિ=વોહુ-અસ્તિ."
૬ ઠો વોહ્વસ્તિ, સ્નઓયનો (ફ. ૯૬).

૯૮ મો ગયધાસ્તિ, (ગયધ-અસ્તિ), પોઉરૂધાક્ષ્તયનનો.
૧૧૧ મો અષ-ષ્યઓથ્ન, ગયધાસ્તયનનો (ફ. ૧૧૪).

૯૯ મો અષવજ્દદ્ંહ્, પોઉરૂધાક્ષ્તયનનો*
૧૦૬ મો અષવજ્દદ્ંહ્, અને થ્રિત, સાઇજ્દ્રિના (ફ.૧૧૩)

૧૦૦ મો ઉરૂધુ, પોઉરૂધાક્ષ્તયનનો.

૧૦૧ મો ક્ષ્રઓ-ચિનદ્ંહ્, ક્ષોઇવ્રાસ્પનનો.

૧૦૨ મો અષાહુર, જીસ્તયનનો (ફ. ૧૧૩).

૧૦૩ મો ફ્રાયજન્ત (અષાહુરનો ?)
૧૦૪ ફ્રેનદ્ંહ્, ફ્રાયજન્તનનો, ૧૦૫ જરો વદ્ંહુ, ફ્રાયજન્તનનો

૧૦૪ મો ફ્રેનદ્ંહ્, ફ્રાયજન્તનનો.

૧૦૫ મો જરો-વદ્ંહુ, ફ્રાયજન્તનનો.

૧૦૬ મો અષવજ્દદ્ંહ્, અને થ્રિત સાઇજ્દ્રિના.†
૯૯ મો અષવજ્દદ્ંહ્, પોઉરૂધાક્ષ્તયનનો.

૧૦૭ મો વોહુ-રઓચદ્ંહ્, વરકસાનનો.
૧૧ મો વોહુ-રઓચદ્ંહ્, ફ્રાન્યનો (ફ. ૯૭)

---

* જુવો સફે ૩૦૦ મો નોટ.*

† આવાં યશ્તના ૭૨ માં ફકરામાં પોઉરૂધાક્ષ્તિના પુત્ર અષવજદદ્ંહુ અને સાયુજદ્રિના બે પુત્ર અષવજદદ્ંહ અને થ્રિતએ, **અપામ્ નપાત્** ની નજદીક, અર્દ્વી સૂરની આરાધના કીધી છે, અને તુરાની દાનુઓને, કર અસબનને, અને વર અસબનને અને ઘણાજ જોરાવર દૂરએકએતને, લડાઈના મેદાનમાં મારવાની મુરાદ ચાહી છે. એ યશ્તમાં એઓના નામો જામાસ્પની પછી તુરત આવેલાં છે તે ઉપરથી, તથા પોઉરૂધાક્ષ્તિના પુત્ર અષવજદદ્ંહને ૭ અમર્ગો મધેનો એક તથા ૨૬ જણાવેલો છે તે ઉપરથી, ધારવાને બની શકેચ કે એ લોકો ગુસ્તાસ્પના વખતમાંજ, દેવ યસ્નાનોની સાંબે લડનારાઓ મધેના હોવા જોઇએ, જુવો સફે ૩૦૦ નોટ.* (બીજીવાર પ્રગટ કરનાર).

૧૦૮ મો અરેજ્હ્.હત્, તૂરનો.
૧૦૯ મો ઉસિનેમહ્.હ્.
૧૧૦ મો યુખ્તાસ્પ, (પ. ૧૧૪).
૧૧૧ મો અષ-બ્યઓથ્ન, ગયધાસ્તયનનો.
૧૧૨ મો વોહુ-નેમહ્.હ્, કતુનો.
૧૨૨ મો ગએવનિ, વોહુનેમહ્.હ્નો, (ફ. ૧૧૫).
૫૮ મો વોહુ-નેમહ્.હ્, અવારઓસ્ત્રિનો. (ફ. ૧૦૪).
૧૧૩ મો વોહ્વજ્દહ્.હ્, કતુનો.
૧૧૪ મો અષ-સરેધ, અષ-સઈયંન્નો.
૧૧૫ મો અષ-સરેધ, જધરિયન્નો.
૧૧૬ મો ચાક્ષ્નિ (ચેખ્શનુશ ?)
૧૧૭ મો સ્યાવાસ્પિ.
૧૧૮ મો પોઉરૂસ્તિ, કવિનો.
૧૫૯ મો કવી, ૧૯૩ મો ગસ્ત્ત, કવિનો. (ફ. ૧૨૩).
૧૧૯ મો વરેસ્મપ, જનરનો. (ફ. ૧૧૫)
૧૨૦ મો નનારાસ્તિ, પએષતહ્.હ્નો.
૧૨૧ મો જ્રજ્દાઇતિ, પએષતહ્.હ્નો.
૧૨૨ મો ગએવનિ, વોહુનેમહ્.હ્નો.
૧૨૩ મો અરેજું સૂતો-સ્પાધ્નો. *
૧૨૪ મો જ્રયહ્.હ્, અને સ્પેન્તો-ખ્રતુ.
૧૨૫ મો વર્સ્નિ, વાગેરેજ્નો.
૫૭ મો વરેષ્ન, હહ્.હઉરૂષીનો, ૧૩૭ મો વર્ષ્ન. (પ. ૧૧૬).
૧૨૬ મો ફ્રાચ્ય, તઉર્વાતિનો.
૧૨૭ મો વહ્રએ-દાત, માંથ્રવાકનો.
૧૨૮ મો ઉસ્ત્ર, સધનહ્.હ્નો,
૧૨૯ મો દઝ્હુ-સૂત. (ફ. ૧૧૬).
૧૩૦ મો દઝ્હુ-ક્રાદહ્.હ્.
૧૩૧ મો અસ્પો-પધો-મક્ષિત.
૧૩૨ મો પયહ્.હરો-મક્ષિત.
૧૩૩ મો ઉસ્તાજ્ન્ત.
૧૩૪ મો અષસવહ્.હ.

---

* અરેજવાઓ, દ્વીવચનમાં લાગેચ તેથી, સૂતોસ્પાધ્ના એ બંધે છોકરા, એકજ નામના હોએ. (બીજી વાર પ્રગટ કરનાર).

૧૩૫ મો અષો-ઉર્વથ.
૧૩૬ મો હઓમો-ખરેનઙ્-હ્.
૧૩૭ મો વર્ષ્ને.
૫૭ મો વરેષ્ન, હઙ્-હઉરૂષીનો, ૧૨૫ મો વર્ષ્નિ.
૧૩૮ મો ધ્રૂવ. (ફ. ૧૧૭).
૧૩૯ મો ઉસ્નાક.
૧૪૦ મો ખન્વત્.
૧૪૧ મો દએનાવજઙ્-હ્.
૧૪૨ મો અરેજઓન.
૧૪૩ અઈવિ-ખરેનઙ્-હ.
૧૪૪ મો હુયજ્ત.
૧૪૫ મો હરેધસ્પ (હરદાસ્પ ?)
૧૪૬ મો પાજિનઙ્-હ્.
૧૪૭ મો ખાક્ષથ્ર.
૧૪૮ મો અષો-પઓઈર્ય.
૧૪૯ મો અસ્ત્વત્-એરેત.
૯૦ મો અસ્ત્વત્-એરેત, ૨૨૫ મો અસ્ત્વત્-એરેત.

નોટ.—આએ ૨૬ માં કરદા માંહેલા નામોની ટીપ પણ જેમ ૨૫ મા કરદા માંહેલી ટીપ અસ્ત્વત્-એરેતથી આખેર થઈ તેમ તેજ શખસથી આખેર થઇ છે. એ ઉપરથી સમજવું શું જોઇએ છે? એજકે સઉથી છેલ્લો શાગેરદ અસ્ત્વત્-એરેત હતો અથવા બરાબર બોલીએ તો તે હવે પછી થશે. એ કરદા માંહેલું કોઇબી નામ સાધારણ રીતે આપણને જાણીતું નથી પણ ફારસી કેતાબોમાં ખસુસ કરીને શાહનામામાં ઘણાએક ઈરાની નામો આવેલાં છે તેમાનાં કેટલાંએક નામો એ ઉપલાં નામો સાથે મેલ-વાઈ શકાશે એવી આશા હું રાખું છેઉં.

**કરદા ૨૭ મો.**

૧૫૦ મો હુગાઓ (ફ. ૧૧૮).
૧૫૧ મો અઙ્-હુ.
૧૫૨ મો ગાઉરિ.
૧૫૩ મો યૂસ્ત, ગાઉર્વયનનો.
૧૫૩ મો યૂસ્ત, ગાઉર્વયનનો.
૧૫૪ મો માજ્દ્રાવઙ્-હુ.
૧૫૫ મો સ્રીરાવઙ્-હુ.
૧૫૬ મો આયૂત.

૧૫૭ મો સૂરો-યજ્ત.
૧૫૮ મો એરેખ્વ. (ફ. ૧૧૯)
૧૫૯ મો કવિ. [ કવીનો (ફ. ૧૨૩)
૧૧૮ મો પોઉરૂશ્તિ, કવિનો, (ફ. ૧૧૪) ૧૯૩ મો ગશ્ત,
૧૬૦ મો ઉક્ષન્, વીદિસ્ત્રવ્ર્ડ્-હ્નો.
૧૬૧ મો વહ્-હુધાત, ખધાતનો.
૧૬૨ મો ઉજ્ય, વહ્-હુધાતયનનો.
૧૬૨ મો ઉજ્ય, વહ્-હુધાતયનનો.
૧૬૩ મો ફ્ર્યે.
૮૯ મો ફ્ર્યે. (ફ. ૧૧૦)
૧૬૪ મો અષેમ્-યેંઘહે-રઓચાઓ. (ફ. ૧૨૦).
૧૬૫ મો અષેમ્-યેંઘહે-વરેજ્.
૧૬૬ મો અષેમ્-યહ્માઈ-ઉશ્ત.*
૧૬૭ મો યોઇશ્ત ફ્ર્યાનનો* (ગોસ્ત ફરીઆન.)†

---

* એ ૨ શખસો વિશે જુવો નોટ* સફે ૩૦૦ મો.

† આવાં યશ્તના ૮૧—૮૨ માં ફકરામાં જણાવ્યા મુજબ એ ધણીએ રઙ્હા નદીના કીનારા ઉપર અર્દ્વીસૂરની બંદગી કરીને એવી મુરાદ ચાહી હતી કે "બુરૂ જાણનાર, અંધારી અકલના અખ્ત્ય (જાદુગર) ને મારૂં, અને તેના ઘણા સખ્ત અને મોતનું દુઃખ ઉપજાવનારા સવાલો મધેના ૯૯ સવાલો, તે બદદાનેશવાલો અખ્ત્ય મને પુછે તેઓનો ઉતર હું વાલી શકુ." હાલ આપરા લોકો પાસે એક પેહલવી કેતાબ નામે માદીગાને ગોસ્તે ફ્ર્યાન કરીને છે તે મધે ઉપર જણાવેલા અખ્ત્ય જાદુએ ગોસ્તે ફ્ર્યાનને પુછેલા ૩૩ ગુઢ સવાલોના જવાબો તેણે આપ્યા હતા અને ગોશ્તે ફ્ર્યાને પુછેલા ત્રણ સવાલોના જવાબો અખ્ત જાદુ નહીં આપી શકવાથી તેના બદલામાં તેણે તેને મારી નાંખ્યો હતો. આવાં યશ્તના ઉપલા ફકરા ઉપરથી ખુલું જણાય છે કે અસલ ૯૯ સવાલ જવાબો હતા તેઓ માંથી ૬૬ ગુમ થતાં ફકત ૩૩ આપણી પાસે રહેલા છે. જેમ અખ્ત જાદુએ ગોશ્તે ફ્ર્યાનને ઘણા **સખત સવાલો** પુછેલા છે તેમજ દેવયસ્નાનોના સરદાર ગનામીનોએ અથવા તેના હાથ તલેના મુખી દેવ બૂઇતિએ જરથોસ્તને પણ એવીજ રીતના કેટલાએક **સખત સવાલો** પુછ્યા હોએ એવો ઇશારો વંદીદાદની ૧૯ મી પરગરદના ૪ ઠા ફકરા ઉપરથી જણાએ છે. એ પરગરદમાં—[illegible] અને આવાં શ્યતમાં—[illegible]……………[illegible] એવા, એક સરખી મતલબના, વાકયો આવેલા મલે છે. જુવો સફે ૨૫૨ મો. (બીજીવાર પ્રગટ કરનાર).

૧૬૮ મો ઉસ્માનર, પએષતહ્‌.હૃનો †
 ૧૦ મો ઉસ્માનર, પએષતનો.
૧૬૯ મો સ્પિતિ ઉસ્પાંસ્તુનો*. (ક. ૧૨૧).
૧૭૦ મો એરેજ્રાસ્પ, ઉસ્પાંસતુનો.*
૧૭૧ મો ઉસધન્, મજ્દયસ્નનો.
૧૭૨ મો ક્રાદત્-વહ્.હુ સ્તિવત્નો.
૧૭૩ મો રઓચસ્ચએષ્મન્.
 ૨૧૭ મો રઓચસ્ચએષ્મન્. (ક. ૧૨૮)
૧૭૪ મો હ્વૈરેચએષ્મન્. (જુવો નંબર ૨૧૮).
૧૭૫ મો ક્રસ્રૂતાર.
૧૭૬ મો વીસ્રૂતાર.
૧૭૭ મો બરેસ્ન. (બારમાન ?)
૧૭૮ મો વીસ્રૂત
૧૭૯ મો હ્વૈસ્પ.* (ક. ૧૨૨).
૧૮૦ મો ચથ્વરસ્પ.*
૧૮૧ મો દવ્રામએષિ.
૧૮૨ મો ક્રઓરઓસ્ત્ર, કઓષનો.
૧૮૩ મો ક્રીનારપ, કએવનો.
૧૮૪ મો ક્રાદત્-નર ગ્રવારતુનો.
૧૮૫ મો વોહુ-ઉસ્ત્ર, આંખ્નહ્.હનો.
૧૮૬ મો વીવરેષ્વત્, અઇન્યવનો.
 ૨૦૦ મો વોહુ-પેરેસ અઈન્યવનો.
૧૮૭ મો ક્રાજ્રિ, તૂરનો. (ક. ૧૨૩).
૧૮૮ મો સ્તિપિ, રવત્નો
૧૮૯ મો પર્ષન્ત, ગન્દરેવનો.
૧૯૦ મો અવહ્ર, સ્પેન્તનો.
૧૯૧ મો અએત, માયવનો.
૧૯૨ મો યએતુશ-ગાઓ, વ્યાતનનો.
૧૯૩ મો ગર્સ્ત, કવિનો.
 ૧૫૯ મો કવી. ૧૧૮ મો પોઉરુસ્ત, કવીનો.

---

† જુવો સફે ૨૯૪ મો નોટ ૩૬૭ મી.
* એ ૪ શખસો માટે જુવો સફે ૩૦૦ મો નોટ *

૧૯૪ મો પોઉરૂ-બ્હ્-હ, જઓષ્નો. (ફ. ૧૨૪).
૧૯૫ મો વોહુ-દાત, કાતનો.*
૧૯૬ મો બાઓઙ્-હ,* સાઓઙ્-હનો.
૧૯૭ મો ઊરેજ, અને અઙ્-કસ.
૧૯૮ મો અરવઓસ્ત્ર, એરેજવત્ મુલુકનો.
૧૯૯ મો ક્રાચિથ્ર, એરેજવત્નો.
૨૦૦ મો વોહુ-પેરેસ, અઇન્યવનો.
૧૮૬ મો વીવરેષ્વત્, અઇન્યવનો.
૨૦૧ મો પરો-દસ્મ, દાસ્તાઘ્નિનો. જે મીઝ્, મીઝ્મુલકનો (ફ. ૧૨૫)
૨૦૨ મો ક્તીર, અને બએષતસ્તીર
૨૦૩ મો અવરે-ગાઓ, અઓઇધિમતસ્તીરના એરજવત્નો
૨૦૪ મો ગઓમત્, રઓજ્ધ્યમુલુકના જવનો-રઓજ્ધ્યનો.
૨૦૫ મો થ્રિતો અએવો-સરેથ્રો-ફ્યએસ્તનો, તન્ય મુલકના તન્યનો
૨૦૬ મો તીર-નકથ્વ, ઉસ્પએસ્ત-સએનનો. (ફ. ૧૨૬).
૨૦૭ મો ઉતયુઇતિ, જિઘ્રુ-સએનના વિત્-કએવિનો.
૨૦૮ મો ફ્રો-હકફ્ર, સએનોના મેરેજીષ્મ્યનો.
૨૦૯ મો વરેસ્મો-રઓચાઓ, પેરેથુ-અફ્સ્મનો.
૧૩ મો વરેસ્મો-રઓચઙ્-હ્, ક્રાન્યનો. (ફ. ૯૭)
૨૧૦ મો અષ-નેમઙ્-હ્ અને વીદત્-ગઓ આએ મુલકનાં (ફ. ૧૨૭).
૨૧૧ મો પર્ષત્-ગાઓ તથા દાજ્ગરો-ગાઓ, અપક્ષીર મુલકના.
૨૧૨ મો હુક્રવાક્ષ, કહરકનો.
૨૧૩ મો અકયધ, પીધનો.
૨૧૪ મો જામાસ્પ, અપરજાતનો.
પર મો જામાસ્પ, હવોવ=હબુબનો.
૨૧૫ મો મઇધ્યો-માઓઙ્-હ્, અપરજાતનો.
૧ લો મઇધ્યો-માઓઙ્-હ્, આરાસ્તયનો.
૨૧૬ મો ઉર્વતત્-નર, અપરજાતનો.
૧૫ મો ઉર્વતત્-નર, જરથુસ્ત્રિનો.

---

* બુન્દહેશ્નેમાં કાત તથા બાક અથવા બહાક કરી બે દસ્તુરોનાં નામો મલે છે પણ તેઓ પાછલા જમાનાના છે. (બીજી વાર પ્રગટ કરનાર.)

૨૧૭ મો રઓચસ્ચએષ્મન્. (પ. ૧૨૮)*
　　૧૭૩ મો રઓચસ્ચએષ્મન્.
૨૧૮ મો હ્વૅરેચએષ્મન્.
　　૧૭૪ મો હ્વૅરેચએષ્મન્.
૨૧૯ મો ફ્રાદત્-ખરેનઙ્‌હ્.
૨૨૦ મો વરેદત્-ખરેનઙ્‌હ્.
૨૨૧ મો વોઉરૂ-નેમઙ્‌હ્.
૨૨૨ મો વોઉરૂ સવઙ્‌હ.
૨૨૩ મો ઉક્ષ્યત્- એરેત (હોશેદરબામી.)
૨૨૪ મો ઉક્ષ્યત્-નેમઙ્‌હ (હોશેદરમાહ.)
૨૨૫ મો અસ્ત્વત્-એરેત. (સોશ્યોસ) †
　　૯૦ મો અસ્ત્વત્-એરેત, ૧૪૯ અસ્ત્વત્એરેત.

આએ રીતે ત્રણ કરદાઓ મલીને ૨૨૫ નાંમો જણાવેલાં છે. ધારવા પ્રમાણે તેઓ જરથોશ્તના શાગેરદોનાજ હશે, કાંએજે પેહલા કરદાના નામોમાં જરથોશ્તના શાગેરદોનાં જેટલાં નામો હમણા જાણયેચ તે સરવે તેમાં આવી ગયલાં જણાએ છે, તે સાથે દરેક કરદાની આખેરીએ અસ્ત્વત્એરેત જે રસ્તાખેજ કરવા આવનાર છે તેનું નામ છે, અને એ ત્રણ કરદા પછી ૨૮ મો કરદો સોશ્યોસ વીશે આવે છે. દરેક કરદા ગોયા જુદી જુદી તરેહના નામીચા લોકોને વાસતે બનાવેલો જણાએ છે.

૨૪ મો કરદો ગયઓમરદ તથા જરથોસ્તને વાસતે છે.
૨૫ મો કરદો જરથોશ્તના પોતાના શાગેરદોને વાસ્તે છે.
(એ કરદામાં જરથોશ્તના જાણીતા શાગેરદોના નામો આવેલાં છે.)
૨૬ મો કરદો બીજે દરજજેના અથવા બીજા જમાનાના જરથોશ્તના શાગેરદોને વાસતેનો સમજાએ છે.
૨૭ મો કરદો ત્રીજે દરજજેના અથવા ત્રીજા જમાનાના જરથોસ્તના શાગેરદોને વાસતેનો સમજાએ છે.
૨૮ મો કરદો જરથોશ્તના છેલ્લા શાગેરદ સોસ્યોસને વાસતે આવેલો છે.

---

* જુવો સફે ૨૫૪ મો નોટ ૩૦૦ મી.
† જુવો સફે ૧૬૪, નોટ ૧૪૧, ૨૫૩ નોટ ૨૯૯ તથા ૩૦૦.

૨૯ મો કરદો નામીચા પેશદાદી તથા કેઆંની પાદશાહો તથા પેહલવાનોને વાસતે છે.*

૩૦ માં કરદામાં નામીચી તથા નેક બાંનુઓ તથા કન્યાઓના નાંમો આવેલાં છે.†

૩૧ માં કરદામાં તે વખતે જણાએલા જુદા જુદા મુલકોનાં નામો આવેલાં છે. ‡

---

* એ ૨૯ માં કરદામાં પેશદાદયાન તથા કેયાન્યાન નીચલા પાદશાહોનાં નામો આવેલાં છે ૧. યિમ વીવડ·હન (જમશેદ), ૨. થ્રએતઓન આથ્વયાન્ (ફરેદુન આથ્વયાન), ૩. ઉજવ તૂમાસ્પન (ઉજુબે તેહમાસ્પાન), ૪. અઘ્રએરથ નરવ ( અગ્રેરસ ), ૫. મનુશ્ ચિથ્ર અઇર્યવ ( મીનોચેહર એરચ), ૬. કવિ કવાત (કેકોબાદ), ૭. કવિ અઇપિવડ·હુ ( કએ અપીવેહ, કયાફુ), ૮. કવિ ઉસધન્ ( કાઉસ ), ૯. કવિ અર્ષન્ (કયારેશ), ૧૦. કવિ પિસનડ·હ્ (કએપસીન), ૧૧. કવિ બ્યારેષન્ (કએ બ્યારેશ). ૧૨. કવિ સ્યાવરેષન્ (કએ સ્યાવશ), ૧૩. કવિ હઓસ્રવડ·હ્ ( કએખુસરો). ૧૪. સામ કેરેસાસ્પ, ૧૫. આખ્રૂર હઓસ્રવડ·હન (ખુસરોનો આખુર), ૧૬. હઓષ્યડ·હ તખ્મ ( તેહમતન હોશંગ ), ૧૭. ફ્રષાક્ષ્તિ ખુન્બ્ય. એ ઉપલા ૧ થી ૧૬ માં સુધીના નામોને માટે જુવો સ્યાવક્ષ નામાના પેજ ૨૪૩ મેથી નોટ ૪૧ થી ૫૧ તથા નોટ ૬૧ મી. ૧૭ માને માટે જુવો સફે ૩૦૦ મો, નોટ * (બીજીવાર પ્રગટ કરનાર).

† એ ૩૦ માં કરદામાં જે બાનુઓના નામો આવેલાં છે તે નીચે મુજબ છેઃ—

હવોવી (જરથોશ્તની બઇરી), ૨. ફ્રેની, ૩. થ્રિતી, ૪. પોઉરૂચિસ્તા (એ ત્રણે જરથોસ્તની છોકરીઓ), ૫. હુતઓસા ( ગુશ્તાસ્પની બઇરી). ૬. હુમયા (ગુશ્તાસ્પની છોકરી હુમાએ), ૭ જઇરીચી, ૮, વીસ્પતઉર્વષી, ૯, ઉશ્તવઇતી, ૧૦. તુશ્નામઇતી, ૧૧. ફ્રેની (ઉસેનેમંગની નારી), ૧૨. ફ્રેની, (ફ્રાયજન્તનની નારી), ૧૩. ફ્રેની (ક્ષોઇ વ્રાસ્પનની નારી), ૧૪. ફ્રેની, (ગયધાસ્તિની નારી), ૧૫. અસબના ( પોઉરૂધાક્ષ્તિની નારી ), ૧૬. ઉક્ષ્યેઇન્તી (સ્તઓતરની નારી), ૧૭ વઘૂત્ કન્યા, ૧૮. જઘ્રૂધ્ કન્યા, ૧૯. ફ્રાધડ·હ કન્યા, ૨૦ ઉરૂધયન્ત કન્યા, ૨૧ કન્યા પએસડ·હતુ, ૨૨ હ્વરેથી, ૨૩. હુચિથ્રા, ૨૪. કનુકા, ૨૫. કન્યા શ્રૂતત્ ફેધ્રી (ઉક્ષ્યત્એરેત=ઉશેદર બામીની માએ), ૨૬. કન્યા વડ·હુફેધ્રી ઉશેદરમાહની માએ) ૨૭. કન્યા એરેદત્ ફેધ્રી (સોસ્યોસની માએ.) ( એ છેલ્લી માટે જુવો સફે ૨૫૩ મો નોટ ૨૯૯ મી). (બીજી વાર પ્રગટ કરનાર).

‡ એ કરદામાં નીચલા મુલકોના અશો નરો તથા નારીઓનાં ફ્રોહરોને શામટાં યાદ કીધાં છેઃ—

૧. ઇરાન (એરચને લગતા મુલકના), ૨. તૂઇર્ય ( તુરને લગતા મુલકના), ૩. સઇરિમ (સેલમને લગતા મુલકના), ૪. સાઇનિ (ચીનના મુલકના), ૫. દાહિ મુલકના. ( બીજીવાર પ્રગટ કરનાર).

એવી તરફ બાંધી, ધારવાને હીમત કરવી પડે છે કે, ફર-વરદીન યશતના ૨૫, ૨૬ અને ૨૭ માં ત્રણ કરદાઓમાં જરથો-શ્તી દીન ઉપર એતેકાદ લાવીને જેઓએ જરથોશ્તને પુરતી મદદ કીધી, તેઓનાં નામો આવેલાં છે. ૨૭ મા કરદામાં નંબર ૧૭૩—૧૭૪ વાલા રઓચસચઍશ્મન્, હ્વરેચઍશ્મન્ નામો ફરીને નંબર ૨૧૭—૨૧૮ માં આવે છે. કેટલાએક નામો સાથે તે નામ ધરાવનારા કયા મુલકનાં હતા તે પણ જણાવેલું જણાએ છે, જેમકે નંબર ૧૯૮, ૨૦૧, ૨૦૪, ૨૦૫ અને ૨૧૧ માં. એ કર-દામાં બે ચાર નામ જાણીતાં છે. નંબર ૧૬૭વાલા ચોઇશ્ત-ફ્રયાનને આપણે ગોશ્તફ્રયાન કહીએ છઈએ. ૨૨૩ મા ઉક્ષ્યત્-એરેતને ઉશેદરબામી કહીએ છઇએ, અને ૨૨૪ મા ઉક્ષ્યત્-નેમઙ્હને ઉશેદરમાહ કહીએ છઇએ.

## ૧ બાપનો દીકરો લખવાની રીત.

અવસતામાં ફૂલાનાનો ફલાનો એવી રીતે લખ્યાથી બાપનો દીકરો જણાએ છે, જેમકે પોરૂશસપનો જરથોશ્ત લખ્યાથી જર-થોશ્ત પોરૂશસપનો છોકરો ડડે છે. બાપનું નામ વત્થી આખેર થતું હોએ તો, જેમકે જમશેદના બાપનું નામ વત્થી આખેર થતું છે, તેવાં નામમાં આખેરીએ **વતો** તથા **વનહે** તથા **ઉષો** આવે છે, જેમકે વીવંગાંનનો જમશેદ લખવો હોએતો ૧ યિમો વીવહ્હતો, ૨ યિમો વીવહ્હનહે, ૩ યિમો વીવહ્હુષો લખાઇ શ-કાએ છે. પણ કેટલીએક વખતે ફલાનાનો ફલાનો કેહવાની જગોએ, ફલાનાને લગતાનો ફલાનો, એવી રીતે લખાએ છે, ત્યાં બાપનો છોકરો સમજવો કે તેનો નબીરો સમજવો કે કેમ? હ-વોવનો જામાસ્પ અથવા હાવોવનો ફ્રશોશ્તર એટલે હવોવનો છોકરો જામાસપ તથા ફ્રશોસતર સમજીએ, પણ જામાસ્પનના હઙ્હઉર્વેસૂથી શું સમજીએ? જામાસપનો છોકરો કે જામાસપનો કોઇ બીજો સગો? તેમજ ફ્રષઓશ્ત્રયનના હુઙ્યઓદનથી શું સ-મજીએ? ફ્રશોશ્તરનો છોકરો કે ફ્રશોશ્તરના ખાનદાનને

કોઇ બીજો સગો ? તેમજ જરથુશ્ત્રના ઇસત્-વાસ્ત્રથી શું સમજીએ ? જરથોશ્તનો ઇસતવાસ્તર કેહવો હતો તો જરથુશ્ત્ર બોલ વાપડવો હતો, પણ જ્યારે જરથુશ્ત્ર બોલ વાપડયો છે ત્યારે તે ઉપરથી શું સમજીએ ? જરથોશ્તની કોઇ છોકરીનો ઇસત્વાસ્તર એમ સમજીએ ? તેમજ મેદીઓમાહોનગીથી શું સમજીએ ? એ પ્રમાણે કેટલાંએક નામો ઓરતોનાં હોએ એવી અટકલ કરવાને સબબ મલે છે. ધારો કે મેદીઓમાહ નામનો એક નામીચો પુરૂશ થઈ ગીઓ તેની છોકરીનો છોકરો મેદીઓમાહની સાથે વસવાથી અથવા તેની પાસેથી તાલીમ લીધાને સબબે તેબી નામીચો થયો અને તે છોકરાનો બાપ નામીચો થએલો નહી હોએ તો મેદીઓમાહની છોકરીનો છોકરો, મેદીઓમાહના ખાંનદાંનને નામે ઓલખાશે. આપણા એક નામીચાં ખાંનદાંનની ઓલખ, તે ખાંનદાંન રચાવનારના સસરાની ઓલખ ઉપરથી, લેવામાં આવી છે તે સરવેને રોશન છે. જો એમ હોએ તો ફરવરદીન યશ્તમાં જણાવેલા કેટલાએક શખસોનાં નામો સાથે તેઓનાં બાપનાં નહી પણ તેઓનાં મમાવાનાં નામ હોએ, એવું લાગે છે. કેટલાએક બીજાઓનાં બાપનાં નહી પણ બપાવાનાં હોએ એવું લાગે છે. શાહનામામાં કેહ છે કે મીનોચેહરશાહ એરચની છોકરીનો છોકરો હતો. એરચ મીનોચેહરશાહનો મમાવો થતો હતો પણ ફરવરદીન યશ્તમાં મીનોચેહરને અઇર્યવનો લખે છે. હવે અઇર્ય ફારસીમાં એરચ બોલાએ છે પણ અઇર્ય ઉપર એક **વ** વધેલો છે તે કાંઈ વધારે બતલાવે છે. તે બતલાવે છે કે મીનોચેહર એરચનો છોકરો નથી પણ એરચના કોઈ સગાનો બેટો છે. એ રીતે જોતાં નવું અજવાલું પડે છે. જ્યાં ફરશોશતરનો કરીને લખ્યું હોએ ત્યાં તો ખુલ્લી રીતે ફરશોશતરનો છોકરો સમજવો જોઇએ, પણ જ્યાં ફરશોશ્તર**ન**નો અથવા ફરશોશ્તર**યન**નો અથવા ફરશોશત**રી**નો લખ્યો હોએ ત્યાં ફરશોશતરનો છોકરો એવો

અરથ કરવો નહી જોઇએ, પણ ફરશોશતરની કોઈ બીજી નેજાદનો અરથ તેમાંથી સોધવો જોઇયે છે. એ બાબત ઉપર તલાશ થવી ઘટે છે, વાસતે હું નીચે દાખલાઓ આપું છેઉં.

| | | |
|---|---|---|
| જરથુસ્ત્ર | ઉપરથી | જરથુસ્ત્રિ. |
| હઙ્‌·હઉર્વઙ્‌·હ | ,, | હઙ્‌·હઉરૂત્રી. |
| મઇધ્યો-માઓઙ્‌·હ | ,, | મઇધ્યો-માઓઙ્‌·હિ. |
| વર્ષ્ન | ,, | વર્ષ્નીં. |
| જામાસ્પ | ,, | જામાસ્પન. |
| ક્ષોઈવ્‌રાસ્પ | ,, | ક્ષોઇવ્‌રાસ્પન. |
| ક્રાયજન્ત | ,, | ક્રાયજન્તન. |
| પ્‌ર્યે | ,, | પ્‌ર્યાન. |
| નઓતર્‌ | ,, | નઓતઇર્યાન. |
| પ્‌રષઓસ્ત્ર | ,, | પ્‌રષઓરત્રયન. |
| કરસ્ન | ,, | કરેસ્નયન. |
| પોઉરૂધાક્ષિત | ,, | પોઉરૂધાક્ષતયન. |
| ગયધાસ્તિ | ,, | ગયધ્રાસ્તયન. |
| ગાઉરિ | ,, | ગાઉર્વયન. |
| વઙ્‌·હુધાત | ,, | વઙ્‌·હુધાતયન. |
| જ્‌બઉર્વત્‌ | ,, | જ્‌બઉર્વઇથિન. |



# બાબ ૧૧ મો.

## જરથોશ્તની ઓલાદ.

જરથોશ્તે બહમનની મારફતે હોરમજદની મુલાકાત લેવાને તથા તે મુલાકાતમાં તેનાથી પુછપરછ કરવાને પ્રથમ ઇછયું તે તેની મુરાદ હાસેલ થઈ અને સરોશ હસતક જરથોશ્તને પોતાના સવાલોના જવાબો મલ્યા. તે જવાબો જાણી લેઈને તેથી લોકોને વાકેફ કરવાની બીજી મકસદ જરથોશ્તે હાથ ધરી; તેમ કરતાં તેની વીરૂધ દુશમનાઈ ઉભી થઇ. તેના દુશમનોએ થોડીએક મુદત સુધી જરથોશ્તને પોતાના કાંમમાં પાછો નાંખ્યો પણ અંતે તેઓનું ખોટારૂં અને જરથોશ્તનું સાચવત જાહેર થયું, તેથી તેઓ શરમીંદા થયા અને જરથોશ્ત સુરખરૂ થયો. જરથોશ્ત ઉપર લોકોનો એતેકાદ વધતો ગયો, લોકો તેના મતના થતા ગયા, પાદશાહો તેની ખોરદુએ થયા, દાનાવોએ તેનો કોલ બહાલ રાખી તેની શાગેરદી કબુલ કીધી, અને તેની સાથે બરહક હોરમજદી જરથોશ્તી દીન ફેલાવામાં શામેલ થયા. એટલી બીના અવસતા ઉપરથી હયાં સુધી આપણે જાણી ચુકા છઇએ. હવે ત્યાર પછી જરથોશ્તના પાછલા દાહડા કેવા ગુજર્યા અને તે અશો નરનું આએ જેહાનથી રવાને થવાનું કેમ અને કયારે અને કયાં થયું તે વીશે અવસતા મધેથી આપણને કશું મલતું નથી વાસતે હવે જરથોશ્તને છોડીને તેની ઓલાદ વીશે થોડુંએક કેહવાનું બાકી રહયું છે.

**૫૮. જરથોશ્તની ૧ બાએડી, ૩ છોકરી અને ૩ છોકરા હતા.**

અવસતા ઉપથી માલુમ પડે છે કે જરથોશ્તની એક બાએડી હતી, ત્રણ છોકરીઓ હતી અને તરણ છોકરાઓ હતા, (એ છોકરાઓ જરથોશ્તનાજ હતા કે તેની ઓલાદની કોઇ ઓરતના હતા તે શકમાં છે). પાછલી કેતાબોમાં જેમકે બુન્દહેશમાં

લખે છે કે[૩૬૯] જરથોશતને એકથી વધારે બાએડીઓ થઇ હતી અને તેના ૭ છોકરાંઓમાંનાં કયાં છોકરાં કેઇ બાએડીનાં હતાં તે બી ત્યાં જણાવે છે. જે બાએડીનું નામ અવસતા મધેથી મલે છે તે બાએડીને પેટે એ ૭ છોકરાંમાંનું એકબી છોકરૂં નહી હતું પણ એ ૭એ છોકરાંઓ આગલી બે બાએડીઓના હતાં અને અવસતામાં જણાવેલી બાએડીના છોકરાંઓ હજુર હવે પછી થનાર છે એવું પાછલી કેતાબોમાં લખે છે.[૩૬૯]

## ૧. જરથોશતની બાએડી હવોવી.

અવસાતામાં કેઠે ખુલ્લું લખ્યું નથી કે ફલાના નામની ઓરત જરથોશતની બાએડી હતી. પણ કેટલીએક દલીલોથી જરથોશતની બાએડીનું નામ અવસતામાંથી મુકરર કરાઇ શકાએ છે. દીન યશતમાં[૩૭૦] હવોવી નામની એક ઓરત જરથોશતને વાસતે કેટલીએક દુઆ ચાહે છે કે તે દીનની રાહે ચાલનારો થાય. હવે એ ઓરત કોણ હોવી જોઇએ ? અલબતે જરથોશતની કોઇ અતલગની સ્ત્રી હશે. તે જરથોશત સાથનો કેવો સંબંધ ધરાવતી હતી તે બીજી જગોએથી ધારવાને બની આવે છે. ફરવરદીન યશતના ૩૦ માં કરદામાં નામીચી ઓરતોના નામો આવે છે. તેમાંનું પાંચમું નામ કએગુશતાસ્પની રાણી હુતોસનું દીશે છે[૩૭૧]. આગલ આપણે હેડવી

---

૩૬૮. ખુલાસાવાર કહું છું કે જરથોસ્તથી જનમ્યા ૩ છોકરાઓ અને ૩ છોકરીઓ; એક ઇસતવાસ્તર, ૨ ઉરવતદનર અને ૩ ખુરશેદ ચેહર. ( યુસ્તી બુન્દહેશ્ને સફો ૭૯ મો ).

૩૬૯. આએબી જાણવું જોયેચ કે જરથોસ્તના છોકરાઓ જેવા કે ખુરશેતદર ( હોશેદર ) અને ખુરશેદમાહ ( હોશેદર માહ ) અને સોશ્યોસ હવોવીથી છે ( યુસ્તી બુન્દહેશ્ને સફો ૮૦ મો ).

૩૭૦. જે (દીન) ને અશોઈવાલી સંતોષી અશો જરથોશ્ત તરફ ભલો ભકિત ભાવ ઈચ્છતી હવોવીએ દીનના મત પ્રમાણે ચાલવાને દીનના વચન પ્રમાણે ચાલવાને અને દીનના કામ પ્રમાણે ચાલવાને—આરાધી ( દીન યશ્ત ક. ૧૫ મો ).

૩૭૧. અશોઈવાલી હ્વોવીના, અશોઈવાલી ફ્રેનીના, અશોઇવાલી થ્રિતીના અશોઈવાલી પોરૂચિસ્તાના અને અશોઇવાલી હુતઓસના ફરોહરને અમો યાદ કરીએચ. (ફરવરદીન યશ્ત ક. ૧૩૯).

ચુકા કે કએગુશતાસ્પની રાણી હુતોસ નામની હતી અને તેણીની પાશે જરથોશતે હોરમજદી જરથોશતી દીન કબુલ કરાવી હતી[૩૭૨]. તેના નામની આગમચ બીજાં ચાર નામો છે, તેમાંનું પોઉરૂચીસતનું નામ ગાથામાં જોવામાં આવે છે, જ્યાં તેનાં વીશે લખે છે કે તે જરથોશતની બેટીઓ મધેની ઘણી ચાલાક બેટી હતી.[૩૭૩] ગાથાના ઉપલા ફકરા ઉપરથી ધારવું જોઈએ કે પોઉરૂચીસત સીવાએ જરથોશતની બીજીબી બેટીઓ હતી. તેઓના નાંમ ઉપલી ચાર બાનુઓના નામમાં આવેલાં હોએ એવું ધારી શકીએ અને તે વીશે આગલ જોઈશું ; પણ એક બીજી તકરારથી એવું ઠેહરાવી શકાએ છે કે હવોવી જરથોશતની બેટી તો નહીજ હોએ. આપણે આગલ જોઇ ચુકા કે જામાસપ તથા ફરશોશતર હવોવના ખાનદાનના હતા[૩૭૪] અને અવસતામાં જેમ સપીતામના ખાનદાનની ઓરતને સપીતામી કેહવામાં આવી છે[૩૭૫] તેમ હવોવના ખાનદાનની ઓરત હવોવી કેહવાઈ શકાએ. વાસતે આએ હવોવી નામની બાનુ હવોવના ખાનદાનની ઠડી તો તે જરથોશતની બેટી નહી ઠડી શકે કાંએજે ત્યારે તેનું નામ હવોવી નહી અપાતે. પણ જો હવોવી, હવોવ ખાનદાનની હોએ અને તેનું નાંમ જરથોશતની બેટીનાં તથા કએગુશતાસ્પની રાણી હુતોસનાં નામની ઉપર મેલ્યું છે, બલકે તમામ નામીચી ઓરતોનાં નામોને મથાલે હવોવીનું નાંમ સઉથી પેહલું લખાયું છે, ત્યારે તે જરથોશતની બેટીઓના કરતાં વધારે નજદીકની સગાઇમાં હોવી જોઈએ. તે યાતો જરથોશતની માએ હોએ કે તેની બાએડી હોએ. જો તે જરથોશતની માએનુ નાંમ હોએતો તેની બાએડીનુ નામ મલવું જોઇએ પણ અગર તે જરથોશતની બાએડીનું નામ હોએ તો તેની માએનું નાંમ જરૂર જોઇતું નથી. હવે આપણે પાછલી કેતાબો

૩૭૨. જુવો સફે ૨૮૯ મો નોટ ૩૫૫, ૩૫૬, ૩૫૭.

૩૭૩, જુવો સફે ૩૦ મો નોટ ૪ઠી.

૩૭૪. જુવો સફે ૨૯૧ મો નોટ ૩૫૯ મી

૩૭૫. જુવો સફે ૩૦ મો નોટ ૪ ઠી.

ઉપરથી જાંણીયે છઇએ કે[૩૭૬] જરથોશ્ત હવોવના ખાનદાનમાં પરણ્યો હતો. તેણે ફરશોશ્તરની છોકરીને પોતાની બાએડી તરીકે લીધી હતી અને તેનું નાંમ હવોવી હતું. વાસતે ફરવરદીન

---

૩૭૬. જુવો સફો ૨૯૧ મો નોટ ૩૫૯ તથા સ્પીગલનો યજશ્નેનો પેહલવી તરજુમો સફો ૧૯૪ મો.*

* એ ૩૫૯ મી નોટમાં જણાવેલા યજશ્નેના ૫૧ મા હાના ૧૭ માં ફકરામાં હવોવી જરથોસ્તની કદબાનુ હતી અથવા ફરશોસ્તરની છોકરી હતી એવું ખુલ્લું લખાણ આવેલું નથી. એ અસલ ફકરાનો સાર એ છે કેઃ– હબુબ્યાન ફરશોસ્ત્રએ, જરથોસ્તને એક બેરેખ્ધામ ... કેહરપેમ (સુંદર તન) દેખાડયું; અતે તે સુંદર તન (ખુબસુરત ઓરત)ને જરથોસ્તે પોતાના મજહબમાં લેવાની આતુરતા ભરેલી ખાહેશ બતાવી, પોતાના સાથીઓને તથા સાંભલનારાઓને, તેણીને ભલી દીનમાં સ્વીકારવાની ભલામણ કીધી છે; પણ તેણીનું ખુલ્લું નામ એ ફકરામાં જણાવેલું નથી. યજશ્નેનો પેહલવી તરજુમો કરનારાઓએ, એ ફકરાના તરજુમાની ઉપર શરેહ કરતાં, જરથોસ્તને નીચલા સખુનો બોલતો જણાવેલો છેઃ—"તે (સુંદર) તન (યાને) તે છોકરી (બિન્તમન) મને ઓરતપણામાં આપે. તે હબુબને લગતી (છોકરી) કદબાનુ તરીકેનું કામ અખત્યાર કરે." એ ઉપરથી જણાએચ કે એ પેહલવી તરજુમો કરનારાઓના વીચાર અથવા ખબર મુજબ, એ હવોવી ફરશોસ્તરની છોકરી તથા જરથોશ્તની કદબાનુ હતી. હવોવી જરથોશ્તની ઓરત હતી તે વીષે, જેમ ઉપલી શરેહ ઉપરથી તેમજ અવસ્તાના બીજા દાખલાઓ ઉપરથી તથા બુન્દહેસ્ને કેતાબ ઉપરથી, સાબેતી મલે છે; પણ એ હવોવી ફરશોશ્તરની છોકરી હતી, એવું ઉપલી શરેહના ઈશારા સિવાએ બીજે કેઠેથી ખુલ્લું લખાણ મલતું નથી. એ પેહલવી શરેહના ઇશારા ઉપરથી એવીબી મતલબ ઉઠી શકેચ કે એ હવોવી ફરશોશ્તરની પોતાની છોકરી નહી પણ એના ખાંદાનની કોઇ હોએ, અને ફરશોશ્તર, ઉમરે વડો હોએ અથવા મોટો લાગવગ ધરાવતો હોએ અને તેથી હબુબ્યાન ખાંદાનનો, તે વખતમાં, તે વડો હોએ તો તે વડા તરીકે, હવોવીને જરથોસ્ત સાથે પરણાવવાનું કામ તેણે માંથે લીધું હોએ.

ઉપલા ફકરાનો પેહલવી તરજુમો નીએ મુજબ છેઃ—

તે ચાહવા લાયક કાલબુદ મને ( જરથોસ્તને ) ફરશોસ્તરે દેખાડયું; યાને તે મને છોકરી (બિન્તમન) ઓરતપણામાં આપે (એમ તેણે ચાહયું). તે (છોકરી) ભલી દીન ઉપર કાયમ થાએ, એટલે કે ભલી દીનને વાસતે તે ઇચ્છા આપે, એટલે કે **હબુને લગતી** (તે છોકરી) પોતાનુ તન (મને) ઓરતપણામાં આપે. તે હોરમજદની પાદશાહીમાં અને અશોઇની ખાહેશમાં (દેલ આપવા સાથે) કદબાનુઇ (ઘરની ધણીઆની તરીકેનું કામ) અખત્યાર કરે. (બીજી વાર પ્રગટ કરનાર.)

યશ્તના ૫૦ માં કરદાને મથાલે જે બાનુનું નાંમ આવેલું છે તે જરથોશ્તની બાએડીનું હશે એવું ઠેડવવાને આંચકો લાગતો નથી.

## ૨. જરથોશ્તની ૩ દીકરીઓ.

જરથોશ્તની ઓરતના નાંમની તથા કએગુશતાસ્પની રાણી હુતઓસના નામની આગમચ ફરવરદીન યશ્તના ૩૦ માં કરદામાં ત્રણ બાનુઓના નાંમો આએ પરમાણેના આવે છે, ફરેની, થરીતી તથા પોઉરૂચીસત. એઓ મધેની છેલ્લી બાનુ જરથોશ્તની બેટી હતી તે યજશનેના ૫૩ મા હા ઉપરથી જણાએ છે. ત્યાં સાફ લખે છે કે તે હએચત-અસપના ખાનદાનની તથા સપેનતમાનના ખાનદાનની હતી, અને તે જરથોશ્તની બેટીઓ મધેની ઘણી ચાલાક બેટી હતી. કેટલાએકોનો એવો વીચાર છે કે યજશનેનો ૫૩ મો હા, પોઉરૂચીસતે ઓરતોને વાએજો કરી હોરમજદી જરથોશ્તી દીન સમજાવી હતી તે બાબેનો છે. એ બાનુને વીશે પાછલી કેતાબોમાં લખે છે કે તે જામાસપ હકીમ સાથે નેકાહ કરી ગેઈ હતી. એ બીનાં ખરી હોએ તો એક સવાલ ઉઠે છે કે શું આપણામાં ભત્રીજીની છોકરી સાથે નેકાહ રવા ગણાએ? જરથોશ્ત હવોવના ખાનદાનની કોઈ બાનુ સાથે પરણ્યો હોએ અને તે બાનુ પાછલી કેતાબો પ્રમાણે ફરશોશ્તરની દીકરી હોએ અને વલી જરથોશ્તની બેટી પોઉરૂચીસત જામાસ્પ કે જે ફરશોરતરનો ભાઈ હતો તેની સાથ પરણી હોએ તો પછી એવું ઠડે કે ફરશોશતરની છોકરીની છોકરી તેના ભાઇ જામાસપ સાથે પરણી હતી. અગર એવું સમજ્યે કે પોઉરૂચીસત હવોવીની બેટી નહી હતી અને જરથોશ્તની કોઇ બીજી બાએડીના પેટની હતી તોપણ સવાલ જુદા આકારે ઉભો થાએ છે કે જરથોશ્તે પોતાની બેટીને પોતાના સસરાના ભાઇ સાથે પરણાવી, તે બી ચાલું રેવાજથી ઉલટું લાગે છે. પણ હું ધારૂ છું કે જરથોશ્ત ફરશોશ્તરની બેટી સાથે પરણ્યો એ બોલવું ભુલ ભર્યું છે. ફરશોશ્તરની બેટીને બદલે હવોવની બેટી બોલવું જોઈએ, અને હવોવ ફરશોશ્તરનો બાપ હોએ તો જરથોશ્તની બાએડી ફરશોશ્ત-

રની બેહેન થાએ. એવી ગણત્રી લેતાં બી, જો જરથોશ્તની બેટી જામાસપ સાથે પરણી તો જામાસ્પ પોતાની ભાણજી સાથે પરણેલો ગણાએ, તે બી કફોડું લાગે છે. તેથી હવોવને ફરશોશ્તર તથા જામાસપનો બપાવો અને હવોવીને જામાસપ તથા ફરશોશ્તરની ફુઇ લેવી પડે છે તો પછી જો જરથોશ્તની છોકરી સાથે જામાસપ પરણ્યો તો પોતાની ફુઈની દીકરી સાથે પરણેલો ગણાએ, અને તે નેકાહથી આપણા આજના વીચાર પ્રમાણે આપણે રાજી થઈશું. પણ આએ વાતજ ખોટી હોએ કે જરથોશ્તની બેટી પોઉરૂચીસત જામાસપ હકીમ સાથે પરણી હતી તો પછી જરથોશ્ત ફરશોશ્તરની બેટી સાથે પરણ્યો હોએ તે કબુલ રાખવામાં કશી હરકત નથી, પણ જરથોશ્તે જેની બેટી લીધી તેના ભાઇને પોતાની બેટી આપી એ વાત ઉપર આજની આંખે જોતાં ઘણોંજ શક જાએ છે.*

---

* જરથોસ્તની છોકરી પોઉરૂચિસ્તા, જામાસ્પ સાથે પરણી હતી—એવો આપણા લોકોમાં જે વિચાર છે તે યજશ્નેના ૫૩ મા હાના ૪ ઠા ફ્કરાના પેહલવી તરજુમાની શરેહ ઉપરથી ઉત્પન્ન થએલો જણાએ છે. એ ૫૩ માં હામાં પોઉરૂચિસ્તના, કોઇ સાથે લગન થવાની બાબત આવેલી છે. ત્યાં (૩ જા ફ્કરામાં), કએ ગુસ્તાસ્પ અથવા તો જરથોસ્તને લગતો કોઇ સ્પિતમાનના ખાંનદાનનો એક શખસ અથવા તો હબુબ્યાન ફ્રશોશ્તર અથવા તો, એ શાહજનની મીજલસમાંનો, કોઇ વડો ધર્મગુરૂ, એ નેકાહ બાંધવાની ક્રિયા કરતાં, પોઉરૂચિસ્તને નીચે મુજબ કેહતો જણાએ છે:—

અએ હએચત-અસ્પને લગતી, સ્પિતમાનને લગતી પોઉરૂચિસ્ત! તું કે જે જરથોશ્તની છોકરીઓ મધેની નાહની છોકરી છે, તુંને, તેને તારા સરદાર તરીકે, તેની સાથે બેહમનની, અશની અને મજદની તાબેદારી કરવાને—આપી છે, માટે તું તેની સાથે, ઘણીજ વૃદ્ધિ કરનારી અકલની મારફ્તે ભલાં મનની તાબેદારીની મશવરત કર અને નેક દાનેશથી ચાલવું અખ્ત્યાર કર.

એ પછી ૪ ઠા ફકરામાં, નેકાહ બાંધનાર ધર્મગુરૂની શિખામણનો જવાબ આપતાં પોઉરૂચિસ્ત નીચે પ્રમાણે બોલે છે:—

તેને ખચીત, તેની બરોબરીના કામ કરવામાં (મદદ આપવાની) કોશેશ કરવા, હું કબુલાત આપુંચ, અને તેને **વરવા** (ચાહવા)ની હું કબુલાત આપુંચ; કારણકે મારા બાપથી તેણે મને મેલવી છે; અને ઉદ્યોગી લોકો તરફની

હવે જો હવોવીને આપણે જરથોશતની બાએડી ઠેડવી ચુકા અને પોઉરૂચીસતને તેની બેટી તરીકે ગણી તો પછી એ બે નામો વચેના બીજાં બે નામો ફરેની તથા થરીતી અલબતે હવોવીની બેટીઓ અને પોઉરૂચીસતની વડી બેહનોનાં હોવાં જોઈએ. પાછલાં પુસતકો કેહ છે કે પોઉરૂચીસતની બે બેહનો હતી નાંમે ફરેની તથા સરીત[૩૭૭]. તે જાણીને આપણે વગર આંચકે ચોકસ રીતે કહી શકયે છઇએ કે જરથોશતને ત્યાં તરણ બેટીઓ હતી નાંમે ફરેની, થરીતી તથા પોઉરૂચીસત.

## ૩. જરથોશતના ૩ બેટાઓ.

ફરવરદીન યશતના ૨૫ મા કરદામાં ઇસતવાસતર, ઉરવતતનર તથા હવરેચીથ્ર નામના જાણીતા ત્રણ શખ્સો જરથુશ્ત્રનાં હોએ

---

ફરજ બજાવવામાં, અને અશો ખેશીઓની તરફની ફરજ બજાવવામાં, અશો લોકોને બેહમનનું આસાનીવાલું નેક જીંદગીનું સુખ મલે અને અહુરમજદ ભલી દીનને માટે તે હમેશ સુધીનું (સુખ) મને પણ આપે!

પોઉરૂચિસ્તની ઉપલી કબુલાત મેલવ્યા પછી એ મીજલસમાંનો વડો પરણતાં જોડાંને તથા તે મીજલસમાં શામેલ થએલાંઓને નસીહતના સુખનો કેહે છે.

ઉપલા બે ફકરાઓમાં, પોઉરૂચિસ્તનો વર કોણ હતો તે વિશે કસું જણાવેલું નથી. એ બાનુ સાથે પરણનાર કોણ છે, તેને માટે, પોઉરૂચિસ્ત પાસેથી, એ વિશેની કબુલાત મેલવનાર ધર્મગુરૂ જેમ કંઈ બોલતો નથી, તેમજ પરણવાની કબુલાત આપનાર પોઉરૂચિસ્ત પણ તે શખસનું નામ દેતી નથી. ફકટ પેહલવી શરેહમાં, પોરૂચિસ્ત સાથે પરણનાર તરીકે જામાસ્પનું નામ આવેલું છે, અને એ લગનના મેલાવડામાં કએ ગુસ્તાસ્પ તથા કોઈ સ્પિતમાનના ખાંનદાનવાલાની સાથે ફરશોશતર બી હાજર છે તો તે જામાસ્પની તરફથી, હબુબ્યાન ખાંનદાનના વડા તરીકે હાજર થયો હોએ તો એવું અનુમાન કરી શકાએચ કે પેહલવી શરેહમાં જણાવ્યા મુજબ, પોરૂચિસ્ત જામાસ્પ સાથે પરણેલી હોવી જોઇએ. ઉપલા ૪ ઠા ફકરાની પેહલવી તરજુમાની શેરેહમાં ખુલ્લું લખેલું છે કે અશો પોરૂચિસ્તને ઓરત તરીકે, અશો જામાસ્પને તેણીના કદખોદા તરીકે આપવામાં આવી હતી. જ્યારે એમજ હોએ તો, જરથોશતની કદબાનું હવોવી, ફરશોશતરની છોકરી નહી પણ હવોગવાના ખાંનદાનની કોઈ બીજીજ હોવી જોઇએ. (બીજીવાર પ્રગટ કરનાર).

૩૭૭. જુવો સફો ૩૧૭ મો નોટ ૩૬૮ મી.

એમ લખેલું છે. હવે જેમ હવોવ ઉપરથી બનેલા હવોવી નામનો અરથ આપણે એવો સમજી ચુકા છઇએ કે હવોવી એટલે હવોવના ખાનદાનની કોઈ બાનુ, તેમ જરથુશ્ત્રિનો બી તેવોજ અરથ કરીએ તો જરથુશ્ત્રિના એટલે કે જરથોશતના ખાનદાનની કોઈ બાનુના એ ત્રણ છોકરાઓ ઠડે. યજશનેના ૨૩ માં હામાં[૩૭૮] ઇસતવાસતરને જરથુશ્ત્રિનો લખ્યો છે, તેમજ યજશનેના ૨૬માં હામાં. એ સાબેતી ઉપરથી મને મજબુત શક જાએ છે કે એ તરણ છોકરાઓ જરથોશતના પોતાના નહી હતા, પણ તેની બેટીઓ યા બેહનોનાં હોએ. પણ જરથુશ્ત્ર એ બોલનો અર્થ એટલોજ સમજ્યે કે જરથોશતી ધરમ પાલનાર, જેમકે કએ ગુશતાસ્પને યજશનેના ૫૩ માં હામાં જરથોશતી* કએ ગુશતાસ્પ[૩૭૯] લખ્યો છે તો તેથી મતલબ જરથોશતના ખાનદાનનો કએ ગુશતાસ્પ એવી નહી, પણ જરથોશતનો ધરમ પાલનાર કએ ગુશતાસ્પ એવી નીકલે છે; તો પછી એ ત્રણ જણાઓને જરથોશત સાથે સગાઇનો કશો સંબંધ રેહતો નથી, પણ તેઓ

---

૩૭૮. યજશ્નએ કરી હું પોહચવાને ચાહુંચ ગયોમરદની, જરથોસ્ત સ્પિતમાનની, કએ ગુસ્તાસ્પની, જરથોસ્તરીના ઇસદ વાસ્તરની ફ્રવશી સાથે તમામ અશો લોકોની ફરવશીઓને, જેઓ પોર્યોદકેશીઓની છે. (યજશ્ને હા. ૨૩ મો ફ. ૨ જો.

* હિયાં **જરથોશતી** ગુસ્તાસ્પને લગાડયો છે, તેને બદલે, તેની પછી આવતા સ્પિતામોને લગાડવો વધારે બંધબેસ્તો લાગે છે. જરથોસ્તને લગતો સ્પિતામ ખાનદાનનો કોઇ શખસ એવી મતલબે લેવો. નીચલી નોટ ૩૭૯ મીમાં એ ફકરાનો અર્થ મેં એજ મતલબનો કીધો છે. (બીજી વાર પ્રગટ કરનાર.)

૩૭૯. અને કએ ગુસ્તાસ્પ, જરથોસ્તને લગતો સ્પિતામ ખાંનદાનવાલો (કોઇ શખસ) અને ફરશોસ્તર (હમેશની જીંદગીનું સુખ જે જરથોસ્તે મેલવ્યું તે), નેક વિચારની મારફતે, નેક સખુનોની મારફતે અને નેક કામોની મારફતે તેઓ ચાખે (શિખે અથવા મેલવે અને તેથી) મજદને ખુશનુદ કરે, તેની વખાણો ગાએ અને તેની આરાધના ઉપર દીલ આપે, અને ડાહપણ ભરેલા અને રાસ્ત તે રસ્તાઓ (તરીકાઓ) ને તેઓ શિખે કે જે દીન અહુરમજદએ (આગલા) સોસ્યોશો (દીન જાહેર કરનારાઓ) ને આપી હતી. (યજશને હા ૫૩ મો ફ. ૨ જો).

જરથોશ્તી ધરમ પાલનારા હતા, એટલુંજ પુરવાર થાએ છે. યજશનેના ૫૩ માં હામાં[૩૮૦] જ્યાં પોરૂચીસતને વાસતે કંઈ બોલવું પડે છે ત્યાં તેને માટે જરથુશ્ત્રિની પોરૂચીસત એમ નથી લખ્યું, પણ ત્યાં સાફ ખુલ્લી રીતે જરથુશ્ત્રની પોરૂચીસત કરીને લખ્યું છે. ત્યારે એક ઠેકાણે જરથુશ્ત્રના તથા બીજે ઠેકાણે જરથુશ્ત્રિના હોએ તેમાં તફાવત ધારવોજ જોઈએ. ઈસતવાસતર, ઉરવતતનર તથા હવરેચીથ્રર, જરથોશતની કોઇ છોકરીના છોકરા હોએ કે કોઇ બીજા અતલગના ખેશીના હોએ; કાંએકે બુનદેહેશમાં તેઓની જુદી જુદી માએનાં નાંમો લખ્યાં છે, તે જરથોશતની બેટીઓના નામો સાથે મલતાં નથી. ત્યારે એવું ધારીએ કે એ ત્રણ છોકરાઓ જરથોશતની બેહેનના હતા ?

---

૩૮૦. જુવો સફો ૩૦ મો નોટ ૪ થી.



# બાબ ૧૨ મો.

## જરથોશ્તની સેતાયશ.

અસલી પુરાણા જમાના ઉપર માણસોને સઉથી સરસ રાહનુમાઈ કરનારો જરથોશ્ત પેગમબર થઇ ગયો હતો. જયારે તેનો સને ૩૦૦૦ થી ૪૦૦૦ વરસ ઉપર આપણ મેલીએ છઇએ ત્યારે હાલમાં જાણીતા ધરમો ઉતપન કરનારા તમાંમ પેગમબરોની બી આગમચનો થઇ ગએલો તે જણાએ છે. તેણે ધરમને એવા મુશતકીમ પાયા ઉપર મુકયો હતો કે તેની પછી થનારા પેગમબરોએ તેનો ફાએદો લીધો હતો, અને તેની અસર આજ દીન સુધી જુદા જુદા નામીચા સઘલા ધરમોમાં જલવાઇ રહી છે. એક અંગ્રેજ બાનુના બોલોમાં જરથોશ્ત નહી પેદા થયો હતે તો આજે આપણો હાલ કેવો થયો હતે ? તે લખે છે કે[૩૮૧] :—

Should we indeed in a future world be permitted to hold high converse with the great departed, it may chance that in that Bactrian Sage who lived and taught almost before the dawn of history, we may find the spiritual patriarch, to whose lessons we have owed such a portion of our intellectual inheritance, that we might hardly conceive what human belief would be now had Zoroaster never existed.

અર્થ:—

ગુજરી ગએલા મહાન પુરૂશોની સાથે, પેલી દુન્યામાં ગુફતેગો કરવાની જો આપરી સરજત હોએ તો, તે પેલા બલખના દાનાવ હકીમ કે જે, તવારીખની શરૂઆતનીબી આગમચ હયાતી ભોગવી ગયો હતો, અને જેણે તે જમાનાના લોકોની રાહતુમાઇ કીધી હતી, તે પેલોજ મોટો ધરમગુરૂ હતો કે જેની તાલીમને લીધેજ આજે આપણે આપણા જમાનાના ગ્નાનનો એવો મોટો વારસો મેલવી શકયા છઇએ અને તેને લીધે આપણ તેના મોટા આભારી થયા છઈએ. જયારે એમજ છે તો જો જરથોશ્ત નહી જનમયો હતે તો આજે માણસ જાતનો એતેકાદ કેવો થયો હતે તેનો પુરતો ખ્યાલ પણ આપણા મનમાં ઉતારવો મુશકેલ લાગેછે.

---

૩૮૧. Essays, Moral and Ethical by Miss Francois Cobbe.

મતલબ કે આજે જુદા જુદા ધરમોનાં જે મુખ્ય ડોલ છે તે જરથોશ્તી ધરમ ઉપરથી માંડેલાં છે, વાસતે જો જરથોશ્ત પેદાજ નહી થયો હતે તો આજના ધરમો હાલની ઢપથી કંઇ જુદીજ ઢપનાં લખાયા હતે. પેગમબરોનાં પેગમબર અશો જરથોશ્ત વીશે આગલા જમાના ઉપર કેવા ઉમદા વીચારો લોકો ધરાવતા હતા તે અવસતાને આધારે જાણવાની જરૂર છે.

## ૫૯. જરથોશ્ત સઉથી સરસ અથોરનાન, સઉથી સરસ રથેશ્તાર તથા સઉથી સરસ વાસતર્યોશ હતો.

ફરવરદીન યશતનાં એક ફકરામાં કેહ છે[૩૮૨] કે જરથોશ્ત સઉથી પેહલો એટલે સઉથી સરસ અથોરનાન, સઉથી સરસ રથેશ્તાર તથા સઉથી સરસ વાસત્રીઓશ હતો. એ ઉપરથી એવું ધારવું પડે છે કે જરથોશ્તે ત્રણે પેશાઓ બજાવ્યા હતા અને તે દરેકમાં તે એકકો હતો. તે એક અથોરનાન હતો. અથોરનાનની ફરજ શું છે તે જોતાં જરથોશ્તને અથોરનાન કેહવું ઘટારત હતું, અને તે એવો ખેતાબ નહી હતો કે જેથી તે લજવાયો હોએ, પણ જે ધણી પેગમબરી ચલાવાને વાસતે પેદા થયો તેણે પોતાનો તમામ વખત, પોતાના અથોરનાની ધંધામાં, મશગુલ રેહવાને બદલે રથેશ્તારી તથા વાસત્રીઓશી કાંય કીધી હશે? તે સમજવું સેહેલ નથી. કેટલાએકો એવું ધારે છે કે જરથોશ્તે પેહલાં એ ત્રણ પેશાઓ જુદા પાડયા હતા. તેની આગમચ એવો કાયદો નહી હતો કે અથોરનાન એક વરગમાં ગણાએ, રથેશ્તાર બીજામાં અને વાસત્રીઓસ ત્રીજામાં. એની વીરૂધ આપણને એવું લખાણ મલે છે કે એ વરગો પેશદાદયાન પાદશાહ જમશેદે પેહલાં ઉભા કીધા હતા. ધ્યાનમાં રાખવું કે અવસતાના વખતમાં એ ત્રણજ પેશાઓ ગણાતા હતા, અને ચોઠો હુતોખશનો એટલે કારીગરનો

૩૮૨. જે (જરથોસ્ત) પેહલો અથોરનાન, જે પેહલો રથેસ્તાર અને જે પેહલો વાસ્તર્યોશ હતો. (ફરવરદીન યસ્ત ૫. ૮૯ મો).

પેશો પછવાડેથી વધ્યો હતો. એ ત્રણ પેશાઓ બુનદેહશ પ્રમાણે[૩૮૩] જરથોશ્ત ( ની છોકરીઓ ? ) ના છોકરાઓએ પેહલાં શરૂ કીધા હતા. ત્યાં લખે છે કે વડા છોકરા ઇસતવાસતરને જરથોશ્તે અથોરનાન બનાવયો અને આજ દીન સુધીના અથોરનાનો તેની ઓલાદના છે એવું આપણા લોકો સમજે છે. બીજા છોકરા હવરેચીથ્ર ( ખોરશેદચેહર )ને રથેશ્તાર બનાવ્યો, અને ત્રીજા છોકરા ઉરવતતનરને† વાસત્રીઓશ બનાવ્યો. એ રીતે ત્રણડે છોકરાઓને ત્રણડે પેશાઓ સોંપી આપયા. વલી વંદીદાદની ૧ લી પરગરદમાં[૩૮૪] રઘ ( રએ ) શેહેર વીશે બોલતાં તેને વાસતે

---

૩૮૩. ઇસતવાસ્તર અથોરનાંનોનો રદ એટલે મોબેદાન મોબેદ હતો, દીન જાહેર થવા પછી ૧૦૦ વરસે તે ગુજરી ગયો; ઉરવતતનર, જમશેદના બનાવેલા જમીનની નીચેના વરના વાસતરયોશો (ખેડુતો)-નો રદ હતો; ખુરશેદચેહેર ગુશ્તાસ્પના પેશુતનના લશકરમાં અરથેસ્તારનો સરદાર હતો અને કંગદેજમાં રેહતો હતો.—(જરથોસ્તની) ત્રણ છોકરીઓ હતી, એક પરીન, બીજી સરીત. અને ત્રીજી પોરૂચીસ્ત નામે હતી. ઉ-રવતતનર અને ખુરશેદચેહર, **ચકરજન** ઓરતથી, જનમેલા હતા, અને બીજાંઓ શાહજન ઓરતથી જનમેલાં હતાં. ઇસદવાસ્તરથી એક છોક-રો જનમ્યો હતો, તેનું **ઉરવરવીજ** નામ હતું, તેને **અરનજે-બેરાતાન** (ભાઇઓનું રંજ તાલનાર) કરીને બી કેહતા હતા, એટલા વાસ્તે કે તેઓ ચકરજન ઓરતથી હતા, તેઓને સતવરપણામાં ઇસતવાસતરને (તેને ત્યાં છોકરો ઉરવરવીજ થવા પછી) કરી આપયો હતો. (યુસ્તી બુનદેહશ સફે ૭૯ મો ). *

* બુન્દહેસ્નેમાં લખવા પ્રમાણે ઇસતવાસ્તર તથા ત્રણે છોકરીઓ, જરથોસ્તની **શાહુજન** ઓરત ( હવોવી ) થી **જનમયાં** હતાં ; અને ઉ-શેદર બામી ઉશેદર માહ તથા સોસ્યોશ એ ત્રણે ભાઇઓ પણ હવોવીથી જનમ લેશે. પણ ફરવરદીન યશ્તમાં એ ત્રણેની માએઓનાં જુદાં જુદાં નામો આવેલાં મલે છેઃ—શ્રૂતત્-ફેધ્રી, વડ્હુ-ફેધ્રી અને એરેદત્—ફેધ્રી. જુવો સફે ૩૧૨ મો નોટ † તથા સફે ૨૫૩ મો નોટ ૨૯૯ મી.

( બીજી વાર પ્રગટ કરનાર ).

† વંદીદાદની ૨ જી પરગરદનાં ૪૩ મા ફકરામાં એક સવાલ કરવામાં આવ્યો છે કે જમશેદે બનાવેલા વરેમાં **અહુ** અને **રતુ** કોણ છે? તેના જવાબમાં જણાવેલું છે કે ઉર્વતતનર અને તું જે જરથોસ્ત. એ ફ-કરા ઉપરથી જણાએચ કે ઉર્વતતનર વરે-જમ-કર્દનો રાજકારોબાર ચલાવનાર હતો. ( બીજીવાર પ્રગટ કરનાર ).

૩૮૪. જુવો સફે ૪૪ તથા ૪૫મો નોટ ૧૯–૨૧ તથા સફે ૧૬૩મો નોટ *

લખે છે કે તે ત્રણ જાત અથવા પેશાવાલું હતું. તે ઉપરથી બી કલ્પણા કરવામાં આવી છે કે રએ શેહેરમાં જરથોશતનો અને જરથોશત ( ની છોકરીઓ )ના છોકરાઓનો જનમ થયો હતો, અને ત્યાં જરથોશતે એ ત્રણ છોકરાઓને ત્રણ પેશાઓ સોંપી આપેલા હતા, તે દીવસથી એકેક પેશાનો એકેક જુદો વર્ગ ગણાવા લાગો, અને તે સબબથી રએ શેહેરને ત્રણ જાત અથવા પેશાવાલું કરીને વંદીદાદની ૧લી પરગરદમાં લખ્યું છે. એ દલીલોને ફરવરદીન યશતનાં ઉપલા ફકરાની મતલબ સાથે સરખાવીને એવું સમજાવાની વેતરણ કરવામાં આવી છે કે ત્યાં જરથોશતને સઉથી સરસ અથોરનાન, સઉથી સરસ રથેશતાર તથા સઉથી સરસ વાસત્રીઓશ કહેલો છે, તેથી મતલબ એ સમજવી કે જરથોશતે એ ત્રણડે પેશાઓ પેહલાં બરપા કીધા હતા, અને તેની આગમચ એ પેશાઓ જુદા પાડેલા નહી હતા, અને સાધારણ રીતે આપણને કેહવામાં આવે છે કે એ પેશાઓ જમશેદથી મુકરર થએલા છે તે કેહવું શકભરેલું લાગે છે. પણ એવું બી હોય કે જરથોશતને સઉથી સરસ અથોરનાન તથા સઉથી સરસ રથેશતાર તથા સઉથી સરસ વાસત્રીઓશ કહેલો છે તેથી મતલબ જરથોશતના પોતાનાજ વીશે કેહવાની હોએ ?

### ૧. જરથોશત એક અથોરનાન હતો.

જરથોશતે બતાવેલી દીન પ્રમાણે ચાલ્યાથી લોકોને ફાએદો જણાયો તેથી તેઓ જરથોશતના પેદા થવાના શુકરાનાં કરવા લાગા, તેનું વરણન જ્યાં લખ્યું છે ત્યાં જરથોશતને અથોરનાન લખ્યો છે તે ફરવરદીન યશતના એક ફકરા ઉપરથી જણાએ છે.[૩૮૫] આજે આપણ અથોરનાનનો મરતબો થોડોજ સમજીએ છઇએ, અને સાધારણ રીતે જેઓ સફેદ પાગડી બાંધતા હોએ તેઓને આપણે અથોરનાન સમજીએ છઇએ બલકે અથોરનાનોના બેટાઓ બંદરી પાગડી બાંધે છે તોબી તેઓ અને તેઓની

---

૩૮૫. જુવો સફો ૧ લો તથા ૧૩ મો.

ઓલાદ પોતાને અથોરનાન સમજે છે. એવી કીસમનો અથોર-નાન જરથોશ્ત નહી હતો. ત્યારે તે કેવી કીસમનો અથોરનાન હતો? ખરેખરા અથોરનાન કેવા હોવા જોઇએ તે વીશે વંદીદાદની ૧૮ મી પરગરદમાં વીગતે લખેલું છે તે ઉપરથી તે સમજાઈ શકાએ છે. ત્યાં હોરમજદ જરથોશ્તને કેહ છે કે,

૬. એ પ્રમાણે કહયું અહુરમજદએ કે અએ અશો જર-થુશ્ત્ર! તેનેજ તું કહેજે આથ્રવન, કે જે આખી રાત પુછપરછ કરે છે, અશો માણસથી (દીનનો એલમ જાણનાર પાસેથી) અક્કલ વિષે, (જે અક્કલ) તંગીથી ખલાસી આપનારી, ચીનવદ પુલની તરફ ફરાખી આપનારી, જીંદગીનું સુખ પોંહચાડનારી, અશોઇ તરફ પોંહચાડનારી, અને બેહશ્તનું ઉત્તમ સુખ પોંહચાડનારી છે.[૩૮૬]

શરેહ.—હયાં દેખઇતી રીતે જણાવે છે કે જે ધણી ધરમનું જ્ઞાન મેલવવા આખી રાત મશગુલ રેહતો હોએ તેજ અથોરનાનમાં ખપવાનો દાવો કરી શકે. અથોરનાન થવું હોએ તો રાસત ખેરદ મેલવવી જોઇએ. દુન્યાની વાકેફી તે દીવસે મેલવી શકે છે પણ રાતનાં જ્યારે દુન્યાઈ કામ ખતમ થયું હોએ અને જ્યારે તમામ વેહેવાર બંધ પડયો હોએ ત્યારે તેને દીન આઇનની અને નીતીની વાકેફી ફુરસદના વખતે ધ્યાનથી મે-લવવી જોઇએ; તેમ કરે તોજ તે અથોરનાનનો ખેતાબ અને મરતબો ભોગવી શકે. એવી કીસમનો અથોરનાન જરથોસ્ત હતો. તે ખોદાઈ રાહ સમજવા ઉપર રાતનાં થંડા અને શાંત થએલા વખત ઉપર પોતાનું ધ્યાંન પોંહચાડતો હતો. વાસતે જરથોસ્તને અથોરનાન કેહવાથી તેનો મરતબો કોઇબી પ્રકારે કમી થતો નથી, પણ એ ખેતાબ તેને જેબ આપનારો હતો અને વલી તેની દાનાઇથી એ ખેતાબને બી જેબ પોંહચતો હતો.

પણ હાલનાં અથોરનાનો રાતને વખતે વીદ્યા અભ્યાસ કરીને થતા નથી, તેથી અથોરનાનનું નામ ધરાવ્યા છતાં તે ખેતાબ ધરાવનારાઓનાં જેબમાં કશો વધારો થતો નથી, તથા તેઓ પોતે બી અથોરનાની એલમમાં એવા તાલીમ પાંમેલા નથી કે તેઓની પોતાની લાએકીને લીધે અથોરનાનનાં ખેતાબને જેબ પોંહચે, પણ અથોરનાનનો પેશો કરનારા તથા અથોરનાનનો પેશો

---

૩૮૬. જુવો વંદીદાદ પરગરદ ૧૮, પ. ૬ ઠો.

તથા ખેતાબ હાલમાં હીનપસતીમાં આવેલા છે. તે આએજ જમાનામાં નહી પણ આગલા વખતોમાં પણ બાહેરથી દેખાવ કરનારાઓ ખોટી રીતે અથોરનાનમાં ખપવાનો દાવો કરતા હતા, તેઓનો ઇનકાર કરવાને યાને તેઓને અથોરનાન તરીકે નહી ગણુવાને જરથોશતને હોરમજદે ઘણીજ તાકીદ અને ભાર મુકીને, હોકમ કીધો છે. તેની બીના પણ વંદીદાદની એજ ૧૮ મી પરગરદમાં આવેલી છે [૩૮૭] અને તે નીચે મુજબની છે.

૧. ઘણાક બુરા માણસો છે (જેઓ પોતાના ધંધાથી નાવાકેફ હોવાથી તેનો ગેરઉપયોગ કરે છે. તેઓ છે જેવા કે)—એ પ્રમાણે કહયું અહુરમજદએ, કે અએ અશો જરથુશ્ત્ર! (૧. જે) પદાનનો ગેરઉપયોગ કરેછે, દીનનો અભ્યાસ કર્યા વગર, તે ઠગાઇથી (પોતાને) આથ્રવન કહે છે. મા તેને તું કેહેતો આથ્રવન.

૨. એ પ્રમાણે કહયું અહુરમજદએ કે અએ અશો જરથુશ્ત્ર! (૨. જે) ખ્રફસ્ત્રઘનનો (ખરફસ્તરને મારવાના હથ્યારનો) ગેરઉપયોગ કરેછે, દીનનો અભ્યાસ કીધા વગર, તે (પોતાને) ઠગાઈથી આથ્રવન કહેછે. મા તેને તું કેહેતો આથ્રવન.

૩. એ પ્રમાણે કહયું અહુરમજદએ કે અએ અશો જરથુશ્ત્ર! (૩. જે) ઉર્વરામનો ગેરઉપયોગ કરે છે, દીનનો અભ્યાસ કીધા વગર, તે (પોતાને) ઠગાઈથી આથ્રવન કહેછે. મા તેને તું કેહેતો આથ્રવન.

૪. એ પ્રમાણે કહયું અહુરમજદએ કે, અએ અશો જરથુશ્ત્ર! (૪. જે) અશ્ત્ર મઈર્ય (બદકાર માણસ અથવા સાંપને મારવાનો ચાબુક) ધરાવેચ, દીનનો અભયાસ કીધા વગર, તે ઠગાઇથી (પોતાને) આથ્રવન કહે છે. મા તેને તું કેહેતો આથ્રવન.

શરેહ.—હયાં લખે છે કે કોઈ મોબેદ ક્રીરીઆ કેમ કરવી તે સમજે નહી, તેને ખબર નહી કે પદાનનું કે બરસમનું કે ચાબુકનું શું કાંમ અને એ હથીઆરો કેમ વાપડવાં તે, તે સમજે નહી અને જે રીત જોઇએ તેથી બીજી રીતે પોતાની દીનની નાવાકેફીને લીધે, તેનો ઉપયોગ

૩૮૭. જુવો વંદીદાદ પરગરદ ૧૮ મી ફ. ૧–૪.

કરે અને જો તે ધણી અથોરનાનમાં પોતાને ખપાવા માંગે તો તેના એવા ખોટા દાવાનો ઈનકાર કરવાને હોરમજ્દ ખુલ્લા શબ્દોમાં જરથોશ્તને કેહ છે કે તેને તું અથોરનાન મા ગણતો, કાંએજે તે પોતાની ખરી લાયકીના સબબ વગર લોકો પાસે પોતાને અથોરનાન બોલાવા ઈછે છે, તેમાં તે લોકોને ઠગે છે. ટુંકમાં મતલબ કે પોતાની ખરી લાયકી વગર કોઇ ચાહે કે પોતાને અથોરનાન કેહ તો તે નહી બને.

આએ ઉપરથી એક અગત જોગ બાબત ઉપર ખુલાસો થાએ છે કે એક જણ અથોરનાનનો દીકરો છે વાસતે, તેટલાજ હકે તે અથોરનાન થવાનો દાવો હરગેજ કરી શકે નહી. હયાં ખુલ્લી રીતે હોરમજ્દ કેહ છે કે દીનની વાકેફી ધરાવ્યા વગર, કોઈ અથોરનાનમાં ખપવા માંગે તો તું જરથોશ્ત તેનો અટકાવ કરજે. હવે એક અથોરનાનનો દીકરો દીનથી વાકેફગાર નહી હોએ તો દેખઇતી રીતે તેનાથી અથોરનાનનો પેશો ચલાવી શકાતો નથી અને જો ચલાવે તો તેમાં તેનો અટકાવ કરવાને ઉપલી શરયતે આપણને સતા મલે છે. મોબેદના દીકરાને એટલાજ આધારે કે તે મોબેદનો દીકરો છે વાસતેજ તેને મોબેદ ગણ્યે તો તે ખોટું છે. પણ જો તે દીનથી વાકેફગાર હોએ અને અથોરનાનનો પેશો કરે તો તેમાં કસો વાંધો નથી.

૫. એ પ્રમાણે કહ્યું અહુરમજ્દએ કે અએ અશો જરથુશ્ત્ર! (૫. જે) સુઇ રેહેછે આખી રાત, યજશ્ને કીધા વગર, ગાથા ગાયા વગર, શુમાર કીધા વગર, તોજેશ કીધા વગર, શિખ્યા વગર, શિખવ્યા વગર, (અને) સુખ ભરેલી જીંદગી ગુજારવાને માટેજ જીવનું સુખ શોધતો, તે ઠગાઈથી (પોતાને) આથ્રવન કહે છે. મા તેને તું કહેતો આથ્રવન.*

શરેહ.—અથોરનાને દીનની રાહે કીરીઆ કેમ કરવી તે જાણવું જોઈએ, એટલુંજ નહી પણ તેણે દીનની તમામ બાબતો કાએદાસર શીખવી જોઈએ, તેને ગાથા આવડવા જોઇએ, તેણે અભ્યાસ કરવો જોઈએ, તેણે શીખવું જોઇએ અને શીખવવું જોઇએ. એ કામમાં તે પોતાનો વખત નહી ગુજારે અને પોતે નાવાકેફ અને નાદાન રહી જાએ

* વંદીદાદ પરગરદ ૧૮ મી ૫. ૫ મો.

તો તે ધણી ખરેખરો અથોરનાન નથી, પણ બાહેરથી અથોરનાન હોવાનું દોલ ઘાલીને લોકોને ઠગે છે. તેને પોતાને જો ખરેખરો અથોરનાન થએલો જોવાની ખરી ઇંતેજારી હોએ તો તેણે સીધો મારગ લેવો અને વીદયાનો અભ્યાસ કરવો, પણ જેઓ અથોરનાનની બાતેનની ખરી લાએકાતને પોંહચવાની દરકાર રાખતા નથી પણ બાહેરથી લોકોની નજરમાં અથોરનાન દેખાઈ તે બાંહને પોતાનું પેટ ભરવાનું સોધે છે તેઓ એક જાતના ઠગારા છે અને તેઓ અથોરનાનના ખેતાબ તથા મરતબાને મુતલક લાયક નથી.

## ૨. જરથોશ્ત એક રથેશ્તાર હતો.

આપણે આગલ જોઈ ચુકા કે જરથોશ્તે પોતાના દુશમનોની સાંજે થવાને અને તેઓને હટાડવાને આંગનું કૌવત અને તનની દરોસતી ઇછી હતી. એ ગોયા તેણે રથેશતારી ધંધો ચલાવાને માગ્યું હતું. પણ જરથોશતનો રથેશતારી ધંધો લોકોનાં જાન બરબાદ કરવા, કે તેઓનાં માલ મીલકત લુટવા, કે તેઓની આપઅખત્યારી દાબી નાખવાને કામે નહી લાગો હતો, પણ સચાઇની વીરૂધ થનાર અને નેકીને તરક કરનારાઓને, રાહે રાસ્ત ઉપર લાવવાને માટે તેની રથેશતારી કામે લાગી હતી. માણસોની વચે સઉથી વધારે કૌવતવાલો જે આદમી હતો તે જરથોશ્ત પોતે હતો, તે જમયાદ યશતનાં એક ફકરા ઉપરથી જાહેર થાએ છે. ત્યાં નરીમાન કેરસાસ્પ વીશે બોલતાં કેહ છે કે[૩૮૮] નરીમાન કેરસાસ્પ માણસો મધે કૌવતમંદોમાંનો ઘણોજ કૌવતમંદ હતો, પણ તો બી તે જરથોશતની બરોબરનો નહી હતો. વલી જરથોશ્ત બધા કૌવતમંદ માણસોમાં સરસ કૌવત ધરાવનારો હતો, એટલુંજ નહી પણ તમામ ફતેહમંદોમાં તેના જેવો ફતેહમંદ બીજો કોઇ બી નહી હતો, તે બી જમ્યાદ યશ્ત ઉપરથી માલુમ પડે છે. ત્યાં ફરેદુન આથવ્યાન

---

૩૮૮. જયારે ત્રીજીવાર તે ખુરેહ છુટું પડયું, જે ખુરેહ જમશેદથી (છુટું પડેલું), તે ખુરેહ વીવંઘાનના જમશેદ પાસેથી વારઘ્ન પક્ષીના આકારમાં નીકલી ગયું, તે ખુરેહને નરીમાન કેરેસાસ્પે પકડયું (મેલવ્યું), જે જોરાવર માણસો મધે ઘણોજ જોરાવર હતો પણ બાહદુર પેહલવાન જવાંમરદ જરથોસ્તથી (કૌવતમાં) ઉતરતો હતો. (જમ્યાદ યસ્ત ફ. ૩૮ મો.)

વીશે બોલતાં કેહ છે કે[૩૮૯] ફરેદુન તમામ ફતેહમંદોમાં ઘણોજ ફતેમંદ હતો, પણ તોબી જરથોશ્તના જેવો નહી. એવી રીતે આએ દુન્યામાં સઉથી કૌવતમંદ નરીમાન કેરસાસ્પ ગણાતો હતો તથા સઉથી ફતેહમંદ ફરેદુન આથવ્યાન ગણાતો હતો, તેઓના કરતા બી જરથોશ્તનું કૌવત તથા તેની ફતેહ ચહડતી હતી, પણ એટલાંએ બસ થતું નથી. જરથોશ્ત આએ દુન્યાના માણસોમાં સઉથી વધારે કૌવતમંદ તથા સઉથી વધારે ફતેહમંદ હતો, એટલુંજ નહી પણ યજશનેના ૯ માં હામાં લખે છે કે[૩૯૦] તે બંધે મીનોની પેદાએશમાં સઉથી વધારે તાકાત ધરાવનાર, સઉથી વધારે જોર ધરાવનાર, સઉથી વધારે કોશેશ કરનાર, સઉથી વધારે જહડપ કરનાર, તથા સઉથી વધારે ફતેહમંદ હતો. એથી મતલબ એ સમજવી કે તેનું ચલણ સપેનતોમીનોની રાહે ચાલનારી પેદાએશમાં હતું, એટલુંજ નહી પણ અંગરેમીનોના ખાતાંમાં પણ તે તેટલેજ દરજજે જોર ધરાવનાર અને ફતેહ મેલવનાર ગણાતો હતો. એટલે કે અંગરેમીનો તેનાંથી આજેજ હતો અને તે તથા તેની બોરદુવાલા કોઈબી જરથોશ્ત કરતાં વધારે કૌવત ધરાવતા નહી હતા.

## ૩. જરથોશ્ત એક વાસ્તરયોશ હતો.

જેઓ વંદીદાદનો પોથો ધ્યાંનથી વાંચે છે તેઓ સમજે છે કે તે મધે, સફાઈ અને સુગડાઇ રાખવાના અને દુન્યાની આબાદી વધારવાનાં તરેહવાર ઉપાયો બતલાવાની, મતલબ રાખી છે. એ ઉપાયોમાં એક ઉપાય જમીનને સાફસુફ કરી તે ઉપર ખેતી ચલાવાનો છે. જમીન ઉપરથી નસો દુર કરવો અને તે ઉપર પાણી

---

૩૮૯. જયારે બીજીવાર તે ખુરેહ છુટું પડયું, જે ખુરેહ જમશેદથી (છુટું પડેલું), તે ખુરેહ વીવંધાનના જમશેદ પાસેથી વારઘ્ન પક્ષીના આકારમાં નીકલી ગયું, તે ખુરેહને પકડયું (મેલવ્યું) બાહદુર આથ્વીઆનના ખાનદાનના બાહદુર ફરેદુને, જે ફતેહમંદ માણસોમાં ઘણોજ ફતેહમંદ હતો પણ જરથોસ્તથી (ફતેહમાં) ઉતરતો હતો. (જમ્યાદ યશ્ત ૫. ૩૬).

૩૯૦. જે (જરથોશ્ત) બંધે મીનોઓની પેદાશમાં ઘણોજ જોરાવર, ઘણોજ તાકાતવાલો, ઘણોજ ઉદ્યોગી, ઘણોજ ઝડફવાળો અને ઘણોજ દુશમનોને તોડનારો હતો. (યજશ્ને હા ૯ ફ. ૧૫).

ચલાવવું અને જમીનને ખુશાલ કરવી એ સરવે વીશે વંદીદાદમાં એટલું બધું આવેલું છે કે કોઈ બી તેનો ઇનકાર નહી કરશે. જેઓ વેદીક અને જરથોશતી ધરમની સરખાંમણી કરે છે તેઓ એ બે ધરમો વચે બીજા કેટલાએક તફાવતો સાથે આએ બી એક તફાવત કાહાડે છે કે વેદીક ધરમ ભમતાં લોકોનો હતો. જે લોકો હ્યાં ત્યાં શેકાર કરીને તથા ગાએ ગોસપંદાને પાલીને તે ઉપર પોતાનું ગુજરાન કરતા હતા. તેઓ ઘરબારવાલા નહી હતા, પણ હ્યાં ત્યાં રખડતા રજડતા હતા અને જ્યાં ત્યાં તંબુ નાખીને પડતા હતા. એ લોકો કોઇ જગોએ થર પડેલા નહી હતા, પણ જરથોશ્તે એ હાલતમાં લોકોને રેહેવા દેવાને પસંદ કીધું નહી. તેણે ફરમાવ્યું કે લોકોએ ખેતી કરવી અને એક જગોએ ઘરબાર તથા કુટુંબ કબીલાવાલા થઇને થર પડવું. એવી રીતે એકેકનાં એલાહેદાં ખેતરો કરવામાં આવ્યાં. એ મતલબ વંદીદાદની ચોથી પરગરદનાં એક ફકરા ઉપરથી ખુલ્લી રીતે દીસે છે. ત્યાં હોરમજદને નામે બોલવામાં આવે છે, કે[૩૯૧] "માણસોએ ગરમ પાણીની મીસાલે જોશમાં આવી ઉદયોગી રેહેવું જોઈએ. જેથી નહી કોઈને પોતાની ખોરાકીને વાસતે બેકાએદ (જુઠું) બોલવાની ગરજ પડે. એટલા વાસતે જે ધણી કુમારો રહેલો હોએ તેના કરતાં જે ધણી ઓરતવાલો થયો હોએ તેની હું તુંને પેહેલી ભલામણ કરૂં છેઉં. ઓ સપેંતમાન જરથોશ્ત ! જે ઘરબારવાલો હોએ તેની ભલાંમણ જે ઘરબાર વગરનો હોએ તેના કરતાં હું વધારે કરૂં છુ,

૩૯૧. તપતાં પાણીઓની મીસાલે માનસોને માટે ઉદ્યોગી રેહવું ભલું છે ઓ જરથોશ્ત! ગોસ્પંદ (માલમીલકત)ની જરૂરને માટે કે વસ્ત્રની જરૂરને માટે કોઇએ બી જુઠું નહી બોલવું જોઇયે; અને આએ પ્રમાણે નારીવાલાને, હું ચહડતો ગણુંચ અએ સ્પિતમાન જરથોશ્ત ! વગર પરણેલી હાલતને કોઈ પસંદ કરે તેના કરતાં, ઘરવાલાને વગર ઘરવાલાના કરતાં, છોકરાંવાલાને વગર છોકરાંવાલા કરતાં, દોલતવાલાને વગર દોલતવાલા કરતાં હું વધારે પસંદ કરૂંચ.—એઓ બે માનસો મધેનો પેહલો ભલી મનશનીને વધારે ગ્રહણ કરનારો છે જે ગોસ્પંદ (માલમીલકત) ની વૃદ્ધીનો વધારો કરે છે, તેમ પેલો બીજો નહી કરી શકતો. (વંદીદાદ પરગરદ ૪ ઠી ફ. ૪૫—૪૮).

જે બચાં કબીલાવાલો હોએ તેને, જે બચાં કબીલા વગરનો હોએ તેના કરતાં, હું વધારે ભલામણ કરૂં છું, જે માલ મીલકતવાલો હોએ તેની ભલામણ જે માલ મીલકત વગરનો હોએ તેના કરતાં, હું વધારે કરૂં છેઉં. કારણ કે આએ બે કીસમવાલા માણસોમાંનો એક કીસમવાલો યાને જે ઓરતવાલો હોએ, જે ઘરબારવાલો હોએ, જે બચાં કબીલાવાલો હોએ, તથા જે માલ મીલકતવાલો હોએ તે ભલી મનશની રાખવાને બીજી કીસમવાલો જે ઓરતવાલો નથી, જે ઘરબારવાલો નથી, જે બચાં કબીલાવાલો નથી, જે માલ મીલકતવાલો નથી તેના કરતાં વધારે શકતીવાન છે."

શરેહ—ત્યાં હોરમજ્દ કેહ છે કે હું બાએડીવાલાને, છોકરાંવાલાને, ઘરવાલાને તથા માલવાલાને પસંદ કરૂંછું, અને બાએડી વગરનાને, છોકરાં વગરનાને ઘર વગરનાને તથા માલ વગરનાને નાપસંદ કરૂં છું. એથી મતલબ એજ સમજવી કે જરથોશ્તને હોરમજ્દે હોકમ કીધો કે તું જે દીન શીખવે તેમાં તાકીદ રાખજે કે લોકો તાકીદે પરણે અને એક ઠેકાંણે થર પડીને ઘરમાં રેહવા શીખે તથા ઉદયોગ કરીને માલ મીલકતવાલા તથા બચાં છોકરાંવાલા થાએ. હવે તે વખતે ઉદયોગમાં ઉદયોગ ખેતીનો એટલે કે વાસત્રીઓશના ધંધાનો હતો, વાસતે જરથોશ્તની મુખ્ય નેમ એજ હતી કે લોકો ઉદયોગી થઇ ખેતી કરે, જે કીધાથી તેઓને ખોરાકી પોશાકી વગેરે મલી શકે. અને પેટને ખાતર જુઠું બોલવાની ગરજ નહી પડે અને વલી નેકી કરવાને તેઓથી બની આવે.

એ દલીલો ઉપરથી જણાએ છે કે જરથોશ્તને ખેડુતોમાંનો ખેડુત યાને સરસ ખેડુત કહયો હોએ તો તે સમજમાં નહી ઉતરી શકે એવી બીના નથી.

### ૬૦. જરથોશ્ત બધી પ્રકારે આએ દુન્યામાં સઉથી સરસ આદમી હતો.

આએ દુન્યામાં સઉથી સરસ આદમી જરથોશ્ત થઇ ગયો છે. તેના જેવો અથવા તેની બરોબરનો કોઇ આદમી જરથોશ્તની આગમચના જમાનામાં નહી થયો હતો, તેના જમાનામાં તેવો કોઈ હતો નહી અને સોશ્યોશ આવશે ત્યાંસુધી તેના જેવો બીજો કોઈ થશે નહી.

## ૧. જરથોશ્તની આગમચ તેના જેવો બીજો કોઇ થયો હતો નહી.

ફરવરદીન યશ્તમાં કેહ છે કે[392] "ભલી મનશનીવાલાઓમાં, ભલી ગવશનીવાલાઓમાં તથા ભલી કુનશનીવાલાઓમાં જરથોશ્ત સઉથી પેહેલો હતો. વીદયા ભણનારાઓમાં તથા વીદયા ભણાવનારાઓમાં તે પેહેલો એટલે સરસ હતો. દેવોની તથા બદ માણસોની પાશેથી હકુમતનું ચકર સઉથી સરસ રીતે જરથોશ્ત ફેરવી શકયો[393] હતો. આએ હાડમંદ દુન્યામાં રાસતીની તારીફ કરવામાં દેવોનો નાશ કરવામાં મજદયસની જરથોશ્તી દીન ઉપર ઇમાન લાવવામાં, દેવોને તરક કરવામાં તથા હોરમજદી રાહ ઉપર ચાલવામાં જરથોશ્ત સઉથી સરસ હતો. દેવની રાહ તરક કરાવનારો તથા હોરમજદી રાહ ઉપર ચલાવનારો, સખુનો બોલવામાં તથા તે ફાએશ કરવામાં તે પેહેલો હતો, દેવની રાહને ધીકારી તે માનવા લાયક નથી એવું સમજાવનાર જરથોશ્ત પેહલો અને સરસ હતો."

શરેહ.—એ ઉપરથી દીશે છે કે જરથોશ્તની આગમચ જરથોશ્તનાં જેવો બાજો કોઈ પેગમબર થઈ ગયો નહી હતો. તે બધી બાબતમાં સરવેથી સરસ હતો. તેની આગમચનાઓ જરથોશ્તની બરોબરીઆ નહી થઇ શકયા હતા. જેટલા ભલી મનશનીવાલા, જેટલા ભલી ગવશનીવાલા તથા જેટલા ભલી કુનશનીવાલા થઈ ગયા હતા તેઓમાંના કોઈબી જરથોશ્તની સાથે મુકાબેલામાં આવી શકે એવા નહી હતા. જે ધણી મનશની, ગવશની, અને કુનશનીમાં સઉથી સરસ ઠડયો, તે બીજી તમામ બાબતોમાં સરસ ઠડયો, કારણ કે માણસની તમામ પ્રકારની ચાલચલણ એ ત્રણ મથાલામાં સમાવી શકાએ છે. જેની મનશની સરસ, જેની ગવશની સરસ, જેની કુનશની સરસ તે બધી બાબતમાં, તમામ પ્રકારે સરસ અને સરસજ હોય છે.

---

૩૯૨. અશો જરથોસ્ત સ્પિતમાનની અશોઇ અને ફરવશીને અમો યાદ કરીએચ,—જે પેહલો ભલું વિચારનાર, પેહલો ભલું બોલનાર, પેહલો ભલું કામ કરનાર, પેહલો અથોરનાન, પેહલો રથેસ્તાર, પેહલો વરધી કરનાર ખેડુત, પેહલો જાણનાર, પેહલો જણાવનાર, પેહલો માન પામેલો અને પેહલો માન આપનાર ગોસ્પંદ અને અશોઇ અને સુખન અને સુખન ( ફરમાન ) ની તાબેદારી અને હકુમત અને તમામ નેક વસ્તુ જે મજદની પેદા કીધેલી અને અશોઈના મુલવાલી છે તેને. ( ફરવરદીન યશ્ત ૫. ૮૭—૮૮ ).

૩૯૩. જુવો સફે ૧૯૬ મો નોટ ૨૦૯ મી.

વાસતે જરથોશ્તની યાદ તેની આગમચ થઇ ગયલા સરવે માણસોનાં કરતાં પેહેલી થાએ છે. મગર એક ગઇઓમરદને તેમાંથી બાદ કરવો પડે છે. ફરવરદીન યશ્તમાં લખે છે કે [૩૯૪] ગઇઓમરદે હોરમજદના સખુનો પેહેલાં સાંભલ્યા, અને તેના બુનમાંથી તમામ એરીઅન વસતી ઉતપન થઇ છે. વાસ્તે એ બાવા આદમને હાલની એરીઅન વસતીનાં ઉતપન કરનાર તરીકે ભુલવામાં આવ્યો નથી. પણ ગઇઓમરદનો હક સંભાલ્યા પછી તેના પછીથી જરથોશ્તનાં વખ્ત સુધી થઈ ગએલા લખો માણસોમાંનો એકબી માણસ જરથોશ્તનાં જેવો થયો નહી હતો, વાસ્તે ફરવરદીન યશ્તમાં [૩૯૫] તેમજ યજશ્નેનાં ૨૩ માં [૩૯૬] તથા ૨૬ માં [૩૯૭] હામાં ગઇઓમરદને યાદ કીધા પછી તરતજ જરથોશ્તને યાદ કીધો છે, યાને ગઇઓમરદ તથા જરથોશ્તનાં જમાના વચે જરથોશ્તની બરોબરી રાખનાર કોઇબી શખસ થઇ ગયો નહી હતો.

## ૨. જરથોશ્તના જમાનામાં તેના જેવો બીજો કોઇ હતો નહી.

જરથોશ્તના જેવો કૌવતમંદ તથા ફતેહમંદ બીજો કોઈ તેની આગમચના કે તેના જમાનામાં બી હતો નહી, તે જમયાદ તથા હોમ યશ્તનાં દાખલાઓથી આગલ આપણે જોઈ લીધું.* હવે

---

૩૯૪. જુવો સફો ૧૬૭ મો નોટ ૧૪૫ મી.

૩૯૫. જુવો સફો ૧૬૭ મો નોટ ૧૪૫ તથા સફો ૩૩૬ મો નોટ ૩૯૨ મી.

૩૯૬. જુવો સફો ૩૨૩ મો નોટ ૩૭૮ મી.

૩૯૭. અશો ગયોમરદના ફ્રોહરને અમો યાદ કરીએચ; અશો જરથોશ્તની અષી (અશોઇ) તથા ફ્રોહરને અમો યાદ કરીએચ: અશો કએ ગુશ્તાસ્પના ફ્રોહરને અમો યાદ કરીએચ; જરથોસ્તરીના અશો ઈસદ વાસ્તરના ફ્રોહરને અમો યાદ કરીએચ. (યજશ્ને હા. ૨૬ મો ક. ૫ મો.)

* જુવો સફો ૩૩૨–૩૩૩, નોટ ૩૮૮ થી ૩૯૦ સુધી.

ફરવરદીન યશતમાં એક ઠેકાંણે લખે છે કે [૩૯૮] જરથોશત તેના જમાનાનાં તમામ લોકોમાં ઘણોજ કાએદાવાલો, ઘણોજ અમલ ચલાવનારો, ઘણોજ ખજાંનાંવાલો, ઘણોજ ખુરેહવાલો, ઘણોજ આરાધવા લાયક, ઘણોજ ચાહવા લાયક, ઘણોજ ખુશનુદ કરવા લાયક, ઘણોજ નસીહત દેનારો હતો. એ ફકરા ઉપરથી દીશે છે કે જરથોશતનાં જમાનામાં જેટલા આદમીઓ હૈયાત હતા તેઓમાં જરથોશત સઉથી સરસ દીપી નીકલ્યો હતો. તેણે જે દીન શીખાડી હતી તે, તે જમાનાની તમામ દીનો કરતાં, સઉથી સરસ હતી એવું ફરવરદીન યશતમાં એક ઠેકાણે લખે છે. [૩૯૯] તે બતલાવે છે કે તેના જમાનામાં તેના જેવો સરસ દીન સમજાવનાર બીજો કોઇ થઇ ગયો નહી હતો. જમયાદ યશતમાં જરથોશત વીશે કેહ છે કે [૪૦૦] તે તમામ હાડમંદ દુન્યામાં રાસતી અખ્ત્યાર

---

૩૯૮. તમામ હાડમંદ દુન્યાના અહુ સરદાર અને રતુ સરદાર અને પોર્યોદકેશ જરથોશતને અમો યાદ કરીએચ, જે હસ્તી ધરાવનારાઓમાં ધણીજ નેક દાનાઇ ધરાવનારો, હસ્તી ધરાવનારાઓમાં ધણીજ નેક હકુમત ધરાવનારો, હસ્તી ધરાવનારાઓમાં ધણોજ તેજસ્વી, હસ્તી ધરાવનારાઓમાં ધણોજ ખુરેહમંદ, હસ્તી ધરાવનારાઓમાં ધણોજ આરાધવા લાયક, હસ્તી ધરાવનારાઓમાં ધણોજ વખાણવા લાયક, હસ્તી ધરાવ નારાઓમાં ધણોજ ખુશનુદી ધરાવનારો અને હસ્તી ધરાવનારાઓમાં ધણોજ વખાણ પામેલો—જે આપરો ઈચ્છાએલો અને આરાધવા જોગ અને વખાણ કરવા જોગ કેહવાએલોછે, તેમજ હસ્તી ધરાવનારાઓમાંનાં કોઈને બી માટે તેની ઉત્તમ અશોઇને લીધે (તે ચાહવા લાયક, ઇજવા લાયક, વખાણવા લાયક છે). (ફરવરદીન યશ્ત, ફ. ૧૫૨ મો).

૩૯૯. જે (જરથોશત)ની અંદર તમામ **માંથ** (એટલે) રાસ્તીનો સુખન સંભલાએલો છે, અને જે આએ દુન્યાના લોકોનો અહુ તથા રતુ છે, અશોઇ જે ધણીજ મોટી, ધણીજ ખુબી ધરાવનારી અને ધણીજ શ્રેષ્ઠ છે તેનો તે વખાણનાર અને આએ દીન જે હસ્તી ધરાવનારી દીનો મધે ધણીજ ખુબી ધરાવનારી છે તેનો તે શિખવનાર હતો. (ફરવરદીન યશ્ત ફ. ૯૧ મો).

૪૦૦. જેથી (તે ખુરેહ મલવાથી જરથોશત) તમામ હાડમંદ દુન્યાનાં (લોકોમાં) અશોઇમાં ધણોજ અશોઇવાલો, હકુમતમાં ધણીજ મોટી હકુમતવાલો, તેજમાં ધણોજ તેજવાલો, ખુરેહમાં ધણોજ ખુરેહવાલો અને ફતેહમાં ધણોજ ફતેહમંદ થયો. (જમ્યાદ યશ્ત ફ. ૭૯).

કરનાર સઉથી સરસ હતો. તેમજ અમલ ચલાવામાં, ખજાંનો રાખવામાં, ખુરેહ ધરાવામાં તથા ફતેહ પાંમવામાં સરવેથી સરસ હતો.

### ૩. જરથોશતની પછી તેના જેવો બીજો કોઇ થયો નથી તથા હવે પછી થશે નહી.

ફરવરદીન યશતનાં ૨૫, ૨૬ તથા ૨૭ મા કરદાઓમાં જ્યાં જરથોશતનાં શાગેરદોની ત્રણ ટીપ આપી છે ત્યાં દરેક ટીપને છેડે એક અસ્તવત-એરેતનું નામ આવે છે.† અને તે અસ્તવત-એરેતનો ખુલાસો એજ યશતના ૨૮ માં કરદામાં કીધો છે કે તે દુન્યાને સુધારી નાખનાર સોશ્યોશ પેગમબર છે.‡ એ ઉપરથી ધારવું પડે છે કે જરથોશતની પછી જરથોશતના જેવો કોઈ બી શખસ આએ દુન્યામાં થનાર છે તો તેની અગમચેતી આપણા પુસતકોમાં થઇ ચુકી છે. વંદીદાદની ૧૯ મી પરગરદમાં જરથોશ્ત બદીની રાહે ચાલનારાઓને કેહ છે કે કાંસુ નદીમાંથી સોશ્યોસ પેદા થશે ત્યાં સુધી હું તમોને મારતો રેહવશ યાને કે ત્યાંસુધી મારો અમલ આએ દુન્યામાં ચાલુ રેહશે. તે ઉપરથી ઠડે છે કે જરથોશતે પોતાની દીનનો અમલ છેક સોશ્યોશ સુધી ગણ્યો છે. હવે ફરવરદીન યશતનાં ૨૮ માં કરદામાં લખે છે કે અસ્તવત-એરેત તેજ સોશ્યોશ છે.[૪૦૧] એકને એક પુરૂશના બે નામ છે પણ દરેક નામ તેનાં કામ સાથે નિસબત રાખે છે. અસ્તવત-એરેત નામ એટલા વાસતે આપયું છે કે મરી ગયલાઓના હાડના પીંજરાંઓ જે જમીન ઉપર હાલ પડેલાં છે તેઓમાં જાનને આમેજ કરીને પાછાં તે ઉભાં કરશે; અને સોશ્યોસ એટલા વાસતે નામ આપેલું છે કે તે તમામ દુન્યાને બચાવી ફાએદો કરી આપશે. એવી મતલબનું કામ સોશ્યોસનું છે તો પછી એવોજ સાર આપણા પુસતકોને આધારે આપણે કાહડી શકીએ

---

† જુવો સફો ૩૦૨, નંબર ૯૦; ૩૦૭, નંબર ૧૪૯; ૩૧૧, નંબર ૨૨૫

‡ જુવો સફો ૨૫૪ નોટ ૩૦ મી.

૪૦૧. જુવો સફો ૧૬૪ મો નોટ ૧૪૧ મી.

છઈએ કે જરથોશ્તની પછી જરથોશ્તના જેવો રસતાખેજ થશે ત્યાંસુધી બીજો કોઇ થનાર નથી.

૬૧. જરથોશ્તને ખુરેહ હતું.

નેક માણસોનાં ચેહેરાની આસપાસ ખુરેહ હોએ એવી રીતનો ચલકાટ આસપાસ પ્રકાશે છે. તેઓની નેકીનો આપણા મનમાં એટલો મોટો વીચાર રહે છે કે આપણી નજરે તેઓનો ચેહેરો ચલકાટ ભરેલો દીશે છે. એવા ખુરેહવાલો જરથોશ્ત હતો, તે અશીશ્વંગ યશ્તનાં એક ફકરા ઉપરથી[૪૦૨] દીસે છે. ત્યાં લખે છે કે જરથોશ્તની બેહદ તારીફ સાંભલીને અશીશ્વંગે એક વખતે જરથોશ્તને પોતાની નજદીક બોલાવ્યો અને પોતાની ગાડીમાં બેસવાને તેને ફરમાવ્યું. જરથોશ્ત અશીશ્વંગની બોરદ્દમાં ગાડીમાં બેઠો, પછી અશીશ્વંગે જરથોશ્તને જમણે હાથે અને ડાબે હાથે આસપાસ પસવારીઓ, મતલબ કે તેની સાથે બગલગીરી કીધી અને આએ પ્રમાણેના સખુનો જરથોશ્તને કહયા:—

"ખુબસુરત છે તું એ જરથોશ્ત! સારી બાંધનીનો છે તું સપેંતમાન! સારાં ગુઠણનો અને લાંબા હાથનો છે તું! તારાં તનને વાસતે ખુરેહ બનાવેલું છે અને તારાં રવાનને વાસતે દરાજ સુખ બનાવ્યું છે."

હયાં અશીશ્વંગ કેહે છે કે જરથોશ્તના તન ઉપર ખુરેહ હતું. જમયાદ યશ્તમાં ખુરેહની બીના વીગતે આવેલી છે. ત્યાં લખે

૪૦૨. આએ પ્રમાણે બુલંદ આવાજે બોલી અશિશ વહ્હુઈ, જે બુલંદ, કે મારી પાસે આવ એ રાસ્ત સ્પિતમાન! મારી ગાડીની પાસે તું આવ; તેણીની પાસે તે ગયો જે સ્પિતમાન જરથોશ્ત, અને તેણીની ગાડીની પાસે તે આવ્યો; તેને તેણીએ પશવારેઓ ડાબી બાજુએ અને જમણી બાજુએ, અને જમણી બાજુએ અને ડાબી બાજુએ, આએપ્રમાણેનાં વચનો બોલતાં:—સુંદર છે તું અએ જરથોસ્ત! સારો બનાવેલો છે તું અએ સ્પિતમાન! સુંદર પગવાળો અને લાંબી બાજુવાલો તું છે, તારા તનને માટે ખુરેહ અને રવાનને માટે લાંબા વખત સુધીતું બેહસ્તનું સુખ તુંને આપેલું છે, તે હમેશાં સુધી કાયમ રેહજો! જેમ તુંને મે કહ્યું! ( અશિશવંગ યશ્ત ફ. ૨૧—૨૨ ).

છે કે હોરમજદને ખુરેહ છે, અમશાસપંદાને ખુરેહ છે. એ ઉપયોગી ફાએદા કરનારામાંના એક હોશંગને ખુરેહ હતું. બીજા જમશેદને હતું, પણ જ્યાંસુધી તે સાચે મારગે ચાલ્યો હતો ત્યાંસુધી તેની પાશે ખુરેહ રહયું હતું, અને જયારે તે પોતાની જબાંને જુઠું બોલ્યો ત્યારે તરતજ તેના ઉપરથી ખુરેહ ઉડી ગયું અને તે પછી ફરેદુનની ઉપર વલગ્યું; પછી નરીમાન કેરસાસ્પની ઉપર, પછી કેકોબાદની ઉપર, કેઅર્ઇપીવેહ ઉપર, કેકાઉસ ઉપર, કેઅરશન ઉપર, કેપીસીન ઉપર, કેબીઆરશન ઉપર, કેસીઆવક્ષ ઉપર, તે કેખુશરો ઉપર અને પછી જરથોશતનાં જમાનામાં જરથોશતની ઉપર, તે કેઆની ખુરેહ ચોંહટયું[૪૦૩]. પછી જરથોશતનું ખુરેહ એલાહેદી રીતે જરથોશતને નામે ઓલખાવા લાગું, જેમકે સીરોજામાં ચાર જાતના ખુરેહનાં નામ આવેલાં છે. તેમાં એક જરથોશતનાં નામથી ઓલખાતું છે. ત્યાં[૪૦૪] ૧ ઇરાની ખુરેહ, ૨ કેઆની ખુરેહ, ૩ અખરેત ખુરેહ, તથા ૪ જરથોશતના ખુરેહને યાદ કીધામાં આવે છે. ઇરાની ખુરેહ, કેઆની ખુરેહ તથા અખરેત ખુરેહ કોઇ એક શખસને નહી પણ ઘણા લોકોને પોંહોંતાં હતાં, પણ જરથોશતનું ખુરેહ એટલે કે તે કીસમનું ખુરેહ જરથોશતને એખલાનેજ પોંહોંચયું હતું.

### ૬૨. જેમ હોરમજદ પેલી દુન્યાનો સરદાર તેમ જરથોશત આએ દુન્યાના સરદાર હતો.

ઉપર કેટલાએક દાખલાઓથી જોઇ ચુકા કે જરથોશતને સરવે માણસો કરતાં સરસ ગણ્યો છે, મતલબ કે તે માણસોમાં ઘણોજ

૪૦૩. જે ખુરેહ અશો જરથોસ્તને મલ્યું, દીનનાં વચન પ્રમાણે ચાલવાને, દીનના સુખન પ્રમાણે ચાલવાને અને દીનનાં કામ પ્રમાણે ચાલવાને. (જમ્યાદ યશ્ત ક. ૭૯ તથા જુવો સફે ૩૪૦ મો નોટ ૪૦૨ જી)

૪૦૪. મજદનાં પેદા કીધેલાં ખુરેહને અમો યાદ કરીએચ, મજદનાં પેદા કીધેલાં ઇરાનીઓને લગતાં ખુરેહને અમો યાદ કરીએચ, મજદનાં પેદા કીધેલાં કયાનીને લગતાં જોરાવર ખુરેહને અમો યાદ કરીએચ, મજદનાં પેદા કીધેલાં અખુટ (અથોરનાનનાં) જોરાવર ખુરેહને અમો યાદ કરીએચ, મજદના પેદા કીધેલાં જરથોશતનાં ખુરેહને અમો યાદ કરીએચ. (સીરોજા મોટા ૫. ૨૫ મો).

નામીચો અને તેઓનો સરદાર હતો. તેની બરોબર કોઇ પોંહચી શકયું નહી હતું, એટલુંજ નહી પણ તેના તથા બીજાઓ વચે ઘણો તફાવત હતો. તે બીજાઓ કરતાં સેહેજ ઉંચો નહી હતો પણ ઘણે દરજજે ઉંચો હતો. તેનો ખ્યાલ આપવા તીર યશતમાં આવેલી એક જાણવાજોગ મીસાલ અતરે દાખલ કરૂં છું. તીર યશતમાં તેશતર સેતારાની સીફત જણાવાની મતલબ છે. ત્યાં દેખાડવા માંગે છે કે તેશતર સેતારો બીજા સેતારાઓ કરતાં કેટલો સરસ તથા મોટો છે. પણ તે દેખાડવા ત્યાં એક મીસાલ વાપડી છે. તે એકે [૪૦૫] જેમ માણસોની વચે જરથોશતને સરદાર તરીકે હોરમજદે પેદા કીધો છે તેમ સેતારાઓની વચે તેશતર સેતારાને સરદાર જેવો પેદા કીધો છે. માણસોમાં જરથોશત સરદાર છે તે વાત જાણીતી હતી. તેની મીસાલ આપી તેશતર તીરનો જગો સેતારાઓમાં કેવો છે તે હયાં બતલાવી છે. હવે આજે જરથોશત હેયાત નથી કે તેને જોઇને આપણા કરતાં કેટલે દરજજે તે સરસ હતો તેનો ખ્યાલ કરીએ, પણ તેશતર સેતારો જેવો જરથોશતના જમાનામાં ચલકતો હતો તેવોજ આજે બી ચલકે છે, અને તેની બરોબરનો કોઇ બી બીજો સેતારો મોટો કે ચલકતો આપણને આસમાનના તમામ ઘેરાવામાં નજરે આવતો નથી. એ મીસાલે દુન્યા પેદા થઇ ત્યારથી તે આજસુધી જેટલા માણસો વસી ગયાં તેઓની અંદર જરથોશત તેશતર સેતારાની મીસાલે ચલકતો હતો અને હવે પછી નવી વસ્તી થશે તેઓમાં પણ જેમ તે વખતે બી આસમાન ઉપર તેશતર સેતારો ચલકતો દીસશે તેમ માણસોમાં જરથોશત ચલકતો રહેશે. પણ જરથોશત માણસોનો સરદાર હતો એટલુંજ નહી, પણ આએ તમામ દુન્યાનો સર-

---

૪૦૫. તેજસ્વી અને ખુરેહમંદ તિસ્તર સેતારાને અમો યાદ કરીએચ, જેને રતુ અને પાસબાન તરીકે તમામ સેતારાઓની ઉપર અહુરમજદએ પેદા કીધોછે, જેમ માણસોમાં જરથોસ્તને, જેને નહી નાશ કરી શકતો ગનામીનો કે નહી જાદુગરો અને પરીઓ કે નહી માણસો મધેના જાદુગરો કે નહી તમામ ભેગા થએલા દેવો તેનો નાશ કરવાને હીમત કરી શકતા. (તીર યસ્ત ફ. ૪૪ મો.)

દાર હતો. યજશનેના ૭૦ માં હામાં [૪૦૬] સપેંતમાન જરથોશ્તને સરદાર લખ્યો છે. વીસપરદનાં ૧૬ માં હામાં [૪૦૭] જરથોશ્તને સાહેબ તથા સરદાર લખ્યો છે. ફરવરદીન યશ્તમાં [૪૦૮] જરથોશ્તને દુન્યાનો સાહેબ તથા સરદાર ગણ્યો છે. આવાં યશ્તમાં આવાં-યજદ બોલે છે કે[૪૦૯] ઓ રાસત જરથોશ્ત ! તુંને હોરમજદે આએ હાડમંદ દુન્યાનો સરદાર બનાવ્યો છે, અને મને તેની પનાહ કરનારી બનાવી છે. વીસપરદના ૨ જા હામાં લખે છે કે[૪૧૦] મીનોઇ હોરમજદ, મીનોઇ પેદાએશનો, સાહેબ તથા સરદાર છે, તથા દુન્યાઈ જરથોશ્ત દુન્યાઈ પેદાએશનો સાહેબ તથા સરદાર છે. એ ઉપલા દાખલાઓથી માલુમ પડે છે કે જરથોશ્ત તમામ માણસોમાં સરસ હતો, એટલુંજ નહી પણ તમામ દુન્યા ઉપર સાહેબી તથા સરદારી તે ભોગવતો હતો અને જેમ મીનોઈ જેહાનનો સાહેબ તથા સરદાર હોરમજદ છે તેમ આએ દુન્યાઇ જેહાનનો સાહેબ તથા સરદાર જરથોશ્ત છે. એટલો મોટો જરથોશ્તનો મરતબો આપણાં પુસ્તકોમાં ગણેલો છે.

---

૪૦૬. તે રતુને અમો યાદ કરૈંચ જે જરથોશ્ત સ્પિતમાન. (યજશ્ને હા. ૭૦ ફ. ૧ લો).

૪૦૭. જેઓ મધેથી આપણને અશો અહુરમજદએ, આરાધના કરવામાં વધારે ભલો જણાવ્યો છે, તેઓ મધેનો જરથોસ્ત અહુ અને રતુ છે. ( વીસ્પરદ કરદો ૧૬ મો ૫. ૩ જો ).

૪૦૮. જુવો સફો ૩૩૮ મો નોટ ૩૯૯ મી.

૪૦૯. ત્યારે ખાલેસ અર્દ્રીસૂર બોલી કે ઓ સાચા અશો સ્પિતમ ! અહુરમજદએ તુંને તન ધરાવનારી જગતનો રતુ ( દીનનો સરદાર ) તરીકે પેદા કર્યો છે અને મને અહુરમજદએ તમામ અશોઇવાલી પેદાયશની રક્ષણ કરનારી પેદા કરી છે. ( આવાં યસ્ત ફ. ૮૯ મો ).

૪૧૦. તું રતુને યજશ્નએ કરીને હું મેલવવા ઈચ્છુંચ, જે અહુરમજદ મીનો અને મીનોઇ પેદાયશોનો અને મીનોને લગતી હાલતનો અહુ અને રતુ છે; તું રતુને યજશ્નએ કરી હું મેલવવાને ઈચ્છુંચ, જે જરથોશ્ત સ્પિતમાન જે આએ ગેતીને લગતો, અને ગેતીને લગતી પેદાયશોનો તથા ગેતીને લગતી હાલતનો અહુ અને રતુ છે. (વીસ્પરદ કરદો ૨ જો ફ. ૪).

### ૬૩. માણસોમાં એખલા જરથોશ્તની ખશનુમન છે.

આપણામાં કોઈબી દુન્યાઈ માણસની ખશનુમન નથી સીવાએ જરથોશ્તની. તે યજશ્નેના ૩જા હા[૪૧૧] ઉપરથી દીશે છે. ખશનુમન હોરમજદની, અમશાસપંદોની તથા ફરેશતાઓની ભણવામાં આવે છે. તેમાં માણસોમાં એખલા સપેંતમાન જરથોશ્તની ખુશનુમન જોવામાં આવે છે.*

### ૬૪. જરથોશ્ત આએ દુન્યાનો યજદ ગણાએલો છે.

જરથોશ્ત આએ દુન્યાની તમામ પેદાએશનો બી સરદાર હતો તે ઉપર જોઇ લીધું. પણ તેનો મરતબો માણસોના દરજજા કરતાં વધારવા કોઈ માણસને વાસતે ખશનુમન ભણાતી નથી, તે તેને વાસતે ભણવાને ઠેહવેલી છે. એટલુંજ નહી પણ કેટલેક ઠેકાણે જરથોશ્તને યજદ લખ્યો છે. જે ઇજવા આરાધવાને લાયક તેને યજદ કેહેવામાં આવે છે, અને કોઇ બી માણસને અવસ્તામાં યજદનો ખેતાબ તથા મરતબો આપયો નથી સીવાએ એખલા જરથોશ્તને. એ મોટું માન ભોગવવાને દુન્યાના તમામ માણસો વચે એખલા એક જરથોશ્તને ચુંટી કાહડયો છે. યજશ્નેના ૧૬ મા હામાં લખે છે કે હોરમજદ, મીનોઇ યજદોમાંનો સઉથી મોટો, યજદ છે અને જરથોશ્ત,[૪૧૨] ગેતીનો યજદ છે. આપણામાં બે તરેહના

---

૪૧૧. અશો સ્પિતમાન જરથોશ્તનાં ફરોહરની ખુશનુદીને માટે... (યજશ્ને હા. ૨ જો ફ. ૨ જો.)

* માનસોમાં જેમ જરથોસ્તની ખશનુમન છે તેમ ફરેદુન આથવ્યાનની બી ખશ્તુમન અવસ્તામાં મલે છેઃ—અશો ફરેદુન આથવ્યાનના ફરોહરને માટેની ખશનુદી........ ફરેદુન આથવ્યાન જે અશો, અશોઈનો રદ ( સરદાર ) તેને અમો યાદ કરીએચ. વેસ્તર્ગાર્ડ સફે ૩૩૧ મો. જુવો સફા ૧૮૩ મા ઉપર આવેલી ચાલુ નોટ. (બીજી વાર પ્રગટ કરનાર).

૪૧૨. અશો, અશોઇના રદ (સરદાર) અહુરમજદને અમો યાદ કરીએચ, જે છે નેક ડાહપણવાલો, સઉથી મોટો યજદ (ઈજવા લાયક) ઘણોજ ફાયદેમંદ, દુન્યાને આબાદ કરનાર અને તમામ વસ્તુઓનો તથા પેદાયશોનો પેદા કરનાર; તેમજ તમામ અશોઇવાલા મીનોઇ ઇજદો (વખાણવા લાયક)ને અમો યાદ કરીએચ. અશોઇવાલા અશોઈના રદ (સરદાર) અશો જરથોશ્તને અમો યાદ કરીએચ; તેમજ તમામ અશોઇવાલા ગેતીને લગતા યજદ (વખાણવા લાયકના)ને અમો યાદ કરીએચ. (યજશ્ને હા. ૧૬ મો ફ. ૧–૨).

યજદોછે. કેટલાએક મીનોઈ અને કેટલાએક દુન્યાઇ. દુન્યાઇ યજદોમાં જરથોશ્તને ગણેલો છે. જરથોશ્ત સીવાએ બીજા કોઇ માણસને યજદ ગણેલો નથી. હવે યજદોમાં કેટલાએક નામીચા હોએ છે. તે નામીચા યજદોની ટીપમાં પણ જરથોશ્ત ગણાએલો છે. યજશ્નેના ૭ મા [૪૧૩] તથા ૩ જા હામાં [૪૧૪] જરથોશ્તને નામવર, નામીચો, વખણાએલા નામવાલો યજદ લખ્યો છે. એ ટીપમાં યાને વખણાએલા નામવાલા યજદોની સફમાં સરોશ, આદર, મેહેર, વનન્ત ઇત્યાદી ગણાએ છે. એ ઉપરથી માલુમ પડશે કે જરથોશ્ત એક યજદ હતો; તે આએ દુન્યાનો યજદ હતો, અને યજદોની સફમાં પણ જેવો તેવો નહી હતો, પણ પોતાના નેક કામોથી એવો મશહુર થએલો હતો કે તે જાણીતા તથા વખણાએલા યજદોમાં બોલાતો હતો. એવે મરતબે કોઇ બીજું માણસ પોહોંચેલું જણાયું નથી.

## ૬૫. હોરમજદ પછી બીજો મરતબો જરથોશ્તનો હતો.

ઉપર જોઇ ચુકા કે જરથોશ્ત એક યજદ હતો, એટલુંજ નહી પણ તે એક નામીચો યજદ હતો. હવે બીજે ઠેકાણેથી એવું દીશે છે કે તે તમામ યજદો કરતાં સરસ હતો. તે અમશાસપંદો કરતાં બી સરસ હતો. તેના કરતાં સરસ, હોરમજદ સીવાએ, બીજું કોઇ નહી હતું. ગોયા તે હોરમજદ પોતે માણસના આકારમાં હતો. વીસપરદના ૨૧ માં કરદામાં પેહલાં હોરમજદને યાદ કીધો છે, પછી જરથોશ્તને. એ બંધેને મોટા સરદારો કહેલા છે. ત્યારબાદ અમશાસપંદોને યાદ કીધા છે. હવે આપણે જાંણીએ છઇએ કે હોરમજદથી બીજો મરતબો અમશાસપંદોનો છે, પણ વીસપરદ જોડનારના વખતમાં જરથોશ્તની પેગમબરી ઉપર જરથોશ્તીઓ

૪૧૩. પવિત્રાઇ સાથે આપુંચ (અર્પણ કરૂંચ) હોમ અને પરાહોમ, અશો સ્પિતમાન અને બોલાએલા નામનો યજદ (વખાણવા લાયક) જરથોસ્તના ફરોહરની ખુશનુદીને માટે. (યજશ્ને હા ૭ ફ. ૨૧ મો).

૪૧૪. જુવો યજશ્ને હા ૩ જો ફ. ૨૧ મો.

એટલા ફીદા હતા કે તેઓ જરથોશતને અમશાસપંદોની બી ઉપર મેલવાને તૈયાર થયા હતા અને અમશાસપંદો કરતાં બી જરથોશતને સરસ ગણેલો છે. ગોયા આએ કે પેલી દુન્યામાં હોરમજદથી બીજા મરતબાને કોઈબી ફરેશતાઓ બલકે અમશાસપંદો બી પોંહચી શકતા નથી, મગર એક જરથોશ્ત તે દરજજાને લાયક છે અને તેની પીઠે અમશાસપંદો ઉભા રેહે છે. એમજ યજશનેના ૭૧ માં હામાં [૪૧૫] હોરમજદને યાદ કીધા પછી જરથોશતને યાદ કીધો છે અને ત્યારબાદ અમશાસપંદોને યાદ કીધા છે. એ દાખલાઓ બતાવી આપે છે કે જરથોશતને વાસ્તે કેટલું મોટું માન હતું. તેને ખોદા તરીકે કબુલ કરવાનુંજ માતર બાકી રહેલું હતું. જરથોશતની ઉપર જરથોશતીઓ એટલા ફીદા હતા કે તેઓ ગોયા માનતા નહી હતા કે માત્ર એક ખાકી માણસથી જરથોશતે દેખાડયો તેવો નીતીભરેલો ધરમ દેખડાવી શકાએ, વાસતે તેઓએ ધાર્યું કે જરથોશત કોઈ ફરેશતો માણસના રૂપમાં આયો હશે. ફરેશતો હશે એટલુંજ નહી પણ કોઈ ઘણો નામીચો ફરેશતો હશે, કોઇ ઘણો નામીચો ફરેશતો હશે એટલુંજ નહી, પણ ફરેશતાઓમાં પેહેલો દરજ્જો ભોગવનારો હશે. એવે મોટે દરજ્જે જરથોશતને પોંહચાડેલો છે. ઉપર કહ્યું કે જરથોશતને ખોદા તરીકે ગણવાનુંજ બાકી રહ્યું હતું, પણ જરથોશતની નેકી એવી ખાલેસ ગણાતી હતી કે તેનું નામ હોરમજદના નામ સાથ જોડવાને જરથોશતીઓ ગુનાહભરેલું સમજતા નહી હતા. કોઇ માણસને હોરમજદની સાથ મેલવો એ ઘણું ગુનાહનું કામ ગણાએ છે, મગર આએ દુન્યામાં એવો કોઇ એક બી માણસ એવો નેક હોએ કે તેના નામને હોરમજદના નામ સાથ મેલીએ તો તેના બાબમાં ગુનાહ નહી ગણાએ તો તેવો માણસ એખલો એક જરથોશ્ત હતો. યજશનેના ૪૨ માં

૪૧૫. અશો, અશોઇના સરદાર અહુરમજદને અમો યાદ કરીએચ; અશો, અશોઈના સરદાર જરથોસ્તને અમો યાદ કરીએચ; અશો જરથોસ્તની ફ્રવશીને અમો યાદ કરીએચ, અને અશોઇવાલાઓમાંના અમશાસ્પંદોને અમો યાદ કરીએચ. ( યજશ્ને હા ૭૧ મો ફ. ૨ જો ).

હામાં[૪૧૬] હોરમજદ તથા જરથોશ્તને એક બીજાની સાથે મેલીને તેઓને યાદ કીધા છે. એથી વધારે મરતબો જરથોશ્તને કીયો પોંહચે? ટુંકમાં જરથોશ્તની જગો ગોયા હોરમજદના જમણા હાથ ઉપર હતી, એટલો તે હોરમજદની નજદીક અને હોરમજદનો માંનીતો હતો. આએ વીચારની નકલ ખ્રીસતી ધરમમાં થઇ છે. તેઓના પેગંમબરની જગો ખુદ હોરમજદના જમણાં હાથ ઉપર છે એવું તે ધરમમાં જણાવે છે, અને બીજું તે પેગંમબરને ખુદ ખોદાનો બેટો ગણે છે. એવોજ બુલંદ મરતબો પેહેલાં જરથોશ્તને આપયામાં આવ્યો હતો.

## ૬૬. જરથોશ્તની તમામ કરામત સચાઈ રાખવામાં હતી.

જરથોશ્તે બહમનની મારફતે અકલની બખશેશ ચાહી, કેટલીએક વાકેફી મેલવવાની ખાહેશ કીધી અને તે અકલ તથા આગાહી સરોશ હસતક હોરમજદે તેને બખશી અને તેની વાકેફગારી લોકોમાં પંથરાવી; તે લોકોને તો એવી પસંદ પડી કે જરથોશ્તને વાસતે તેઓના મનમાં મોટો વીચાર આવ્યો અને તેઓ જરથોશ્તને માણસની શકતી ઉપરાંત ફરેશતાઇ શકતી તથા ખસલત ધરાવનાર સમજ્યા, અને હોરમજદી ખુબી ધરાવનાર તમામ માણસો તથા ફરેશતાઓમાં તેને સઉથી સરસ ગણવા લાગા. પણ જરથોશ્તીઓના મન ઉપર તેણે એટલી બધી ઉમદા અસર કીધી તેનું મુલ કારણ શું હતું? કાંઇજ નહી પણ તેણે રાસતી અખત્યાર કીધી હતી એજ મોટો સબબ હતો. જરથોશ્તના ખેતાબ 'એરજવો' તથા 'અષવ' છે, એ બંધેના અરથો સચાઇ ધરાવનારના થાએ છે. જરથોશ્તે દીલમાં એક વાત અને મનમાં જુદી વાત રાખી નહી હતી. તેણે કોઈ બી આપમતલબ સાંધવાની મુરાદ બાંધી નહી હતી, પણ તેણે એકજ મકસદ હઇડે ધરી હતી અને તે લોકોને ખોદાઇ

---

૪૧૬. બંધે પાસબાની કરનારા તથા બંધે ઘડનારા (પેદા કરનારા) ઓને અમો યાદ કરીએચ, (અહુર)મજદને તથા જરથોશ્તને અમો યાદ કરીએચ. (યજશ્ને હા ૪૨ ફ. ૨ જો).

મારગ દેખાડવાની હતી. એ મુરાદમાં પાર પડવા તેણે હમેશ રાસતીનોજ રાહ પકડીઓ હતો. ગમે તેવી લાલચ નજદીક આવી, ગમે તેવો ગજબ માંથે પડીઓ તોપણ તેણે રાસતીને જરાક બી છોડી નહી. એક વખતે જાન ખોવાની ધાસતીમાં આવી પડયો તોબી તે રાસતીનેજ વલગી રહયો. જે ધણીએ પોતાની તમામ જીંદગાનીમાં રાસતી અને કાંઇજ નહી પણ રાસતી ઉપરજ પોતાનો રાહધાત ચલાવ્યો હોએ તે ધણી હોરમજદનો માનીતો થયા વીનાં રેહ નહી. જરથોશતને વાસતે કેહવામાં આવે છે કે તે રાસત હતો, યાને કે તે રાસતીનો સરદાર હતો. અવસતામાં એક આફરીન જોડેલી છે જેમાં નામીચા શખસોની ખાસ એક બે મુખ્ય ખુબી જણાવેલી હોએ છે; તેમાં જરથોશતની એકજ ખુબી કહી છે. તે ખુબી કેઈ હશે? **રાસતી.** એ આફરીનમાં દુઆ ચાહવામાં આવે છે કે ફલાનાની માફક ફલાની ખુબીવાલા થજો! ત્યાં જરથોશતના જેવા થવા ને કેહતી વેલા કેહ છે કે,[૪૧૭]

[illegible]

( અષવ બવાહિ યથ જરથુશ્ત્રો સ્પિતામો. )

**અરથ.**

સપેંતમાન જરથોશતના જેવા રાસત થજો!

આએ દુઆ મારા વાંચનારાઓને ઇછીને આએ જરથોશત નામું ખતમ કરતી વેલા દાદાર હોરમજદના શુકરાના હું કરૂં છું.

---

૪૧૭. અશોઈવાલો તું થજે, જેવો જરથોસ્ત સ્પિતમાન હતો! ( આફ્રીને પેગમબર જરથોશ્ત ફ. ૪ થોં ).



